શ્રી ત્રિભોવનદાસ વાલજી ઝવેરી

[ સ્વર્ગવાસ : સં. ૨૦૩૦, આસો સુદ ૧ ]

તા. ૨૭-૧૦-૭૪

સ્વ. શ્રી ત્રિભોવનદાસ વાલજી ઝવેરી પ્રત્યે

## ❊ સ્મરણાંજલિ ❊

પૂજ્ય પિતાશ્રી,

આપનું જીવન અતિ સદ્‌ભાગ્યશાળી હતું કેમ કે પૂર્વના કોઈ મહાન પુણ્યોદયથી પરમ કૃપાળુ પૂજ્ય ગુરુદેવ શ્રી કાનજીસ્વામીનો આપને ઘણા વર્ષો સુધી સત્સમાગમ પ્રાપ્ત થયો. તેઓશ્રીનાં અધ્યાત્મ-રસઝરતા દિવ્ય વચનામૃતોમાં આપને અતિ દૃઢ શ્રદ્ધા હતી અને તેથી તેઓશ્રીના ભવસંતતિ છેદક અમૂલ્ય પ્રવચનોનો લાભ લેવા આપે આપના જીવનના ઉત્તરાર્ધનો બહુભાગ સોનગઢમાં વ્યતીત કર્યો હતો.

આપને વીતરાગ દેવ-ગુરુ-ધર્મની દૃઢ આસ્થા હતી આપના તાત્ત્વિક વાચન-વિચાર પરિમાર્જિત હતા પૂજ્ય ગુરુદેવના પ્રવચનોમાં આવતા અવનવા સૂક્ષ્મ ન્યાયો બરાબર પકડી તેના ઉપર ખૂબ ઊંડું ચિંતન કરતા હતા તત્ત્વચિંતન આપની દિનચર્યા હતી તત્ત્વચર્ચા, શાસ્ત્રવાચન તથા તત્ત્વમનન સિવાય અન્ય ગાર્હસ્થ્યના કાર્યોમાં આપને અભિરુચિ છૂટી ગઈ હતી.

આપે અમારામાં ધર્મરુચિના સુસંસ્કાર રેડીને કરેલા ઉપકારથી ઉપકૃત અમે સૌ આપને, આપની પુણ્યસ્મૃતિ અર્થે, આ 'પ્રવચન પરમાગમ' પુસ્તકના પ્રકાશન દ્વારા ભાવભીની સ્મરણાંજલિ અર્પીએ છીએ, તથા આપનો આત્મા શુદ્ધાત્મતત્ત્વરુચિના બળે આગળ વધી, શાશ્વત પરમાનંદદશા પામો એવી ભાવના ભાવીએ છીએ

આપનો પરિવાર—

| | |
|---|---|
| અ.સૌ. નિર્મળાગૌરી (પુત્રવધૂ) | બાબુભાઈ (પુત્ર) |
| અ.સૌ. રમાગૌરી ( ,, ) | મનુભાઈ ( ,, ) |

પૌત્રઃ—કિરીટ, અરુણ, દિલીપ, મૂકેશ,
અનિલ, ભરત, પંકજ

## સ્વ. શ્રી હેમકુંવરબહેન ત્રિભોવનદાસ ઝવેરી પ્રત્યે

# * સ્મરણાંજલિ *

પૂજ્ય માતુશ્રી,

૧૦૦૮ પરમ પૂજ્ય મહાવીરપ્રભુએ પ્રરૂપેલ વીતરાગવિજ્ઞાનમય અધ્યાત્મમાર્ગના પ્રભાવક પરમ કૃપાળુ પૂજ્ય ગુરુદેવ શ્રી કાનજીસ્વામી તથા પવિત્રાત્મા પ્રશમમૂર્તિ આત્મજ્ઞ પૂજ્ય બહેનશ્રી ચંપાબેનના કલ્યાણ બોધક મંગળ સત્સમાગમનો અનન્ય લાભ આપે જીવનના ઉત્તર ભાગમાં બહુ વર્ષો સુધી સોનગઢમાં સતત રહી લીધો હતો. આપને પૂજ્ય ગુરુદેવ તથા પૂજ્ય બહેનશ્રી પ્રતિ અગાધ શ્રદ્ધા તેમ જ ભક્તિ હતી. તેઓશ્રીના શુદ્ધાત્મરસભર્યાં અમૃતપ્રવચનો સાંભળવા સમજવાની આપને ઘણી રુચિ હતી. પૂજ્ય ગુરુદેવનાં અધ્યાત્મરસમય પ્રવચનોથી તથા પૂ. બહેનશ્રીના વીતરાગ દેવ-શાસ્ત્ર-ગુરુ પ્રત્યેના પ્રશાંત ભક્તિરસથી આપ ખૂબ જ પ્રભાવિત તેમ જ પ્રમુદિત થતા હતા.

સરળતા, વીતરાગ દેવ-ગુરુ-ધર્મની રુચિ, પૂ. ગુરુદેવ તથા પૂ. બહેનશ્રી પ્રત્યે ખૂબ જ બહુમાન અને તત્ત્વજ્ઞાનની જિજ્ઞાસાભરી ઉત્કંઠા વગેરે આપના ઉત્તમ ગુણોના આદર સહ અમે સૌ આપને, આપની પુણ્યસ્મૃતિ નિમિત્તે, આ 'પંચ પરમાગમ' પુસ્તકના પ્રકાશન દ્વારા ભાવભીની સ્મરણાંજલિ અર્પીએ છીએ, તથા આપનો આત્મા ધાર્મિક સંસ્કારોના બળથી શીઘ્ર શાશ્વત પરમાનંદમય પરમાત્મદશા પામો —એવું હૃદયથી પ્રાર્થીએ છીએ.

આપનાં બાળકો—

અ.સૌ. નિર્મળાગૌરી (પુત્રવધૂ) બાબુભાઈ (પુત્ર)

અ.સૌ. રમાગૌરી (,,) મનુભાઈ (પુત્ર)

પૌત્રવધૂ:—અ.સૌ. જયશ્રી કિરીટકુમાર ઝવેરી

અ.સૌ. દીપિકા અનિલકુમાર ઝવેરી

પૌત્રી:— ઉષા, જ્યોતિ, ભારતી, સંધ્યા



શ્રી હેમકુંવરબેન ત્રિભોવનદાસ ઝવેરી

[ સ્વર્ગવાસ : સં. ૨૦૩૧. કારતક વદ ૨ ]

તા ૧-૧૨-૭૪





नमः श्री परमागमजिनश्रुताय ।

# પ્રકાશકીય નિવેદન

તીર્થનાયક ભગવાન શ્રી મહાવીરસ્વામીના દિવ્યધ્વનિમાંથી વહેલા અને શ્રી ગૌતમ ગણધર આદિ ગુરુપરંપરા દ્વારા પ્રાપ્ત થયેલા અધ્યાત્મપ્રવાહને ઝીલી તથા વિદેહક્ષેત્રસ્થ શ્રી સીમંધર જિનવરના સાક્ષાત્ દર્શન, વંદના તેમ જ દેશનાશ્રવણથી પુષ્ટ કરી તેને ભગવત્કુંદકુંદાચાર્યદેવે પરમાગમરૂપી ભાજનમાં સંઘરીને અધ્યાત્મતત્ત્વપ્રેમી જગત ઉપર મહાન ઉપકાર કર્યો છે.

શ્રી કુંદકુંદાચાર્યદેવ દ્વારા પ્રણીત રચનાઓમા શ્રી સમયસાર, શ્રી પ્રવચનસાર, શ્રી પંચાસ્તિકાયસંગ્રહ, શ્રી નિયમસાર અને શ્રી અષ્ટપ્રાભૃત—એ પાંચ પરમાગમ મુખ્ય છે. તેમા પણ શ્રી સમયસાર ભારતવર્ષનુ સર્વોત્તમ અધ્યાત્મશાસ્ત્ર છે. આ પાંચ શાસ્ત્રોના સહસંકલનરૂપ આ નૂતન 'પંચ પરમાગમ' નામનુ સંસ્કરણ અધ્યાત્મવિદ્યાપ્રેમી જિજ્ઞાસુઓના હાથમા મૂકતા આનંદ થાય છે.

શ્રી તીર્થંકરભગવાનના અધ્યાત્મશાસનને જીવંત રાખનાર એવા આ સમયસાર વગેરે પરમાગમોના ઊંડા હાર્દને અનુભવગત કરી પરમ કૃપાળુ પૂજ્ય શ્રી કાનજીસ્વામીએ, પ્રવચનો દ્વારા તેના અમૂલ્ય રહસ્યો સમજાવ્યા અને એ રીતે આ કાળે અધ્યાત્મરુચિનો નવયુગ પ્રવર્તાવી મુમુક્ષુ સમાજ ઉપર તેઓશ્રીએ અસાધારણ મહાન ઉપકાર કર્યો છે. આ વિષમ યુગમાં ભારતવર્ષને વિષે ગામોગામ તથા વિદેશમાં પણ અધ્યાત્મના પ્રચારનુ જે આંદોલન પ્રવર્તે છે તે પૂજ્ય ગુરુદેવશ્રીના ચમત્કારી પ્રભાવનાયોગનુ સુંદર ફળ છે.

પૂજ્ય ગુરુદેવશ્રીએ ધર્મનું મૂળ એવા શુદ્ધાત્મરુચિરૂપ સમ્યગ્દર્શનનો-તથા તત્પૂર્વક પ્રગટતી સ્વાનુભૂતિનો જિનેન્દ્રકથિત સાક્ષાત્ માર્ગ દર્શાવ્યો હોવાથી તેઓશ્રીનો અનન્ય ઉપકાર તો મુખ્ય છે જ, પરંતુ તે ઉપકાર-વર્ષાની મંગળ છાયામાં સ્વાનુભવાંશની સાક્ષાત્ મૂર્તિ પ્રશમસ્વરૂપ પવિત્રાત્મા પૂજ્ય બહેનશ્રી ચંપાબેનનો પણ, તેમનું સ્વાનુભવવિભૂષિત નિર્મળ જાતિસ્મરણજ્ઞાન મુમુક્ષુઓને પૂર્વવિદેહક્ષેત્રસ્થ શ્રી સીમંધરજિનની સભામાં કુંદકુંદાચાર્યદેવના ગમન સંબંધી તથ્યતાની તથા વીતરાગ દિગંબર જૈનધર્મ વિષે અનાદિનિધન સત્યતાની અડગ શ્રદ્ધાનું પ્રબળ નિમિત્ત થયું હોવાથી, મુમુક્ષુ સમાજ ઉપર વિશિષ્ટ ઉપકાર છે

પૂજ્ય ગુરુદેવના કલ્યાણકારી પ્રભાવના-ઉદયે સોનગઢમાં તેમ જ ભારત-વર્ષના અનેક સ્થાનોમાં જિનશાસનોદ્યોતકારી અનેકવિધ મંગળ કાર્યો થયાં છે. તેમાં ખાસ ઉલ્લેખનીય કાર્ય સોનગઢમાં બનેલું સંગેમરમર-નિર્મિત 'શ્રી મહાવીર-કુંદકુંદ દિગંબર જૈન પરમાગમમંદિર' છે આ ભવ્ય પરમાગમમંદિર ભારતભરમાં અદ્વિતીય તેમ જ ખાસ દર્શનીય વસ્તુ બની છે. તેમાં ઉપરોક્ત પાંચેય પરમાગમ સંગેમરમર-ધવલ-શિલાપટ પર સુંદર અક્ષરોમાં ઉત્કીર્ણ કરાવી જડવામાં આવ્યા છે તે પાંચેય પરમાગમનો ગદ્યપદ્યાનુવાદ પૂજ્ય બહેનશ્રી ચંપાબેનના ભાઈ અધ્યાત્મતત્ત્વરસિક વિદ્વદ્વર ભાઈશ્રી હિંમતલાલ જેઠાલાલ શાહે, પૂજ્ય ગુરુદેવે આપેલા શુદ્ધાત્મદર્શી ઉપદેશામૃતબોધ દ્વારા શાસ્ત્રોના ગહન ભાવોને ઉકેલવાની સૂઝ પ્રાપ્ત કરી, અધ્યાત્મ-જિનવાણીની અગાધ ભક્તિથી સરળ ગુજરાતી ભાષામાં—આબાલવૃદ્ધગ્રાહ્ય, રોચક અને સુંદર શૈલીથી—કરી આપ્યો છે અને એ રીતે તે દુર્ગમ મહાન શાસ્ત્રો ગુજરાતીભાષી જિજ્ઞાસુઓને સમજવા સુગમ કરી આપ્યાં છે તેથી તેમનો ઉપકાર પણ સ્તુતિપાત્ર છે. નિસ્પૃહભાવે માત્ર શ્રુતભક્તિથી તેમણે આપેલી આવી અમૂલ્ય અનુવાદસેવા બદલ મુમુક્ષુસમાજ તેમનો અત્યંત ઋણી છે.

શ્રી સમયસાર, પ્રવચનસાર, પંચાસ્તિકાયસંગ્રહ અને નિયમસાર—એ ચાર પરમાગમોનો ટીકા સહિત તથા અષ્ટપ્રાભૃતની માત્ર ગાથાઓનો તે અનુવાદ શ્રી દિગંબર જૈન સ્વાધ્યાયમંદિર ટ્રસ્ટ (સોનગઢ) દ્વારા તે તે ગ્રંથના વિભિન્ન સંસ્કરણમાં અનેક વાર પ્રકાશિત થયો છે. તેના આધારે આ પુસ્તકનું સંકલન કરવામાં આવ્યું છે.

તે પાંચ પરમાગમ શું છે અને તેમાં કેવા અસાધારણ અધ્યાત્મ તત્ત્વજ્ઞાનનું

યુક્તિ, આગમ અને સ્વાનુભવથી પ્રતિપાદન કરેલુ છે, તે સમજવા માટે જો તે પાંચેય પરમાગમનો પરિચય, મૂળ ગાથાઓ તથા તેનો ગુજરાતી ગદ્યપદ્યાનુવાદ એકસાથે એક પુસ્તકમા સકલન કરી પ્રકાશિત કરવામા આવે તો અધ્યાત્મતત્ત્વાભ્યાસીઓને લાભનુ કારણ થાય એવા શુભ આશયથી આ પ્રકાશન સાકાર થવા પામ્યુ છે

આ પ્રકાશન માટે આદરણીય વિદ્વાન શ્રી હિંમતલાલભાઈ જે. શાહ તથા ટ્રસ્ટની પ્રકાશનસમિતિની અનુમતિ બદલ તેમનો સહૃદય આભાર માનીએ છીએ આ પુસ્તકનુ મુદ્રણકાર્ય ટૂંકે સમયમાં સુદર રીતે કરી આપવા બદલ શ્રી અજિત મુદ્રણાલયના માલિક શ્રી મગનલાલજી જૈનને ધન્યવાદ આપીએ છીએ

અતમાં, સ્વાધ્યાયપ્રેમી મુમુક્ષુ જીવો આ પ્રકાશનના સદાશયને અનુરૂપ અધ્યાત્મવિદ્યાથી લાભાન્વિત થાઓ—એ જ ભાવના છે.

ફાગણ સુદ ૨, વિ. સં. ૨૦૨૩ —પ્રકાશક



# શ્રી સમયસાર-સ્તુતિ

(હરિગીત)

સંસારી જીવનાં ભાવમરણો ટાળવા કરુણા કરી,
સરિતા વહાવી સુધા તણી પ્રભુ વીર! તેં સંજીવની;
શોષાતી દેખી સરિતને કરુણાભીના હૃદયે કરી.
મુનિકુંદ સંજીવની સમયપ્રાભૃત તણે ભાજન ભરી.

(અનુષ્ટુપ)

કુંદકુંદ રચ્યું શાસ્ત્ર, સાથિયા અમૃતે પૂર્યા,
ગ્રંથાધિરાજ! તારામાં ભાવો બ્રહ્માંડના ભર્યા.

(શિખરિણી)

અહો! વાણી તારી પ્રશમરસ-ભાવે નીતરતી,
મુમુક્ષુને પાતી અમૃતરસ અંજલિ ભરી ભરી;
અનાદિની મૂર્છા વિષ તણી ત્વરાથી ઊતરતી,
વિભાવેથી થંભી સ્વરૂપ ભણી દોડે પરિણતિ.

(શાર્દૂલવિક્રીડિત)

તું છે નિશ્ચયગ્રંથ ભંગ સઘળા વ્યવહારના ભેદવા,
તું પ્રજ્ઞાછીણી જ્ઞાન ને ઉદયની સંધિ સહુ છેદવા;
સાથી સાધકનો, તું ભાનુ જગનો, સંદેશ મહાવીરનો,
વિસામો ભવક્લાંતના હૃદયનો, તું પંથ મુક્તિ તણો.

(વસંતતિલકા)

સુણ્યે તને રસનિબંધ શિથિલ થાય,
જાણ્યે તને હૃદય જ્ઞાની તણાં જણાય;
તું રુચતાં જગતની રુચિ આળસે સૌ,
તું રીઝતાં સકલજ્ઞાયકદેવ રીઝે.

(અનુષ્ટુપ)

બનાવું પત્ર કુંદનનાં, રત્નોના અક્ષરો લખી;
તથાપિ કુંદસૂત્રોનાં અંકાયે મૂલ્ય ના કદી.

नमः सद्गुरवे ।

# ✻ ઉપોદ્‌ઘાત ✻

'પંચ પરમાગમ' એ, નિર્ગ્રંથ શ્રમણોત્તમ ભગવાન શ્રી કુંદકુંદાચાર્યદેવપ્રણીત સમયસાર, પ્રવચનસાર, પંચાસ્તિકાયસંગ્રહ, નિયમસાર અને અષ્ટપ્રાભૃત—એ પાંચ અધ્યાત્મતત્ત્વપ્રરૂપક મહાન શાસ્ત્રોનું સમૂહ-સંસ્કરણ છે.

ભગવાન શ્રી કુંદકુંદાચાર્યદેવ વિક્રમ સંવતના પ્રારંભમાં થઈ ગયા છે દિગંબર જૈન પરંપરામાં ભગવાન કુંદકુંદાચાર્યદેવનું સ્થાન સર્વોત્કૃષ્ટ છે.

मंगलं भगवान् वीरो मंगलं गौतमो गणी ।
मंगलं कुन्दकुन्दार्यो जैनधर्मोऽस्तु मंगलम् ॥

આ શ્લોક દરેક દિગંબર જૈન, શાસ્ત્રાધ્યયન શરૂ કરતાં મંગળાચરણરૂપે બોલે છે. આ પરથી સિદ્ધ થાય છે કે સર્વજ્ઞ ભગવાન શ્રી મહાવીરસ્વામી અને ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામી પછી તુરત જ ભગવાન કુંદકુંદાચાર્યનું સ્થાન આવે છે. દિગંબર જૈન સાધુઓ પોતાને કુંદકુંદાચાર્યની પરંપરાના કહેવરાવવામાં ગૌરવ માને છે ભગવાન કુંદકુંદાચાર્યદેવનાં શાસ્રો સાક્ષાત્ ગણધરદેવનાં વચનો જેટલાં જ પ્રમાણભૂત મનાય છે તેમના પછી થયેલા ગ્રંથકાર આચાર્યો પોતાના કોઈ કથનને સિદ્ધ કરવા માટે કુંદકુંદાચાર્યદેવનાં શાસ્ત્રોનું પ્રમાણ આપે છે એટલે એ કથન નિર્વિવાદ ઠરે છે. તેમના પછી લખાયેલા ગ્રંથોમાં તેમનાં શાસ્ત્રોમાંથી થોકબંધ અવતરણો લીધેલાં છે વિ સં ૯૯૦ માં થઈ ગયેલા શ્રી દેવસેનાચાર્યવર તેમના દર્શનસાર નામના ગ્રંથમાં *કહે છે કે "વિદેહક્ષેત્રના વર્તમાન તીર્થંકર સીમંધરસ્વામીના સમવસરણમાં

* મૂળ શ્લોક માટે ૨૮ મુ પાનું જુઓ

જઈને શ્રી પદ્મનંદીનાથે ( કુંદકુંદાચાર્યદેવે ) પોતે પ્રાપ્ત કરેલા જ્ઞાન વડે બોધ ન આપ્યો હોત તો મુનિજનો સાચા માર્ગને કેમ જાણત?" બીજો એક ઉલ્લેખ આપણે જોઈએ, જેમાં કુંદકુંદાચાર્યદેવને કળિકાળસર્વજ્ઞ કહેવામાં આવ્યા છે. 'પદ્મનંદી, કુંદકુંદાચાર્ય, વક્રગ્રીવાચાર્ય, એલાચાર્ય, ગૃધ્રપિચ્છાચાર્ય એ પાંચ નામોથી વિરાજિત, ચાર આંગળ ઊંચે આકાશમાં ગમનની જેમને ઋદ્ધિ હતી, જેમણે પૂર્વવિદેહમાં જઈને સીમંધરભગવાનને વંદન કર્યું હતું અને તેમની પાસેથી મળેલા શ્રુતજ્ઞાન વડે જેમણે ભારતવર્ષના ભવ્ય જીવોને પ્રતિબોધ કર્યો છે એવા જે શ્રી જિનચંદ્રસુરિભટ્ટારકના પટ્ટના આભરણરૂપ કળિકાળસર્વજ્ઞ ( ભગવાન કુંદકુંદાચાર્યદેવ ) તેમણે રચેલા આ ષટ્પ્રાભૃતગ્રંથમાં...સૂરીશ્વર શ્રી શ્રુતસાગરે રચેલી મોક્ષપ્રાભૃતની ટીકા સમાપ્ત થઈ'. ભગવાન કુંદકુંદાચાર્યદેવની મહત્તા બતાવનાર આવા અનેકાનેક ઉલ્લેખો જૈન સાહિત્યમા મળી આવે છે. *શિલાલેખો પણ અનેક છે. આ રીતે આપણે જોયું કે સનાતન દિગંબર જૈન સંપ્રદાયમાં કળિકાળ-સર્વજ્ઞ ભગવાન કુંદકુંદાચાર્યનું સ્થાન અજોડ છે.

ભગવાન કુંદકુંદાચાર્યદેવનાં રચેલાં અનેક શાસ્ત્રો છે, જેમાંથી થોડાંક હાલમાં ઉપલબ્ધ છે ત્રિલોકનાથ સર્વજ્ઞદેવના મુખમાંથી વહેલી શ્રુતામૃતની સરિતામાથી ભરી લીધેલા તે અમૃતભાજનો હાલમાં પણ અનેક આત્માર્થીઓને આત્મજીવન અર્પે છે. તેમના સમયસાર, પ્રવચનસાર અને પંચાસ્તિકાયસંગ્રહ નામના ત્રણ ઉત્તમોત્તમ શાસ્ત્રો 'પ્રાભૃતત્રય' કહેવાય છે. આ પ્રાભૃતત્રય તેમ જ નિયમસાર તથા અષ્ટપ્રાભૃત—એ પાચ પરમાગમોમાં હજારો શાસ્ત્રોનો સાર આવી જાય છે ભગવાન કુંદકુંદાચાર્ય પછી લખાયેલા ઘણા ગ્રંથોનાં બીજડાં આ પરમાગમોમા રહેલાં છે એમ સૂક્ષ્મ દૃષ્ટિથી અભ્યાસ કરતાં જણાય છે.

---

* શિલાલેખોના નમૂના માટે ૨૭ મું પાનું જુઓ.

## [ પંચ પરમાગમનો સંક્ષિપ્ત વિષયપરિચય ]

### સમયસાર

શ્રી સમયસાર અલૌકિક શાસ્ત્ર છે. આચાર્યભગવાને આ જગતના જીવો પર પરમ કરુણા કરીને આ શાસ્ત્ર રચ્યું છે. તેમાં મોક્ષમાર્ગનું યથાર્થ સ્વરૂપ જેમ છે તેમ કહેવામાં આવ્યું છે. અનંત કાળથી પરિભ્રમણ કરતા જીવોને જે કાંઈ સમજવું બાકી રહી ગયું છે તે આ પરમાગમમાં સમજાવ્યું છે. પરમ કૃપાળુ આચાર્યભગવાન આ શાસ્ત્ર શરૂ કરતાં પોતે જ કહે છે:— 'કામભોગબંધની કથા બધાએ સાંભળી છે, પરિચય કર્યો છે, અનુભવી છે પણ પરથી જુદા એકત્વની પ્રાપ્તિ જ કેવળ દુર્લભ છે. તે એકત્વની—પરથી ભિન્ન આત્માની—વાત હું આ શાસ્ત્રમાં સમસ્ત નિજ વિભવથી (આગમ, યુક્તિ, પરંપરા અને અનુભવથી) કહીશ' આ પ્રતિજ્ઞા પ્રમાણે આચાર્યદેવ આ શાસ્ત્રમાં આત્માનું એકત્વ—પરદ્રવ્યથી અને પરભાવોથી ભિન્નતા—સમજાવે છે. તેઓશ્રી કહે છે કે 'જે આત્માને અબદ્ધસ્પૃષ્ટ, અનન્ય, નિયત, અવિશેષ સ્વ અને અસંયુક્ત દેખે છે તે સમગ્ર જિનશાસનને દેખે છે.' વળી તેઓ કહે છે કે 'આવું નહિ દેખનાર અજ્ઞાનીના સર્વ ભાવો અજ્ઞાનમય છે'. આ રીતે, જ્યાં સુધી જીવને પોતાની શુદ્ધતાનો સ્વયં અનુભવ થતો નથી ત્યા સુધી તે મોક્ષમાર્ગી નથી, પછી ભલે તે વ્રત, સમિતિ, ગુપ્તિ આદિ વ્યવહાર ચારિત્ર પાળતો હોય અને સર્વ આગમો ભણી ચૂક્યો હોય જેને શુદ્ધ આત્માનો અનુભવ વર્તે છે તે જ સમ્યગ્દૃષ્ટિ છે. રાગાદિના ઉદયમા સમકિતી જીવ કદી એકાકારરૂપ પરિણમતો નથી પરંતુ એમ અનુભવે છે કે 'આ, પુદ્‌ગલકર્મરૂપ રાગના વિપાકરૂપ ઉદય છે, એ મારો ભાવ નથી, હું તો એક જ્ઞાયકભાવ છુ' અહીં પ્રશ્ન થશે કે રાગાદિભાવો થતા હોવા છતાં આત્મા શુદ્ધ કેમ હોઈ શકે? ઉત્તરમા સ્ફટિક-

ણિનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે જેમ સ્ફટિકમણિ લાલ પડાના સંયોગે લાલ દેખાય છે—થાય છે તોપણ સ્ફટિકમણિના વભાવની દૃષ્ટિથી જોતાં સ્ફટિકમણિએ નિર્મળપણું છોડયું નથી, ેમ આત્મા રાગાદિ કર્મોદયના સંયોગે રાગી દેખાય છે—થાય છે ાપણ શુદ્ધનયની દૃષ્ટિથી તેણે શુદ્ધતા છોડી નથી. પર્યાયદૃષ્ટિએ અશુદ્ધના વર્તતાં છતાં દ્રવ્યદૃષ્ટિએ શુદ્ધતાનો અનુભવ થઈ શકે છે. ે અનુભવ ચોથે ગુણસ્થાને થાય છે. આ પરથી વાચકને સમજાશે કે સમ્યગ્દર્શન કેટલું દુષ્કર છે. સમ્યગ્દૃષ્ટિનું પરિણમન જ ફરી ગયું હોય છે. તે ગમે તે કાર્ય કરતાં શુદ્ધ આત્માને અનુભવે છે જેમ લોલુપી માણસ મીઠાના અને શાકના સ્વાદને જુદા પાડી શકતો નથી તેમ અજ્ઞાની જ્ઞાનને અને રાગને જુદા પાડી શકતો નથી, જેમ અલુબ્ધ માણસ શાકથી મીઠાનો જુદો સ્વાદ લઈ શકે છે તેમ સમ્યગ્દૃષ્ટિ રાગથી જ્ઞાનને જુદું અનુભવે છે. હવે એ પ્રશ્ન થાય છે કે આવું સમ્યગ્દર્શન કઈ રીતે પ્રાપ્ત કરી શકાય અર્થાત્ રાગ ને આત્માની ભિન્નતા કઈ રીતે અનુભવાંશે સમજાય? આચાર્યભગવાન ઉત્તર આપે છે કે, પ્રજ્ઞારૂપી છીણીથી છેદતાં તે બન્ને જુદા પડી જાય છે, અર્થાત્ જ્ઞાનથી જ—વસ્તુના યથાર્થ સ્વરૂપની ઓળખાણથી જ—, અનાદિ કાળથી રાગદ્વેષ સાથે એકાકારરૂપે પરિણમતો આત્મા ભિન્નપણે પરિણમવા લાગે છે, આ સિવાય બીજો કોઈ ઉપાય નથી. માટે દરેક જીવે વસ્તુના યથાર્થ સ્વરૂપની ઓળખાણ કરવાનો પ્રયત્ન સદા કર્તવ્ય છે.

યથાર્થ સ્વરૂપની ઓળખાણ કરાવવી તે આ શાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ છે. તે ઉદ્દેશને પહોંચી વળવા આ શાસ્ત્રમા આચાર્યભગવાને અનેક વિષયોનું નિરૂપણ કર્યું છે જીવ અને પુદ્ગલને નિમિત્ત-નૈમિત્તિકપણું હોવા છતાં બન્નેનું તદ્દન સ્વતંત્ર પરિણમન, જ્ઞાનીને રાગદ્વેષનું અકર્તા-અભોક્તાપણું, અજ્ઞાનીને રાગદ્વેષનું કર્તા-ભોક્તાપણું, સાંખ્યદર્શનની એકાંતિકતા, ગુણસ્થાન-આરોહણમાં ભાવનું અને

દ્રવ્યનું નિમિત્તનૈમિત્તિકપણું, વિકારરૂપે પરિણમવામાં અજ્ઞાનીનો પોતાનો જ દોષ, મિથ્યાત્વાદિનું જડપણું તેમ જ ચેતનપણું, પુણ્ય અને પાપ બન્નેનું બંધસ્વરૂપપણું, મોક્ષમાર્ગમાં ચરણાનુયોગનું સ્થાન—ઇત્યાદિ અનેક વિષયો આ શાસ્ત્રમાં પ્રરૂપ્યા છે. એ બધાનો હેતુ ભવ્ય જીવોને યથાર્થ મોક્ષમાર્ગ બતાવવાનો છે. આ શાસ્ત્રની મહત્તા જોઈને ઉલ્લાસ આવી જતાં શ્રી જયસેન આચાર્યવર કહે છે કે '*જયવંત વર્તો તે પદ્મનંદી આચાર્ય અર્થાત્ કુંદકુંદ આચાર્ય કે જેમણે મહાતત્ત્વથી ભરેલો પ્રાભૃતરૂપી પર્વત બુદ્ધિરૂપી શિર પર ઉપાડીને ભવ્ય જીવોને સમર્પિત કર્યો છે'.

## પ્રવચનસાર

જેમ સમયસારમાં મુખ્યત્વે દર્શનપ્રધાન નિરૂપણ છે, તેમ પ્રવચનસારમાં મુખ્યત્વે જ્ઞાનપ્રધાન નિરૂપણ છે.

શ્રી પ્રવચનસારના પ્રારંભમાં જ શાસ્ત્રકર્તાએ વીતરાગ ચારિત્ર માટેની પોતાની ઝંખના વ્યક્ત કરી છે. વારંવાર અંતરમાં ડૂબકી મારતા આચાર્યભગવાન નિરંતર અંદર જ સમાઈ રહેવાને ઝંખે છે પણ જ્યાં સુધી એ દશાને પહોંચાતું નથી ત્યાં સુધી અંતર-અનુભવથી છૂટી વારંવાર બહાર પણ અવાઈ જાય છે. એ દશામાં જે અમૂલ્ય વચનમૌક્તિકોની માળા ગુંથાઈ તે આ પ્રવચનસાર પરમાગમ છે. આખા પરમાગમમા વીતરાગ ચારિત્રની ઝંખનાનો મુખ્ય ધ્વનિ ગુંજી રહ્યો છે

એવા આ પરમ પવિત્ર શાસ્ત્રને વિષે ત્રણ શ્રુતસ્કંધ છે. પ્રથમ શ્રુતસ્કંધનું નામ જ્ઞાનતત્ત્વ-પ્રજ્ઞાપન છે. અનાદિ કાળથી પરસન્મુખ જીવોને 'હું જ્ઞાનસ્વભાવ છું અને મારું સુખ મારામાં

---

* जयउ रिसि पउमणंदी जेण महातच्चपाहुडसेलो ।
बुद्धिसिरेणुद्धरिओ समप्पिओ भव्वलोयस्स ॥

જ છે' એવી શ્રદ્ધા કદી થઈ નથી અને તેથી તેની ઓશિયાળી પરસન્મુખ વૃત્તિ કદી ટળતી નથી. એવા દીન દુઃખી જીવો પર આચાર્યભગવાને પરમ કરુણા કરી આ અધિકારમાં જીવનો જ્ઞાનાનંદસ્વભાવ વિસ્તારથી સમજાવ્યો છે તેમ જ કેવળીના જ્ઞાન અને કેવળીના સુખ માટેની ધોધમાર ઉત્કૃષ્ટ ભાવના વહાવી છે. 'ક્ષાયિક જ્ઞાન જ ઉપાદેય છે, ક્ષાયોપશમિક જ્ઞાનવાળા તો કર્મભારને જ ભોગવે છે, પ્રત્યક્ષ જ્ઞાન જ એકાંતિક સુખ છે, પરોક્ષ જ્ઞાન તો અત્યંત આકુળ છે, કેવળીનું અતીન્દ્રિય સુખ તે જ સુખ છે, ઇંદ્રિયજનિત સુખ તો દુઃખ જ છે, સિદ્ધભગવાન સ્વયમેવ જ્ઞાન, સુખ ને દેવ છે, ઘાતિકર્મરહિત ભગવાનનું સુખ સાંભળીને પણ જેમને તેની શ્રદ્ધા થતી નથી તેઓ અભવ્ય (દૂરભવ્ય) છે' એમ અનેક અનેક પ્રકારે આચાર્યભગવાને કેવળજ્ઞાન અને અતીન્દ્રિય પરિપૂર્ણ સુખ માટે પોકાર કર્યો છે કેવળીનાં જ્ઞાન અને આનંદ માટે આચાર્યભગવાને એવી ભાવભીની ધૂન મચાવી છે કે તે વાંચીને સહેજે એમ લાગી જાય છે કે વિદેહવાસી સીમંધરભગવાન પાસેથી અને કેવળીભગવંતોનાં ટોળા પાસેથી ભરતક્ષેત્રમાં આવીને તુરત જ કદાચ આચાર્યભગવાને આ અધિકાર રચી પોતાની હૃદયોર્મિઓ વ્યક્ત કરી હોય આ રીતે જ્ઞાન અને સુખનું અનુપમ નિરૂપણ કરી આ અધિકારમાં આચાર્યભગવાને મુમુક્ષુઓને અતીન્દ્રિય જ્ઞાન અને સુખની રુચિ તથા શ્રદ્ધા કરાવી છે અને છેલ્લી ગાથાઓમાં મોહરાગદ્વેષને નિર્મૂળ કરવાનો જિનોક્ત યથાર્થ ઉપાય સંક્ષેપમાં દર્શાવ્યો છે.

બીજા શ્રુતસ્કંધનું નામ જ્ઞેયતત્ત્વ-પ્રજ્ઞાપન છે. અનાદિ કાળથી પરિભ્રમણ કરતો જીવ બધું કરી ચૂક્યો છે પણ સ્વ-પરનું ભેદવિજ્ઞાન તેણે કદી કર્યું નથી 'બંધમાર્ગમાં તેમ જ મોક્ષમાર્ગમાં જીવ એકલો જ કર્તા, કર્મ, કરણ અને કર્મફળ બને છે, પર સાથે તેને કદીયે કાંઈ જ સંબંધ નથી' એવી સાનુભવ શ્રદ્ધા તેને કદી

થઈ નથી. તેથી હજારો મિથ્યા ઉપાયો કરવા છતાં તે દુઃખમુક્ત થતો નથી. આ શ્રુતસ્કંધમાં આચાર્યભગવાને દુઃખનું મૂળ છેદવાનું સાધન—ભેદવિજ્ઞાન—સમજાવ્યું છે. 'જગતનું પ્રત્યેક સત્ અર્થાત્ પ્રત્યેક દ્રવ્ય ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય સિવાય કે ગુણપર્યાયસમૂહ સિવાય બીજું કાંઈ જ નથી. સત્ કહો, દ્રવ્ય કહો, ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય કહો, ગુણપર્યાયપિંડ કહો—એ બધું એક જ છે.' આ, ત્રિકાળજ્ઞ જિનભગવંતોએ સાક્ષાત્ દેખેલા વસ્તુસ્વરૂપનો મૂળભૂત—પાયાનો—સિદ્ધાંત છે. વીતરાગવિજ્ઞાનનો આ મૂળભૂત સિદ્ધાંત શરૂઆતની ઘણી ગાથાઓમાં અત્યંત અત્યંત સુંદર રીતે કોઈ લોકોત્તર વૈજ્ઞાનિકની ઢબથી સમજાવવામાં આવ્યો છે ત્યા દ્રવ્યસામાન્યનું સ્વરૂપ જે અલૌકિક શૈલીથી સિદ્ધ કર્યું છે તેનો ખ્યાલ વાચકને એ ભાગ જાતે જ વાંચ્યા વિના આવવો અશક્ય છે. ખરેખર પ્રવચનસારમા વર્ણવેલું આ દ્રવ્યસામાન્યનિરૂપણ અત્યંત અબાધ્ય અને પરમ પ્રતીતિકર છે એ રીતે દ્રવ્યસામાન્યના જ્ઞાનરૂપી સુદૃઢ ભૂમિકા રચીને, દ્રવ્યવિશેષનુ અસાધારણ વર્ણન, પ્રાણાદિથી જીવનું ભિન્નપણું, જીવ દેહાદિકનો કર્તા-કારયિતા-અનુમંતા નથી એ હકીકત, જીવને પુદ્‌ગલપિંડનું અકર્તાપણું, નિશ્ચયબંધનુ સ્વરૂપ, શુદ્ધાત્માની ઉપલબ્ધિનું ફળ, એકાગ્રસંચેતનલક્ષણ ધ્યાન વગેરે અનેક વિષયો અતિ સ્પષ્ટ રીતે સમજાવવામાં આવ્યા છે. એ બધામા સ્વ-પરનું ભેદવિજ્ઞાન જ નીતરી રહ્યું છે. આખા અધિકારમા વીતરાગપ્રણીત દ્રવ્યાનુયોગનું સત્ત્વ ઠાંસી ઠાંસીને ભર્યું છે, જિનશાસનના મૌલિક સિદ્ધાન્તોને અબાધ્ય યુક્તિથી સિદ્ધ કર્યા છે. આ અધિકાર જિન-શાસનના સ્તંભ સમાન છે એનો ઊંડાણથી અભ્યાસ કરનાર મધ્યસ્થ સુપાત્ર જીવને 'જૈનદર્શન જ વસ્તુદર્શન છે' એમ લાગ્યા વિના રહેતું નથી વિષયનુ પ્રતિપાદન એટલું પ્રૌઢ, અગાધ ઊંડપવાળું, મર્મસ્પર્શી અને ચમત્કૃતિમય છે કે તે મુમુક્ષુના ઉપયોગને તીક્ષ્ણ બનાવી શ્રુતરત્નાકરના ગંભીર ઊંડાણમાં લઈ જાય છે, કોઈ ઉચ્ચ

કોટિના મુમુક્ષુને નિજ સ્વભાવરત્નની પ્રાપ્તિ કરાવે છે અને કોઈ સામાન્ય મુમુક્ષુ ત્યાં સુધી ન પહોંચી શકે તો તેના હૃદયમાં પણ 'શ્રુતરત્નાકર અદ્‌ભુત અને અપાર છે' એવો મહિમા તો જરૂર ઘર કરી જાય છે ખરેખર, શાસ્ત્રકાર શ્રી કુંદકુંદાચાર્યદેવના (અને *ટીકાકાર શ્રી અમૃતચંદ્રાચાર્યદેવના) હૃદયમાંથી વહેલી શ્રુતગંગાએ તીર્થંકરના અને શ્રુતકેવળીઓના વિરહને ભુલાવ્યા છે

ત્રીજા શ્રુતસ્કંધનું નામ ચરણાનુયોગસૂચક ચૂલિકા છે. શુભોપયોગી મુનિને અંતરંગ દશાને અનુરૂપ કેવા પ્રકારનો શુભોપયોગ વર્તે છે અને સાથે સાથે સહજપણે બહારની કેવી ક્રિયાઓ સ્વયં વર્તતી હોય છે તે આમાં જિનેન્દ્રકથન અનુસાર સમજાવવામાં આવ્યું છે. દીક્ષા ગ્રહણ કરવાની જિનોક્ત વિધિ, અંતરંગ સહજદશાને અનુરૂપ બહિરંગ યથાજાતરૂપપણું, ૨૮ મૂળગુણ, અંતરંગ-બહિરંગ છેદ, ઉપધિ-નિષેધ, ઉત્સર્ગ-અપવાદ, યુક્તાહારવિહાર, એકાગ્રતારૂપ મોક્ષમાર્ગ, મુનિનું અન્ય મુનિઓ પ્રત્યેનું વર્તન વગેરે અનેક વિષયો આમાં યુક્તિ સહિત સમજાવવામાં આવ્યા છે શાસ્ત્રકાર આચાર્યદેવે (તેમ જ *ટીકાકાર આચાર્યદેવે) ચરણાનુયોગ જેવા વિષયનું પણ, આત્મદ્રવ્યને મુખ્ય રાખીને, શુદ્ધદ્રવ્યાવલંબી અંતરંગ દશા સાથે તે તે ક્રિયાઓનો અથવા શુભ ભાવોનો સંબંધ દર્શાવતાં દર્શાવતાં, નિશ્ચય-વ્યવહારની સંધિપૂર્વક એવી ચમત્કૃતિથી વર્ણન કર્યું છે કે આચરણપ્રજ્ઞાપન જેવા અધિકારમાં પણ જાણે કે કોઈ શાંતરસઝરતું

---

* શ્રી 'સમયસાર,' 'પ્રવચનસાર' આદિ પરમાગમોની અત્યંત ગંભીર, રહસ્યોદ્‌ઘાટક ટીકાઓ રચાયેલી છે, જે આ 'પંચ પરમાગમ' નામના ગ્રંથમાં લીધેલી નથી મૂળ ગાથાઓમાં ભરેલા ભાવોના ઊંડાણને પહોંચવા માટે મુમુક્ષુ જીવોએ તે ભાવવાહી ચમત્કારિક ટીકાઓનું અવશ્ય અવગાહન કરવું યોગ્ય છે. શ્રી સમયસારાદિ શાસ્ત્રો ટીકાઓ સહિત પ્રકાશિત થયેલાં છે, જેનો તલસ્પર્શી અભ્યાસ નિજ કલ્યાણ અર્થે વસ્તુસ્વરૂપ સમજવા ઇચ્છતા આત્માર્થી જીવોએ જરૂર કર્તવ્ય છે

અધ્યાત્મગીત ગવાઈ રહ્યું હોય એમ જ લાગ્યા કરે છે. આત્મ-દ્રવ્યને મુખ્ય રાખીને આવું મધુર, આવું સયુક્તિક, આવું પ્રમાણ-ભૂત, સાદ્યંત શાંતરસનિર્ઝરતું ચરણાનુયોગનું પ્રતિપાદન અન્ય કોઈ શાસ્ત્રને વિષે નથી. હૃદયમાં ભરેલા અનુભવામૃતમાં રગદોળાઈને નીકળતી આચાર્યદેવની વાણીમાં કોઈ એવો ચમત્કાર છે કે જે જે વિષયને તે સ્પર્શે તે તે વિષયને પરમ રસમય, શીતળ શીતળ, સુધાસ્યંદી બનાવી દે છે.

આમ ત્રણ શ્રુતસ્કંધોમાં વિભાજિત આ પરમ પવિત્ર પરમાગમ મુમુક્ષુઓને યથાર્થ વસ્તુસ્વરૂપ સમજવામાં મહા નિમિત્તભૂત છે. જિનશાસનના અનેક મુખ્ય મુખ્ય સિદ્ધાન્તોનાં બીજ આ શાસ્ત્રમાં રહેલાં છે. આ શાસ્ત્રમાં પ્રત્યેક પદાર્થના સ્વાતંત્ર્યનો ઢંઢેરો છે, દિવ્યધ્વનિ દ્વારા નીકળેલા અનેક પ્રયોજનભૂત સિદ્ધાંતોનું દોહન છે.

## પંચાસ્તિકાયસંગ્રહ

આ પંચાસ્તિકાયસંગ્રહ પરમાગમ શરૂ કરતાં શાસ્ત્રકર્તાએ તેને 'સર્વજ્ઞ મહામુનિના મુખથી કહેવાયેલા પદાર્થોનું પ્રતિપાદક, ચતુર્ગતિનાશક અને નિર્વાણનુ કારણ' કહ્યું છે તેમાં કહેલા વસ્તુતત્ત્વનો સાર આ પ્રમાણે છે :—

વિશ્વ એટલે અનાદિ-અનંત સ્વયંસિદ્ધ સત્ એવી અનંતાનંત વસ્તુઓનો સમુદાય. તેમાની પ્રત્યેક વસ્તુ અનુત્પન્ન અને અવિનાશી છે. પ્રત્યેક વસ્તુમાં અનંત શક્તિઓ અથવા ગુણો છે, જે ત્રિકાળિક નિત્ય છે. પ્રત્યેક વસ્તુ પ્રતિક્ષણ પોતામાં પોતાનું કાર્ય કરતી હોવા છતાં અર્થાત્ નવીન દશાઓ—અવસ્થાઓ—પર્યાયો ધરતી હોવા છતાં તે પર્યાયો એવી મર્યાદામાં રહીને થાય છે કે વસ્તુ પોતાની જાતને છોડતી નથી અર્થાત્ તેની શક્તિઓમાંથી એક પણ ઘટતી-વધતી નથી વસ્તુઓની (-દ્રવ્યોની) ભિન્નભિન્ન શક્તિ-ઓની અપેક્ષાએ તેમની (-દ્રવ્યોની) છ જાતિઓ છે: જીવદ્રવ્ય,

પુદ્ગલદ્રવ્ય, ધર્મદ્રવ્ય, અધર્મદ્રવ્ય, આકાશદ્રવ્ય અને કાળદ્રવ્ય. જેનામાં સદા જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ વગેરે અનંત ગુણો (-શક્તિઓ) હોય છે તે જીવદ્રવ્ય છે, જેનામાં સદા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વગેરે અનંત ગુણો હોય છે તે પુદ્ગલદ્રવ્ય છે; બાકીનાં ચાર દ્રવ્યોના વિશિષ્ટ ગુણો અનુક્રમે ગતિહેતુત્વ, સ્થિતિહેતુત્વ, અવગાહહેતુત્વ અને વર્તનાહેતુત્વ છે આ છ દ્રવ્યોમાંથી પહેલાં પાંચ દ્રવ્યો સત્ હોવાથી તેમ જ શક્તિ અથવા વ્યક્તિ-અપેક્ષાએ મોટા ક્ષેત્રવાળાં હોવાથી 'અસ્તિકાય' છે, કાળદ્રવ્ય 'અસ્તિ' છે પણ 'કાય' નથી.

જિનેંદ્રના જ્ઞાનદર્પણમાં ઝળકતાં આ સર્વ દ્રવ્યો—અનંત જીવદ્રવ્યો, અનંતાનંત પુદ્ગલદ્રવ્યો, એક ધર્મદ્રવ્ય, એક અધર્મદ્રવ્ય, એક આકાશદ્રવ્ય, અને અસંખ્ય કાળદ્રવ્યો—સ્વયં પરિપૂર્ણ છે અને અન્ય દ્રવ્યોથી તદ્દન સ્વતંત્ર છે, તેઓ એકબીજા સાથે પરમાર્થે કદી મળતાં નથી, ભિન્ન જ રહે છે. દેવ, મનુષ્ય, તિર્યંચ, નારક, એકેંદ્રિય, દ્વીન્દ્રિય વગેરે જીવોમાં જીવ-પુદ્ગલ જાણે કે મળી ગયાં હોય એમ લાગે છે પણ ખરેખર એમ નથી, તેઓ તદ્દન પૃથક્ છે. સર્વ જીવો અનંત જ્ઞાનસુખના નિધિ હોવા છતાં, પર દ્વારા તેમને કાંઈ સુખદુઃખ નહિ થતું હોવા છતાં, સંસારી અજ્ઞાની જીવ અનાદિ કાળથી સ્વતઃ અજ્ઞાનપર્યાયે પરિણમી પોતાના જ્ઞાનાનંદસ્વભાવને, પરિપૂર્ણતાને, સ્વાતંત્ર્યને અને અસ્તિત્વને પણ ભૂલી રહ્યો છે તથા પર પદાર્થોને સુખદુઃખનાં કારણ માની તેમના પ્રત્યે રાગદ્વેષ કર્યા કરે છે, જીવના આવા ભાવોના નિમિત્તે પુદ્ગલો સ્વતઃ જ્ઞાનાવરણીયાદિકર્મપર્યાયે પરિણમી જીવની સાથે સંયોગમાં આવે છે અને તેથી અનાદિ કાળથી જીવને પૌદ્ગલિક દેહનો સંયોગ થયા કરે છે પરંતુ જીવ અને દેહના સંયોગમાં પણ જીવ અને પુદ્ગલ તદ્દન પૃથક્ છે અને તેમનાં કાર્યો પણ એકબીજાથી તદ્દન ભિન્ન ને નિરપેક્ષ છે એમ જિનેંદ્રોએ જોયું છે, સમ્યગ્-

જ્ઞાનીઓએ કહ્યું છે અને અનુમાનગમ્ય પણ છે. જીવ કેવળ ભ્રાંતિને લીધે જ દેહની સાથે અને ઇષ્ટાનિષ્ટ પર પદાર્થોથી પોતાને સુખીદુઃખી માને છે. વાસ્તવમાં પોતાના સુખગુણની વિકારી પર્યાયે પરિણમી તે અનાદિ કાળથી દુઃખી થઈ રહ્યો છે.

જીવ દ્રવ્યે શુદ્ધ હોવા છતાં, તે પર્યાય-અપેક્ષાએ અશુદ્ધભાવરૂપે, દેશશુદ્ધિરૂપે, શુદ્ધિની વૃદ્ધિરૂપે અને પૂર્ણશુદ્ધિરૂપે પરિણમે છે તથા તે ભાવોના નિમિત્તે શુભાશુભ પુદ્ગલકર્મોનું આસ્રવ, અને બંધન તથા તેમનું અટકવું, ખરવું અને સર્વથા છૂટવું થાય છે. આ ભાવો સમજાવવા માટે જિનેન્દ્રભગવંતોએ નવ પદાર્થો ઉપદેશ્યા છે. આ નવ પદાર્થો સમ્યક્પણે સમજવાથી, જીવને શું હિતરૂપ છે, શું અહિતરૂપ છે, શાશ્વત પરમ હિત પ્રગટ કરવા જીવે શું કરવું જોઈએ, પર પદાર્થો સાથે પોતાને શો સંબંધ છે—ઇત્યાદિ વાતો યથાર્થપણે સમજાય છે અને પોતાનું સુખ પોતામાં જ જાણી, પોતાના સર્વ પર્યાયોમાં પણ જ્ઞાનાનંદ-સ્વભાવી નિજ જીવદ્રવ્યસામાન્ય સદા એકરૂપ જાણી, તે અનાદિ-અપ્રાપ્ત એવા કલ્યાણબીજ સમ્યગ્દર્શનને તથા સમ્યગ્જ્ઞાનને પ્રાપ્ત કરે છે. તે પ્રાપ્ત થતાં જીવ પોતાને દ્રવ્ય-અપેક્ષાએ કૃતકૃત્ય જાણે છે અને તે કૃતકૃત્ય દ્રવ્યનો પરિપૂર્ણ આશ્રય કરવાથી જ શાશ્વત સુખની પ્રાપ્તિ—મોક્ષ—થાય છે એમ સમજે છે.

સમ્યગ્દર્શન પ્રાપ્ત થતા જીવને શુદ્ધાત્મદ્રવ્યનું જે અલ્પ આલંબન થયું હોય છે તે વધતાં અનુક્રમે દેશવિરત શ્રાવકપણું અને સર્વવિરત મુનિપણું પ્રાપ્ત થાય છે. ક્રમે ક્રમે તે જીવ જ્ઞાનાનંદસ્વભાવી શુદ્ધાત્મદ્રવ્યને અતિ ઉગ્રપણે અવલંબી, સર્વ વિકલ્પોથી છૂટી, સર્વ રાગદ્વેષ રહિત થઈ, કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી, આયુષ્ય પૂર્ણ થતાં દેહાદિસંયોગથી વિમુક્ત થઈ, સદાકાળ પરિપૂર્ણ જ્ઞાનદર્શનરૂપે અને અતીન્દ્રિય અનંત અવ્યાબાધ આનંદરૂપે રહે છે.

—આ, ભગવાન કુંદકુંદાચાર્યદેવે પંચાસ્તિકાયસંગ્રહ

શાસ્ત્રમાં પરમ કરુણાબુદ્ધિથી પ્રસિદ્ધ કરેલા વસ્તુતત્ત્વનો સંક્ષિપ્ત સાર છે તેમાં જે રીત વર્ણવી તે સિવાય બીજી કોઈ રીતે જીવ અનાદિ કાળના ભયંકર દુઃખથી છૂટી શકતો નથી. જ્યાં સુધી વસ્તુસ્વરૂપ જીવના ખ્યાલમાં આવતું નથી ત્યાં સુધી બીજા લાખ પ્રયત્ને પણ તેને મોક્ષનો ઉપાય હાથ લાગતો નથી. તેથી જ આ શાસ્ત્રને વિષે પ્રથમ પંચાસ્તિકાય અને નવ પદાર્થનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે કે જેથી જીવ વસ્તુસ્વરૂપને સમજી મોક્ષમાર્ગના મૂળભૂત સમ્યગ્દર્શનને પ્રાપ્ત થાય.

અસ્તિકાયો અને પદાર્થોના નિરૂપણ પછી આ શાસ્ત્રમાં મોક્ષમાર્ગસૂચક ચૂલિકા છે. આ અંતિમ અધિકાર, શાસ્ત્રરૂપી મંદિર ઉપર રત્નકળશ સમાન શોભે છે. અધ્યાત્મરસિક આત્માર્થી જીવોનો, આ અતિ પ્રિય અધિકાર છે. તેમને આ અધિકારનો રસાસ્વાદ લેતા જાણે કે તૃપ્તિ જ થતી નથી. તેમાં મુખ્યત્વે વીતરાગ ચારિત્રનું—સ્વસમયનું—શુદ્ધ મુનિદશાનું—પારમાર્થિક મોક્ષમાર્ગનું ભાવવાહી મધુર પ્રતિપાદન છે, તેમ જ મુનિને સરાગ ચારિત્રની દશામાં આંશિક શુદ્ધિની સાથે સાથે કેવા શુભ ભાવોનો સુમેળ અવશ્ય હોય જ છે તેનો પણ સ્પષ્ટ નિર્દેશ છે. જેમના હૃદયમાં વીતરાગતાની ભાવના ઘોળાયા કરે છે એવા શાસ્ત્રકાર મુનીન્દ્રે (તેમ જ *ટીકાકાર મુનીન્દ્રે) આ અધિકારમાં જાણે કે શાંત વીતરાગ રસની સરિતા વહાવી છે. ધીરગંભીર ગતિએ વહેતી આ શાંત રસની અધ્યાત્મગંગામાં નહાતા તત્ત્વજિજ્ઞાસુ ભાવુક જીવો શીતળીભૂત થાય છે અને તેમનું હૃદય શાંત–શાંત થઈ મુનિઓની આત્માનુભવમૂલક સહજશુદ્ધ ઉદાસીન દશા પ્રત્યે બહુમાનપૂર્વક નમી પડે છે. આ અધિકાર પર મનન કરતાં સુપાત્ર મુમુક્ષુ જીવોને સમજાય છે કે 'શુદ્ધાત્મદ્રવ્યના આશ્રયે સહજ દશાનો અંશ પ્રગટ કર્યા વિના મોક્ષના ઉપાયનો અંશ પણ પ્રાપ્ત થતો નથી.'

* ૧૪ મા પાનાની ફૂટનોટ જુઓ.

જિનેન્દ્રશાસનનું સંક્ષેપથી પ્રતિપાદન કરનારા આ પવિત્ર શાસ્ત્રનો અભ્યાસ કરી તેના આશયોને જો જીવ બરાબર સમજે તો તે અવશ્ય ચાર ગતિના અનંત દુઃખોનો નાશ કરી નિર્વાણને પામે. તેના આશયો સમ્યક્ પ્રકારે સમજવા માટે નીચેની બાબત લક્ષમાં રાખવી ખાસ જરૂરની છેઃ—આ શાસ્ત્રમાં કેટલાંક કથનો સ્વાશ્રિત નિશ્ચયનયનાં છે (-જેઓ સ્વનું પરથી પૃથક્પણે નિરૂપણ કરે છે) અને કેટલાંક કથનો પરાશ્રિત વ્યવહારનયનાં છે (-જેઓ સ્વનું પર સાથે ભેળસેળપણે નિરૂપણ કરે છે); વળી કેટલાંક કથનો અભિન્નસાધ્યસાધનભાવાશ્રિત નિશ્ચયનયનાં છે અને કેટલાંક ભિન્નસાધ્યસાધનભાવાશ્રિત વ્યવહારનયનાં છે ત્યાં નિશ્ચયકથનોનો તો સીધો જ અર્થ કરવો જોઈએ અને વ્યવહારકથનોને અભૂતાર્થ સમજી તેમનો સાચો આશય શો છે તે તારવવું જોઈએ જો આમ કરવામાં ન આવે તો વિપરીત સમજણ થવાથી મહા અનર્થ થાય 'પ્રત્યેક દ્રવ્ય સ્વતંત્ર છે તે પોતાના જ ગુણપર્યાયને અને ઉત્પાદવ્યયધ્રૌવ્યને કરે છે. પરદ્રવ્યને તે ગ્રહી-છોડી શકતું નથી તેમ જ પરદ્રવ્ય તેને ખરેખર કાંઈ લાભનુકસાન કે સહાય કરી શકતું નથી. જીવનો શુદ્ધ પર્યાય સંવર-નિર્જરા-મોક્ષના કારણભૂત છે અને અશુદ્ધ પર્યાય આસ્રવ-બંધના કારણભૂત છે.'—આવા મૂળભૂત સિદ્ધાંતોને ક્યાંય બાધ ન આવે એવી રીતે હંમેશાં શાસ્ત્રનાં કથનોનો અર્થ કરવો જોઈએ. વળી આ શાસ્ત્રને વિષે કેટલાક પરમપ્રયોજનભૂત ભાવોનુ નિરૂપણ અતિ સંક્ષેપમા જ કરાયેલુ હોવાથી, જો આ શાસ્ત્રના અભ્યાસની પૂર્તિ સમયસાર, પ્રવચનસાર,-નિયમસાર વગેરે અન્ય શાસ્ત્રોના અભ્યાસ વડે કરવામાં આવે તો મુમુક્ષુઓને આ શાસ્ત્રના આશયો સમજવામાં વિશેષ સુગમતા થશે આચાર્યભગવાને સમ્યગ્જ્ઞાનની પ્રસિદ્ધિ અર્થે અને માર્ગની પ્રભાવના અર્થે આ પંચાસ્તિકાયસંગ્રહ શાસ્ત્ર કહ્યુ છે. આપણે તેનો અભ્યાસ કરી, સર્વ દ્રવ્યોની સ્વતંત્રતા સમજી, નવ

પદાર્થોની યથાર્થ સમજણ કરી, ચૈતન્યગુણમય જીવદ્રવ્યસામાન્યનો આશ્રય કરી, સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન પ્રગટાવી, માર્ગને પ્રાપ્ત કરી, ભવભ્રમણનાં દુઃખોના અંતને પામીએ એ જ ભાવના છે.

## નિયમસાર

શ્રી નિયમસાર ભરતક્ષેત્રના ઉત્તમોત્તમ શાસ્ત્રોમાંનું એક હોવા છતાં પ્રાભૃતત્રયની સરખામણીમાં તેની પ્રસિદ્ધિ ઘણી ઓછી છે. બ્રહ્મચારી સીતલપ્રસાદજી વિ. સં. ૧૯૭૨ મા હિંદી નિયમસારની ભૂમિકામાં ખરું જ લખે છે કે—'આજ સુધી શ્રી કુંદકુંદાચાર્યનાં પંચાસ્તિકાય, પ્રવચનસાર અને સમયસાર એ ત્રણ રત્નો જ બહુ પ્રસિદ્ધ છે. ખેદની વાત છે કે તેમના જેવું બલકે કંઈ અંશોમા તેમનાથી પણ અધિક જે નિયમસાર-રત્ન છે, તેની પ્રસિદ્ધિ એટલી બધી ઓછી છે કે કોઈ કોઈ તો તેનુ નામ પણ જાણતા નથી.'

આ નિયમસાર પરમાગમ મુખ્યત્વે મોક્ષમાર્ગના નિરુપચાર નિરૂપણનો અનુપમ ગ્રંથ છે 'નિયમ' એટલે જે અવશ્ય કરવા યોગ્ય હોય તે અર્થાત્ રત્નત્રય. 'નિયમસાર' એટલે નિયમનો સાર અર્થાત્ શુદ્ધ રત્નત્રય આ શુદ્ધ રત્નત્રયની પ્રાપ્તિ પરમાત્મતત્ત્વનો આશ્રય કરવાથી જ થાય છે. નિગોદથી માંડીને સિદ્ધિ સુધીની સર્વ અવસ્થાઓમાં—અશુભ, શુભ કે શુદ્ધ વિશેષોમાં—રહેલું જે નિત્યનિરંજન ટંકોત્કીર્ણ શાશ્વત એકરૂપ શુદ્ધદ્રવ્યસામાન્ય તે પરમાત્મતત્ત્વ છે. તે જ શુદ્ધ અંતઃતત્ત્વ, કારણપરમાત્મા, પરમ પારિણામિક ભાવ વગેરે નામોથી કહેવાય છે. આ પરમાત્મતત્ત્વની ઉપલબ્ધિ અનાદિ કાળથી અનંત અનંત દુઃખને અનુભવતા જીવે એક ક્ષણમાત્ર પણ કરી નથી અને તેથી સુખ માટેનાં તેનાં સર્વ ફાંફાં (દ્રવ્યલિંગી મુનિના વ્યવહાર-રત્નત્રય સુદ્ધાં) સર્વથા વ્યર્થ ગયા છે. માટે આ પરમાગમનો એકમાત્ર ઉદ્દેશ જીવોને પરમાત્મતત્ત્વની

ઉપલબ્ધિ અથવા *આશ્રય કરાવવાનો છે. શાસ્ત્રકાર આચાર્યભગવાને આ પરમાગમની ગાથાએ ગાથાએ જે અનુભવસિદ્ધ પરમ સત્ય પોકાર્યું છે તેનો સાર આ પ્રમાણે છે: હે જગતના જીવો! તમારા સુખનો એકમાત્ર ઉપાય પરમાત્મતત્ત્વનો આશ્રય છે. સમ્યગ્દર્શનથી માંડીને સિદ્ધિ સુધીની સર્વ ભૂમિકાઓ તેમાં સમાય છે. પરમાત્મતત્ત્વનો જઘન્ય આશ્રય તે સમ્યગ્દર્શન છે, તે આશ્રય મધ્યમ કોટિની ઉગ્રતા ધારણ કરતાં જીવને દેશચારિત્ર, સકલચારિત્ર વગેરે દશાઓ પ્રગટ થાય છે અને પૂર્ણ આશ્રય થતાં કેવળજ્ઞાન અને સિદ્ધત્વ પામી જીવ સર્વથા કૃતાર્થ થાય છે. આ રીતે પરમાત્મતત્ત્વનો આશ્રય જ સમ્યગ્દર્શન છે, તે જ સમ્યગ્જ્ઞાન છે, તે જ સમ્યક્ ચારિત્ર છે; તે જ સત્યાર્થ પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, આલોચના, પ્રાયશ્ચિત્ત, સામાયિક, ભક્તિ, આવશ્યક, સમિતિ, ગુપ્તિ, સંયમ, તપ, સંવર, નિર્જરા, ધર્મ-શુક્લધ્યાન વગેરે બધુંય છે. એવો એક પણ મોક્ષના કારણરૂપ ભાવ નથી જે પરમાત્મ-તત્ત્વના આશ્રયથી અન્ય હોય પરમાત્મતત્ત્વના આશ્રયથી અન્ય એવા ભાવોને—વ્યવહારપ્રતિક્રમણ, વ્યવહારપ્રત્યાખ્યાન વગેરે શુભ વિકલ્પરૂપ ભાવોને—મોક્ષમાર્ગ કહેવામાં આવે છે તે તો કેવળ ઉપચારથી કહેવામાં આવે છે. પરમાત્મતત્ત્વના મધ્યમ કોટિના અપરિપક્વ આશ્રય વખતે તે અપરિપક્વતાને લીધે સાથે સાથે જે અશુદ્ધિરૂપ અંશ વિદ્યમાન હોય છે તે અશુદ્ધિરૂપ અંશ જ વ્યવહારપ્રતિક્રમણાદિ અનેક અનેક શુભ વિકલ્પાત્મક ભાવોરૂપે દેખાવ દે છે. તે અશુદ્ધિ-અંશ ખરેખર મોક્ષમાર્ગ કેમ હોઈ શકે?

* 'હું ધ્રુવ શુદ્ધ આત્મદ્રવ્યસામાન્ય છું' એવી સાનુભવ શ્રદ્ધાપરિણતિથી માંડીને પરિપૂર્ણ લીનતા સુધીની કોઈ પણ પરિણતિને પરમાત્મતત્ત્વનો આશ્રય, પરમાત્મતત્ત્વનું આલંબન, પરમાત્મતત્ત્વ પ્રત્યે ઝોક, પરમાત્મ-તત્ત્વપ્રત્યે વલણ, પરમાત્મતત્ત્વ પ્રત્યે સંમુખતા, પરમાત્મતત્ત્વની ઉપલબ્ધિ, પરમાત્મતત્ત્વની ભાવના, પરમાત્મતત્ત્વનું ધ્યાન વગેરે શબ્દોથી કહેવાય છે.

તે તો ખરેખર મોક્ષમાર્ગથી વિરુદ્ધ ભાવ જ છે, બંધ ભાવ જ છે—એમ તમે સમજો. વળી, દ્રવ્યલિંગી મુનિને જે પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન વગેરે શુભ ભાવો હોય છે તે ભાવો તો દરેક જીવ અનંત વાર કરી ચૂક્યો છે પરંતુ તે ભાવો તેને કેવળ પરિભ્રમણનું જ કારણ થયા છે કારણ કે પરમાત્મતત્ત્વના આશ્રય વિના આત્માનું સ્વભાવપરિણમન અંશે પણ નહિ થતું હોવાથી તેને મોક્ષમાર્ગની પ્રાપ્તિ અંશમાત્ર પણ હોતી નથી સર્વ જિનેંદ્રોના દિવ્ય ધ્વનિનો સંક્ષેપ અને અમારા સ્વસંવેદનનો સાર એ છે કે ભયંકર સંસાર-રોગનું એકમાત્ર ઔષધ પરમાત્મતત્ત્વનો આશ્રય જ છે જ્યાં સુધી જીવની દૃષ્ટિ ધ્રુવ અચળ પરમાત્મતત્ત્વ ઉપર ન પડતાં ક્ષણિક ભાવો ઉપર રહે છે ત્યાં સુધી અનંત ઉપાયે પણ તેના કૃતક ઔપાધિક ઉછાળા—શુભાશુભ વિકલ્પો—શમતા નથી. પરંતુ જ્યાં તે દૃષ્ટિને પરમાત્મતત્ત્વરૂપ ધ્રુવ આલંબન હાથ લાગે છે ત્યાં તે જ ક્ષણે તે જીવ ( દૃષ્ટિ-અપેક્ષાએ ) કૃતકૃત્યતા અનુભવે છે, ( દૃષ્ટિ-અપેક્ષાએ ) વિધિ-નિષેધ વિલય પામે છે, અપૂર્વ સમરસભાવનું વેદન થાય છે, નિજ સ્વભાવભાવરૂપ પરિણમનનો પ્રારંભ થાય છે અને કૃતક ઔપાધિક ઉછાળા ક્રમે ક્રમે વિરામ પામતા જાય છે. આ નિરંજન નિજ પરમાત્મતત્ત્વના આશ્રયરૂપ માર્ગે જ સર્વ મુમુક્ષુઓ ભૂત કાળે પંચમ ગતિને પામ્યા છે, વર્તમાન કાળે પામે છે અને ભાવી કાળે પામશે આ પરમાત્મતત્ત્વ સર્વ તત્ત્વોમાં એક સાર છે, ત્રિકાળ નિરાવરણ, નિત્યાનંદ-એકસ્વરૂપ છે, સ્વભાવ-અનંત-ચતુષ્ટયથી સનાથ છે, સુખસાગરનું પૂર છે, ક્લેશોદધિનો કિનારો છે, ચારિત્રનું મૂળ છે, મુક્તિનું કારણ છે. સર્વ ભૂમિકાના સાધકોને તે જ એક ઉપાદેય છે હે ભવ્ય જીવો! આ પરમાત્મ-તત્ત્વનો આશ્રય કરી તમે શુદ્ધ રત્નત્રય પ્રગટ કરો એટલું ન કરી શકો તો સમ્યગ્દર્શન તો અવશ્ય કરો જ. એ દશા પણ અભૂતપૂર્વ અને અલૌકિક છે.

આમ આ પરમ પવિત્ર શાસ્ત્રને વિષે મુખ્યત્વે પરમાત્મતત્ત્વ અને તેના આશ્રયથી પ્રગટતા પર્યાયોનું વર્ણન હોવા છતાં, સાથે સાથે દ્રવ્યગુણપર્યાય, છ દ્રવ્યો, પાંચ ભાવો, વ્યવહાર-નિશ્ચયનયો, વ્યવહારચારિત્ર, સમ્યગ્દર્શનપ્રાપ્તિમાં પ્રથમ તો અન્ય સમ્યગ્દષ્ટિ જીવની દેશના જ નિમિત્ત હોય (-મિથ્યાદષ્ટિ જીવની દેશના નહિ) એવો અબાધિત નિયમ, પંચ પરમેષ્ઠીનું સ્વરૂપ, કેવળજ્ઞાન-કેવળદર્શન, કેવળીનું ઇચ્છારહિતપણું વગેરે અનેક વિષયોનું સંક્ષિપ્ત નિરૂપણ પણ કરવામાં આવ્યું છે આ રીતે ઉપરોક્ત પ્રયોજનભૂત વિષયોને પ્રકાશતુ આ શાસ્ત્ર વસ્તુસ્વરૂપનો યથાર્થ નિર્ણય કરી પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કરવા ઇચ્છનાર જીવને મહા ઉપકારી છે. અંતતત્ત્વરૂપ અમૃતસાગર પર મીટ માંડી જ્ઞાનાનંદના તરંગો ઉછાળતા મહા મસ્ત મુનિવરના અંતરવેદનમાંથી નીકળેલા ભાવોથી ભરેલું આ પરમાગમ નંદનવન સમાન આહ્‌લાદકારી છે મુનિ-વરના હૃદયકમળમા વિરાજમાન અંતતત્ત્વરૂપ અમૃતસાગર પરથી અને શુદ્ધપર્યાયોરૂપ અમૃતઝરણાં પરથી વહેતો શ્રુતરૂપ શીતળ સમીર જાણે કે અમૃતશીકરોથી મુમુક્ષુઓનાં ચિત્તને પરમ શીતળી-ભૂત કરે છે. આવું શાંતરસમય પરમ આધ્યાત્મિક શાસ્ત્ર આજે પણ વિદ્યમાન છે અને પરમ પૂજ્ય ગુરુદેવ દ્વારા તેના અગાધ આધ્યાત્મિક ઊંડાણ પ્રગટ થતા જાય છે તે આપણુ મહા સદ્‌ભાગ્ય છે.

## અષ્ટપ્રાભૃત

ભગવત્કુંદકુંદાચાર્યદેવપ્રણીત દર્શનપ્રાભૃત, સૂત્રપ્રાભૃત, ચારિત્રપ્રાભૃત, બોધપ્રાભૃત, ભાવપ્રાભૃત, મોક્ષપ્રાભૃત, લિંગપ્રાભૃત અને શીલપ્રાભૃત—એ આઠ પ્રાભૃતશાસ્ત્રોનો સમુચ્ચય 'અષ્ટપ્રાભૃત' નામથી પ્રસિદ્ધ છે.

* દર્શનપ્રાભૃતમાં ૩૬ ગાથા છે 'ધર્મનુ મૂળ દર્શન (-સમ્યગ્-દર્શન) છે'—એ રહસ્યગંભીર મહાસૂત્રથી શરૂ કરીને

સમ્યગ્દર્શનનો પરમ મહિમા આ પ્રાભૃતશાસ્ત્રમાં વર્ણવવામાં આવ્યો છે

* સૂત્રપ્રાભૃતમાં ૨૭ ગાથા છે. તેમા, જિનસૂત્રાનુસાર વર્તન જીવને હિતરૂપ છે અને જિનસૂત્રવિરુદ્ધ વર્તન અહિતરૂપ છે—એમ સંક્ષેપમાં વર્ણવ્યું છે, તથા જિનસૂત્રકથિત મુનિલિંગાદિ ત્રણ લિંગોનું સંક્ષિપ્ત નિરૂપણ છે.

* ચારિત્રપ્રાભૃતમાં ૪૫ ગાથા છે તેમાં સમ્યક્ત્વચરણ-ચારિત્ર અને સંયમચરણ-ચારિત્રરૂપે ચારિત્રનું વર્ણન છે, સંયમચરણને દેશસંયમચરણ અને પૂર્ણસંયમચરણ એવા બે ભેદરૂપે વર્ણવતાં, શ્રાવકનાં બાર વ્રત, મુનિનો પંચેંદ્રિયસંવર, મુનિનાં પાંચ મહાવ્રત, દરેક મહાવ્રતની પાંચ પાચ ભાવના, પાંચ સમિતિ ઇત્યાદિનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

* બોધપ્રાભૃતમાં ૬૨ ગાથા છે આયતન, ચૈત્યગૃહ, જિનપ્રતિમા, દર્શન, જિનબિંબ, જિનમુદ્રા, જ્ઞાન, દેવ, તીર્થ, અર્હંત અને પ્રવ્રજ્યા—એ અગિયાર વિષયોનું આ પ્રાભૃતમાં સંક્ષિપ્ત કથન છે 'ભાવશ્રમણ તે આયતન છે, ભાવશ્રમણ તે ચૈત્યગૃહ છે, ભાવશ્રમણ તે જિનપ્રતિમા છે'—એવા વર્ણનવિશેષાત્મક ખાસ એક પ્રકારથી આયતનાદિ કેટલાક વિષયોનુ આમા (જિનોક્ત) વિશિષ્ટ નિરૂપણ છે જિનોપદિષ્ટ પ્રવ્રજ્યાનું સમ્યક્ વર્ણન ૧૭ ગાથાઓમાં સુંદર રીતે કરવામાં આવ્યુ છે

* ભાવપ્રાભૃતમાં ૧૬૫ ગાથા છે અનાદિકાળથી ચાર ગતિમાં પરિભ્રમણ કરતાં જીવ જે અનંત દુઃખો સહન કરી રહ્યો છે તેનું હૃદયસ્પર્શી વર્ણન આ પ્રાભૃતમા કર્યું છે, અને તે દુઃખોથી છૂટવા માટે શુદ્ધ ભાવે પરિણમીને ભાવલિંગી-મુનિદશા પ્રગટ કર્યા સિવાય અન્ય કોઈ ઉપાય નથી એમ વિશદપણે વર્ણવ્યું છે. તે માટે શુદ્ધભાવશૂન્ય દ્રવ્યમુનિલિંગ અકાર્યકારી

છે એમ સ્પષ્ટપણે દર્શાવવામાં આવ્યું છે. આ પ્રાભૃત અતિ વૈરાગ્યપ્રેરક અને ભાવવાહી છે તેમ જ શુદ્ધ ભાવ પ્રગટ કરવાના સમ્યક્ પુરુષાર્થ પ્રત્યે જીવને સચેત કરનાર છે

* મોક્ષપ્રાભૃતમાં ૧૦૬ ગાથા છે. આ પ્રાભૃતમાં મોક્ષનો—પરમાત્મપદનો—અતિ સંક્ષેપમાં નિર્દેશ કરીને, પછી તે મોક્ષ પ્રાપ્ત કરવાનો શો ઉપાય છે તેનું વર્ણન મુખ્યપણે કરવામાં આવ્યું છે. સ્વદ્રવ્યરત જીવ મુકાય છે અને પરદ્રવ્યરત જીવ બંધાય છે—એ, આ પ્રાભૃતનો કેન્દ્રવર્તી સિદ્ધાન્ત છે

* લિંગપ્રાભૃતમાં ૨૨ ગાથા છે. જે જીવ મુનિનું બાહ્યલિંગ ધારણ કરીને અતિભ્રષ્ટાચારીપણે વર્તે છે, તેનું અતિ નિકૃષ્ટપણુ અને નિંદ્યપણુ આ પ્રાભૃતમાં દર્શાવ્યું છે.

* શીલપ્રાભૃતમાં ૪૦ ગાથા છે જ્ઞાન વિના (–સમ્યગ્જ્ઞાન વિના) જે કદી હોતું નથી એવા શીલનાં (-સત્શીલનાં) તત્ત્વજ્ઞાન-ગંભીર સુમધુર ગુણગાન આ પ્રાભૃતમા જિનકથન અનુસાર ગાયાં છે

—આ પ્રમાણે ભગવાન કુંદકુંદાચાર્યદેવ પ્રણીત પાંચેય પરમાગમનો મહિમા તથા સંક્ષિપ્ત વિષયપરિચય છે.

અહો! જયવંત વર્તો તે સાતિશયપ્રતિભાસંપન્ન ભગવાન કુંદકુંદ આચાર્યદેવ કે જેમણે મહાતત્ત્વથી ભરેલાં આ પરમાગમોની અસાધારણ રચના કરીને ભવ્ય જીવો ઉપર મહાન ઉપકાર કર્યો છે. ખરેખર આ કાળે આ પરમાગમશાસ્ત્રો મુમુક્ષુ ભવ્યજીવોનો પરમ આધાર છે. આવા દુઃષમ કાળમાં પણ આવાં અદ્‌ભુત અનન્ય-શરણભૂત શાસ્ત્રો—તીર્થંકરદેવના મુખારવિંદમાંથી નીકળેલું અમૃત—વિદ્યમાન છે તે આપણું મહાન ભાગ્ય છે. પરમ પૂજ્ય સદ્‌ગુરુદેવના શબ્દોમાં કહીએ તો—'ભગવાન કુંદકુંદાચાર્યદેવના આ પાંચેય શાસ્ત્રો આગમોના પણ આગમ છે, લાખો શાસ્ત્રોનો

નિચોડ એમાં રહેલો છે; જૈન શાસનનો એ સ્થંભ છે, સાધકની એ કામધેનુ છે, કલ્પવૃક્ષ છે ચૌદ પૂર્વનું રહસ્ય એમાં સમાયેલું છે. એની દરેક ગાથા છઠ્ઠા-સાતમા ગુણસ્થાને ઝૂલતા મહામુનિના આત્મ-અનુભવમાંથી નીકળેલી છે. આ પરમાગમોના પ્રણેતા ભગવાન કુંદકુંદાચાર્યદેવ મહાવિદેહ ક્ષેત્રમાં સર્વજ્ઞ વીતરાગ શ્રી સીમંધર-ભગવાનના સમવસરણમાં ગયા હતા અને ત્યાં તેઓ આઠ દિવસ રહ્યા હતા એ વાત યથાતથ્ય છે, અક્ષરશઃ સત્ય છે, પ્રમાણસિદ્ધ છે, તેમાં લેશમાત્ર શંકાને સ્થાન નથી. તે પરમ ઉપકારી આચાર્યભગવાને રચેલાં આ પરમાગમોમાં તીર્થંકરદેવના નિરક્ષર ૐકાર દિવ્યધ્વનિમાંથી નીકળેલો જ ઉપદેશ છે.'

અંતમાં, પંચ પરમાગમનો આ અનુવાદ ભવ્ય જીવોને જિનદેવે પ્રરૂપેલો આત્મશાંતિનો યથાર્થ માર્ગ બતાવે છે. જ્યાં સુધી આ પરમાગમોના પરમ ગંભીર અને સૂક્ષ્મ ભાવો યથાર્થ રીતે હૃદયગત ન થાય ત્યાં સુધી રાતદિવસ તે જ મંથન, તે જ પુરુષાર્થ કર્તવ્ય છે. આ પરમાગમોનો જે કોઈ આદરથી અભ્યાસ કરશે, શ્રવણ કરશે, પઠન કરશે, પ્રસિદ્ધિ કરશે, તે પુરુષ અવિનાશી સ્વરૂપમય, અનેક પ્રકારની વિચિત્રતાવાળા, કેવળ એક જ્ઞાનાત્મક ભાવને પામીને અગ્ર પદને વિષે મુક્તિલલનામાં લીન થશે.

[—શ્રી 'સમયસાર' આદિ ગ્રંથોમાં ગુજરાતી અનુવાદકે લખેલા ઉપોદ્‌ઘાતોમાંથી સંકલિત ]



## શ્રી સદ્‌ગુરુદેવ–સ્તુતિ

(હરિગીત)

સંસારસાગર તારવા જિનવાણી છે નૌકા ભલી,
જ્ઞાની સુકાની મળ્યા વિના એ નાવ પણ તારે નહીં;
આ કાળમાં શુદ્ધાત્મજ્ઞાની સુકાની બહુ બહુ દોહ્યલો,
મુજ પુણ્યરાશિ ફળ્યો અહો! ગુરુ ક્હાન તું નાવિક મળ્યો.

(અનુષ્ટુપ)

અહો! ભક્ત ચિદાત્માના, સીમંધર-વીર-કુંદના!
બાહ્યાંતર વિભવો તારા, તારે નાવ મુમુક્ષુનાં.

(શિખરિણી)

સદા દ્રષ્ટિ તારી વિમળ નિજ ચૈતન્ય નીરખે.
અને જ્ઞપ્તિમાંહી દરવ-ગુણ-પર્યાય વિલસે;
નિજાલંબીભાવે પરિણતિ સ્વરૂપે જઈ ભળે,
નિમિત્તો વહેવારો ચિદઘન વિષે કાંઈ ન મળે.

(શાર્દૂલવિક્રીડિત)

હૈયું 'સત સત, જ્ઞાન જ્ઞાન' ધબકે ને વજ્રવાણી છૂટે,
જે વજ્રે સુમુમુક્ષુ સત્ત્વ ઝળકે; પરદ્રવ્ય નાતો તૂટે;
—રાગદ્વેષ રુચે ન, જંપ ન વળે ભાવેંદ્રિમાં–અંશમાં,
ટંકોત્કીર્ણ અકંપ જ્ઞાન મહિમા હૃદયે રહે સર્વદા.

(વસંતતિલકા)

નિત્યે સુધાઝરણ ચંદ્ર! તને નમું હું,
કરુણા અકારણ સમુદ્ર! તને નમું હું;
હે જ્ઞાનપોષક સુમેઘ! તને નમું હું,
આ દાસના જીવનશિલ્પી! તને નમું હું.

(સ્રગ્ધરા)

ઊંડી ઊંડી, ઊંડેથી સુખનિધિ સતના વાયુ નિત્યે વહંતી,
વાણી ચિન્મૂર્તિ! તારી ઉર-અનુભવના સૂક્ષ્મ ભાવે ભરેલી;
ભાવો ઊંડા વિચારી, અભિનવ મહિમા ચિત્તમાં લાવી લાવી,
ખોયેલું રત્ન પામું,—મનરથ મનનો; પૂરજો શક્તિશાળી!

## ✻ જિનજીની વાણી ✻

[ રાગ—આશાભર્યાં અમે આવિયા ]

સીમંધરમુખથી ફૂલડાં ખરે,
એની કુંદકુંદ ગૂંથે માળ રે,
જિનજીની વાણી ભલી રે.
વાણી ભલી, મન લાગે રળી,
જેમાં સાર-સમય શિરતાજ રે,
જિનજીની વાણી ભલી રે . સીમંધર૦

ગૂંથ્યાં પાહુડ ને ગૂંથ્યું પંચાસ્તિ.
ગૂંથ્યું પ્રવચનસાર રે,
જિનજીની વાણી ભલી રે.
ગૂંથ્યું નિયમસાર, ગૂંથ્યું રયણસાર,
ગૂંથ્યો સમયનો સાર રે,
જિનજીની વાણી ભલી રે . સીમંધર૦

સ્યાદ્વાદ કેરી સુવાસે ભરેલો
જિનજીનો ૐકારનાદ રે,
જિનજીની વાણી ભલી રે.
વંદું જિનેશ્વર, વંદું હું કુંદકુંદ,
વંદું એ ૐકારનાદ રે.
જિનજીની વાણી ભલી રે . . સીમંધર૦

હૈડે હજો, મારા ભાવે હજો,
મારા ધ્યાને હજો જિનવાણ રે,
જિનજીની વાણી ભલી રે.
જિનેશ્વરદેવની વાણીના વાયરા
વાજો મને દિનરાત રે,
જિનજીની વાણી ભલી રે . . સીમંધર૦



ભગવાન શ્રી કુંદકુંદાચાર્યદેવ



# ભગવાન કુંદકુંદાચાર્યદેવ

વિષે

## ઉલ્લેખો

वन्द्यो विभुर्भुवि न कैरिह कौण्डकुंदः
कुन्द-प्रभा-प्रणयि-कीर्ति-विभूषिताशः ।
यश्चारु-चारण-कराम्बुजचंचरीक-
श्चक्रे श्रुतस्य भरते प्रयतः प्रतिष्ठाम् ॥

[ ચંદ્રગિરિ પર્વત પરનો શિલાલેખ ]

અર્થ:—કુન્દપુષ્પની પ્રભા ધરનારી જેમની કીર્તિ વડે દિશાઓ વિભૂષિત થઈ છે. જેઓ ચારણોનાં—ચારણઋદ્ધિધારી મહામુનિઓનાં—સુંદર હસ્તકમળોના ભ્રમર હતા અને જે પવિત્રાત્માએ ભરતક્ષેત્રમાં શ્રુતની પ્રતિષ્ઠા કરી છે, તે વિભુ કુંદકુંદ આ પૃથ્વી પર કોનાથી વંદ્ય નથી?

*

.. कोण्डकुंदो यतीन्द्रः ॥

रजोभिरस्पृष्टतमत्वमन्त-
र्बाह्येपि संव्यञ्जयितुं यतीशः ।
रजःपदं भूमितलं विहाय
चचार मन्ये चतुरंगुलं सः ॥

[ વિંધ્યગિરિ–શિલાલેખ ]

અર્થ:—યતીશ્વર (શ્રી કુંદકુંદસ્વામી) રજ:સ્થાનને—ભૂમિતળને—છોડીને ચાર આંગળ ઊંચે આકાશમાં ચાલતા હતા તે દ્વારા હું એમ સમજું છું કે. તેઓશ્રી અંદરમાં તેમ જ બહારમાં રજથી (પોતાનું) અત્યંત અસ્પૃષ્ટપણું વ્યક્ત કરતા હતા (–અંદરમાં તેઓ રાગાદિક મળથી અસ્પૃષ્ટ હતા અને બહારમાં ધૂળથી અસ્પૃષ્ટ હતા).

*

जइ पउमणंदिणाहो सीमंधरसामिदिव्वणाणेण ।
ण विबोहइ तो समणा कहं सुमग्गं पयाणंति ॥

[ दर्शनसार ]

અર્થ:—(મહાવિદેહક્ષેત્રના વર્તમાન તીર્થંકરદેવ) શ્રી સીમંધરસ્વામી પાસેથી મળેલા દિવ્ય જ્ઞાન વડે શ્રી પદ્મનંદિનાથે (શ્રી કુંદકુંદાચાર્યદેવે) બોધ ન આપ્યો હોત તો મુનિજનો સાચા માર્ગને કેમ જાણત?

*

હે કુંદકુંદાદિ આચાર્યો! તમારાં વચનો પણ સ્વરૂપાનુસંધાનને વિષે આ પામરને પરમ ઉપકારભૂત થયાં છે. તે માટે હું તમને અતિશય ભક્તિથી નમસ્કાર કરું છું.

[ શ્રીમદ્ રાજચંદ્ર ]



# વિષયાનુક્રમણિકા

શ્રીમદ્‌ભગવત્કુંદકુંદાચાર્યદેવપ્રણીત

# પંચ પરમાગમ



૧. શ્રી સમયસાર

૨. શ્રી પ્રવચનસાર

૩. શ્રી પંચાસ્તિકાયસંગ્રહ

૪. શ્રી નિયમસાર

૫. શ્રી અષ્ટપ્રાભૃત

* * *

# * સ્તુતિ *

( વસંતતિલકા )

વીરનો ધ્વનિ ગુરુપરંપર જે મળેલો,
પોતે વિદેહ જઈ દિવ્ય ધ્વનિ ઝીલેલો;
તે સંઘર્યો મુનિવરે પરમાગમોમાં,
ઉપકાર કુંદમુનિનો બહુ આ ભૂમિમાં.

આ ક્ષેત્રના ચરમ જિન તણા સુપુત્ર,
વિદેહના પ્રથમ જિન તણા સુભક્ત;
ભવમાં ભૂલેલ ભવિ જીવ તણા સુમિત્ર,
વંદું તને ફરી ફરી મુનિ કુંદકુંદ !

( અનુષ્ટુપ )

નમું હું તીર્થનાયકને, નમું ૐકારનાદને;
ૐકાર સંઘર્યો જેણે, નમું તે કુંદકુંદને.

અહો ! ઉપકાર જિનવરનો, કુંદનો, ધ્વનિ દિવ્યનો;
જિન-કુંદ-ધ્વનિ આપ્યા, અહો ! તે ગુરુકહાનનો.





परमात्मने नमः ।

# શ્રીમદ્ભગવત્કુંદકુંદાચાર્યદેવપ્રણીત

શ્રી

# સમયસાર



## પૂર્વરંગ

वंदित्तु सव्वसिद्धे धुवमचलमणोवमं गदिं पत्ते ।
वोच्छामि समयपाहुडमिणमो सुदकेवलीभणिदं ॥ १ ॥

( હરિગીત )

ધ્રુવ, અચલ ને અનુપમ ગતિ પામેલ સર્વે સિદ્ધને
વંદી કહું શ્રુતકેવળીભાષિત સમયપ્રાભૃત અહો ! ૧.

અર્થ:—આચાર્ય કહે છે: હું ધ્રુવ, અચળ અને અનુપમ—એ ત્રણ વિશેષણોથી યુક્ત ગતિને પ્રાપ્ત થયેલ એવા સર્વ સિદ્ધોને નમસ્કાર કરી, અહો! શ્રુતકેવળીઓએ કહેલા આ સમયસાર નામના પ્રાભૃતને કહીશ.

जीवो चरित्तदंसणणाणठिदो तं हि ससमयं जाण ।
पोग्गलकम्मपदेसट्ठिदं च तं जाण परसमयं ॥ २ ॥

જીવ ચરિત-દર્શન-જ્ઞાનસ્થિત સ્વસમય નિશ્ચય જાણવો;
સ્થિત કર્મપુદ્ગલના પ્રદેશે પરસમય જીવ જાણવો. ૨.

અર્થ :—હે ભવ્ય! જે જીવ દર્શન-જ્ઞાન-ચારિત્રમાં સ્થિત થઈ રહ્યો છે તેને નિશ્ચયથી સ્વસમય જાણ; અને જે જીવ પુદ્ગલકર્મના પ્રદેશોમાં સ્થિત થયેલ છે તેને પરસમય જાણ.

एयत्तणिच्छयगदो समओ सव्वत्थ सुंदरो लोगे ।
बंधकहा एयत्ते तेण विसंवादिणी होदि ॥ ३ ॥

એકત્વનિશ્ચય-ગત સમય સર્વત્ર સુંદર લોકમાં;
તેથી બને વિખવાદિની બંધનકથા એકત્વમાં. ૩.

અર્થ :—એકત્વનિશ્ચયને પ્રાપ્ત જે સમય છે તે લોકમાં બધેય સુંદર છે તેથી એકત્વમાં બીજાના સાથે બંધની કથા વિસંવાદ-વિરોધ કરનારી છે.

सुदपरिचिदाणुभूदा सव्वस्स वि कामभोगबंधकहा ।
एयत्तस्सुवलंभो णवरि ण सुलहो विहत्तस्स ॥ ४ ॥

શ્રુત-પરિચિત-અનુભૂત સર્વને કામભોગબંધનની કથા;
પરથી જુદા એકત્વની ઉપલબ્ધિ કેવળ સુલભ ના. ૪.

અર્થ :—સર્વ લોકને કામભોગસંબંધી બંધની કથા તો સાંભળવામાં આવી ગઈ છે, પરિચયમાં આવી ગઈ છે અને અનુભવમાં પણ આવી ગઈ છે તેથી સુલભ છે; પણ ભિન્ન આત્માનું એકપણું હોવું કદી સાંભળ્યું નથી. પરિચયમાં આવ્યું નથી અને અનુભવમાં આવ્યું નથી તેથી એક તે સુલભ નથી.

तं एयत्तविहत्तं दाएहं अप्पणो सविहवेण ।
जदि दाएज्ज पमाणं चुक्केज्ज छलं ण घेत्तव्वं ॥ ५ ॥

દર્શાવું એક વિભક્ત એ, આત્મા તણા નિજ વિભવથી;
દર્શાવું તો કરજો પ્રમાણ, ન દોષ ગ્રહ સ્ખલના યદિ. ૫.

**અર્થ:**—તે એકત્વવિભક્ત આત્માને હું આત્માના નિજ વૈભવ વડે દેખાડું છું; જો હું દેખાડું તો પ્રમાણ (સ્વીકાર) કરવું અને જો કોઈ ઠેકાણે ચૂકી જાઉં તો છળ ન ગ્રહણ કરવું.

ण वि होदि अप्पमत्तो ण पमत्तो जाणओ दु जो भावो ।
एवं भणंति सुद्धं णादो जो सो दु सो चेव ॥ ६ ॥

નથી અપ્રમત કે પ્રમત નથી જે એક જ્ઞાયક ભાવ છે,
એ રીત 'શુદ્ધ' કથાય, ને જે જ્ઞાત તે તો તે જ છે. ૬.

**અર્થ:**—જે જ્ઞાયક ભાવ છે તે અપ્રમત્ત પણ નથી અને પ્રમત્ત પણ નથી,—એ રીતે એને શુદ્ધ કહે છે; વળી જે જ્ઞાયકપણે જણાયો તે તો તે જ છે, બીજો કોઈ નથી.

ववहारेणुवदिस्सदि णाणिस्स चरित्त दंसणं णाणं ।
ण वि णाणं ण चरित्तं ण दंसणं जाणगो सुद्धो ॥ ७ ॥

ચારિત્ર, દર્શન, જ્ઞાન પણ વ્યવહાર-કથને જ્ઞાનીને;
ચારિત્ર નહિ, દર્શન નહી, નહિ જ્ઞાન, જ્ઞાયક શુદ્ધ છે. ૭.

**અર્થ:**—જ્ઞાનીને ચારિત્ર, દર્શન, જ્ઞાન—એ ત્રણ ભાવ વ્યવહારથી કહેવામાં આવે છે; નિશ્ચયથી જ્ઞાન પણ નથી, ચારિત્ર પણ નથી અને દર્શન પણ નથી; જ્ઞાની તો એક શુદ્ધ જ્ઞાયક જ છે.

जह ण वि सक्कमणज्जो अणज्जभासं विणा दु गाहेदुं ।
तह ववहारेण विणा परमत्थुवदेसणमसक्कं ॥ ८ ॥

ભાષા અનાર્ય વિના ન સમજાવી શકાય અનાર્યને,
વ્યવહાર વિણ પરમાર્થનો ઉપદેશ એમ અશક્ય છે. ૮.

અર્થ:—જેમ અનાર્ય (મ્લેચ્છ) જનને અનાર્યભાષા વિના કાંઈ પણ વસ્તુનું સ્વરૂપ ગ્રહણ કરાવવા કોઈ સમર્થ નથી તેમ વ્યવહાર વિના પરમાર્થનો ઉપદેશ કરવા કોઈ સમર્થ નથી.

जो हि सुदेणहिगच्छदि अप्पाणमिणं तु केवलं सुद्धं ।
तं सुदकेवलिमिसिणो भणंति लोयप्पदीवयरा ॥ ९ ॥
जो सुदणाणं सव्वं जाणदि सुदकेवलिं तमाहु जिणा ।
णाणं अप्पा सव्वं जम्हा सुदकेवली तम्हा ॥ १० ॥ जुम्मं ।

શ્રુતથી ખરે જે શુદ્ધ કેવળ જાણતો આ આત્મને,
લોકપ્રદીપકરા ઋષિ શ્રુતકેવળી તેને કહે. ૯.
શ્રુતજ્ઞાન સૌ જાણે, જિનો શ્રુતકેવળી તેને કહે;
સૌ જ્ઞાન આત્મા હોઈને શ્રુતકેવળી તેથી ઠરે. ૧૦.

અર્થ:—જે જીવ નિશ્ચયથી શ્રુતજ્ઞાન વડે આ અનુભવગોચર કેવળ એક શુદ્ધ આત્માને સન્મુખ થઈ જાણે છે તેને લોકને પ્રગટ જાણનારા ઋષીશ્વરો શ્રુતકેવળી કહે છે; જે જીવ સર્વ શ્રુતજ્ઞાનને જાણે છે તેને જિનદેવો શ્રુતકેવળી કહે છે, કારણ કે જ્ઞાન બધું આત્મા જ છે તેથી (તે જીવ) શ્રુતકેવળી છે.

ववहारोऽभूदत्थो भूदत्थो देसिदो दु सुद्धणओ ।
भूदत्थमस्सिदो खलु सम्मादिट्ठी हवदि जीवो ॥ ११ ॥

વ્યવહારનય અભૂતાર્થ દર્શિત, શુદ્ધનય ભૂતાર્થ છે;
ભૂતાર્થને આશ્રિત જીવ સુદૃષ્ટિ નિશ્ચય હોય છે. ૧૧.

અર્થઃ—વ્યવહારનય અભૂતાર્થ છે અને શુદ્ધનય ભૂતાર્થ છે એમ ઋષીશ્વરોએ દર્શાવ્યું છે; જે જીવ ભૂતાર્થનો આશ્રય કરે છે તે જીવ <u>નિશ્ચયથી સમ્યગ્દૃષ્ટિ છે.</u>

सुद्धो सुद्धादेसो णादव्वो परमभावदरिसीहिं ।
ववहारदेसिदा पुण जे दु अपरमे ट्ठिदा भावे ॥ १२ ॥

દેખે પરમ જે ભાવ તેને શુદ્ધનય જ્ઞાતવ્ય છે;
અપરમ ભાવે સ્થિતને વ્યવહારનો ઉપદેશ છે. ૧૨.

અર્થઃ—જે શુદ્ધનય સુધી પહોંચી શ્રદ્ધાવાન થયા તથા પૂર્ણ જ્ઞાન-ચારિત્રવાન થઈ ગયા તેમને તો શુદ્ધ (આત્મા) નો ઉપદેશ (આજ્ઞા) કરનાર શુદ્ધનય જાણવાયોગ્ય છે; વળી જે જીવો અપરમભાવે—અર્થાત્ શ્રદ્ધા તથા જ્ઞાન-ચારિત્રના પૂર્ણ ભાવને નથી પહોંચી શકયા, સાધક અવસ્થામાં જ—સ્થિત છે તેઓ વ્યવહાર દ્વારા ઉપદેશ કરવાયોગ્ય છે.

भूदत्थेणाभिगदा जीवाजीवा य पुण्णपावं च ।
आसवसंवरणिज्जरबंधो मोक्खो य सम्मत्तं ॥ १३ ॥

ભૂતાર્થથી જાણેલ જીવ, અજીવ, વળી પુણ્ય, પાપ ને
આસરવ, સંવર, નિર્જરા, બંધ, મોક્ષ તે સમ્યક્ત્વ છે. ૧૩.

અર્થઃ—ભૂતાર્થ નયથી જાણેલ જીવ, અજીવ વળી પુણ્ય, પાપ તથા આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ—એ નવ તત્ત્વ સમ્યક્ત્વ છે.

जो पस्सदि अप्पाणं अबद्धपुट्ठं अणण्णयं णियदं ।
अविसेसमसंजुत्तं तं सुद्धणयं वियाणीहि ॥ १४ ॥

અબદ્ધસ્પૃષ્ટ, અનન્ય ને જે નિયત દેખે આત્મને,
અવિશેષ, અણસંયુક્ત, તેને શુદ્ધનય તું જાણજે. ૧૪.

અર્થઃ—જે નય આત્માને બંધ રહિત ને પરના સ્પર્શ રહિત, અન્યપણા રહિત, ચળાચળતા રહિત, વિશેષ રહિત, અન્યના સંયોગ રહિત—એવા પાંચ ભાવરૂપ દેખે છે તેને, હે શિષ્ય! તું શુદ્ધનય જાણ.

जो पस्सदि अप्पाणं अबद्धपुट्ठं अणण्णमविसेसं ।
अपदेससंतमज्झं पस्सदि जिणसासणं सव्वं ॥ १५ ॥

અબદ્ધસ્પૃષ્ટ, અનન્ય, જે અવિશેષ દેખે આત્મને,
તે દ્રવ્ય તેમ જ ભાવ જિનશાસન સકલ દેખે ખરે. ૧૫.

અર્થઃ—જે પુરુષ આત્માને અબદ્ધસ્પૃષ્ટ, અનન્ય, અવિશેષ (તથા ઉપલક્ષણથી નિયત અને અસંયુક્ત) દેખે છે તે સર્વ જિનશાસનને દેખે છે,—કે જે જિનશાસન બાહ્ય દ્રવ્યશ્રુત તેમ જ અભ્યંતર જ્ઞાનરૂપ ભાવશ્રુતવાળું છે.

दंसणणाणचरित्ताणि सेविदव्वाणि साहुणा णिच्चं ।
ताणि पुण जाण तिण्णि वि अप्पाणं चेव णिच्छयदो ॥ १६ ॥

દર્શન, વળી નિત જ્ઞાન ને ચારિત્ર સાધુ સેવવાં;
પણ એ ત્રણે આત્મા જ કેવળ જાણ નિશ્ચયદૃષ્ટિમાં. ૧૬.

અર્થઃ—સાધુ પુરુષે દર્શન, જ્ઞાન અને ચારિત્ર સદા સેવવાયોગ્ય છે; વળી તે ત્રણેને નિશ્ચયનયથી એક આત્મા જ જાણો.

जह णाम को वि पुरिसो रायाणं जाणिऊण सद्दहदि ।
तो तं अणुचरदि पुणो अत्थत्थीओ पयत्तेण ॥ १७ ॥

एवं हि जीवराया णादव्वो तह य सद्दहेदव्वो ।
अणुचरिदव्वो य पुणो सो चेव दु मोक्खकामेण ॥ १८ ॥

જ્યમ પુરુષ કોઈ નૃપતિને જાણે, પછી શ્રદ્ધા કરે,
પછી યત્નથી ધન-અર્થી એ અનુચરણ નૃપતિનું કરે; ૧૭.
જીવરાજ એમ જ જાણવો, વળી શ્રદ્ધવો પણ એ રીતે,
એનું જ કરવું અનુચરણ પછી યત્નથી મોક્ષાર્થીએ. ૧૮.

અર્થ:—જેમ કોઈ ધનનો અર્થી પુરુષ રાજાને જાણીને શ્રદ્ધા કરે છે, ત્યાર બાદ તેનું પ્રયત્નપૂર્વક અનુચરણ કરે છે અર્થાત્ તેની સુંદર રીતે સેવા કરે છે, એવી જ રીતે મોક્ષની ઇચ્છાવાળાએ જીવરૂપી રાજાને જાણવો, પછી એ રીતે જ તેનું શ્રદ્ધાન કરવું અને ત્યાર બાદ તેનું જ અનુચરણ કરવું અર્થાત્ અનુભવ વડે તન્મય થઈ જવું.

कम्मे णोकम्मम्हि य अहमिदि अहकं च कम्म णोकम्मं ।
जा एसा खलु बुद्धी अप्पडिबुद्धो हवदि ताव ॥ १९ ॥

નોકર્મ-કર્મે 'હું', હુંમાં વળી 'કર્મ ને નોકર્મ છે',
—એ બુદ્ધિ જ્યાં લગી જીવની, અજ્ઞાની ત્યાં લગી તે રહે. ૧૯.

અર્થ:—જ્યાં સુધી આ આત્માને જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મ, ભાવકર્મ અને શરીર આદિ નોકર્મમાં 'આ હું છું' અને હુંમાં (-આત્મામાં) 'આ કર્મ-નોકર્મ છે'—એવી બુદ્ધિ છે. ત્યાં સુધી આ આત્મા અપ્રતિબુદ્ધ (અજ્ઞાની) છે.

अहमेदं एदमहं अहमेदस्स म्हि अत्थि मम एदं ।
अण्णं जं परदव्वं सच्चित्ताचित्तमिस्सं वा ॥ २० ॥

आसि मम पुव्वमेदं एदस्स अहं पि आसि पुव्वं हि ।
होहिदि पुणो ममेदं एदस्स अहं पि होस्सामि ॥ २१ ॥

एयं तु असब्भूदं आदवियप्पं करेदि संमूढो ।
भूदत्थं जाणंतो ण करेदि दु तं असंमूढो ॥ २२ ॥

હું આ અને આ હું, હું છું આનો અને છે મારું આ,
જે અન્ય કો પરદ્રવ્ય મિશ્ર, સચિત્ત અગર અચિત્ત વા; ૨૦.

હતું મારું આ પૂર્વે, હું પણ આનો હતો ગતકાળમાં,
વળી આ થશે મારું અને આનો હું થઈશ ભવિષ્યમાં; ૨૧.

અયથાર્થ આત્મવિકલ્પ આવો, જીવ સંમૂઢ આચરે;
ભૂતાર્થને જાણેલ જ્ઞાની એ વિકલ્પ નહીં કરે. ૨૨.

અર્થઃ—જે પુરુષ પોતાથી અન્ય જે પરદ્રવ્ય—સચિત્ત સ્ત્રી-પુત્રાદિક, અચિત્ત ધનધાન્યાદિક અથવા મિશ્ર ગ્રામનગરાદિક—તેને એમ સમજે કે હું આ છું, આ દ્રવ્ય મુજ-સ્વરૂપ છે, હું આનો છું, આ મારું છે, આ મારું પૂર્વે હતું, આનો હું પણ પૂર્વે હતો, આ મારું ભવિષ્યમાં થશે, હું પણ આનો ભવિષ્યમાં થઈશ,—આવો જૂઠો આત્મવિકલ્પ કરે છે તે મૂઢ છે, મોહી છે, અજ્ઞાની છે; અને જે પુરુષ પરમાર્થ વસ્તુસ્વરૂપને જાણતો થકો એવો જૂઠો વિકલ્પ નથી કરતો તે મૂઢ નથી, જ્ઞાની છે.

अण्णाणमोहिदमदी मज्झमिणं भणदि पोग्गलं दव्वं ।
बद्धमबद्धं च तहा जीवो बहुभावसंजुत्तो ॥ २३ ॥

सव्वण्हुणाणदिट्ठो जीवो उवओगलक्खणो णिच्चं ।
कह सो पोग्गलदव्वीभूदो जं भणसि मज्झमिणं ॥ २४ ॥
जदि सो पोग्गलदव्वीभूदो जीवत्तमागदं इदरं ।
तो सक्को वत्तुं जे मज्झमिणं पोग्गलं दव्वं ॥ २५ ॥

અજ્ઞાનથી મોહિતમતિ બહુભાવસંયુત જીવ જે,
'આ બદ્ધ તેમ અબદ્ધ પુદ્‌ગલદ્રવ્ય મારું' તે કહે. ૨૩.
સર્વજ્ઞજ્ઞાન વિષે સદા ઉપયોગલક્ષણ જીવ જે,
તે કેમ પુદ્‌ગલ થઈ શકે કે 'મારું આ' તું કહે અરે! ૨૪.
જો જીવ પુદ્‌ગલ થાય, પામે પુદ્‌ગલો જીવત્વને,
તું તો જ એમ કહી શકે 'આ મારું પુદ્‌ગલદ્રવ્ય છે'. ૨૫.

અર્થ:—જેની મતિ અજ્ઞાનથી મોહિત છે અને જે મોહ, રાગ, દ્વેષ આદિ ઘણા ભાવોથી સહિત છે એવો જીવ એમ કહે છે કે આ શરીરાદિ બદ્ધ તેમ જ ધનધાન્યાદિ અબદ્ધ પુદ્‌ગલદ્રવ્ય મારું છે. આચાર્ય કહે છે: સર્વજ્ઞના જ્ઞાન વડે દેખવામાં આવેલો જે સદા ઉપયોગલક્ષણવાળો જીવ છે તે પુદ્‌ગલદ્રવ્યરૂપ કેમ થઈ શકે કે તું કહે છે કે આ પુદ્‌ગલદ્રવ્ય મારું છે? જો જીવદ્રવ્ય પુદ્‌ગલદ્રવ્યરૂપ થઈ જાય અને પુદ્‌ગલદ્રવ્ય જીવપણાને પામે તો તું કહી શકે કે આ પુદ્‌ગલદ્રવ્ય મારું છે. (પણ એવું તો થતું નથી.)

जदि जीवो ण सरीरं तित्थयरायरियसंथुदी चेव ।
सव्वा वि हवदि मिच्छा तेण दु आदा हवदि देहो ॥ २६ ॥

જો જીવ હોય ન દેહ તો આચાર્ય-તીર્થંકર તણી
સ્તુતિ સૌ ઠરે મિથ્યા જ, તેથી એકતા જીવ-દેહની! ૨૬.

અર્થ:—અપ્રતિબુદ્ધ કહે છે કે: જો જીવ છે તે શરીર નથી

તો તીર્થંકર અને આચાર્યોની સ્તુતિ કરી છે તે બધીયે મિથ્યા (જૂઠી) થાય છે; તેથી અમે સમજીએ છીએ કે આત્મા તે દેહ જ છે.

ववहारणओ भासदि जीवो देहो य हवदि खलु एक्को ।
ण दु णिच्छयस्स जीवो देहो य कदा वि एक्कट्ठो ॥ २७ ॥

જીવ-દેહ બન્ને એક છે—વ્યવહારનયનું વચન આ;
પણ નિશ્ચયે તો જીવ-દેહ કદાપિ એક પદાર્થ ના. ૨૭.

અર્થઃ—વ્યવહારનય તો એમ કહે છે કે જીવ અને દેહ એક જ છે; પણ નિશ્ચયનયનું કહેવું છે કે જીવ અને દેહ કદી પણ એક પદાર્થ નથી.

इणमण्णं जीवादो देहं पोग्गलमयं थुणित्तु मुणी ।
मण्णदि हु संथुदो वंदिदो मए केवली भयवं ॥ २८ ॥

જીવથી જુદા પુદ્‌ગલમયી આ દેહને સ્તવીને મુનિ
માને પ્રભુ કેવળી તણું વંદન થયું, સ્તવના થઈ. ૨૮.

અર્થઃ—જીવથી ભિન્ન આ પુદ્‌ગલમય દેહની સ્તુતિ કરીને સાધુ એમ માને છે કે મેં કેવળી ભગવાનની સ્તુતિ કરી, વંદના કરી.

तं णिच्छये ण जुज्जदि ण सरीरगुणा हि होंति केवलिणो ।
केवलिगुणे थुणदि जो सो तच्चं केवलिं थुणदि ॥ २९ ॥

પણ નિશ્ચયે નથી યોગ્ય એ, નહિ દેહગુણ કેવળી તણા;
જે કેવળીગુણને સ્તવે પરમાર્થ કેવળી તે સ્તવે. ૨૯.

અર્થઃ—તે સ્તવન નિશ્ચયમાં યોગ્ય નથી કારણ કે શરીરના ગુણો કેવળીના નથી; જે કેવળીના ગુણોની સ્તુતિ કરે છે તે પરમાર્થથી કેવળીની સ્તુતિ કરે છે.

णयरम्मि वण्णिदे जह ण वि रण्णो वण्णणा कदा होदि ।
देहगुणे थुव्वंते ण केवलिगुणा थुदा होंति ॥ ३० ॥

વર્ણન કર્યે નગરી તણું નહિ થાય વર્ણન ભૂપનું,
કીધે શરીરગુણની સ્તુતિ નહિ સ્તવન કેવળીગુણનું. ૩૦.

અર્થ:—જેમ નગરનું વર્ણન કરતાં છતાં રાજાનું વર્ણન કરાતું (થતું) નથી, તેમ દેહના ગુણનું સ્તવન કરતાં કેવળીના ગુણોનું સ્તવન થતું નથી.

जो इंदिये जिणित्ता णाणसहावाधियं मुणदि आदं ।
तं खलु जिदिंदियं ते भणंति जे णिच्छिदा साहू ॥ ३१ ॥

જીતી ઇન્દ્રિયો જ્ઞાનસ્વભાવે અધિક જાણે આત્મને,
નિશ્ચય વિષે સ્થિત સાધુઓ ભાખે જિતેન્દ્રિય તેહને. ૩૧.

અર્થ:—જે ઇંદ્રિયોને જીતીને જ્ઞાનસ્વભાવ વડે અન્યદ્રવ્યથી અધિક આત્માને જાણે છે તેને, જે નિશ્ચયનયમાં સ્થિત સાધુઓ છે તેઓ, ખરેખર જિતેંદ્રિય કહે છે.

जो मोहं तु जिणित्ता णाणसहावाधियं मुणदि आदं ।
तं जिदमोहं साहुं परमट्ठवियाणया बेंति ॥ ३२ ॥

જીતી મોહ જ્ઞાનસ્વભાવથી જે અધિક જાણે આત્મને,
પરમાર્થના વિજ્ઞાયકો તે સાધુ જિતમોહી કહે. ૩૨.

અર્થ:—જે મુનિ મોહને જીતીને પોતાના આત્માને જ્ઞાનસ્વભાવ વડે અન્યદ્રવ્યભાવોથી અધિક જાણે છે તે મુનિને પરમાર્થના જાણનારાઓ જિતમોહ કહે છે.

जिदमोहस्स दु जइया खीणो मोहो हवेज्ज साहुस्स ।
तइया हु खीणमोहो भण्णदि सो णिच्छयविदूहिं ॥ ३३ ॥

જિતમોહ સાધુ તણો વળી ક્ષય મોહ જ્યારે થાય છે,
નિશ્ચયવિદો થકી તેહને ક્ષીણમોહ નામ કથાય છે. ૩૩.

અર્થ:—જેણે મોહને જીત્યો છે એવા સાધુને જ્યારે મોહ ક્ષીણ થઈ સત્તામાંથી નાશ થાય ત્યારે નિશ્ચયના જાણનારા નિશ્ચયથી તે સાધુને 'ક્ષીણમોહ' એવા નામથી કહે છે.

सव्वे भावे जम्हा पच्चक्खाई परे त्ति णादूणं ।
तम्हा पच्चक्खाणं णाणं णियमा मुणेदव्वं ॥ ३४ ॥

સૌ ભાવને પર જાણીને પચખાણ ભાવોનું કરે,
તેથી નિયમથી જાણવું કે જ્ઞાન પ્રત્યાખ્યાન છે. ૩૪.

અર્થ:—જેથી 'પોતાના સિવાય સર્વ પદાર્થો પર છે' એમ જાણીને પ્રત્યાખ્યાન કરે છે—ત્યાગે છે, તેથી, પ્રત્યાખ્યાન જ્ઞાન જ છે એમ નિયમથી જાણવું. પોતાના જ્ઞાનમાં ત્યાગરૂપ અવસ્થા તે જ પ્રત્યાખ્યાન છે. બીજું કાંઈ નથી.

जह णाम को वि पुरिसो परदव्वमिणं ति जाणिदुं चयदि ।
तह सव्वे परभावे णाऊण विमुंचदे णाणी ॥ ३५ ॥

આ પારકું એમ જાણીને પરદ્રવ્યને કો નર તજે,
ત્યમ પારકા સૌ જાણીને પરભાવ જ્ઞાની પરિત્યજે. ૩૫.

અર્થ:—જેમ લોકમાં કોઈ પુરુષ પરવસ્તુને 'આ પરવસ્તુ છે' એમ જાણે ત્યારે એવું જાણીને પરવસ્તુને ત્યાગે છે, તેવી રીતે જ્ઞાની સર્વ પરદ્રવ્યોના ભાવોને 'આ પરભાવ છે' એમ જાણીને તેમને છોડે છે.

णत्थि मम को वि मोहो बुज्झदि उवओग एव अहमेक्को ।
तं मोहणिम्ममत्तं समयस्स वियाणया वेंति ॥ ३६ ॥

નથી મોહ તે મારો કંઈ, ઉપયોગ કેવળ એક હું,
—એ જ્ઞાનને, જ્ઞાયક સમયના મોહનિર્મમતા કહે. ૩૬.

અર્થ:—એમ જાણે કે 'મોહ મારો કાંઈ પણ સંબંધી નથી, એક ઉપયોગ છે તે જ હું છું'—એવું જે જાણવું તેને સિદ્ધાંતના અથવા સ્વપરના સ્વરૂપના જાણનારા મોહથી નિર્મમત્વ કહે છે.

णत्थि मम धम्मआदी बुज्झदि उवओग एव अहमेक्को ।
तं धम्मणिम्ममत्तं समयस्स वियाणया वेंति ॥ ३७ ॥

ધર્માદિ તે મારાં નથી, ઉપયોગ કેવળ એક હું,
—એ જ્ઞાનને, જ્ઞાયક સમયના ધર્મનિર્મમતા કહે. ૩૭.

અર્થ:—એમ જાણે કે 'આ ધર્મ આદિ દ્રવ્યો મારાં કાંઈ પણ લાગતાંવળગતાં નથી, એક ઉપયોગ છે તે જ હું છું' —એવું જે જાણવું તેને સિદ્ધાંતના અથવા સ્વપરના સ્વરૂપરૂપ સમયના જાણનારા ધર્મદ્રવ્ય પ્રત્યે નિર્મમત્વ કહે છે.

अहमेक्को खलु सुद्धो दंसणणाणमइओ सदारूवी ।
ण वि अत्थि मज्झ किंचि वि अण्णं परमाणुमेत्तं पि ॥ ३८ ॥

હું એક, શુદ્ધ, સદા અરૂપી, જ્ઞાનદર્શનમય ખરે;
કંઈ અન્ય તે મારું જરી પરમાણુમાત્ર નથી અરે! ૩૮.

અર્થ:—દર્શનજ્ઞાનચારિત્રરૂપ પરિણમેલો આત્મા એમ જાણે છે કે: નિશ્ચયથી હું એક છું, શુદ્ધ છું, દર્શનજ્ઞાનમય છું, સદા અરૂપી છું; કાંઈ પણ અન્ય પરદ્રવ્ય પરમાણુમાત્ર પણ મારું નથી એ નિશ્ચય છે.

# १. જીવ-અજીવ અધિકાર

अप्पाणमयाणंता मूढा दु परप्पवादिणो केई ।
जीवं अज्झवसाणं कम्मं च तहा परूवेंति ॥ ३९ ॥

अवरे अज्झवसाणेसु तिव्वमंदाणुभागगं जीवं ।
मण्णंति तहा अवरे णोकम्मं चावि जीवो त्ति ॥ ४० ॥

कम्मस्सुदयं जीवं अवरे कम्माणुभागमिच्छंति ।
तिव्वत्तणमंदत्तणगुणेहिं जो सो हवदि जीवो ॥ ४१ ॥

जीवो कम्मं उहयं दोण्णि वि खलु केइ जीवमिच्छंति ।
अवरे संजोगेण दु कम्माणं जीवमिच्छंति ॥ ४२ ॥

एवंविहा बहुविहा परमप्पाणं वदंति दुम्मेहा ।
ते ण परमट्ठवादी णिच्छयवादीहिं णिद्दिट्ठा ॥ ४३ ॥

કો મૂઢ, આત્મ તણા અજાણ, પરાત્મવાદી જીવ જે,
'છે કર્મ, અધ્યવસાન તે જીવ,' એમ એ નિરૂપણ કરે ! ૩૯.

વળી કોઈ અધ્યવસાનમાં અનુભાગ તીક્ષણ-મંદ જે,
એને જ માને આતમા, વળી અન્ય કો નોકર્મને ! ૪૦.

કો અન્ય માને આતમા કર્મો તણા વળી ઉદયને,
કો તીવ્રમંદ-ગુણો સહિત કર્મો તણા અનુભાગને ! ૪૧.

કો કર્મ ને જીવ ઉભયમિલને જીવની આશા ધરે,
કર્મો તણા સંયોગથી અભિલાષ કો જીવની કરે ! ૪૨.

દુર્બુદ્ધિઓ બહુવિધ આવા, આતમા પરને કહે,
તે સર્વને પરમાર્થવાદી કહ્યા ન નિશ્ચયવાદીએ. ૪૩.

અર્થઃ—આત્માને નહિ જાણતા થકા પરને આત્મા કહેનારા કોઈ મૂઢ, મોહી, અજ્ઞાનીઓ તો અધ્યવસાનને અને કોઈ કર્મને જીવ કહે છે. બીજા કોઈ અધ્યવસાનોમાં તીવ્રમંદ અનુભાગગતને જીવ માને છે અને બીજા કોઈ નોકર્મને જીવ માને છે. અન્ય કોઈ કર્મના ઉદયને જીવ માને છે. કોઈ 'જે તીવ્રમંદપણારૂપ ગુણોથી ભેદને પ્રાપ્ત થાય છે તે જીવ છે' એમ કર્મના અનુભાગને જીવ ઇચ્છે છે (-માને છે). કોઈ જીવ અને કર્મ બન્ને મળેલાંને જ જીવ માને છે અને અન્ય કોઈ કર્મના સંયોગથી જ જીવ માને છે. આ પ્રકારના તથા અન્ય પણ ઘણા પ્રકારના દુર્બુદ્ધિઓ—મિથ્યાદૃષ્ટિઓ પરને આત્મા કહે છે. તેમને નિશ્ચયવાદીઓએ (-સત્યાર્થવાદીઓએ) પરમાર્થવાદી (-સત્યાર્થ કહેનારા) કહ્યા નથી.

एदे सव्वे भावा पोग्गलदव्वपरिणामणिप्पण्णा ।
केवलिजिणेहिं भणिया कह ते जीवो त्ति वुच्चंति ॥ ४४ ॥

પુદ્ગલ તણા પરિણામથી નીપજેલ સર્વે ભાવ આ
સહુ કેવળીજિન ભાખિયા, તે જીવ કેમ કહો ભલા ? ૪૪.

અર્થઃ—આ પૂર્વે કહેલા અધ્યવસાન આદિ ભાવો છે તે બધાય પુદ્ગલદ્રવ્યના પરિણામથી નીપજ્યા છે એમ કેવળી સર્વજ્ઞ જિનદેવોએ કહ્યું છે તેમને જીવ એમ કેમ કહી શકાય?

अट्ठविहं पि य कम्मं सव्वं पोग्गलमयं जिणा बेंति ।
जस्स फलं तं वुच्चदि दुक्खं ति विपच्चमाणस्स ॥ ४५ ॥

રે ! કર્મ અષ્ટ પ્રકારનું જિન સર્વ પુદ્ગલમય કહે,
પરિપાક સમયે જેહનું ફળ દુઃખ નામ પ્રસિદ્ધ છે. ૪૫.

અર્થ:—આઠે પ્રકારનું કર્મ છે તે સર્વ પુદ્‌ગલમય છે એમ જિનભગવાન સર્વજ્ઞદેવો કહે છે—જે પક્વ થઈ ઉદયમાં આવતા કર્મનું ફળ પ્રસિદ્ધ દુઃખ છે એમ કહ્યું છે.

ववहारस्स दरीसणमुवएसो वण्णिदो जिणवरेहिं ।
जीवा एदे सव्वे अज्झवसाणादओ भावा ॥ ४६ ॥

વ્યવહાર એ દર્શાવિયો જિનવર તણા ઉપદેશમાં,
આ સર્વ અધ્યવસાન આદિ ભાવ જ્યાં જીવ વર્ણવ્યા. ૪૬.

અર્થ:—આ સર્વ અધ્યવસાનાદિ ભાવો છે તે જીવ છે એવો જિનવરોએ જે ઉપદેશ વર્ણવ્યો છે તે વ્યવહારનય દર્શાવ્યો છે.

राया हु णिग्गदो त्ति य एसो बलसमुदयस्स आदेसो ।
ववहारेण दु वुच्चदि तत्थेक्को णिग्गदो राया ॥ ४७ ॥
एमेव य ववहारो अज्झवसाणादिअण्णभावाणं ।
जीवो त्ति कदो सुत्ते तत्थेक्को णिच्छिदो जीवो ॥ ४८ ॥

'નિર્ગમન આ નૃપનું થયું'–નિર્દેશ સૈન્યસમૂહને,
વ્યવહારથી કહેવાય એ, પણ ભૂપ એમાં એક છે; ૪૭.
ત્યમ સર્વ અધ્યવસાન આદિ અન્યભાવો જીવ છે,
–સૂત્રે કર્યો વ્યવહાર, પણ ત્યાં જીવ નિશ્ચય એક છે. ૪૮.

અર્થ:—જેમ કોઈ રાજા સેના સહિત નીકળ્યો ત્યાં 'આ રાજા નીકળ્યો' એમ આ જે સેનાના સમુદાયને કહેવામાં આવે છે તે વ્યવહારથી કહેવામાં આવે છે, તે સેનામાં (વાસ્તવિકપણે) રાજા તો એક જ નીકળ્યો છે; તેવી જ રીતે અધ્યવસાન આદિ અન્યભાવોને '(આ) જીવ છે' એમ પરમાગમમાં કહ્યું છે તે વ્યવહાર કર્યો છે, નિશ્ચયથી વિચારવામાં આવે તો તેમનામાં જીવ

તો એક જ છે.

अरसमरूवमगंधं अव्वत्तं चेदणागुणमसद्दं ।
जाण अलिंगग्गहणं जीवमणिद्दिट्ठसंठाणं ॥ ४९ ॥

જીવ ચેતનાગુણ, શબ્દ-રસ-રૂપ-ગંધ-વ્યક્તિવિહીન છે,
નિર્દિષ્ટ નહિ સંસ્થાન જીવનું, ગ્રહણ લિંગ થકી નહીં. ૪૯.

અર્થઃ—હે ભવ્ય! તું જીવને રસરહિત, રૂપરહિત, ગંધરહિત. અવ્યક્ત અર્થાત્ ઇન્દ્રિયોને ગોચર નથી એવો, ચેતના જેનો ગુણ છે એવો, શબ્દરહિત, કોઈ ચિહ્નથી જેનું ગ્રહણ નથી એવો અને જેનો કોઈ આકાર કહેવાતો નથી એવો જાણ.

जीवस्स णत्थि वण्णो ण वि गंधो ण वि रसो ण वि य फासो ।
ण वि रूवं ण शरीरं ण वि संठाणं ण संहणणं ॥ ५० ॥
जीवस्स णत्थि रागो ण वि दोसो णेव विज्जदे मोहो ।
णो पच्चया ण कम्मं णोकम्मं चावि से णत्थि ॥ ५१ ॥
जीवस्स णत्थि वग्गो ण वग्गणा णेव फड्डया केई ।
णो अज्झप्पट्ठाणा णेव य अणुभागठाणाणि ॥ ५२ ॥
जीवस्स णत्थि केई जोयट्ठाणा ण बंधठाणा वा ।
णेव य उदयट्ठाणा ण मग्गणट्ठाणया केई ॥ ५३ ॥
णो ठिदिबंधट्ठाणा जीवस्स ण संकिलेसठाणा वा ।
णेव विसोहिट्ठाणा णो संजमलद्धिठाणा वा ॥ ५४ ॥
णेव य जीवट्ठाणा ण गुणट्ठाणा य अत्थि जीवस्स ।
जेण दु एदे सव्वे पोग्गलदव्वस्स परिणामा ॥ ५५ ॥

નથી વર્ણ જીવને, ગંધ નહિ, નહિ સ્પર્શ, રસ જીવને નહીં,
નહિ રૂપ કે ન શરીર, નહિ સંસ્થાન, સંહનને નહીં; ૫૦.

નથી રાગ જીવને, દ્વેષ નહિ, વળી મોહ જીવને છે નહીં,
નહિ પ્રત્યયો, નહિ કર્મ કે નોકર્મ પણ જીવને નહીં; ૫૧.
નથી વર્ગ જીવને, વર્ગણા નહિ, સ્પર્ધકો કંઈ છે નહીં,
અધ્યાત્મસ્થાન ન જીવને, અનુભાગસ્થાનો પણ નહીં; ૫૨.
જીવને નથી કંઈ યોગસ્થાનો, બંધસ્થાનો છે નહીં,
નહિ ઉદયસ્થાનો જીવને, કો માર્ગણાસ્થાનો નહીં; ૫૩.
સ્થિતિબંધસ્થાન ન જીવને, સંક્લેશસ્થાનો પણ નહીં,
સ્થાનો વિશુદ્ધિ તણાં ન, સંયમલબ્ધિનાં સ્થાનો નહીં; ૫૪.
નથી જીવસ્થાનો જીવને, ગુણસ્થાન પણ જીવને નહીં,
પરિણામ પુદ્ગલદ્રવ્યના આ સર્વ હોવાથી નક્કી. ૫૫.

અર્થ:—જીવને વર્ણ નથી, ગંધ પણ નથી, રસ પણ નથી અને સ્પર્શ પણ નથી, રૂપ પણ નથી, શરીર પણ નથી, સંસ્થાન પણ નથી, સંહનન પણ નથી; જીવને રાગ પણ નથી, દ્વેષ પણ નથી, મોહ પણ વિદ્યમાન નથી, પ્રત્યયો (આસ્રવો) પણ નથી, કર્મ પણ નથી અને નોકર્મ પણ તેને નથી; જીવને વર્ગ નથી, વર્ગણા નથી, કોઈ સ્પર્ધકો પણ નથી. અધ્યાત્મસ્થાનો પણ નથી અને અનુભાગસ્થાનો પણ નથી; જીવને કોઈ યોગસ્થાનો પણ નથી અથવા બંધસ્થાનો પણ નથી, વળી ઉદયસ્થાનો પણ નથી, કોઈ માર્ગણાસ્થાનો પણ નથી; જીવને સ્થિતિબંધસ્થાનો પણ નથી અથવા સંક્લેશસ્થાનો પણ નથી, વિશુદ્ધિસ્થાનો પણ નથી અથવા સંયમલબ્ધિસ્થાનો પણ નથી; વળી જીવને જીવસ્થાનો પણ નથી અથવા ગુણસ્થાનો પણ નથી; કારણ કે આ બધા પુદ્ગલદ્રવ્યના પરિણામ છે.

ववहारेण दु एदे जीवस्स हवंति वण्णमादीया ।
गुणठाणंता भावा ण दु केई णिच्छयणयस्स ॥ ५६ ॥

વર્ણાદિ ગુણસ્થાનાંત ભાવો જીવના વ્યવહારથી,
પણ કોઈ એ ભાવો નથી આત્મા તણા નિશ્ચય થકી. ૫૬.

અર્થ:—આ વર્ણથી માંડીને ગુણસ્થાન પર્યંત ભાવો કહેવામાં આવ્યા તે વ્યવહારનયથી તો જીવના છે (માટે સૂત્રમાં કહ્યા છે); પરંતુ નિશ્ચયનયના મતમાં તેમનામાંના કોઈ પણ જીવના નથી.

एदेहिं य संबंधो जहेव खीरोदयं मुणेदव्वो ।
ण य होंति तस्स ताणि दु उवओगगुणाधिगो जम्हा ॥ ५७ ॥

આ ભાવ સહ સંબંધ જીવનો ક્ષીરનીરવત્ જાણવો;
ઉપયોગગુણથી અધિક તેથી જીવના નહિ ભાવ કો. ૫૭.

અર્થ:—આ વર્ણાદિક ભાવો સાથે જીવનો સંબંધ જળને અને દૂધને એકક્ષેત્રાવગાહરૂપ સંયોગસંબંધ છે તેવો જાણવો અને તેઓ તે જીવના નથી કારણ કે જીવ તેમનાથી ઉપયોગગુણે અધિક છે (-ઉપયોગગુણ વડે જુદો જણાય છે).

पंथे मुस्संतं पस्सिदूण लोगा भणंति ववहारी ।
मुस्सदि एसो पंथो ण य पंथो मुस्सदे कोई ॥ ५८ ॥
तह जीवे कम्माणं णोकम्माणं च पस्सिदुं वण्णं ।
जीवस्स एस वण्णो जिणेहिं ववहारदो उत्तो ॥ ५९ ॥
गंधरसफासरूवा देहो संठाणमाइया जे य ।
सव्वे ववहारस्स य णिच्छयदण्हू ववदिसंति ॥ ६० ॥

દેખી લૂંટાતું પંથમાં કો, 'પંથ આ લૂંટાય છે'—
બોલે જનો વ્યવહારી, પણ નહિ પંથ કો લૂંટાય છે; ૫૮.

ત્યમ વર્ણ દેખી જીવમાં કર્મો અને નોકર્મનો,
ભાખે જિનો વ્યવહારથી 'આ વર્ણ છે આ જીવનો'. ૫૯.
એમ ગંધ, રસ, રૂપ, સ્પર્શ ને સંસ્થાન, દેહાદિક જે,
નિશ્ચય તણા દ્રષ્ટા બધું વ્યવહારથી તે વર્ણવે. ૬૦.

અર્થઃ—જેમ માર્ગમાં ચાલનારને લૂંટાતો દેખીને 'આ માર્ગ લૂંટાય છે' એમ વ્યવહારી લોકો કહે છે; ત્યાં પરમાર્થથી વિચારવામાં આવે તો કોઈ માર્ગ તો નથી લૂંટાતો, માર્ગમાં ચાલનાર માણસ જ લૂંટાય છે; તેવી રીતે જીવમાં કર્મોનો અને નોકર્મોનો વર્ણ દેખીને 'જીવનો આ વર્ણ છે' એમ જિનદેવોએ વ્યવહારથી કહ્યું છે. એ પ્રમાણે ગંધ, રસ, સ્પર્શ, રૂપ, દેહ, સંસ્થાન આદિ જે સર્વ છે, તે સર્વ વ્યવહારથી નિશ્ચયના દેખનારા કહે છે.

तत्थ भवे जीवाणं संसारत्थाण होंति वण्णादी ।
संसारपमुक्काणं णत्थि हु वण्णादओ केई ॥ ६१ ॥

સંસારી જીવને વર્ણ આદિ ભાવ છે સંસારમાં,
સંસારથી પરિમુક્તને નહિ ભાવ કો વર્ણાદિના. ૬૧.

અર્થઃ—વર્ણાદિક છે તે સંસારમાં સ્થિત જીવોને તે સંસારમાં હોય છે અને સંસારથી મુક્ત થયેલા જીવોને નિશ્ચયથી વર્ણાદિક કોઈ પણ (ભાવો) નથી; (માટે તાદાત્મ્યસંબંધ નથી).

जीवो चेव हि एदे सव्वे भाव त्ति मण्णसे जदि हि ।
जीवस्साजीवस्स य णत्थि विसेसो दु दे कोई ॥ ६२ ॥

આ ભાવ સર્વે જીવ છે જો એમ તું માને કદી,
તો જીવ તેમ અજીવમાં કંઈ ભેદ તુજ રહેતો નથી! ૬૨.

અર્થ:—વર્ણાદિકની સાથે જીવનું તાદાત્મ્ય માનનારને કહે છે કે: હે મિથ્યા અભિપ્રાયવાળા! જો તું એમ માને કે આ વર્ણાદિક સર્વ ભાવો જીવ જ છે, તો તારા મતમાં જીવ અને અજીવનો કાંઈ ભેદ રહેતો નથી.

अह संसारत्थाणं जीवाणं तुज्झ होंति वण्णादी ।
तम्हा संसारत्था जीवा रूवित्तमावण्णा ॥ ६३ ॥
एवं पोग्गलदव्वं जीवो तहलक्खणेण मूढमदी ।
णिव्वाणमुवगदो वि य जीवत्तं पोग्गलो पत्तो ॥ ६४ ॥

વર્ણાદિ છે સંસારી જીવના એમ જો તુજ મત બને,
સંસારમાં સ્થિત સૌ જીવો પામ્યા તદા રૂપિત્વને; ૬૩.
એ રીત પુદ્ગલ તે જ જીવ, હે મૂઢમતિ! સમલક્ષણે,
ને મોક્ષપ્રાપ્ત થતાંય પુદ્ગલદ્રવ્ય પામ્યું જીવત્વને! ૬૪.

અર્થ:—અથવા જો તારો મત એમ હોય કે સંસારમાં સ્થિત જીવોને જ વર્ણાદિક (તાદાત્મ્યસ્વરૂપે) છે, તો તે કારણે સંસારમાં સ્થિત જીવો રૂપીપણાને પામ્યા; એમ થતાં, તેવું લક્ષણ તો (અર્થાત્ રૂપીપણું લક્ષણ તો) પુદ્ગલદ્રવ્યનું હોવાથી. હે મૂઢબુદ્ધિ! પુદ્ગલદ્રવ્ય તે જ જીવ ઠર્યું અને (માત્ર સંસાર-અવસ્થામાં જ નહિ પણ) નિર્વાણ પામ્યે પણ પુદ્ગલ જ જીવપણાને પામ્યું!

एक्कं च दोण्णि तिण्णि य चत्तारि य पंच इंदिया जीवा ।
वादरपज्जत्तिदरा पयडीओ णामकम्मस्स ॥ ६५ ॥
एदाहि य णिव्वत्ता जीवट्ठाणा उ करणभूदाहिं ।
पयडीहिं पोग्गलमइहिं ताहिं कहं भण्णदे जीवो ॥ ६६ ॥

જીવ એક-દ્વિ-ત્રિ-ચતુર્-પંચેન્દ્રિય, બાદર, સૂક્ષ્મ ને
પર્યાપ્ત આદિ નામકર્મ તણી પ્રકૃતિ છે ખરે. ૬૫.
પ્રકૃતિ આ પુદ્ગલમયી થકી કરણરૂપ થતાં અરે,
રચના થતી જીવસ્થાનની જે, જીવ કેમ કહાય તે? ૬૬.

અર્થઃ—એકેંદ્રિય, દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિન્દ્રિય, પંચેંદ્રિય, બાદર, સૂક્ષ્મ, પર્યાપ્ત અને અપર્યાપ્ત જીવો—એ નામકર્મની પ્રકૃતિઓ છે; આ પ્રકૃતિઓ કે જેઓ પુદ્ગલમય તરીકે પ્રસિદ્ધ છે તેમના વડે કરણસ્વરૂપ થઈને રચાયેલાં જે જીવસ્થાનો (જીવસમાસ) છે તેઓ જીવ કેમ કહેવાય?

पज्जत्तापज्जत्ता जे सुहुमा बादरा य जे चेव ।
देहस्स जीवसण्णा सुत्ते ववहारदो उत्ता ॥ ६७ ॥

પર્યાપ્ત, અણપર્યાપ્ત, જે સૂક્ષ્મ અને બાદર બધી
કહી જીવસંજ્ઞા દેહને તે સૂત્રમાં વ્યવહારથી. ૬૭.

અર્થઃ—જે પર્યાપ્ત, અપર્યાપ્ત, સૂક્ષ્મ અને બાદર આદિ જેટલી દેહને જીવસંજ્ઞા કહી છે તે બધી સૂત્રમાં વ્યવહારથી કહી છે.

मोहणकम्मस्सुदया दु वण्णिया जे इमे गुणट्ठाणा ।
ते कह हवंति जीवा जे णिच्चमचेदणा उत्ता ॥ ६८ ॥

મોહનકરમના ઉદયથી ગુણસ્થાન જે આ વર્ણવ્યાં,
તે જીવ કેમ બને, નિરંતર જે અચેતન ભાખિયાં? ૬૮.

અર્થઃ—જે આ ગુણસ્થાનો છે તે મોહકર્મના ઉદયથી થાય છે એમ (સર્વજ્ઞનાં આગમમાં) વર્ણવવામાં આવ્યું છે; તેઓ જીવ કેમ હોઈ શકે કે જેઓ સદા અચેતન કહેવામાં આવ્યાં છે?

---

# ૨. કર્તાકર્મ અધિકાર

जाव ण वेदि विसेसंतरं तु आदासवाण दोण्हं पि ।
अण्णाणी ताव दु सो कोहादिसु वट्टदे जीवो ॥ ६९ ॥
कोहादिसु वट्टंतस्स तस्स कम्मस्स संचओ होदि ।
जीवस्सेवं वंधो भणिदो खलु सव्वदरिसीहिं ॥ ७० ॥

આત્મા અને આસ્રવ તણો જ્યાં ભેદ જીવ જાણે નહીં,
ક્રોધાદિમાં સ્થિતિ ત્યાં લગી અજ્ઞાની એવા જીવની. ૬૯.
જીવ વર્તતાં ક્રોધાદિમાં સંચય કરમનો થાય છે,
સહુ સર્વદર્શી એ રીતે બંધન કહે છે જીવને. ૭૦.

અર્થઃ—જીવ જ્યાં સુધી આત્મા અને આસ્રવ—એ બન્નેના તફાવત અને ભેદને જાણતો નથી ત્યાં સુધી તે અજ્ઞાની રહ્યો થકો ક્રોધાદિક આસ્રવોમાં પ્રવર્તે છે; ક્રોધાદિકમાં વર્તતા તેને કર્મનો સંચય થાય છે. ખરેખર આ રીતે જીવને કર્મોનો બંધ સર્વજ્ઞદેવોએ કહ્યો છે.

जइया इमेण जीवेण अप्पणो आसवाण य तहेव ।
णादं होदि विसेसंतरं तु तइया ण वंधो से ॥ ७१ ॥

આ જીવ જ્યારે આસ્રવોનું તેમ નિજ આત્મા તણું
જાણે વિશેષાંતર, તદા બંધન નહીં તેને થતું. ૭૧.

અર્થ:—જ્યારે આ જીવ આત્માના અને આસ્રવોના તફાવત અને ભેદને જાણે ત્યારે તેને બંધ થતો નથી.

णादूण आसवाणं असुचित्तं च विवरीयभावं च ।
दुक्खस्स कारणं ति य तदो णियत्तिं कुणदि जीवो ॥ ७२ ॥

અશુચિપણું, વિપરીતતા એ આસ્રવોનાં જાણીને,
વળી જાણીને દુખકારણો, એથી નિવર્તન જીવ કરે. ૭૨.

અર્થ:—આસ્રવોનું અશુચિપણું અને વિપરીતપણું તથા તેઓ દુ:ખના કારણ છે એમ જાણીને જીવ તેમનાથી નિવૃત્તિ કરે છે.

अहमेक्को खलु सुद्धो णिम्ममओ णाणदंसणसमग्गो ।
तम्हि ठिदो तच्चित्तो सव्वे एदे खयं णेमि ॥ ७३ ॥

છું એક, શુદ્ધ, મમત્વહીન હું, જ્ઞાનદર્શનપૂર્ણ છું;
એમાં રહી સ્થિત, લીન એમાં, શીઘ્ર આ સૌ ક્ષય કરું. ૭૩.

અર્થ:—જ્ઞાની વિચારે છે કે: નિશ્ચયથી હું એક છું, શુદ્ધ છું, મમતારહિત છું, જ્ઞાનદર્શનથી પૂર્ણ છું; તે સ્વભાવમાં રહેતો, તેમાં (–તે ચૈતન્ય-અનુભવમા) લીન થતો (હું) આ ક્રોધાદિક સર્વ આસ્રવોને ક્ષય પમાડું છું.

जीवणिबद्धा एदे अधुव अणिच्चा तहा असरणा य ।
दुक्खा दुक्खफल त्ति य णादूण णिवत्तदे तेहिं ॥ ७४ ॥

આ સર્વ જીવનિબદ્ધ, અધ્રુવ, શરણહીન, અનિત્ય છે,
એ દુ:ખ, દુખફળ જાણીને એનાથી જીવ પાછો વળે. ૭૪.

અર્થ:—આ આસ્રવો જીવની સાથે નિબદ્ધ છે, અધ્રુવ છે, અનિત્ય છે તેમ જ અશરણ છે, વળી તેઓ દુ:ખરૂપ છે, દુ:ખ

જ જેમનું ફળ છે એવા છે,—એવું જાણીને જ્ઞાની તેમનાથી નિવૃત્તિ કરે છે.

कम्मस्स य परिणामं णोकम्मस्स य तहेव परिणामं ।
ण करेइ एयमादा जो जाणदि सो हवदि णाणी ॥ ७५ ॥

પરિણામ કર્મ તણું અને નોકર્મનું પરિણામ જે
તે નવ કરે જે, માત્ર જાણે, તે જ આત્મા જ્ઞાની છે. ૭૫.

અર્થ:—જે આત્મા આ કર્મના પરિણામને તેમ જ નોકર્મના પરિણામને કરતો નથી પરંતુ જાણે છે તે જ્ઞાની છે.

ण वि परिणमदि ण गिण्हदि उप्पज्जदि ण परदव्वपज्जाए ।
णाणी जाणंतो वि हु पोग्गलकम्मं अणेयविहं ॥ ७६ ॥

વિધવિધ પુદ્‌ગલકર્મને જ્ઞાની જરૂર જાણે ભલે,
પરદ્રવ્યપર્યાયે ન પ્રણમે, નવ ગ્રહે, નવ ઊપજે. ૭૬.

અર્થ:—જ્ઞાની અનેક પ્રકારના પુદ્‌ગલકર્મને જાણતો હોવા છતાં નિશ્ચયથી પરદ્રવ્યના પર્યાયમાં પરિણમતો નથી, તેને ગ્રહણ કરતો નથી અને તે-રૂપે ઊપજતો નથી.

ण वि परिणमदि ण गिण्हदि उप्पज्जदि ण परदव्वपज्जाए ।
णाणी जाणंतो वि हु सगपरिणामं अणेयविहं ॥ ७७ ॥

વિધવિધ નિજ પરિણામને જ્ઞાની જરૂર જાણે ભલે,
પરદ્રવ્યપર્યાયે ન પ્રણમે, નવ ગ્રહે, નવ ઊપજે. ૭૭.

અર્થ:—જ્ઞાની અનેક પ્રકારના પોતાના પરિણામને જાણતો હોવા છતાં નિશ્ચયથી પરદ્રવ્યના પર્યાયમાં પરિણમતો નથી. તેને ગ્રહણ કરતો નથી અને તે-રૂપે ઊપજતો નથી.

ण वि परिणमदि ण गिण्हदि उप्पज्जदि ण परदव्वपज्जाए ।
णाणी जाणंतो वि हु पोग्गलकम्मफलमणंतं ॥ ७८ ॥

પુદ્ગલકરમનું ફળ અનંતું જ્ઞાની જીવ જાણે ભલે,
પરદ્રવ્યપર્યાયે ન પ્રણમે, નવ ગ્રહે, નવ ઊપજે. ૭૮.

અર્થ:—જ્ઞાની પુદ્ગલકર્મનું ફળ કે જે અનંત છે તેને જાણતો હોવા છતાં પરમાર્થે પરદ્રવ્યના પર્યાયરૂપ પરિણમતો નથી, તેને ગ્રહણ કરતો નથી અને તે-રૂપે ઊપજતો નથી.

ण वि परिणमदि ण गिण्हदि उप्पज्जदि ण परदव्वपज्जाए ।
पोग्गलदव्वं पि तहा परिणमदि सएहिं भावेहिं ॥ ७९ ॥

એ રીત પુદ્ગલદ્રવ્ય તે પણ નિજ ભાવે પરિણમે,
પરદ્રવ્યપર્યાયે ન પ્રણમે, નવ ગ્રહે, નવ ઊપજે. ૭૯.

અર્થ:—એવી રીતે પુદ્ગલદ્રવ્ય પણ પરદ્રવ્યના પર્યાયરૂપ પરિણમતું નથી, તેને ગ્રહણ કરતું નથી અને તે-રૂપે ઊપજતું નથી; કારણ કે તે પોતાના જ ભાવોથી (-ભાવોરૂપ) પરિણમે છે.

जीवपरिणामहेदुं कम्मत्तं पोग्गला परिणमंति ।
पोग्गलकम्मणिमित्तं तहेव जीवो वि परिणमदि ॥ ८० ॥
ण वि कुव्वदि कम्मगुणे जीवो कम्मं तहेव जीवगुणे ।
अण्णोण्णणिमित्तेण दु परिणामं जाण दोण्हं पि ॥ ८१ ॥
एदेण कारणेण दु कत्ता आदा सएण भावेण ।
पोग्गलकम्मकदाणं ण दु कत्ता सव्वभावाणं ॥ ८२ ॥

જીવભાવહેતુ પામી પુદ્ગલ કર્મરૂપે પરિણમે;
એવી રીતે પુદ્ગલકરમનિમિત્ત જીવ પણ પરિણમે. ૮૦.

જીવ કર્મગુણ કરતો નથી, નહિ જીવગુણ કર્મો કરે;
અન્યોન્યના નિમિત્તથી પરિણામ બેઉ તણા બને. ૮૧.
એ કારણે આત્મા ઠરે કર્તા ખરે નિજ ભાવથી;
પુદ્‌ગલકરમકૃત સર્વ ભાવોનો કદી કર્તા નથી. ૮૨.

અર્થઃ—પુદ્‌ગલો જીવના પરિણામના નિમિત્તથી કર્મપણે પરિણમે છે, તેમ જ જીવ પણ પુદ્‌ગલકર્મના નિમિત્તથી પરિણમે છે. જીવ કર્મના ગુણોને કરતો નથી તેમ જ કર્મ જીવના ગુણોને કરતું નથી; પરંતુ પરસ્પર નિમિત્તથી બંનેના પરિણામ જાણો. આ કારણે આત્મા પોતાના જ ભાવથી કર્તા (કહેવામાં આવે) છે પરંતુ પુદ્‌ગલકર્મથી કરવામાં આવેલા સર્વ ભાવોનો કર્તા નથી.

णिच्छयणयस्स एवं आदा अप्पाणमेव हि करेदि ।
वेदयदि पुणो तं चेव जाण अत्ता दु अत्ताणं ॥ ८३ ॥

આત્મા કરે નિજને જ એ મંતવ્ય નિશ્ચયનય તણું,
વળી ભોગવે નિજને જ આત્મા એમ નિશ્ચય જાણવું. ૮૩.

અર્થઃ—નિશ્ચયનયનો એમ મત છે કે આત્મા પોતાને જ કરે છે અને વળી આત્મા પોતાને જ ભોગવે છે એમ હે શિષ્ય! તું જાણ.

ववहारस्स दु आदा पोग्गलकम्मं करेदि णेयविहं ।
तं चेव पुणो वेयइ पोग्गलकम्मं अणेयविहं ॥ ८४ ॥

આત્મા કરે વિધવિધ પુદ્‌ગલકર્મ—મત વ્યવહારનું,
વળી તે જ પુદ્‌ગલકર્મ આત્મા ભોગવે વિધવિધનું. ૮૪.

અર્થઃ—વ્યવહારનયનો એ મત છે કે આત્મા અનેક પ્રકારના પુદ્‌ગલકર્મને કરે છે અને વળી તે જ અનેક પ્રકારના પુદ્‌ગલકર્મને તે ભોગવે છે.

जदि पोग्गलकम्ममिणं कुव्वदि तं चेव वेदयदि आदा ।
दोकिरियावदिरित्तो पसज्जदे सो जिणावमदं ॥ ८५ ॥

પુદ્ગલકરમ જીવ જો કરે, એને જ જો જીવ ભોગવે,
જિનને અસંમત દ્વિક્રિયાથી અભિન્ન તે આત્મા ઠરે. ૮૫.

અર્થ:—જો આત્મા આ પુદ્ગલકર્મને કરે અને તેને જ ભોગવે તો તે આત્મા બે ક્રિયાથી અભિન્ન ઠરે એવો પ્રસંગ આવે છે—જે જિનદેવને સંમત નથી.

जम्हा दु अत्तभावं पोग्गलभावं च दो वि कुव्वंति ।
तेण दु मिच्छादिट्ठी दोकिरियावादिणो हुंति ॥ ८६ ॥

જીવભાવ, પુદ્ગલભાવ—બન્ને ભાવને જેથી કરે,
તેથી જ મિથ્યાદૃષ્ટિ એવા દ્વિક્રિયાવાદી ઠરે. ૮૬.

અર્થ:—જેથી આત્માના ભાવને અને પુદ્ગલના ભાવને—બન્નેને આત્મા કરે છે એમ તેઓ માને છે તેથી એક દ્રવ્યને બે ક્રિયા હોવાનું માનનારા મિથ્યાદૃષ્ટિ છે.

मिच्छत्तं पुण दुविहं जीवमजीवं तहेव अण्णाणं ।
अविरदि जोगो मोहो कोहादीया इमे भावा ॥ ८७ ॥

મિથ્યાત્વ જીવ અજીવ દ્વિવિધ, એમ વળી અજ્ઞાન ને
અવિરમણ, યોગો, મોહ ને ક્રોધાદિ ઉભયપ્રકાર છે. ૮૭.

અર્થ:—વળી, જે મિથ્યાત્વ કહ્યું તે બે પ્રકારે છે—એક જીવમિથ્યાત્વ અને એક અજીવમિથ્યાત્વ; અને એવી જ રીતે અજ્ઞાન, અવિરતિ, યોગ, મોહ અને ક્રોધાદિ કષાયો—આ (સર્વ) ભાવો જીવ અને અજીવના ભેદથી બબ્બે પ્રકારે છે.

पोग्गलकम्मं मिच्छं जोगो अविरदि अणाणमज्जीवं ।
उवओगो अण्णाणं अविरदि मिच्छं च जीवो दु ॥ ८८ ॥

મિથ્યાત્વ ને અજ્ઞાન આદિ અજીવ, પુદ્ગલકર્મ છે;
અજ્ઞાન ને અવિરમણ વળી મિથ્યાત્વ જીવ, ઉપયોગ છે. ૮૮.

અર્થ:—જે મિથ્યાત્વ, યોગ, અવિરતિ અને અજ્ઞાન અજીવ છે તે તો પુદ્ગલકર્મ છે; અને જે અજ્ઞાન. અવિરતિ અને મિથ્યાત્વ જીવ છે તે તો ઉપયોગ છે.

उवओगस्स अणाई परिणामा तिण्णि मोहजुत्तस्स ।
मिच्छत्तं अण्णाणं अविरदिभावो य णादव्वो ॥ ८९ ॥

છે મોહયુત ઉપયોગના પરિણામ ત્રણ અનાદિના,
—મિથ્યાત્વ ને અજ્ઞાન, અવિરતભાવ એ ત્રણ જાણવા. ૮૯.

અર્થ:—અનાદિથી મોહયુક્ત હોવાથી ઉપયોગના અનાદિથી માંડીને ત્રણ પરિણામ છે; તે મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ-ભાવ ( એ ત્રણ ) જાણવા.

एदेसु य उवओगो तिविहो सुद्धो णिरंजणो भावो ।
जं सो करेदि भावं उवओगो तस्स सो कत्ता ॥ ९० ॥

એનાથી છે ઉપયોગ ત્રણવિધ, શુદ્ધ નિર્મળ ભાવ જે;
જે ભાવ કંઈ પણ તે કરે, તે ભાવનો કર્તા બને. ૯૦.

અર્થ:—અનાદિથી આ ત્રણ પ્રકારના પરિણામવિકારો હોવાથી, આત્માનો ઉપયોગ—જોકે ( શુદ્ધનયથી ) તે શુદ્ધ, નિરંજન ( એક ) ભાવ છે તોપણ—ત્રણ પ્રકારનો થયો થકો તે ઉપયોગ જે ( વિકારી ) ભાવને પોતે કરે છે તે ભાવનો તે કર્તા થાય છે.

जं कुणदि भावमादा कत्ता सो होदि तस्स भावस्स ।
कम्मत्तं परिणमदे तम्हि सयं पोग्गलं दव्वं ॥ ९१ ॥

જે ભાવ જીવ કરે અરે! જીવ તેહનો કર્તા બને;
કર્તા થતાં, પુદ્ગલ સ્વયં ત્યાં કર્મરૂપે પરિણમે. ૯૧.

અર્થ:—આત્મા જે ભાવને કરે છે તે ભાવનો તે કર્તા થાય છે; તે કર્તા થતાં પુદ્ગલદ્રવ્ય પોતાની મેળે કર્મપણે પરિણમે છે.

परमप्पाणं कुव्वं अप्पाणं पि य परं करिंतो सो ।
अण्णाणमओ जीवो कम्माणं कारगो होदि ॥ ९२ ॥

પરને કરે નિજરૂપ ને નિજ આત્મને પણ પર કરે,
અજ્ઞાનમય એ જીવ એવો કર્મનો કારક બને. ૯૨.

અર્થ:—જે પરને પોતારૂપ કરે છે અને પોતાને પણ પર કરે છે તે અજ્ઞાનમય જીવ કર્મોનો કર્તા થાય છે.

परमप्पाणमकुव्वं अप्पाणं पि य परं अकुव्वंतो ।
सो णाणमओ जीवो कम्माणमकारगो होदि ॥ ९३ ॥

પરને ન કરતો નિજરૂપ, નિજ આત્મને પર નવ કરે,
એ જ્ઞાનમય આત્મા અકારક કર્મનો એમ જ બને. ૯૩.

અર્થ:—જે પરને પોતારૂપ કરતો નથી અને પોતાને પણ પર કરતો નથી તે જ્ઞાનમય જીવ કર્મોનો અકર્તા થાય છે અર્થાત્ કર્તા થતો નથી.

तिविहो एसुवओगो अप्पवियप्पं करेदि कोहोऽहं ।
कत्ता तस्सुवओगस्स होदि सो अत्तभावस्स ॥ ९४ ॥

'હું ક્રોધ' એમ વિકલ્પ એ ઉપયોગ ત્રણવિધ આચરે,
ત્યાં જીવ એ ઉપયોગરૂપ જીવભાવનો કર્તા બને. ૯૪.

અર્થઃ—ત્રણ પ્રકારનો આ ઉપયોગ 'હું ક્રોધ છું' એવો પોતાનો વિકલ્પ કરે છે; તેથી આત્મા તે ઉપયોગરૂપ પોતાના ભાવનો કર્તા થાય છે.

तिविहो एसुवओगो अप्पवियप्पं करेदि धम्मादी ।
कत्ता तस्सुवओगस्स होदि सो अत्तभावस्स ॥ ९५ ॥

'હું ધર્મ આદિ' વિકલ્પ એ ઉપયોગ ત્રણવિધ આચરે,
ત્યાં જીવ એ ઉપયોગરૂપ જીવભાવનો કર્તા બને. ૯૫.

અર્થઃ—ત્રણ પ્રકારનો આ ઉપયોગ 'હું ધર્માસ્તિકાય આદિ છું' એવો પોતાનો વિકલ્પ કરે છે; તેથી આત્મા તે ઉપયોગરૂપ પોતાના ભાવનો કર્તા થાય છે.

एवं पराणि दव्वाणि अप्पयं कुणदि मंदबुद्धीओ ।
अप्पाणं अवि य परं करेदि अण्णाणभावेण ॥ ९६ ॥

જીવ મંદબુદ્ધિ એ રીતે પરદ્રવ્યને નિજરૂપ કરે,
નિજ આત્મને પણ એ રીતે અજ્ઞાનભાવે પર કરે. ૯૬.

અર્થઃ—આ રીતે મંદબુદ્ધિ અર્થાત્ અજ્ઞાની અજ્ઞાનભાવથી પર દ્રવ્યોને પોતારૂપ કરે છે અને પોતાને પર કરે છે.

एदेण दु सो कत्ता आदा णिच्छयविदूहिं परिकहिदो ।
एवं खलु जो जाणदि सो मुंचदि सव्वकत्तित्तं ॥ ९७ ॥

એ કારણે આત્મા કહ્યો કર્તા સહુ નિશ્ચયવિદે,
—એ જ્ઞાન જેને થાય તે છોડે સકલ કર્તૃત્વને. ૯૭.

અર્થઃ—આ (પૂર્વોક્ત) કારણથી નિશ્ચયના જાણનારા જ્ઞાનીઓએ તે આત્માને કર્તા કહ્યો છે—આવું નિશ્ચયથી જે જાણે છે તે (જ્ઞાની થયો થકો) સર્વ કર્તૃત્વને છોડે છે.

ववहारेण दु आदा करेदि घडपडरथाणि दव्वाणि।
करणाणि य कम्माणि य णोकम्माणीह विविहाणि ॥ ९८ ॥

ઘટ-પટ-રથાદિક વસ્તુઓ, કરણો અને કર્મો વળી,
નોકર્મ વિધવિધ જગતમાં આત્મા કરે વ્યવહારથી. ૯૮.

અર્થઃ—વ્યવહારથી અર્થાત્ વ્યવહારી લોકો માને છે કે જગતમાં આત્મા ઘડો, કપડું, રથ ઇત્યાદિ વસ્તુઓને, વળી ઇંદ્રિયોને, અનેક પ્રકારનાં ક્રોધાદિ દ્રવ્યકર્મોને અને શરીરાદિ નોકર્મોને કરે છે.

जदि सो परदव्वाणि य करेज्ज णियमेण तम्मओ होज्ज।
जम्हा ण तम्मओ तेण सो ण तेसिं हवदि कत्ता ॥ ९९ ॥

પરદ્રવ્યને જીવ જો કરે તો જરૂર તન્મય તે બને,
પણ તે નથી તન્મય અરે! તેથી નહીં કર્તા ઠરે. ૯૯.

અર્થઃ—જો આત્મા પરદ્રવ્યોને કરે તો તે નિયમથી તન્મય અર્થાત્ પરદ્રવ્યમય થઈ જાય; પરંતુ તન્મય નથી તેથી તે તેમનો કર્તા નથી.

जीवो ण करेदि घडं णेव पडं णेव सेसगे दव्वे।
जोगुवओगा उप्पादगा य तेसिं हवदि कत्ता ॥ १०० ॥

જીવ નવ કરે ઘટ, પટ નહીં, જીવ શેષ દ્રવ્યો નવ કરે;
ઉત્પાદકો ઉપયોગયોગો, તેમનો કર્તા બને. ૧૦૦.

અર્થઃ—જીવ ઘટને કરતો નથી, પટને કરતો નથી, બાકીનાં

કોઈ દ્રવ્યોને ( વસ્તુઓને ) કરતો નથી; પરંતુ જીવના યોગ અને ઉપયોગ ઘટાદિને ઉત્પન્ન કરનારાં નિમિત્ત છે તેમનો કર્તા જીવ થાય છે.

जे पोग्गलदव्वाणं परिणामा होंति णाणआवरणा ।
ण करेदि ताणि आदा जो जाणदि सो हवदि णाणी ॥ १०१ ॥

જ્ઞાનાવરણઆદિક જે પુદ્ગલ તણા પરિણામ છે,
કરતો ન આત્મા તેમને, જે જાણતો તે જ્ઞાની છે. ૧૦૧.

અર્થ:—જે જ્ઞાનાવરણાદિક પુદ્ગલદ્રવ્યોના પરિણામ છે તેમને જે આત્મા કરતો નથી પરંતુ જાણે છે તે જ્ઞાની છે.

जं भावं सुहमसुहं करेदि आदा स तस्स खलु कत्ता ।
तं तस्स होदि कम्मं सो तस्स दु वेदगो अप्पा ॥ १०२ ॥

જે ભાવ જીવ કરે શુભાશુભ તેહનો કર્તા ખરે,
તેનું બને તે કર્મ, આત્મા તેહનો વેદક બને. ૧૦૨.

અર્થ:—આત્મા જે શુભ કે અશુભ ( પોતાના ) ભાવને કરે છે તે ભાવનો તે ખરેખર કર્તા થાય છે, તે ( ભાવ ) તેનું કર્મ થાય છે અને તે આત્મા તેનો ( તે ભાવરૂપ કર્મનો ) ભોક્તા થાય છે.

जो जम्हि गुणे दव्वे सो अण्णम्हि दु ण संकमदि दव्वे ।
सो अण्णमसंकंतो कह तं परिणामए दव्वं ॥ १०३ ॥

જે દ્રવ્ય જે ગુણ-દ્રવ્યમાં, નહિ અન્ય દ્રવ્યે સંક્રમે;
અણસંક્રમ્યું તે કેમ અન્ય પરિણમાવે દ્રવ્યને? ૧૦૩.

અર્થ:—જે વસ્તુ ( અર્થાત્ દ્રવ્ય ) જે દ્રવ્યમા અને ગુણમાં વર્તે છે તે અન્ય દ્રવ્યમાં તથા ગુણમાં સંક્રમણ પામતી નથી ( અર્થાત્ બદલાઈને અન્યમાં ભળી જતી નથી ); અન્યરૂપે સંક્રમણ

નહિ પામી થકી તે ( વસ્તુ ), અન્ય વસ્તુને કેમ પરિણમાવી શકે ?

दव्वगुणस्स य आदा ण कुणदि पोग्गलमयम्हि कम्मम्हि ।
तं उभयमकुव्वंतो तम्हि कहं तस्स सो कत्ता ॥ १०४ ॥

આત્મા કરે નહિ દ્રવ્ય-ગુણ પુદ્ગલમયી કર્મો વિષે,
તે ઉભયને તેમાં ન કરતો કેમ તત્કર્તા બને ? ૧૦૪.

અર્થઃ—આત્મા પુદ્ગલમયકર્મમાં દ્રવ્યને તથા ગુણને કરતો નથી; તેમાં તે બન્નેને નહિ કરતો થકો તે તેનો કર્તા કેમ હોય ?

जीवम्हि हेदुभूदे बंधस्स दु पस्सिदूण परिणामं ।
जीवेण कदं कम्मं भण्णदि उवयारमेत्तेण ॥ १०५ ॥

જીવ હેતુભૂત થતાં અરે ! પરિણામ દેખી બંધનું,
ઉપચારમાત્ર કથાય કે આ કર્મ આત્માએ કર્યું. ૧૦૫.

અર્થઃ—જીવ નિમિત્તભૂત બનતાં કર્મબંધનું પરિણામ થતું દેખીને, 'જીવે કર્મ કર્યું' એમ ઉપચારમાત્રથી કહેવાય છે.

जोधेहिं कदे जुद्धे राएण कदं ति जंपदे लोगो ।
ववहारेण तह कदं णाणावरणादि जीवेण ॥ १०६ ॥

યોદ્ધા કરે જ્યાં યુદ્ધ ત્યાં એ નૃપકર્યું લોકો કહે,
એમ જ કર્યાં વ્યવહારથી જ્ઞાનાવરણ આદિ જીવે. ૧૦૬.

અર્થઃ—યોદ્ધાઓ વડે યુદ્ધ કરવામાં આવતાં, 'રાજાએ યુદ્ધ કર્યું' એમ લોક ( વ્યવહારથી ) કહે છે તેવી રીતે 'જ્ઞાનાવરણાદિ કર્મ જીવે કર્યું' એમ વ્યવહારથી કહેવાય છે.

उप्पादेदि करेदि य बंधदि परिणामएदि गिण्हदि य ।
आदा पोग्गलदव्वं ववहारणयस्स वत्तव्वं ॥ १०७ ॥

ઉપજાવતો, પ્રણમાવતો, ગ્રહતો, અને બાંધે, કરે
પુદ્‌ગલદરવને આતમા—વ્યવહારનયવક્તવ્ય છે. ૧૦૭.

અર્થ:—આત્મા પુદ્‌ગલદ્રવ્યને ઉપજાવે છે, કરે છે, બાંધે છે, પરિણમાવે છે અને ગ્રહણ કરે છે—એ વ્યવહારનયનું કથન છે.

जह राया ववहारा दोसगुणुप्पादगो त्ति आलविदो ।
तह जीवो ववहारा दव्वगुणुप्पादगो भणिदो ॥ १०८ ॥

ગુણદોષઉત્પાદક કહ્યો જ્યમ ભૂપને વ્યવહારથી,
ત્યમ દ્રવ્યગુણઉત્પન્નકર્તા જીવ કહ્યો વ્યવહારથી. ૧૦૮.

અર્થ:—જેમ રાજાને પ્રજાના દોષ અને ગુણનો ઉત્પન્ન કરનાર વ્યવહારથી કહ્યો છે, તેમ જીવને પુદ્‌ગલદ્રવ્યના દ્રવ્ય-ગુણનો ઉત્પન્ન કરનાર વ્યવહારથી કહ્યો છે.

सामण्णपच्चया खलु चउरो भण्णंति बंधकत्तारो ।
मिच्छत्तं अविरमणं कसायजोगा य बोद्धव्वा ॥ १०९ ॥

तेसिं पुणो वि य इमो भणिदो भेदो दु तेरसवियप्पो ।
मिच्छादिट्ठीआदी जाव सजोगिस्स चरमंतं ॥ ११० ॥

एदे अचेदणा खलु पोग्गलकम्मुदयसंभवा जम्हा ।
ते जदि करेंति कम्मं ण वि तेसिं वेदगो आदा ॥ १११ ॥

गुणसण्णिदा दु एदे कम्मं कुव्वंति पच्चया जम्हा ।
तम्हा जीवोऽकत्ता गुणा य कुव्वंति कम्माणि ॥ ११२ ॥

સામાન્ય પ્રત્યય ચાર નિશ્ચય બંધના કર્તા કહ્યા,
—મિથ્યાત્વ ને અવિરમણ તેમ કષાયયોગો જાણવા. ૧૦૯.

વળી તેમનો પણ વર્ણવ્યો આ ભેદ તેર પ્રકારનો,
—મિથ્યાત્વથી આદિ કરીને ચરમ ભેદ સયોગીનો. ૧૧૦.
પુદ્ગલકરમના ઉદયથી ઉત્પન્ન તેથી અજીવ આ,
તે જો કરે કર્મો ભલે, ભોક્તાય તેનો જીવ ના. ૧૧૧.
જેથી ખરે 'ગુણ' નામના આ પ્રત્યયો કર્મો કરે,
તેથી અકર્તા જીવ છે, 'ગુણો' કરે છે કર્મને. ૧૧૨.

અર્થઃ—ચાર સામાન્ય *પ્રત્યયો નિશ્ચયથી બંધના કર્તા કહેવામાં આવે છે—મિથ્યાત્વ, અવિરમણ તથા કષાય અને યોગ (એ ચાર) જાણવા. અને વળી તેમનો, આ તેર પ્રકારનો ભેદ કહેવામાં આવ્યો છે—મિથ્યાદૃષ્ટિ(ગુણસ્થાન)થી માંડીને સયોગકેવળી(ગુણસ્થાન)ના ચરમ સમય સુધીનો. આ (પ્રત્યયો અથવા ગુણસ્થાનો) કે જેઓ નિશ્ચયથી અચેતન છે કારણ કે પુદ્ગલકર્મના ઉદયથી ઉત્પન્ન થાય છે તેઓ જો કર્મ કરે તો ભલે કરે; તેમનો (કર્મોનો) ભોક્તા પણ આત્મા નથી. જેથી આ 'ગુણ' નામના પ્રત્યયો કર્મ કરે છે તેથી જીવ તો કર્મનો અકર્તા છે અને 'ગુણો' જ કર્મોને કરે છે.

जह जीवस्स अणण्णुवओगो कोहो वि तह जदि अणण्णो।
जीवस्साजीवस्स य एवमणण्णत्तमावण्णं ॥ ११३ ॥
एवमिह जो दु जीवो सो चेव दु णियमदो तहाऽजीवो।
अयमेयत्ते दोसो पच्चयणोकम्मकम्माणं ॥ ११४ ॥
अह दे अण्णो कोहो अण्णुवओगप्पगो हवदि चेदा।
जह कोहो तह पच्चय कम्मं णोकम्ममवि अण्णं ॥ ११५ ॥

---

* પ્રત્યયો = કર્મબંધના કારણો અર્થાત્ આસ્રવો

ઉપયોગ જેમ અનન્ય જીવનો, ક્રોધ તેમ અનન્ય જો,
તો દોષ આવે જીવ તેમ અજીવના એકત્વનો. ૧૧૩.

તો જગતમાં જે જીવ તે જ અજીવ પણ નિશ્ચય ઠરે;
નોકર્મ, પ્રત્યય, કર્મના એકત્વમાં પણ દોષ એ. ૧૧૪.

જો ક્રોધ એ રીત અન્ય, જીવ ઉપયોગઆત્મક અન્ય છે,
તો ક્રોધવત્ નોકર્મ, પ્રત્યય, કર્મ તે પણ અન્ય છે. ૧૧૫.

અર્થઃ—જેમ જીવને ઉપયોગ અનન્ય અર્થાત્ એકરૂપ છે તેમ જો ક્રોધ પણ અનન્ય હોય તો એ રીતે જીવને અને અજીવને અનન્યપણું આવી પડ્યું. એમ થતાં, આ જગતમાં જે જીવ છે તે જ નિયમથી તેવી જ રીતે અજીવ ઠર્યો; (બન્નેનું અનન્યપણું હોવામાં આ દોષ આવ્યો;) પ્રત્યય, નોકર્મ અને કર્મના એકપણામાં અર્થાત્ અનન્યપણામાં પણ આ જ દોષ આવે છે. હવે જો (આ દોષના ભયથી) તારા મતમાં ક્રોધ અન્ય છે અને ઉપયોગસ્વરૂપ આત્મા અન્ય છે, તો જેમ ક્રોધ તેમ પ્રત્યયો, કર્મ અને નોકર્મ પણ આત્માથી અન્ય જ છે.

जीवे ण सयं बद्धं ण सयं परिणमदि कम्मभावेण ।
जदि पोग्गलदव्वमिणं अप्परिणामी तदा होदि ॥ ११६ ॥

कम्मइयवग्गणासु य अपरिणमंतीसु कम्मभावेण ।
संसारस्स अभावो पसज्जदे संखसमओ वा ॥ ११७ ॥

जीवो परिणामयदे पोग्गलदव्वाणि कम्मभावेण ।
ते सयमपरिणमंते कहं णु परिणामयदि चेदा ॥ ११८ ॥

अह सयमेव हि परिणमदि कम्मभावेण पोग्गलं दव्वं ।
जीवो परिणामयदे कम्मं कम्मत्तमिदि मिच्छा ॥ ११९ ॥

णियमा कम्मपरिणदं कम्मं चिय होदि पोग्गलं दव्वं ।
तह तं णाणावरणाइपरिणदं मुणसु तच्चेव ॥ १२० ॥

જીવમાં સ્વયં નહિ બદ્ધ, ન સ્વયં કર્મભાવે પરિણમે,
તો એવું પુદ્ગલદ્રવ્ય આ પરિણમનહીન બને અરે! ૧૧૬.

જો વર્ગણા કાર્મણ તણી નહિ કર્મભાવે પરિણમે,
સંસારનો જ અભાવ અથવા સમય સાંખ્ય તણો ઠરે! ૧૧૭.

જો કર્મભાવે પરિણમાવે જીવ પુદ્ગલદ્રવ્યને,
ક્યમ જીવ તેને પરિણમાવે જે સ્વયં નહિ પરિણમે? ૧૧૮.

સ્વયમેવ પુદ્ગલદ્રવ્ય વળી જો કર્મભાવે પરિણમે,
જીવ પરિણમાવે કર્મને કર્મત્વમાં—મિથ્યા બને. ૧૧૯.

પુદ્ગલદરવ જે કર્મપરિણત, નિશ્ચયે કર્મ જ બને;
જ્ઞાનાવરણઇત્યાદિપરિણત, તે જ જાણો તેહને. ૧૨૦.

અર્થ:—આ પુદ્ગલદ્રવ્ય જીવમાં સ્વયં બંધાયું નથી અને કર્મભાવે સ્વયં પરિણમતું નથી એમ જો માનવામાં આવે તો તે અપરિણામી ઠરે છે; અને કાર્મણવર્ગણાઓ કર્મભાવે નહિ પરિણમતાં, સંસારનો અભાવ ઠરે છે અથવા સાંખ્યમતનો પ્રસંગ આવે છે.

વળી જીવ પુદ્ગલદ્રવ્યોને કર્મભાવે પરિણમાવે છે એમ માનવામાં આવે તો એ પ્રશ્ન થાય છે કે સ્વયં નહિ પરિણમતી એવી તે વર્ગણાઓને ચેતન આત્મા કેમ પરિણમાવી શકે? અથવા જો પુદ્ગલદ્રવ્ય પોતાની મેળે જ કર્મભાવે પરિણમે છે એમ માનવામાં આવે, તો જીવ કર્મને અર્થાત્ પુદ્ગલદ્રવ્યને કર્મપણે પરિણમાવે છે એમ કહેવું મિથ્યા ઠરે છે. ૪

માટે જેમ નિયમથી *કર્મરૂપે પરિણમેલું પુદ્ગલદ્રવ્ય કર્મ જ છે તેવી રીતે જ્ઞાનાવરણાદિરૂપે પરિણમેલું પુદ્ગલદ્રવ્ય જ્ઞાનાવરણાદિ જ જાણો.

ण सयं बद्धो कम्मे ण सयं परिणमदि कोहमादीहिं ।
जदि एस तुज्झ जीवो अप्परिणामी तदा होदि ॥ १२१ ॥
अपरिणमंतम्हि सयं जीवे कोहादिएहिं भावेहिं ।
संसारस्स अभावो पसज्जदे संखसमओ वा ॥ १२२ ॥
पोग्गलकम्मं कोहो जीवं परिणामएदि कोहत्तं ।
तं सयमपरिणमंतं कहं णु परिणामयदि कोहो ॥ १२३ ॥
अह सयमप्पा परिणमदि कोहभावेण एस दे बुद्धी ।
कोहो परिणामयदे जीवं कोहत्तमिदि मिच्छा ॥ १२४ ॥
कोहुवजुत्तो कोहो माणुवजुत्तो य माणमेवादा ।
माउवजुत्तो माया लोहुवजुत्तो हवदि लोहो ॥ १२५ ॥

કર્મે સ્વયં નહિ બદ્ધ, ન સ્વયં ક્રોધભાવે પરિણમે,
તો જીવ આ તુજ મત વિષે પરિણમનહીન બને અરે! ૧૨૧.

ક્રોધાદિભાવે જો સ્વયં નહિ જીવ પોતે પરિણમે,
સંસારનો જ અભાવ અથવા સમય સાંખ્ય તણો ઠરે! ૧૨૨.

જો ક્રોધ–પુદ્ગલકર્મ–જીવને પરિણમાવે ક્રોધમાં,
ક્યમ ક્રોધ તેને પરિણમાવે જે સ્વયં નહિ પરિણમે? ૧૨૩.

અથવા સ્વયં જીવ ક્રોધભાવે પરિણમે—તુજ બુદ્ધિ છે,
તો ક્રોધ જીવને પરિણમાવે ક્રોધમાં—મિથ્યા બને. ૧૨૪.

---

* કર્મ = કર્તાનું કાર્ય, જેમ કે—માટીનું કર્મ ઘડો.

ક્રોધોપયોગી ક્રોધ, જીવ માનોપયોગી માન છે,
માયોપયુત માયા અને લોભોપયુત લોભ જ બને. ૧૨૫.

અર્થ:—સાંખ્યમતના અનુયાયી શિષ્ય પ્રતિ આચાર્ય કહે છે કે હે ભાઈ! આ જીવ કર્મમાં સ્વયં બંધાયો નથી અને ક્રોધાદિભાવે સ્વયં પરિણમતો નથી એમ જો તારો મત હોય તો તે (જીવ) અપરિણામી ઠરે છે; અને જીવ પોતે ક્રોધાદિભાવે નહિ પરિણમતાં, સંસારનો અભાવ ઠરે છે અથવા સાંખ્યમતનો પ્રસંગ આવે છે.

વળી પુદ્‌ગલકર્મ જે ક્રોધ તે જીવને ક્રોધપણે પરિણમાવે છે એમ તું માને તો એ પ્રશ્ન થાય છે કે સ્વયં નહિ પરિણમતા એવા તે જીવને ક્રોધ કેમ પરિણમાવી શકે? અથવા જો આત્મા પોતાની મેળે ક્રોધભાવે પરિણમે છે એમ તારી બુદ્ધિ હોય. તો ક્રોધ જીવને ક્રોધપણે પરિણમાવે છે એમ કહેવું મિથ્યા ઠરે છે.

માટે એ સિદ્ધાંત છે કે ક્રોધમાં ઉપયુક્ત (અર્થાત્ જેનો ઉપયોગ ક્રોધાકારે પરિણમ્યો છે એવો) આત્મા ક્રોધ જ છે, માનમાં ઉપયુક્ત આત્મા માન જ છે, માયામાં ઉપયુક્ત આત્મા માયા છે અને લોભમાં ઉપયુક્ત આત્મા લોભ છે.

जं कुणदि भावमादा कत्ता सो होदि तस्स कम्मस्स ।
णाणिस्स स णाणमओ अण्णाणमओ अणाणिस्स ॥ १२६ ॥

જે ભાવને આત્મા કરે, કર્તા બને તે કર્મનો;
તે જ્ઞાનમય છે જ્ઞાનીનો, અજ્ઞાનમય અજ્ઞાનીનો. ૧૨૬.

અર્થ:—આત્મા જે ભાવને કરે છે તે ભાવરૂપ કર્મનો તે કર્તા થાય છે; જ્ઞાનીને તો તે ભાવ જ્ઞાનમય છે અને અજ્ઞાનીને અજ્ઞાનમય છે.

अण्णाणमओ भावो अणाणिणो कुणदि तेण कम्माणि ।
णाणमओ णाणिस्स दु ण कुणदि तम्हा दु कम्माणि ॥ १२७ ॥

અજ્ઞાનમય અજ્ઞાનીનો, તેથી કરે તે કર્મને;
પણ જ્ઞાનમય છે જ્ઞાનીનો, તેથી કરે નહિ કર્મને. ૧૨૭.

**અર્થ:**—અજ્ઞાનીને અજ્ઞાનમય ભાવ છે તેથી અજ્ઞાની કર્મોને કરે છે, અને જ્ઞાનીને તો જ્ઞાનમય (ભાવ) છે તેથી જ્ઞાની કર્મોને કરતો નથી.

णाणमया भावाओ णाणमओ चेव जायदे भावो ।
जम्हा तम्हा णाणिस्स सव्वे भावा हु णाणमया ॥ १२८ ॥
अण्णाणमया भावा अण्णाणो चेव जायदे भावो ।
जम्हा तम्हा भावा अण्णाणमया अणाणिस्स ॥ १२९ ॥

વળી જ્ઞાનમય કો ભાવમાંથી જ્ઞાનભાવ જ ઊપજે,
તે કારણે જ્ઞાની તણા સૌ ભાવ જ્ઞાનમયી ખરે; ૧૨૮.
અજ્ઞાનમય કો ભાવથી અજ્ઞાનભાવ જ ઊપજે,
તે કારણે અજ્ઞાનીના અજ્ઞાનમય ભાવો બને. ૧૨૯.

**અર્થ:**—કારણ કે જ્ઞાનમય ભાવમાંથી જ્ઞાનમય જ ભાવ ઉત્પન્ન થાય છે તેથી જ્ઞાનીના સર્વ ભાવો ખરેખર જ્ઞાનમય જ હોય છે. અને, કારણ કે અજ્ઞાનમય ભાવમાંથી અજ્ઞાનમય જ ભાવ ઉત્પન્ન થાય છે તેથી અજ્ઞાનીના ભાવો અજ્ઞાનમય જ હોય છે.

कणयमया भावादो जायंते कुंडलादओ भावा ।
अयमयया भावादो जह जायंते दु कडयादी ॥ १३० ॥
अण्णाणमया भावा अणाणिणो बहुविहा वि जायंते ।
णाणिस्स दु णाणमया सव्वे भावा तहा होंति ॥ १३१ ॥

જ્યમ કનકમય કો ભાવમાંથી કુંડલાદિક ઊપજે,
પણ લોહમય કો ભાવથી કટકાદિ ભાવો નીપજે; ૧૩૦.
ત્યમ ભાવ બહુવિધ ઊપજે અજ્ઞાનમય અજ્ઞાનીને,
પણ જ્ઞાનીને તો સર્વ ભાવો જ્ઞાનમય એમ જ બને. ૧૩૧.

**અર્થ:—**જેમ સુવર્ણમય ભાવમાંથી સુવર્ણમય કુંડળ વગેરે ભાવો થાય છે અને લોહમય ભાવમાંથી લોહમય કડાં વગેરે ભાવો થાય છે, તેમ અજ્ઞાનીને (અજ્ઞાનમય ભાવમાંથી) અનેક પ્રકારના અજ્ઞાનમય ભાવો થાય છે અને જ્ઞાનીને (જ્ઞાનમય ભાવમાંથી) સર્વ જ્ઞાનમય ભાવો થાય છે.

अण्णाणस्स स उदओ जा जीवाणं अतच्चउवलद्धी ।
मिच्छत्तस्स दु उदओ जीवस्स असद्दहाणत्तं ॥ १३२ ॥
उदओ असंजमस्स दु जं जीवाणं हवेइ अविरमणं ।
जो दु कलुसोवओगो जीवाणं सो कसाउदओ ॥ १३३ ॥
तं जाण जोगउदयं जो जीवाणं तु चिट्ठउच्छाहो ।
सोहणमसोहणं वा कायव्वो विरदिभावो वा ॥ १३४ ॥
एदेसु हेदुभूदेसु कम्मइयवग्गणागदं जं तु ।
परिणमदे अट्ठविहं णाणावरणादिभावेहिं ॥ १३५ ॥
तं खलु जीवणिबद्धं कम्मइयवग्गणागदं जइया ।
तइया दु होदि हेदू जीवो परिणामभावाणं ॥ १३६ ॥

અજ્ઞાન તત્ત્વ તણું જીવોને, ઉદય તે અજ્ઞાનનો,
અપ્રતીત તત્ત્વની જીવને જે, ઉદય તે મિથ્યાત્વનો; ૧૩૨.
જીવને અવિરતભાવ જે, તે ઉદય અણસંયમ તણો,
જીવને કલુષ ઉપયોગ જે, તે ઉદય જાણ કષાયનો; ૧૩૩.

શુભ કે અશુભ પ્રવૃત્તિ કે નિવૃત્તિની ચેષ્ટા તણો
ઉત્સાહ વર્તે જીવને, તે ઉદય જાણ તું યોગનો. ૧૩૪.
આ હેતુભૂત જ્યાં થાય, ત્યાં કાર્મણવરગણારૂપ જે,
તે અષ્ટવિધ જ્ઞાનાવરણઇત્યાદિભાવે પરિણમે; ૧૩૫.
કાર્મણવરગણારૂપ તે જ્યાં જીવનિબદ્ધ બને ખરે,
આત્માય જીવપરિણામભાવોનો તદા હેતુ બને ૧૩૬.

અર્થ:—જીવોને જે તત્ત્વનું અજ્ઞાન (અર્થાત્ વસ્તુસ્વરૂપનું અયથાર્થ-વિપરીત જ્ઞાન) છે તે અજ્ઞાનનો ઉદય છે અને જીવને જે (તત્ત્વનું) અશ્રદ્ધાન છે તે મિથ્યાત્વનો ઉદય છે; વળી જીવોને જે અવિરમણ અર્થાત્ અત્યાગભાવ છે તે અસંયમનો ઉદય છે અને જીવોને જે મલિન (અર્થાત્ જાણપણાની સ્વચ્છતા રહિત) ઉપયોગ છે તે કષાયનો ઉદય છે; વળી જીવોને જે શુભ કે અશુભ પ્રવૃત્તિ કે નિવૃત્તિરૂપ (મનવચનકાયા-આશ્રિત) ચેષ્ટાનો ઉત્સાહ છે તે યોગનો ઉદય જાણ.

આ (ઉદયો) હેતુભૂત થતાં જે કાર્મણવર્ગણાગત (કાર્મણ-વર્ગણારૂપ) પુદ્‌ગલદ્રવ્ય જ્ઞાનાવરણાદિભાવોરૂપે આઠ પ્રકારે પરિણમે છે, તે કાર્મણવર્ગણાગત પુદ્‌ગલદ્રવ્ય જ્યારે ખરેખર જીવમાં બંધાય છે ત્યારે જીવ (પોતાના અજ્ઞાનમય) પરિણામ-ભાવોનો હેતુ થાય છે.

जइ जीवेण सह च्चिय पोग्गलदव्वस्स कम्मपरिणामो ।
एवं पोग्गलजीवा हु दो वि कम्मत्तमावण्णा ॥ १३७ ॥
एक्कस्स दु परिणामो पोग्गलदव्वस्स कम्मभावेण ।
ता जीवभावहेदूहिं विणा कम्मस्स परिणामो ॥ १३८ ॥

જો કર્મરૂપ પરિણામ, જીવ ભેળા જ, પુદ્ગલના બને;
તો જીવ ને પુદ્ગલ ઉભય પણ કર્મપણું પામે અરે! ૧૩૭.
પણ કર્મભાવે પરિણમન છે એક પુદ્ગલદ્રવ્યને,
જીવભાવહેતુથી અલગ, તેથી, કર્મના પરિણામ છે. ૧૩૮.

અર્થઃ—જો પુદ્ગલદ્રવ્યને જીવની સાથે જ કર્મરૂપ પરિણામ થાય છે (અર્થાત્ બન્ને ભેળાં થઈને જ કર્મરૂપે પરિણમે છે) એમ માનવામાં આવે તો એ રીતે પુદ્ગલ અને જીવ બન્ને ખરેખર કર્મપણાને પામે. પરંતુ કર્મભાવે પરિણામ તો પુદ્ગલદ્રવ્યને એકને જ થાય છે તેથી જીવભાવરૂપ નિમિત્તથી રહિત જ અર્થાત્ જુદું જ કર્મનું પરિણામ છે.

जीवस्स दु कम्मेण य सह परिणामा हु होंति रागादी ।
एवं जीवो कम्मं च दो वि रागादिमावण्णा ॥ १३९ ॥
एकस्स दु परिणामो जायदि जीवस्स रागमादीहिं ।
ता कम्मोदयहेदूहिं विणा जीवस्स परिणामो ॥ १४० ॥

જીવના, કરમ ભેળા જ, જો પરિણામ રાગાદિક બને,
તો કર્મ ને જીવ ઉભય પણ રાગાદિપણું પામે અરે! ૧૩૯.
પણ પરિણમન રાગાદિરૂપ તો થાય છે જીવ એકને,
તેથી જ કર્મોદયનિમિત્તથી અલગ જીવપરિણામ છે. ૧૪૦.

અર્થઃ—જો જીવને કર્મની સાથે જ રાગાદિ પરિણામો થાય છે (અર્થાત્ બન્ને ભેળાં થઈને રાગાદિરૂપે પરિણમે છે) એમ માનવામાં આવે તો એ રીતે જીવ અને કર્મ બન્ને રાગાદિપણાને પામે. પરંતુ રાગાદિભાવે પરિણામ તો જીવને એકને જ થાય છે

તેથી કર્મોદયરૂપ નિમિત્તથી રહિત જ અર્થાત્ જુદું જ જીવનું પરિણામ છે.

जीवे कम्मं बद्धं पुट्ठं चेदि ववहारणयभणिदं ।
सुद्धणयस्स दु जीवे अबद्धपुट्ठं हवदि कम्मं ॥ १४१ ॥

છે કર્મ જીવમાં બદ્ધસ્પૃષ્ટ—કથિત નય વ્યવહારનું;
પણ બદ્ધસ્પૃષ્ટ ન કર્મ જીવમાં—કથન છે નય શુદ્ધનું. ૧૪૧.

અર્થઃ—જીવમાં કર્મ (તેના પ્રદેશો સાથે) બંધાયેલું છે તથા સ્પર્શાયેલું છે એવું વ્યવહારનયનું કથન છે અને જીવમાં કર્મ અણબંધાયેલું, અણસ્પર્શાયેલું છે એવું શુદ્ધનયનું કથન છે.

कम्मं बद्धमबद्धं जीवे एवं तु जाण णयपक्खं ।
पक्खादिक्कंतो पुण भण्णदि जो सो समयसारो ॥ १४२ ॥

છે કર્મ જીવમાં બદ્ધ વા અણબદ્ધ એ નયપક્ષ છે;
પણ પક્ષથી અતિક્રાંત ભાખ્યો તે 'સમયનો સાર' છે. ૧૪૨.

અર્થઃ—જીવમાં કર્મ બદ્ધ છે અથવા અબદ્ધ છે—એ પ્રકારે તો નયપક્ષ જાણ; પણ જે પક્ષાતિક્રાંત (અર્થાત્ પક્ષને ઓળંગી ગયેલો) કહેવાય છે તે સમયસાર (અર્થાત્ નિર્વિકલ્પ શુદ્ધ આત્મતત્ત્વ) છે.

दोण्ह वि णयाण भणिदं जाणदि णवरं तु समयपडिबद्धो ।
ण दु णयपक्खं गिण्हदि किंचि वि णयपक्खपरिहीणो ॥ १४३ ॥

નયદ્વયકથન જાણે જ કેવળ સમયમાં પ્રતિબદ્ધ જે,
નયપક્ષ કંઈ પણ નવ ગ્રહે, નયપક્ષથી પરિહીન તે. ૧૪૩.

અર્થ:—નયપક્ષથી રહિત જીવ, સમયથી પ્રતિબદ્ધ થયો થકો (અર્થાત્ ચિત્સ્વરૂપ આત્માને અનુભવતો થકો), બન્ને નયોના કથનને કેવળ જાણે જ છે પરંતુ નયપક્ષને જરા પણ ગ્રહણ કરતો નથી.

सम्मद्दंसणणाणं एसो लहदि त्ति णवरि ववदेसं ।
सव्वणयपक्खरहिदो भणिदो जो सो समयसारो ॥ १४४ ॥

સમ્યક્ત્વ તેમ જ જ્ઞાનની જે એકને સંજ્ઞા મળે,
નયપક્ષ સકલ રહિત ભાખ્યો તે 'સમયનો સાર' છે. ૧૪૪.

અર્થ:—જે સર્વ નયપક્ષોથી રહિત કહેવામાં આવ્યો છે તે સમયસાર છે; આને જ (-સમયસારને જ) કેવળ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન એવી સંજ્ઞા (નામ) મળે છે. (નામ જુદાં હોવા છતાં વસ્તુ એક જ છે.)



# ૩. પુણ્ય-પાપ અધિકાર

卐

कम्ममसुहं कुसीलं सुहकम्मं चावि जाणह सुसीलं ।
कह तं होदि सुसीलं जं संसारं पवेसेदि ॥ १४५ ॥

છે કર્મ અશુભ કુશીલ ને જાણો સુશીલ શુભકર્મને!
તે કેમ હોય સુશીલ જે સંસારમાં દાખલ કરે? ૧૪૫.

અર્થ:—અશુભ કર્મ કુશીલ છે (-ખરાબ છે) અને શુભ કર્મ સુશીલ છે (-સારું છે) એમ તમે જાણો છો! તે સુશીલ કેમ હોય કે જે (જીવને) સંસારમાં પ્રવેશ કરાવે છે?

सोवण्णियं पि णियलं बंधदि कालायसं पि जह पुरिसं ।
बंधदि एवं जीवं सुहमसुहं वा कदं कम्मं ॥ १४६ ॥

જ્યમ લોહનું ત્યમ કનકનું જંજીર જકડે પુરુષને,
એવી રીતે શુભ કે અશુભ કૃત કર્મ બાંધે જીવને. ૧૪૬.

અર્થ:—જેમ સુવર્ણની બેડી પણ પુરુષને બાંધે છે અને લોખંડની પણ બાંધે છે, તેવી રીતે શુભ તેમ જ અશુભ કરેલું કર્મ જીવને (અવિશેષપણે) બાંધે છે.

तम्हा दु कुसीलेहि य रागं मा कुणह मा व संसग्गं ।
साहीणो हि विणासो कुसीलसंसग्गरागेण ॥ १४७ ॥

તેથી કરો નહિ રાગ કે સંસર્ગ એ કુશીલો તણો,
છે કુશીલના સંસર્ગ-રાગે નાશ સ્વાધીનતા તણો. ૧૪૭.

અર્થ:—માટે એ બન્ને કુશીલો સાથે રાગ ન કરો અથવા સંસર્ગ પણ ન કરો, કારણ કે કુશીલ સાથે સંસર્ગ અને રાગ કરવાથી સ્વાધીનતાનો નાશ થાય છે (અથવા તો પોતાનો ઘાત પોતાથી જ થાય છે.)

जह णाम को वि पुरिसो कुच्छियसीलं जणं वियाणित्ता ।
वज्जेदि तेण समयं संसग्गं रागकरणं च ॥ १४८ ॥
एमेव कम्मपयडीसीलसहावं च कुच्छिदं णादुं ।
वज्जंति परिहरंति य तस्संसग्गं सहावरदा ॥ १४९ ॥

જેવી રીતે કો પુરુષ કુત્સિતશીલ જનને જાણીને,
સંસર્ગ તેની સાથ તેમ જ રાગ કરવો પરિતજે; ૧૪૮.
એમ જ કરમપ્રકૃતિશીલસ્વભાવ કુત્સિત જાણીને,
નિજ ભાવમાં રત રાગ ને સંસર્ગ તેનો પરિહરે. ૧૪૯.

અર્થ:—જેમ કોઈ પુરુષ કુત્સિત શીલવાળા અર્થાત્ ખરાબ સ્વભાવવાળા પુરુષને જાણીને તેની સાથે સંસર્ગ અને રાગ કરવો છોડી દે છે, તેવી જ રીતે સ્વભાવમાં રત પુરુષો કર્મપ્રકૃતિના શીલ-સ્વભાવને કુત્સિત અર્થાત્ ખરાબ જાણીને તેની સાથે સંસર્ગ છોડી દે છે અને રાગ છોડી દે છે.

रत्तो बंधदि कम्मं मुच्चदि जीवो विरागसंपत्तो ।
एसो जिणोवदेसो तम्हा कम्मेसु मा रज्ज ॥ १५० ॥

જીવ રક્ત બાંધે કર્મને, વૈરાગ્યપ્રાપ્ત મુકાય છે,
—એ જિન તણો ઉપદેશ, તેથી ન રાચ તું કર્મો વિષે. ૧૫૦.

અર્થ:—રાગી જીવ કર્મ બાંધે છે અને વૈરાગ્યને પામેલો જીવ કર્મથી છૂટે છે—આ જિનભગવાનનો ઉપદેશ છે; માટે (હે ભવ્ય જીવ!) તું કર્મોમાં પ્રીતિ—રાગ ન કર.

परमट्ठो खलु समओ सुद्धो जो केवली मुणी णाणी ।
तम्हि ट्ठिदा सहावे मुणिणो पावंति णिव्वाणं ॥ १५१ ॥

પરમાર્થ છે નક્કી, સમય છે, શુધ, કેવળી, મુનિ, જ્ઞાની છે,
એવા સ્વભાવે સ્થિત મુનિઓ મોક્ષની પ્રાપ્તિ કરે. ૧૫૧.

અર્થ:—નિશ્ચયથી જે પરમાર્થ (પરમ પદાર્થ) છે, સમય છે, શુદ્ધ છે, કેવળી છે, મુનિ છે, જ્ઞાની છે, તે સ્વભાવમાં સ્થિત મુનિઓ નિર્વાણને પામે છે.

परमट्ठम्हि दु अठिदो जो कुणदि तवं वदं च धारेदि ।
तं सव्वं बालतवं बालवदं बेंति सव्वण्हू ॥ १५२ ॥

પરમાર્થમાં અણુસ્થિત જે તપને કરે, વ્રતને ધરે,
સઘળુંય તે તપ બાળ ને વ્રત બાળ સર્વજ્ઞો કહે. ૧૫૨.

અર્થ:—પરમાર્થમાં અસ્થિત એવો જે જીવ તપ કરે છે તથા વ્રત ધારણ કરે છે, તેનાં તે સર્વ તપ અને વ્રતને સર્વજ્ઞો બાળતપ અને બાળવ્રત કહે છે.

वदणियमाणि धरंता सीलाणि तहा तवं च कुव्वंता ।
परमट्ठबाहिरा जे णिव्वाणं ते ण विंदंति ॥ १५३ ॥

વ્રતનિયમને ધારે ભલે, તપશીલને પણ આચરે,
પરમાર્થથી જે બાહ્ય તે નિર્વાણપ્રાપ્તિ નહીં કરે. ૧૫૩.

અર્થ:—વ્રત અને નિયમો ધારણ કરતા હોવા છતાં તેમ જ શીલ અને તપ કરતા હોવા છતાં જેઓ પરમાર્થથી બાહ્ય છે (અર્થાત્ પરમ પદાર્થરૂપ જ્ઞાનનું એટલે કે જ્ઞાનસ્વરૂપ આત્માનું જેમને શ્રદ્ધાન નથી) તેઓ નિર્વાણને પામતા નથી.

परमट्ठबाहिरा जे ते अण्णाणेण पुण्णमिच्छंति ।
संसारगमणहेदुं पि मोक्खहेदुं अजाणंता ॥ १५४ ॥

પરમાર્થબાહ્ય જીવો અરે! જાણે ન હેતુ મોક્ષનો,
અજ્ઞાનથી તે પુણ્ય ઇચ્છે હેતુ જે સંસારનો. ૧૫૪.

અર્થ:—જેઓ પરમાર્થથી બાહ્ય છે તેઓ મોક્ષના હેતુને નહિ જાણતા થકા—જોકે પુણ્ય સંસારગમનનો હેતુ છે તોપણ—અજ્ઞાનથી પુણ્યને (મોક્ષનો હેતુ જાણીને) ઇચ્છે છે.

जीवादीसद्दहणं सम्मत्तं तेसिमधिगमो णाणं ।
रागादीपरिहरणं चरणं एसो दु मोक्खपहो ॥ १५५ ॥

જીવાદિનું શ્રદ્ધાન સમકિત, જ્ઞાન તેમનું જ્ઞાન છે,
રાગાદિ-વર્જન ચરણ છે, ને આ જ મુક્તિપંથ છે. ૧૫૫.

અર્થ:—જીવાદિ પદાર્થોનું શ્રદ્ધાન સમ્યક્ત્વ છે, તે જીવાદિ પદાર્થોનો અધિગમ જ્ઞાન છે અને રાગાદિનો ત્યાગ ચારિત્ર છે;—આ જ મોક્ષનો માર્ગ છે.

मोत्तूण णिच्छयट्ठं ववहारेण विदुसा पवट्टंति ।
परमट्ठमस्सिदाण दु जदीण कम्मक्खओ विहिओ ॥ १५६ ।

વિદ્વજ્જનો ભૂતાર્થ તજી વ્યવહારમાં વર્તન કરે,
પણ કર્મક્ષયનું વિધાન તો પરમાર્થ-આશ્રિત સંતને. ૧૫૬.

અર્થ:—નિશ્ચયનયના વિષયને છોડીને વિદ્વાનો વ્યવહાર વડે પ્રવર્તે છે; પરંતુ પરમાર્થને (આત્મસ્વરૂપને) આશ્રિત યતીશ્વરોને જ કર્મનો નાશ આગમમાં કહ્યો છે. (કેવળ વ્યવહારમાં પ્રવર્તનારા પંડિતોને કર્મક્ષય થતો નથી.)

वत्थस्स सेदभावो जह णासेदि मलमेलणासत्तो ।
मिच्छत्तमलोच्छण्णं तह सम्मत्तं खु णादव्वं ॥ १५७ ॥
वत्थस्स सेदभावो जह णासेदि मलमेलणासत्तो ।
अण्णाणमलोच्छण्णं तह णाणं होदि णादव्वं ॥ १५८ ॥
वत्थस्स सेदभावो जह णासेदि मलमेलणासत्तो ।
कसायमलोच्छण्णं तह चारित्तं पि णादव्वं ॥ १५९ ॥

મળમિલનલેપથી નાશ પામે શ્વેતપણું જ્યમ વસ્ત્રનું,
મિથ્યાત્વમળના લેપથી સમ્યક્ત્વ એ રીત જાણવું. ૧૫૭.
મળમિલનલેપથી નાશ પામે શ્વેતપણું જ્યમ વસ્ત્રનું,
અજ્ઞાનમળના લેપથી વળી જ્ઞાન એ રીત જાણવું. ૧૫૮.
મળમિલનલેપથી નાશ પામે શ્વેતપણું જ્યમ વસ્ત્રનું,
ચારિત્ર પામે નાશ લિપ્ત કષાયમળથી જાણવું. ૧૫૯.

અર્થ:—જેમ વસ્ત્રનો શ્વેતભાવ મેલના મળવાથી ખરડાયો થકો નાશ પામે છે—તિરોભૂત થાય છે, તેવી રીતે મિથ્યાત્વરૂપી મેલથી ખરડાયું—વ્યાપ્ત થયું—થકું સમ્યક્ત્વ ખરેખર તિરોભૂત થાય છે એમ જાણવું. જેમ વસ્ત્રનો શ્વેતભાવ મેલના મળવાથી ખરડાયો થકો નાશ પામે છે—તિરોભૂત થાય છે, તેવી રીતે

અજ્ઞાનરૂપી મેલથી ખરડાયું—વ્યાપ્ત થયું—થકું જ્ઞાન તિરોભૂત થાય છે એમ જાણવું. જેમ વસ્ત્રનો શ્વેતભાવ મેલના મળવાથી ખરડાયો થકો નાશ પામે છે—તિરોભૂત થાય છે, તેવી રીતે કષાયરૂપી મેલથી ખરડાયું—વ્યાપ્ત થયું—થકું ચારિત્ર પણ તિરોભૂત થાય છે એમ જાણવું.

सो सव्वणाणदरिसी कम्मरएण णियेणावच्छण्णो ।
संसारसमावण्णो ण विजाणदि सव्वदो सव्वं ॥ १६० ॥

તે સર્વજ્ઞાની-દર્શી પણ નિજ કર્મરજ-આચ્છાદને,
સંસારપ્રાપ્ત ન જાણતો તે સર્વ રીતે સર્વને. ૧૬૦.

અર્થઃ—તે આત્મા (સ્વભાવથી) સર્વને જાણનારો તથા દેખનારો છે તોપણ પોતાના કર્મમળથી ખરડાયો—વ્યાપ્ત થયો—થકો સંસારને પ્રાપ્ત થયેલો તે સર્વ પ્રકારે સર્વને જાણતો નથી.

सम्मत्तपडिणिवद्धं मिच्छत्तं जिणवरेहि परिकहियं ।
तस्सोदयेण जीवो मिच्छादिट्ठि त्ति णादव्वो ॥ १६१ ॥
णाणस्स पडिणिबद्धं अण्णाणं जिणवरेहि परिकहियं ।
तस्सोदयेण जीवो अण्णाणी होदि णादव्वो ॥ १६२ ॥
चारित्तपडिणिवद्धं कसायं जिणवरेहि परिकहियं ।
तस्सोदयेण जीवो अचरित्तो होदि णादव्वो ॥ १६३ ॥

સમ્યક્ત્વપ્રતિબંધક કરમ મિથ્યાત્વ જિનદેવે કહ્યું,
એના ઉદયથી જીવ મિથ્યાત્વી બને એમ જાણવું. ૧૬૧.
એમ જ્ઞાનપ્રતિબંધક કરમ અજ્ઞાન જિનદેવે કહ્યું,
એના ઉદયથી જીવ અજ્ઞાની બને એમ જાણવું. ૧૬૨.

ચારિત્રને પ્રતિબંધ કર્મ કષાય જિનદેવે કહ્યું,
એના ઉદયથી જીવ બને ચારિત્રહીન એમ જાણવું. ૧૬૩.

અર્થ:—સમ્યક્ત્વને રોકનારું મિથ્યાત્વ છે એમ જિનવરોએ કહ્યું છે; તેના ઉદયથી જીવ મિથ્યાદૃષ્ટિ થાય છે એમ જાણવું. જ્ઞાનને રોકનારું અજ્ઞાન છે એમ જિનવરોએ કહ્યું છે; તેના ઉદયથી જીવ અજ્ઞાની થાય છે એમ જાણવું. ચારિત્રને રોકનાર કષાય છે એમ જિનવરોએ કહ્યું છે; તેના ઉદયથી જીવ અચારિત્રી થાય છે એમ જાણવું.



# ૪. આસ્રવ અધિકાર

मिच्छत्तं अविरमणं कसायजोगा य सण्णसण्णा दु ।
बहुविहभेया जीवे तस्सेव अणण्णपरिणामा ॥ १६४ ॥
णाणावरणादीयस्स ते दु कम्मस्स कारणं होंति ।
तेसिं पि होदि जीवो य रागदोसादिभावकरो ॥ १६५ ॥

મિથ્યાત્વ ને અવિરત, કષાયો, યોગ [1]સંજ્ઞ [2]અસંજ્ઞ છે,
[1]એ વિવિધ ભેદે જીવમાં, જીવના અનન્ય પરિણામ છે; ૧૬૪.
વળી [2]તેહ જ્ઞાનાવરણઆદિક કર્મનાં કારણ બને,
ને તેમનું પણ જીવ બને જે રાગદ્વેષાદિક કરે. ૧૬૫.

અર્થ:—મિથ્યાત્વ, અવિરમણ. કષાય અને યોગ—એ આસ્રવો સંજ્ઞ (અર્થાત્ ચેતનના વિકાર) પણ છે અને અસંજ્ઞ (અર્થાત્ પુદ્ગલના વિકાર) પણ છે. વિવિધ ભેદવાળા સંજ્ઞ આસ્રવો—કે જેઓ જીવમા ઉત્પન્ન થાય છે તેઓ—જીવના જ અનન્ય પરિણામ છે. વળી અસંજ્ઞ આસ્રવો જ્ઞાનાવરણ આદિ કર્મનું કારણ (નિમિત્ત) થાય છે અને તેમને પણ (અર્થાત્ અસંજ્ઞ આસ્રવોને પણ કર્મબંધનું નિમિત્ત થવામાં) રાગદ્વેષાદિ ભાવ કરનારો જીવ કારણ (નિમિત્ત) થાય છે.

णत्थि दु आसवबंधो सम्मादिट्ठिस्स आसवणिरोहो ।
संते पुव्वणिबद्धे जाणदि सो ते अबंधंतो ॥ १६६ ॥

સુદૃષ્ટિને આસ્રવનિમિત્ત ન બંધ, આસ્રવરોધ છે;
નહિ બાંધતો, જાણે જ પૂર્વનિબદ્ધ જે સત્તા વિષે. ૧૬૬.

અર્થ:—સમ્યગ્દૃષ્ટિને આસ્રવ જેનું નિમિત્ત છે એવો બંધ નથી. (કારણ કે) આસ્રવનો (ભાવાસ્રવનો) નિરોધ છે; નવાં કર્મોને નહિ બાંધતો તે, સત્તામાં રહેલાં પૂર્વે બંધાયેલાં કર્મોને જાણે જ છે.

भावो रागादिजुदो जीवेण कदो दु बंधगो भणिदो ।
रागादिविप्पमुक्को अबंधगो जाणगो णवरि ॥ १६७ ॥

રાગાદિયુત જે ભાવ જીવકૃત તેહને બંધક કહ્યો;
રાગાદિથી પ્રવિમુક્ત તે બંધક નહી, જ્ઞાયક નર્યો. ૧૬૭.

અર્થ:—જીવે કરેલો રાગાદિયુક્ત ભાવ બંધક (અર્થાત્ નવાં કર્મનો બંધ કરનાર) કહેવામાં આવ્યો છે. રાગાદિથી વિમુક્ત ભાવ બંધક નથી, કેવળ જ્ઞાયક જ છે.

पक्के फलम्हि पडिए जह ण फलं वज्झए पुणो विंटे ।
जीवस्स कम्मभावे पडिए ण पुणोदयमुवेदि ॥ १६८ ॥

ફળ પક્વ ખરતાં, વૃંત સહ સંબંધ ફરી પામે નહી,
ત્યમ કર્મભાવ ખર્યે, ફરી જીવમાં ઉદય પામે નહી. ૧૬૮.

અર્થ:—જેમ પાકું ફળ ખરી પડતાં ફરીને ફળ ડીંટા સાથે જોડાતું નથી, તેમ જીવને કર્મભાવ ખરી જતાં (અર્થાત્ છૂટા થતાં) ફરીને ઉત્પન્ન થતો નથી (અર્થાત્ જીવ સાથે જોડાતો નથી).

पुढवीपिंडसमाणा पुव्वणिवद्धा दु पच्चया तस्स ।
कम्मसरीरेण दु ते बद्धा सव्वे वि णाणिस्स ॥ १६९ ॥

જે સર્વ પૂર્વનિબદ્ધ પ્રત્યય વર્તતા તે જ્ઞાનીને,
છે પૃથ્વીપિંડ સમાન ને સૌ કર્મશરીરે બદ્ધ છે. ૧૬૯.

અર્થ:—તે જ્ઞાનીને પૂર્વે બંધાયેલા સમસ્ત પ્રત્યયો માટીનાં ઢેફાં સમાન છે અને તે (માત્ર) કાર્મણ શરીર સાથે બંધાયેલ છે.

चउविह अणेयभेयं बंधंते णाणदंसणगुणेहिं ।
समए समए जम्हा तेण अबंधो त्ति णाणी दु ॥ १७० ॥

ચઉવિધ પ્રત્યય સમયસમયે જ્ઞાનદર્શનગુણથી
બહુભેદ બાંધે કર્મ, તેથી જ્ઞાની તો બંધક નથી. ૧૭૦.

અર્થ:—કારણ કે ચાર પ્રકારના દ્રવ્યાસ્રવો જ્ઞાનદર્શનગુણો વડે સમયે સમયે અનેક પ્રકારનું કર્મ બાંધે છે તેથી જ્ઞાની તો અબંધ છે.

जम्हा दु जहण्णादो णाणगुणादो पुणो वि परिणमदि ।
अण्णत्तं णाणगुणो तेण दु सो बंधगो भणिदो ॥ १७१ ॥

જે જ્ઞાનગુણની જઘન્યતામાં વર્તતો ગુણ જ્ઞાનનો,
ફરીફરી પ્રણમતો અન્યરૂપમાં, તેથી તે બંધક કહ્યો. ૧૭૧.

અર્થ:—કારણ કે જ્ઞાનગુણ, જઘન્ય જ્ઞાનગુણને લીધે ફરીને પણ અન્યપણે પરિણમે છે, તેથી તે (જ્ઞાનગુણ) કર્મનો બંધક કહેવામાં આવ્યો છે.

दंसणणाणचरित्तं जं परिणमदे जहण्णभावेण ।
णाणी तेण दु वज्झदि पोग्गलकम्मेण विविहेण ॥ १७२ ॥

ચારિત્ર, દર્શન, જ્ઞાન જેથી જઘન્ય ભાવે પરિણમે,
તેથી જ જ્ઞાની વિવિધ પુદ્ગલકર્મથી બંધાય છે. ૧૭૨.

અર્થ:—કારણ કે દર્શન-જ્ઞાન-ચારિત્ર જઘન્ય ભાવે પરિણમે છે તેથી જ્ઞાની અનેક પ્રકારના પુદ્‌ગલકર્મથી બંધાય છે.

सव्वे पुव्वणिबद्धा दु पच्चया अत्थि सम्मदिट्ठिस्स ।
उवओगप्पाओगं बंधंते कम्मभावेण ॥ १७३ ॥

होदूण णिरुवभोज्जा तह बंधदि जह हवंति उवभोज्जा ।
सत्तट्ठविहा भूदा णाणावरणादिभावेहिं ॥ १७४ ॥

संता दु णिरुवभोज्जा बाला इत्थी जहेह पुरिसस्स ।
बंधदि ते उवभोज्जे तरुणी इत्थी जह णरस्स ॥ १७५ ॥

एदेण कारणेण दु सम्मादिट्ठी अबंधगो भणिदो ।
आसवभावाभावे ण पच्चया बंधगा भणिदा ॥ १७६ ॥

જે સર્વ પૂર્વનિબદ્ધ પ્રત્યય વર્તતા સુદૃષ્ટિને,
ઉપયોગને પ્રાયોગ્ય બંધન કર્મભાવ વડે કરે. ૧૭૩.

અણુભોગ્ય બની ઉપભોગ્ય જે રીત થાય તે રીત બાંધતા,
જ્ઞાનાવરણ ઇત્યાદિ કર્મો સપ્ત-અષ્ટ પ્રકારનાં. ૧૭૪.

સત્તા વિષે તે નિરુપભોગ્ય જ, બાળ સ્ત્રી જ્યમ પુરુષને;
ઉપભોગ્ય બનતાં તેહ બાંધે, યુવતી જેમ પુરુષને. ૧૭૫.

આ કારણે સમ્યક્‌ત્વસંયુત જીવ અણબંધક કહ્યા,
આસરવભાવઅભાવમાં નહિ પ્રત્યયો બંધક કહ્યા. ૧૭૬.

અર્થ:—સમ્યગ્દૃષ્ટિને બધા પૂર્વે બંધાયેલા પ્રત્યયો (દ્રવ્ય આસ્રવો) સત્તારૂપે મોજૂદ છે તેઓ ઉપયોગના પ્રયોગ અનુસાર, કર્મભાવ વડે (-રાગાદિક વડે) નવો બંધ કરે છે. તે પ્રત્યયો. નિરુપભોગ્ય રહીને પછી જે રીતે ઉપભોગ્ય થાય છે તે રીતે,

જ્ઞાનાવરણાદિ ભાવે સાત-આઠ પ્રકારનાં થયેલાં એવાં કર્મોને બાંધે છે. સત્તા-અવસ્થામાં તેઓ નિરુપભોગ્ય છે અર્થાત્ ભોગવવાયોગ્ય નથી—જેમ જગતમાં બાળ સ્ત્રી પુરુષને નિરુપભોગ્ય છે તેમ; તેઓ ઉપભોગ્ય અર્થાત્ ભોગવવાયોગ્ય થતાં બંધન કરે છે—જેમ તરુણ સ્ત્રી પુરુષને બાંધે છે તેમ. આ કારણથી સમ્યગ્દૃષ્ટિને અબંધક કહ્યો છે, કારણ કે આસ્રવભાવના અભાવમાં પ્રત્યયોને ( કર્મના ) બંધક કહ્યા નથી.

रागो दोसो मोहो य आसवा णत्थि सम्मदिट्ठिस्स ।
तम्हा आसवभावेण विणा हेदू ण पच्चया होंति ॥ १७७ ॥

हेदू चदुव्वियप्पो अट्ठवियप्पस्स कारणं भणिदं ।
तेसिं पि य रागादी तेसिमभावे ण वज्झंति ॥ १७८ ॥

નહિ રાગદ્વેષ, ન મોહ—એ આસ્રવ નથી સુદૃષ્ટિને,
તેથી જ આસ્રવભાવ વિણ નહિ પ્રત્યયો હેતુ બને; ૧૭૭.

હેતુ ચતુર્વિધ અષ્ટવિધ કર્મો તણાં કારણ કહ્યા,
તેનાંય રાગાદિક કહ્યા, રાગાદિ નહિ ત્યાં બંધ ના. ૧૭૮.

અર્થઃ—રાગ, દ્વેષ અને મોહ—એ આસ્રવો સમ્યગ્દૃષ્ટિને નથી તેથી આસ્રવભાવ વિના દ્રવ્યપ્રત્યયો કર્મબંધનાં કારણ થતા નથી.

( મિથ્યાત્વાદિ ) ચાર પ્રકારના હેતુઓ આઠ પ્રકારનાં કર્મોનાં કારણ કહેવામાં આવ્યા છે, અને તેમને પણ ( જીવના ) રાગાદિ ભાવો કારણ છે; તેથી રાગાદિ ભાવોના અભાવમાં કર્મ બંધાતાં નથી. ( માટે સમ્યગ્દૃષ્ટિને બંધ નથી. )

जह पुरिसेणाहारो गहिदो परिणमदि सो अणेयविहं ।
मंसवसारुहिरादी भावे उदरग्गिसंजुत्तो ॥ १७९ ॥
तह णाणिस्स दु पुव्वं जे बद्धा पच्चया बहुवियप्पं ।
बज्झंते कम्मं ते णयपरिहीणा दु ते जीवा ॥ १८० ॥

પુરુષે ગ્રહેલ અહાર જે, ઉદરાગ્નિને સંયોગ તે
બહુવિધ માંસ, વસા અને રુધિરાદિ ભાવે પરિણમે; ૧૭૯.
ત્યમ જ્ઞાનીને પણ પ્રત્યયો જે પૂર્વકાળનિબદ્ધ તે
બહુવિધ બાંધે કર્મ, જો જીવ શુદ્ધનયપરિચ્યુત બને ૧૮૦.

અર્થઃ—જેમ પુરુષ વડે ગ્રહાયેલો જે આહાર તે ઉદરાગ્નિથી સંયુક્ત થયો થકો અનેક પ્રકારે માંસ, વસા, રુધિર આદિ ભાવોરૂપે પરિણમે છે, તેમ જ્ઞાનીને પૂર્વે બંધાયેલા જે દ્રવ્યાસ્રવો છે તે બહુ પ્રકારનાં કર્મ બાંધે છે;—એવા જીવો શુદ્ધનયથી ચ્યુત થયેલા છે. ( જ્ઞાની શુદ્ધનયથી ચ્યુત થાય તો તેને કર્મ બંધાય છે. )



# ૫. સંવર અધિકાર

उवओगे उवओगो कोहादिसु णत्थि को वि उवओगो ।
कोहो कोहे चेव हि उवओगे णत्थि खलु कोहो ॥ १८१ ॥
अट्ठवियप्पे कम्मे णोकम्मे चावि णत्थि उवओगो ।
उवओगम्हि य कम्मं णोकम्मं चावि णो अत्थि ॥ १८२ ॥
एदं तु अविवरीदं णाणं जइया दु होदि जीवस्स ।
तइया ण किंचि कुव्वदि भावं उवओगसुद्धप्पा ॥ १८३ ॥

ઉપયોગમાં ઉપયોગ કો ઉપયોગ નહિ ક્રોધાદિમાં,
છે ક્રોધ ક્રોધ મહી જ, નિશ્ચય ક્રોધ નહિ ઉપયોગમાં. ૧૮૧.
ઉપયોગ છે નહિ અષ્ટવિધ કર્મો અને નોકર્મમાં,
કર્મો અને નોકર્મ કંઈ પણ છે નહિ ઉપયોગમાં. ૧૮૨.
આવું અવિપરીત જ્ઞાન જ્યારે ઉદ્ભવે છે જીવને,
ત્યારે ન કંઈ પણ ભાવ તે ઉપયોગશુદ્ધાત્મા કરે. ૧૮૩.

અર્થઃ—ઉપયોગ ઉપયોગમાં છે, ક્રોધાદિકમાં કોઈ ઉપયોગ નથી; વળી ક્રોધ ક્રોધમાં જ છે, ઉપયોગમાં નિશ્ચયથી ક્રોધ નથી. આઠ પ્રકારનાં કર્મ તેમ જ નોકર્મમાં ઉપયોગ નથી અને ઉપયોગમાં કર્મ તેમ જ નોકર્મ નથી.—આવું અવિપરીત જ્ઞાન જ્યારે જીવને થાય છે, ત્યારે તે ઉપયોગસ્વરૂપ શુદ્ધાત્મા ઉપયોગ સિવાય અન્ય કોઈ પણ ભાવને કરતો નથી.

जह कणयमग्गितवियं पि कणयभावं ण तं परिच्चयदि ।
तह कम्मोदयतविदो ण जहदि णाणी दु णाणित्तं ॥ १८४ ॥
एवं जाणदि णाणी अण्णाणी मुणदि रागमेवादं ।
अण्णाणतमोच्छण्णो आदसहावं अयाणंतो ॥ १८५ ॥

જ્યમ અગ્નિતપ્ત સુવર્ણ પણ નિજ સ્વર્ણભાવ નહીં તજે,
ત્યમ કર્મઉદયે તપ્ત પણ જ્ઞાની ન જ્ઞાનીપણું તજે. ૧૮૪.
જીવ જ્ઞાની જાણે આમ, પણ અજ્ઞાની રાગ જ જીવ ગણે,
આત્મસ્વભાવ-અજાણ જે અજ્ઞાનતમ-આચ્છાદને. ૧૮૫.

અર્થઃ—જેમ સુવર્ણ અગ્નિથી તપ્ત થયું થકું પણ તેના સુવર્ણપણાને છોડતું નથી તેમ જ્ઞાની કર્મના ઉદયથી તપ્ત થયો થકો પણ જ્ઞાનીપણાને છોડતો નથી.—આવું જ્ઞાની જાણે છે, અને અજ્ઞાની અજ્ઞાન-અંધકારથી આચ્છાદિત હોવાથી આત્માના સ્વભાવને નહિ જાણતો થકો રાગને જ આત્મા માને છે.

सुद्धं तु वियाणंतो सुद्धं चेवप्पयं लहदि जीवो ।
जाणंतो दु असुद्धं असुद्धमेवप्पयं लहदि ॥ १८६ ॥

જે શુદ્ધ જાણે આત્મને તે શુદ્ધ આત્મ જ મેળવે;
અણશુદ્ધ જાણે આત્મને અણશુદ્ધ આત્મ જ તે લહે. ૧૮૬.

અર્થઃ—શુદ્ધ આત્માને જાણતો-અનુભવતો જીવ શુદ્ધ આત્માને જ પામે છે અને અશુદ્ધ આત્માને જાણતો-અનુભવતો જીવ અશુદ્ધ આત્માને જ પામે છે.

अप्पाणमप्पणा रुंधिऊण दोपुण्णपावजोगेसु ।
दंसणणाणम्हि ठिदो इच्छाविरदो य अण्णम्हि ॥ १८७ ॥

जो सव्वसंगमुक्को झायदि अप्पाणमप्पणो अप्पा ।
ण वि कम्मं णोकम्मं चेदा चिंतेदि एयत्तं ॥ १८८ ॥

अप्पाणं झायंतो दंसणणाणमओ अणण्णमओ ।
लहदि अचिरेण अप्पाणमेव सो कम्मपविमुक्कं ॥ १८९ ॥

પુણ્યપાપયોગથી રોકીને નિજ આત્મને આત્મા થકી,
દર્શન અને જ્ઞાને ઠરી, પરદ્રવ્યઇચ્છા પરિહરી, ૧૮૭.

જે સર્વસંગવિમુક્ત, ધ્યાવે આત્મને આત્મા વડે,–
–નહિ કર્મ કે નોકર્મ, ચેતક ચેતતો એકત્વને, ૧૮૮.

તે આત્મ ધ્યાતો, જ્ઞાનદર્શનમય, અનન્યમયી ખરે,
બસ અલ્પ કાળે કર્મથી પ્રવિમુક્ત આત્માને વરે. ૧૮૯.

અર્થ:—આત્માને આત્મા વડે બે પુણ્ય-પાપરૂપ શુભાશુભ-યોગોથી રોકીને દર્શનજ્ઞાનમાં સ્થિત થયો થકો અને અન્ય(વસ્તુ)-ની ઇચ્છાથી વિરમ્યો થકો, જે આત્મા, (ઇચ્છારહિત થવાથી) સર્વ સંગથી રહિત થયો થકો, (પોતાના) આત્માને આત્મા વડે ધ્યાવે છે—કર્મ અને નોકર્મને ધ્યાતો નથી, (પોતે) *ચેતયિતા (હોવાથી) એકત્વને જ ચિંતવે છે—ચેતે છે—અનુભવે છે, તે (આત્મા), આત્માને ધ્યાતો, દર્શનજ્ઞાનમય અને [1]અનન્યમય થયો થકો અલ્પ કાળમાં જ કર્મથી રહિત આત્માને પામે છે.

तेसिं हेदू भणिदा अज्झवसाणाणि सव्वदरिसीहिं ।
मिच्छत्तं अण्णाणं अविरयभावो य जोगो य ॥ १९० ॥

---

* ચેતયિતા = ચેતનાર, દેખનાર–જાણનાર

૧. અનન્યમય = અન્યમય નહિ એવો.

हेदुअभावे णियमा जायदि णाणिस्स आसवणिरोहो ।
आसवभावेण विणा जायदि कम्मस्स वि णिरोहो ॥ १९१ ॥
कम्मस्साभावेण य णोकम्माणं पि जायदि णिरोहो ।
णोकम्मणिरोहेण य संसारणिरोहणं होदि ॥ १९२ ॥

રાગાદિના હેતુ કહે સર્વજ્ઞ અધ્યવસાનને,
—મિથ્યાત્વ ને અજ્ઞાન, અવિરતભાવ તેમ જ યોગને. ૧૯૦.
હેતુઅભાવે જરૂર આસ્રવરોધ જ્ઞાનીને બને,
આસ્રવભાવ વિના વળી નિરોધ કર્મ તણો બને; ૧૯૧.
કર્મોતણા ય અભાવથી નોકર્મનું રોધન અને
નોકર્મના રોધન થકી સંસારસંરોધન બને. ૧૯૨.

અર્થ:—તેમના (પૂર્વે કહેલા રાગદ્વેષમોહરૂપ આસ્રવોના) હેતુઓ સર્વદર્શીઓએ મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતભાવ અને યોગ—એ (ચાર) અધ્યવસાન કહ્યા છે. જ્ઞાનીને હેતુઓના અભાવે નિયમથી આસ્રવનો નિરોધ થાય છે, આસ્રવભાવ વિના કર્મનો પણ નિરોધ થાય છે, વળી કર્મના અભાવથી નોકર્મોનો પણ નિરોધ થાય છે, અને નોકર્મના નિરોધથી સંસારનો નિરોધ થાય છે.



# ૬. નિર્જરા અધિકાર

उवभोगमिंदियेहिं दव्वाणमचेदणाणमिदराणं ।
जं कुणदि सम्मदिट्ठी तं सव्वं णिज्जरणिमित्तं ॥ १९३ ॥

ચેતન અચેતન દ્રવ્યનો ઉપભોગ ઇંદ્રિયો વડે
જે જે કરે સુદૃષ્ટિ તે સૌ નિર્જરાકારણ બને. ૧૯૩.

અર્થ:—સમ્યગ્દૃષ્ટિ જીવ જે ઇંદ્રિયો વડે અચેતન તથા ચેતન દ્રવ્યોનો ઉપભોગ કરે છે તે સર્વ નિર્જરાનું નિમિત્ત છે.

दव्वे उवभुंजंते णियमा जायदि सुहं व दुक्खं वा ।
तं सुहदुक्खमुदिण्णं वेददि अध णिज्जरं जादि ॥ १९४ ॥

વસ્તુ તણે ઉપભોગ નિશ્ચય સુખ વા દુખ થાય છે,
એ ઉદિત સુખદુખ ભોગવે પછી નિર્જરા થઈ જાય છે. ૧૯૪.

અર્થ:—વસ્તુ ભોગવવામાં આવતાં, સુખ અથવા દુ:ખ નિયમથી ઉત્પન્ન થાય છે; ઉદય થયેલા અર્થાત્ ઉત્પન્ન થયેલા તે સુખદુ:ખને વેદે છે—અનુભવે છે, પછી તે (સુખદુ:ખરૂપ ભાવ) નિર્જરી જાય છે.

जह विसमुवभुंजंतो वेज्जो पुरिसो ण मरणमुवयादि ।
पोग्गलकम्मस्सुदयं तह भुंजदि णेव वज्झदे णाणी ॥ १९५ ॥

જ્યમ ઝેરના ઉપભોગથી પણ વૈદ્ય જન મરતો નથી,
ત્યમ કર્મઉદયો ભોગવે પણ જ્ઞાની બંધાતો નથી. ૧૯૫.

અર્થ:—જેમ વૈદ્ય પુરુષ વિષને ભોગવતો અર્થાત્ ખાતો થકો મરણ પામતો નથી. તેમ જ્ઞાની પુદ્‌ગલકર્મના ઉદયને ભોગવે છે તોપણ બંધાતો નથી.

जह मज्जं पिवमाणो अरदीभावेण मज्जदि ण पुरिसो ।
दव्वुवभोगे अरदो णाणी वि ण वज्झदि तहेव ॥ १९६ ॥

જ્યમ અરતિભાવે મદ્ય પીતાં મત્ત જન બનતો નથી,
દ્રવ્યોપભોગ વિષે અરત જ્ઞાનીય બંધાતો નથી. ૧૯૬.

અર્થ:—જેમ કોઈ પુરુષ મદિરાને અરતિભાવે (અપ્રીતિથી) પીતો થકો મત્ત થતો નથી, તેવી જ રીતે જ્ઞાની પણ દ્રવ્યના ઉપભોગ પ્રત્યે અરત (અર્થાત્ વૈરાગ્યભાવે) વર્તતો થકો (કર્મોથી) બંધાતો નથી.

सेवंतो वि ण सेवदि असेवमाणो वि सेवगो कोई ।
पगरणचेट्ठा कस्स वि ण य पायरणो त्ति सो होदि ॥ १९७ ॥

સેવે છતાં નહિ સેવતો, અણસેવતો સેવક બને,
પ્રકરણ તણી ચેષ્ટા કરે પણ પ્રાકરણ જ્યમ નહિ ઠરે. ૧૯૭.

અર્થ:—કોઈ તો વિષયોને સેવતો છતાં નથી સેવતો અને કોઈ નહિ સેવતો છતાં સેવનારો છે—જેમ કોઈ પુરુષને *પ્રકરણની ચેષ્ટા (કોઈ કાર્ય સંબંધી ક્રિયા) વર્તે છે તોપણ તે [1]પ્રાકરણિક નથી.

---

* પ્રકરણ = કાર્ય

૧ પ્રાકરણિક = કાર્ય કરનારો

उदयविवागो विविहो कम्माणं वण्णिदो जिणवरेहिं ।
ण दु ते मज्झ सहावा जाणगभावो दु अहमेक्को ॥ १९८ ॥
કર્મો તણો જે વિવિધ ઉદયવિપાક જિનવર વર્ણવ્યો,
તે મુજ સ્વભાવો છે નહીં, હું એક જ્ઞાયકભાવ છું. ૧૯૮.

અર્થ:—કર્મોના ઉદયનો વિપાક (ફળ) જિનવરોએ અનેક પ્રકારનો વર્ણવ્યો છે તે મારા સ્વભાવો નથી; હું તો એક જ્ઞાયકભાવ છું.

पोग्गलकम्मं रागो तस्स विवागोदओ हवदि एसो ।
ण दु एस मज्झ भावो जाणगभावो हु अहमेक्को ॥ १९९ ॥
પુદ્‌ગલકરમરૂપ રાગનો જ વિપાકરૂપ છે ઉદય આ,
આ છે નહીં મુજ ભાવ, નિશ્ચય એક જ્ઞાયકભાવ છું. ૧૯૯.

અર્થ:—રાગ પુદ્‌ગલકર્મ છે, તેનો વિપાકરૂપ ઉદય આ છે, આ મારો ભાવ નથી; હું તો નિશ્ચયથી એક જ્ઞાયકભાવ છું.

एवं सम्मद्दिट्ठी अप्पाणं मुणदि जाणगसहावं ।
उदयं कम्मविवागं च मुयदि तच्चं वियाणंतो ॥ २०० ॥
સુદૃષ્ટિ એ રીત આત્મને જ્ઞાયકસ્વભાવ જ જાણતો,
ને ઉદય કર્મવિપાકરૂપ તે તત્ત્વજ્ઞાયક છોડતો. ૨૦૦.

અર્થ:—આ રીતે સમ્યગ્દૃષ્ટિ આત્માને (પોતાને) જ્ઞાયકસ્વભાવ જાણે છે અને તત્ત્વને અર્થાત્ યથાર્થ સ્વરૂપને જાણતો થકો કર્મના વિપાકરૂપ ઉદયને છોડે છે.

परमाणुमित्तयं पि हु रागादीणं तु विज्जदे जस्स ।
ण वि सो जाणदि अप्पाणयं तु सव्वागमधरो वि ॥ २०१ ॥

अप्पाणमयाणंतो अणप्पयं चावि सो अयाणंतो ।
कह होदि सम्मदिट्ठी जीवाजीवे अयाणंतो ॥ २०२ ॥

અણુમાત્ર પણ રાગાદિનો સદ્ભાવ વર્તે જેહને,
તે સર્વઆગમધર ભલે પણ જાણતો નહિ આત્મને; ૨૦૧.
નહિ જાણતો જ્યાં આત્મને જ, અનાત્મ પણ નહિ જાણતો,
તે કેમ હોય સુદૃષ્ટિ જે જીવ-અજીવને નહિ જાણતો? ૨૦૨.

અર્થઃ—ખરેખર જે જીવને પરમાણુમાત્ર—લેશમાત્ર—પણ રાગાદિક વર્તે છે તે જીવ ભલે સર્વ આગમ ભણેલો હોય તોપણ આત્માને નથી જાણતો; અને આત્માને નહિ જાણતો થકો તે અનાત્માને (પરને) પણ નથી જાણતો; એ રીતે જે જીવ અને અજીવને નથી જાણતો તે સમ્યગ્દૃષ્ટિ કેમ હોઈ શકે?

आदम्हि दव्वभावे अपदे मोत्तूण गिण्ह तह णियदं ।
थिरमेगमिमं भावं उवलब्भंतं सहावेण ॥ २०३ ॥

જીવમાં અપદભૂત દ્રવ્યભાવો છોડીને ગ્રહ તું યથા,
સ્થિર, નિયત, એક જ ભાવ જેહ સ્વભાવરૂપ ઉપલભ્ય આ.

અર્થઃ—આત્મામાં અપદભૂત દ્રવ્ય-ભાવોને છોડીને નિશ્ચિત, સ્થિર, એક આ (પ્રત્યક્ષ અનુભવગોચર) ભાવને—કે જે (આત્માના) સ્વભાવરૂપે અનુભવાય છે તેને—(હે ભવ્ય!) જેવો છે તેવો ગ્રહણ કર. (તે તારું પદ છે).

आभिणिसुदोधिमणकेवलं च तं होदि एक्कमेव पदं ।
सो एसो परमट्ठो जं लहिदुं णिव्वुदिं जादि ॥ २०४ ॥

મતિ, શ્રુત, અવધિ, મનઃ, કેવલ તેહ પદ એક જ ખરે,
આ જ્ઞાનપદ પરમાર્થ છે જે પામી જીવ મુક્તિ લહે. ૨૦૪.

અર્થ:—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યયજ્ઞાન અને કેવળજ્ઞાન—તે એક જ પદ છે (કારણ કે જ્ઞાનના સર્વ ભેદો જ્ઞાન જ છે); તે આ પરમાર્થ છે (–શુદ્ધનયના વિષયભૂત જ્ઞાનસામાન્ય જ આ પરમાર્થ છે–) કે જેને પામીને આત્મા નિર્વાણને પ્રાપ્ત થાય છે.

णाणगुणेण विहीणा एदं तु पदं वहू वि ण लहंते ।
तं गिण्ह णियदमेदं जदि इच्छसि कम्मपरिमोक्खं ॥ २०५ ॥

બહુ લોક જ્ઞાનગુણે રહિત આ પદ નહીં પામી શકે;
રે! ગ્રહણ કર તું નિયત આ, જો કર્મમોક્ષેચ્છા તને. ૨૦૫.

અર્થ:—જ્ઞાનગુણથી રહિત ઘણાય લોકો (ઘણા પ્રકારનાં કર્મ કરવા છતાં) આ જ્ઞાનસ્વરૂપ પદને પામતા નથી; માટે હે ભવ્ય! જો તું કર્મથી સર્વથા મુક્ત થવા ઇચ્છતો હો તો નિયત એવા આને (જ્ઞાનને) ગ્રહણ કર.

एदम्हि रदो णिच्चं संतुट्ठो होहि णिच्चमेदम्हि ।
एदेण होहि तित्तो होहदि तुह उत्तमं सोक्खं ॥ २०६ ॥

આમાં સદા પ્રીતિવંત બન, આમાં સદા સંતુષ્ટ ને
આનાથી બન તું તૃપ્ત, તુજને સુખ અહો! ઉત્તમ થશે. ૨૦૬.

અર્થ:—(હે ભવ્ય પ્રાણી!) તું આમાં (–જ્ઞાનમાં) નિત્ય રત અર્થાત્ પ્રીતિવાળો થા, આમાં નિત્ય સંતુષ્ટ થા અને આનાથી તૃપ્ત થા; (આમ કરવાથી) તને ઉત્તમ સુખ થશે.

को णाम भणिज्ज बुहो परदव्वं मम इमं हवदि दव्वं ।
अप्पाणमप्पणो परिगहं तु णियदं वियाणंतो ॥ २०७ ॥

'પરદ્રવ્ય આ મુજ દ્રવ્ય' એવું કોણ જ્ઞાની કહે અરે!
નિજ આત્મને નિજનો પરિગ્રહ જાણતો જે નિશ્ચયે? ૨૦૭.

અર્થ:—પોતાના આત્માને જ નિયમથી પોતાનો પરિગ્રહ જાણતો થકો કયો જ્ઞાની એમ કહે કે આ પરદ્રવ્ય મારું દ્રવ્ય છે?

मज्झं परिग्गहो जदि तदो अहमजीवदं तु गच्छेज्ज ।
णादेव अहं जम्हा तम्हा ण परिग्गहो मज्झ ॥ २०८ ॥

પરિગ્રહ કદી મારો બને તો હું અજીવ બનું ખરે,
હું તો ખરે જ્ઞાતા જ, તેથી નહિ પરિગ્રહ મુજ બને. ૨૦૮.

અર્થ:—જો પરદ્રવ્ય-પરિગ્રહ મારો હોય તો હું અજીવપણાને પામું. કારણ કે હું તો જ્ઞાતા જ છું તેથી (પરદ્રવ્યરૂપ) પરિગ્રહ મારો નથી.

छिज्जदु वा भिज्जदु वा णिज्जदु वा अहव जादु विप्पलयं ।
जम्हा तम्हा गच्छदु तह वि हु ण परिग्गहो मज्झ ॥ २०९ ॥

છેદાવ, વા ભેદાવ, કો લઈ જાવ, નષ્ટ બનો ભલે,
વા અન્ય કો રીત જાવ, પણ પરિગ્રહ નથી મારો ખરે. ૨૦૯.

અર્થ:—છેદાઈ જાઓ, અથવા ભેદાઈ જાઓ, અથવા કોઈ લઈ જાઓ, અથવા નષ્ટ થઈ જાઓ, અથવા તો ગમે તે રીતે જાઓ, તોપણ ખરેખર પરિગ્રહ મારો નથી.

अपरिग्गहो अणिच्छो भणिदो णाणी य णेच्छदे धम्मं ।
अपरिग्गहो दु धम्मस्स जाणगो तेण सो होदि ॥ २१० ॥

અનિચ્છક કહ્યો અપરિગ્રહી, જ્ઞાની ન ઇચ્છે પુણ્યને,
તેથી ન પરિગ્રહી પુણ્યનો તે, પુણ્યનો જ્ઞાયક રહે. ૨૧૦.

અર્થ:—અનિચ્છકને અપરિગ્રહી કહ્યો છે અને જ્ઞાની ધર્મને (પુણ્યને) ઇચ્છતો નથી, તેથી તે ધર્મનો પરિગ્રહી નથી, (ધર્મનો) જ્ઞાયક જ છે.

अपरिग्गहो अणिच्छो भणिदो णाणी य णेच्छदि अधम्मं ।
अपरिग्गहो अधम्मस्स जाणगो तेण सो होदि ॥ २११ ॥

અનિચ્છક કહ્યો અપરિગ્રહી, જ્ઞાની ન ઇચ્છે પાપને,
તેથી ન પરિગ્રહી પાપનો તે, પાપનો જ્ઞાયક રહે. ૨૧૧.

અર્થ:—અનિચ્છકને અપરિગ્રહી કહ્યો છે અને જ્ઞાની અધર્મને (પાપને) ઇચ્છતો નથી, તેથી તે અધર્મનો પરિગ્રહી નથી, (અધર્મનો) જ્ઞાયક જ છે.

अपरिग्गहो अणिच्छो भणिदो णाणी य णेच्छदे असणं ।
अपरिग्गहो दु असणस्स जाणगो तेण सो होदि ॥ २१२ ॥

અનિચ્છક કહ્યો અપરિગ્રહી, જ્ઞાની ન ઇચ્છે અશનને,
તેથી ન પરિગ્રહી અશનનો તે, અશનનો જ્ઞાયક રહે. ૨૧૨.

અર્થ:—અનિચ્છકને અપરિગ્રહી કહ્યો છે અને જ્ઞાની અશનને (ભોજનને) ઇચ્છતો નથી, તેથી તે અશનનો પરિગ્રહી નથી, (અશનનો) જ્ઞાયક જ છે.

अपरिग्गहो अणिच्छो भणिदो णाणी य णेच्छदे पाणं ।
अपरिग्गहो दु पाणस्स जाणगो तेण सो होदि ॥ २१३ ॥

અનિચ્છક કહ્યો અપરિગ્રહી, જ્ઞાની ન ઇચ્છે પાનને,
તેથી ન પરિગ્રહી પાનનો તે, પાનનો જ્ઞાયક રહે. ૨૧૩.

અર્થ:—અનિચ્છકને અપરિગ્રહી કહ્યો છે અને જ્ઞાની પાનને ઇચ્છતો નથી, તેથી તે પાનનો પરિગ્રહી નથી, (પાનનો) જ્ઞાયક જ છે.

एमादिए दु विविहे सव्वे भावे य णेच्छदे णाणी ।
जाणगभावो णियदो णीरालंबो दु सव्वत्थ ॥ २१४ ॥

એ આદિ વિધવિધ ભાવ બહુ જ્ઞાની ન ઇચ્છે સર્વને;
સર્વત્ર આલંબન રહિત બસ નિયત જ્ઞાયકભાવ તે. ૨૧૪.

અર્થ:—ઇત્યાદિક અનેક પ્રકારના સર્વ ભાવોને જ્ઞાની ઇચ્છતો નથી; સર્વત્ર (બધામાં) નિરાલંબ એવો તે નિશ્ચિત જ્ઞાયકભાવ જ છે.

उप्पण्णोदयभोगो वियोगबुद्धीए तस्स सो णिच्चं ।
कंखामणागदस्स य उदयस्स ण कुव्वदे णाणी ॥ २१५ ॥

ઉત્પન્ન ઉદયનો ભોગ નિત્ય વિયોગભાવે જ્ઞાનીને,
ને ભાવી કર્મોદય તણી કાંક્ષા નહીં જ્ઞાની કરે. ૨૧૫.

અર્થ:—જે ઉત્પન્ન (અર્થાત્ વર્તમાન કાળના) ઉદયનો ભોગ તે, જ્ઞાનીને સદા વિયોગબુદ્ધિએ હોય છે અને આગામી (અર્થાત્ ભવિષ્ય કાળના) ઉદયની જ્ઞાની વાંછા કરતો નથી.

जो वेददि वेदिज्जदि समए समए विणस्सदे उभयं ।
तं जाणगो दु णाणी उभयं पि ण कंखदि कयावि ॥ २१६ ॥

રે! વેદ્ય-વેદક ભાવ બન્ને સમય સમયે વિણસે
—એ જાણતો જ્ઞાની કદાપિ ન ઉભયની કાંક્ષા કરે. ૨૧૬.

અર્થ:—જે ભાવ વેદે છે (અર્થાત્ વેદકભાવ) અને જે

ભાવ વેદાય છે (અર્થાત્ વેદ્યભાવ) તે બન્ને ભાવો સમયે સમયે વિનાશ પામે છે—એવું જાણનાર જ્ઞાની તે બન્ને ભાવોને કદાપિ વાંછતો નથી.

बंधुवभोगणिमित्ते अज्झवसाणोदएसु णाणिस्स ।
संसारदेहविसएसु णेव उप्पज्जदे रागो ॥ २१७ ॥

સંસારદેહસંબંધી ને બંધોપભોગનિમિત્ત જે,
તે સર્વ અધ્યવસાનઉદયે રાગ થાય ન જ્ઞાનીને. ૨૧૭.

અર્થઃ—બંધ અને ઉપભોગનાં નિમિત્ત એવા સંસારસંબંધી અને દેહસંબંધી અધ્યવસાનના ઉદયોમાં જ્ઞાનીને રાગ ઊપજતો જ નથી.

णाणी रागप्पजहो सव्वदव्वेसु कम्ममज्झगदो ।
णो लिप्पदि रजएण दु कद्दममज्झे जहा कणयं ॥ २१८ ॥
अण्णाणी पुण रत्तो सव्वदव्वेसु कम्ममज्झगदो ।
लिप्पदि कम्मरएण दु कद्दममज्झे जहा लोहं ॥ २१९ ॥

છો સર્વ દ્રવ્યે રાગવર્જક જ્ઞાની કર્મની મધ્યમાં,
પણ રજ થકી લેપાય નહિ, જયમ કનક કર્દમમધ્યમાં. ૨૧૮
પણ સર્વ દ્રવ્યે રાગશીલ અજ્ઞાની કર્મની મધ્યમાં,
તે કર્મરજ લેપાય છે, જયમ લોહ કર્દમમધ્યમાં. ૨૧૯

અર્થઃ—જ્ઞાની કે જે સર્વ દ્રવ્યો પ્રત્યે રાગ છોડનારો છે તે કર્મ મધ્યે રહેલો હોય તોપણ કર્મરૂપી રજથી લેપાતો નથી—જેમ સોનું કાદવ મધ્યે રહેલું હોય તોપણ લેપાતું નથી તેમ. અને અજ્ઞાની કે જે સર્વ દ્રવ્યો પ્રત્યે રાગી છે તે કર્મ મધ્યે રહ્યો થકો

કર્મરજથી લેપાય છે—જેમ લોખંડ કાદવ મધ્યે રહ્યું થકું લેપાય છે (અર્થાત્ તેને કાટ લાગે છે) તેમ.

भुंजंतस्स वि विविहे सच्चित्ताचित्तमिस्सिए दव्वे ।
संखस्स सेदभावो ण वि सक्कदि किण्हगो कादुं ॥ २२० ॥

तह णाणिस्स वि विविहे सच्चित्ताचित्तमिस्सिए दव्वे ।
भुंजंतस्स वि णाणं ण सक्कमण्णाणदं णेदुं ॥ २२१ ॥

जइया स एव संखो सेदसहावं तयं पजहिदूण ।
गच्छेज्ज किण्हभावं तइया सुक्कत्तणं पजहे ॥ २२२ ॥

तह णाणी वि हु जइया णाणसहावं तयं पजहिदूण ।
अण्णाणेण परिणदो तइया अण्णाणदं गच्छे ॥ २२३ ॥

જ્યમ શંખ વિવિધ સચિત્ત, મિશ્ર, અચિત્ત દ્રવ્યો ભોગવે,
પણ શંખના શુક્લત્વને નહિ કૃષ્ણ કોઈ કરી શકે; ૨૨૦.

ત્યમ જ્ઞાની વિવિધ સચિત્ત, મિશ્ર, અચિત્ત દ્રવ્યો ભોગવે,
પણ જ્ઞાન જ્ઞાની તણું નહીં અજ્ઞાન કોઈ કરી શકે. ૨૨૧.

જ્યારે સ્વયં તે શંખ શ્વેતસ્વભાવ નિજનો છોડીને
પામે સ્વયં કૃષ્ણત્વ, ત્યારે છોડતો શુક્લત્વને; ૨૨૨.

ત્યમ જ્ઞાની પણ જ્યારે સ્વયં નિજ છોડી જ્ઞાનસ્વભાવને
અજ્ઞાનભાવે પરિણમે, અજ્ઞાનતા ત્યારે લહે. ૨૨૩.

અર્થ:—જેમ શંખ અનેક પ્રકારનાં સચિત્ત, અચિત્ત અને મિશ્ર દ્રવ્યોને ભોગવે છે—ખાય છે તોપણ તેનું શ્વેતપણું (કોઈથી) કૃષ્ણ કરી શકાતું નથી, તેમ જ્ઞાની પણ અનેક પ્રકારનાં સચિત્ત, અચિત્ત અને મિશ્ર દ્રવ્યોને ભોગવે તોપણ તેનું જ્ઞાન (કોઈથી) અજ્ઞાન કરી શકાતું નથી.

જ્યારે તે જ શંખ (પોતે) તે શ્વેત સ્વભાવને છોડીને કૃષ્ણભાવને પામે (અર્થાત્ કૃષ્ણભાવે પરિણમે) ત્યારે શ્વેતપણાને છોડે (અર્થાત્ કાળો બને), તેવી રીતે ખરેખર જ્ઞાની પણ (પોતે) જ્યારે તે જ્ઞાનસ્વભાવને છોડીને અજ્ઞાનરૂપે પરિણમે ત્યારે અજ્ઞાનપણાને પામે.

पुरिसो जह को वि इहं वित्तिणिमित्तं तु सेवदे रायं ।
तो सो वि देदि राया विविहे भोगे सुहुप्पाए ॥ २२४ ॥
एमेव जीवपुरिसो कम्मरयं सेवदे सुहणिमित्तं ।
तो सो वि देदि कम्मो विविहे भोगे सुहुप्पाए ॥ २२५ ॥
जह पुण सो च्चिय पुरिसो वित्तिणिमित्तं ण सेवदे रायं ।
तो सो ण देदि राया विविहे भोगे सुहुप्पाए ॥ २२६ ॥
एमेव सम्मदिट्ठी विसयत्थं सेवदे ण कम्मरयं ।
तो सो ण देदि कम्मो विविहे भोगे सुहुप्पाए ॥ २२७ ॥

જ્યમ જગતમાં કો પુરુષ વૃત્તિનિમિત્ત સેવે ભૂપને,
તો ભૂપ પણ સુખજનક વિધવિધ ભોગ આપે પુરુષને; ૨૨૪.
ત્યમ જીવપુરુષ પણ કર્મરજનું સુખઅરથ સેવન કરે,
તો કર્મ પણ સુખજનક વિધવિધ ભોગ આપે જીવને. ૨૨૫.
વળી તે જ નર જ્યમ વૃત્તિ અર્થે ભૂપને સેવે નહીં,
તો ભૂપ પણ સુખજનક વિધવિધ ભોગને આપે નહીં; ૨૨૬.
સુદૃષ્ટિને ત્યમ વિષય અર્થે કર્મરજસેવન નથી,
તો કર્મ પણ સુખજનક વિધવિધ ભોગને દેતાં નથી. ૨૨૭.

**અર્થ:**—જેમ આ જગતમાં કોઈ પુરુષ આજીવિકા અર્થે રાજાને સેવે છે તો તે રાજા પણ તેને સુખ ઉત્પન્ન કરનારા અનેક-

પ્રકારના ભોગો આપે છે, તેવી જ રીતે જીવપુરુષ સુખ અર્થે કર્મરજને સેવે છે તો તે કર્મ પણ તેને સુખ ઉત્પન્ન કરનારા અનેક પ્રકારના ભોગો આપે છે.

વળી જેમ તે જ પુરુષ આજીવિકા અર્થે રાજાને નથી સેવતો તો તે રાજા પણ તેને સુખ ઉત્પન્ન કરનારા અનેક પ્રકારના ભોગો નથી આપતો, તેવી જ રીતે સમ્યગ્દૃષ્ટિ વિષય અર્થે કર્મરજને નથી સેવતો તો (અર્થાત્ તેથી) તે કર્મ પણ તેને સુખ ઉત્પન્ન કરનારા અનેક પ્રકારના ભોગો નથી આપતું.

सम्मादिट्ठी जीवा णिस्संका होंति णिब्भया तेण ।
सत्तभयविप्पमुक्का जम्हा तम्हा दु णिस्संका ॥ २२८ ॥

સમ્યક્ત્વવંત જીવો નિઃશંકિત, તેથી છે નિર્ભય અને
છે સપ્તભયપ્રવિમુક્ત જેથી, તેથી તે નિઃશંક છે. ૨૨૮.

અર્થઃ—સમ્યગ્દૃષ્ટિ જીવો નિઃશંક હોય છે તેથી નિર્ભય હોય છે; અને કારણ કે સપ્ત ભયથી રહિત હોય છે તેથી નિઃશંક હોય છે (–અડોલ હોય છે).

जो चत्तारि वि पाए छिंददि ते कम्मबंधमोहकरे ।
सो णिस्संको चेदा सम्मादिट्ठी मुणेदव्वो ॥ २२९ ॥

જે કર્મબંધનમોહકર્તા પાદ ચારે છેદતો,
ચિન્મૂર્તિ તે શંકારહિત સમકિતદૃષ્ટિ જાણવો. ૨૨૯.

અર્થઃ—જે *ચેતયિતા, કર્મબંધ સંબંધી મોહ કરનારા (અર્થાત્ જીવ નિશ્ચયથી કર્મ વડે બંધાયો છે એવો ભ્રમ કરનારા)

* ચેતયિતા = ચેતનાર, જાણનાર–દેખનાર, આત્મા.

મિથ્યાત્વાદિ ભાવોરૂપ ચારે પાયાને છેદે છે, તે નિઃશંક સમ્યગ્દૃષ્ટિ જાણવો.

जो दु ण करेदि कंखं कम्मफलेसु तह सव्वधम्मेसु ।
सो णिक्कंखो चेदा सम्मादिट्ठी मुणेदव्वो ॥ २३० ॥

જે કર્મફળ ને સર્વ ધર્મ તણી ન કાંક્ષા રાખતો,
ચિન્મૂર્તિ તે કાંક્ષારહિત સમકિતદૃષ્ટિ જાણવો. ૨૩૦.

**અર્થઃ**—જે ચેતયિતા કર્મોનાં ફળો પ્રત્યે તથા સર્વ ધર્મો પ્રત્યે કાંક્ષા કરતો નથી તે નિષ્કાંક્ષ સમ્યગ્દૃષ્ટિ જાણવો.

जो ण करेदि दुगुंछं चेदा सव्वेसिमेव धम्माणं ।
सो खलु णिव्विदिगिच्छो सम्मादिट्ठी मुणेदव्वो ॥ २३१ ॥

સૌ કોઈ ધર્મ વિષે જુગુપ્સાભાવ જે નહિ ધારતો,
ચિન્મૂર્તિ નિર્વિચિકિત્સ સમકિતદૃષ્ટિ નિશ્ચય જાણવો. ૨૩૧.

**અર્થઃ**—જે ચેતયિતા બધાય ધર્મો (વસ્તુના સ્વભાવો) પ્રત્યે જુગુપ્સા (ગ્લાનિ) કરતો નથી તે નિશ્ચયથી નિર્વિચિકિત્સ (-વિચિકિત્સાદોષ રહિત) સમ્યગ્દૃષ્ટિ જાણવો.

जो हवदि असम्मूढो चेदा सद्दिट्ठि सव्वभावेसु ।
सो खलु अमूढदिट्ठी सम्मादिट्ठी मुणेदव्वो ॥ २३२ ॥

સંમૂઢ નહિ જે સર્વ ભાવે,—સત્ય દૃષ્ટિ ધારતો,
તે મૂઢદૃષ્ટિરહિત સમકિતદૃષ્ટિ નિશ્ચય જાણવો. ૨૩૨.

**અર્થઃ**—જે ચેતયિતા સર્વ ભાવોમાં અમૂઢ છે—યથાર્થ દૃષ્ટિવાળો છે, તે ખરેખર અમૂઢદૃષ્ટિ સમ્યગ્દૃષ્ટિ જાણવો.

जो सिद्धभत्तिजुत्तो उवगूहणगो दु सव्वधम्माणं ।
सो उवगूहणकारी सम्मादिट्ठी मुणेदव्वो ॥ २३३ ॥

જે સિદ્ધભક્તિસહિત છે, ઉપગૂહક છે સૌ ધર્મના,
ચિન્મૂર્તિ તે ઉપગૂહનકર સમકિતદૃષ્ટિ જાણવો. ૨૩૩.

અર્થઃ—જે (ચેતયિતા) સિદ્ધની (શુદ્ધાત્માની) ભક્તિ સહિત છે અને પર વસ્તુના સર્વ ધર્મોને ગોપવનાર છે (અર્થાત્ રાગાદિ પરભાવોમાં જોડાતો નથી) તે ઉપગૂહનકારી સમ્યગ્દૃષ્ટિ જાણવો.

उम्मग्गं गच्छंतं सगं पि मग्गे ठवेदि जो चेदा ।
सो ठिदिकरणाजुत्तो सम्मादिट्ठी मुणेदव्वो ॥ २३४ ॥

ઉન્માર્ગગમને સ્વાત્મને પણ માર્ગમાં જે સ્થાપતો,
ચિન્મૂર્તિ તે સ્થિતિકરણયુત સમકિતદૃષ્ટિ જાણવો. ૨૩૪.

અર્થઃ—જે ચેતયિતા ઉન્માર્ગે જતા પોતાના આત્માને પણ માર્ગમાં સ્થાપે છે, તે સ્થિતિકરણયુક્ત (સ્થિતિકરણગુણ સહિત) સમ્યગ્દૃષ્ટિ જાણવો.

जो कुणदि वच्छलत्तं तिण्हं साहूण मोक्खमग्गम्हि ।
सो वच्छलभावजुदो सम्मादिट्ठी मुणेदव्वो ॥ २३५ ॥

જે મોક્ષમાર્ગે 'સાધુ'ત્રયનું વત્સલત્વ કરે અહો!
ચિન્મૂર્તિ તે વાત્સલ્યયુત સમકિતદૃષ્ટિ જાણવો. ૨૩૫.

અર્થઃ—જે (ચેતયિતા) મોક્ષમાર્ગમાં રહેલા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપી ત્રણ સાધકો—સાધનો પ્રત્યે (અથવા વ્યવહારે આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ—એ ત્રણ સાધુઓ પ્રત્યે) વાત્સલ્ય

કરે છે, તે વત્સલભાવયુક્ત (વત્સલભાવ સહિત) સમ્યગ્દષ્ટિ જાણવો.

विज्जारहमारूढो मणोरहपहेसु भमइ जो चेदा ।
सो जिणणाणपहावी सम्मादिट्ठी मुणेदव्वो ॥ २३६ ॥

ચિન્મૂર્તિ મન-રથપંથમાં વિદ્યારથારૂઢ ઘૂમતો,
તે જિનજ્ઞાનપ્રભાવકર સમકિતદષ્ટિ જાણવો. ૨૩૬.

અર્થ:—જે ચેતયિતા વિદ્યારૂપી રથમાં આરૂઢ થયો થકો (-ચડયો થકો) મનરૂપી રથ-પંથમાં (અર્થાત્ જ્ઞાનરૂપી જે રથને ચાલવાનો માર્ગ તેમાં) ભ્રમણ કરે છે, તે જિનેશ્વરના જ્ઞાનની પ્રભાવના કરનારો સમ્યગ્દષ્ટિ જાણવો.



# ૭. બંધ અધિકાર

जह णाम को वि पुरिसो णेहभत्तो दु रेणुबहुलम्मि ।
ठाणम्मि ठाइदूण य करेदि सत्थेहिं वायामं ॥ २३७ ॥

छिंददि भिंददि य तहा तालीतलकयलिवंसपिंडीओ ।
सच्चित्ताचित्ताणं करेदि दव्वाणमुवघादं ॥ २३८ ॥

उवघादं कुव्वंतस्स तस्स णाणाविहेहिं करणेहिं ।
णिच्छयदो चिंतेज्ज हु किंपच्चयगो दु रयबंधो ॥ २३९ ॥

जो सो दु णेहभावो तम्हि णरे तेण तस्स रयबंधो ।
णिच्छयदो विण्णेयं ण कायचेट्ठाहिं सेसाहिं ॥ २४० ॥

एवं मिच्छादिट्ठी वट्टंतो बहुविहासु चेट्ठासु ।
रागादी उवओगे कुव्वंतो लिप्पदि रएण ॥ २४१ ॥

જેવી રીતે કો પુરુષ પોતે તેલનું મર્દન કરી,
વ્યાયામ કરતો શસ્ત્રથી બહુ રજભર્યા સ્થાને રહી; ૨૩૭.

વળી તાડ, કદળી, વાંસ આદિ છિન્નભિન્ન કરે અને
ઉપઘાત તેહ સચિત્ત તેમ અચિત્ત દ્રવ્ય તણો કરે. ૨૩૮.

બહુ જાતનાં કરણો વડે ઉપઘાત કરતા તેહને,
નિશ્ચય થકી ચિંતન કરો, રજબંધ થાય શું કારણે? ૨૩૯.

એમ જાણવું નિશ્ચય થકી—ચીકણાઈ જે તે નર વિષે
રજબંધકારણ તે જ છે, નહિ કાયચેષ્ટા શેષ જે. ૨૪૦.

ચેષ્ટા વિવિધમાં વર્તતો એ રીત મિથ્યાદષ્ટિ જે,
ઉપયોગમાં રાગાદિ કરતો રજ થકી લેપાય તે. ૨૪૧.

અર્થ:—જેવી રીતે—કોઈ પુરુષ (પોતાના પર અર્થાત્ પોતાના શરીર પર) તેલ આદિ સ્નિગ્ધ પદાર્થ લગાવીને અને બહુ રજવાળી (ધૂળવાળી) જગ્યામાં રહીને શસ્ત્રો વડે વ્યાયામ કરે છે, અને તાડ, તમાલ, કેળ, વાસ, અશોક વગેરે વૃક્ષોને છેદે છે, ભેદે છે, સચિત્ત તથા અચિત્ત દ્રવ્યોનો ઉપઘાત (નાશ) કરે છે; એ રીતે નાના પ્રકારનાં કરણો વડે ઉપઘાત કરતા તે પુરુષને રજનો બંધ (ધૂળનું ચોંટવું) ખરેખર કયા કારણે થાય છે તે નિશ્ચયથી વિચારો. તે પુરુષમાં જે તેલ આદિનો ચીકાશભાવ છે તેનાથી તેને રજનો બંધ થાય છે એમ નિશ્ચયથી જાણવું, શેષ કાયાની ચેષ્ટાઓથી નથી થતો. એવી રીતે—બહુ પ્રકારની ચેષ્ટાઓમાં વર્તતો મિથ્યાદૃષ્ટિ (પોતાના) ઉપયોગમાં રાગાદિ ભાવોને કરતો થકો કર્મરૂપી રજથી લેપાય છે—બંધાય છે.

जह पुण सो चेव णरो णेहे सव्वम्हि अवणिदे संते ।
रेणुबहुलम्मि ठाणे करेदि सत्थेहिं वायामं ॥ २४२ ॥

छिंददि भिंददि य तहा तालीतलकयलिवंसपिंडीओ ।
सच्चित्ताचित्ताणं करेदि दव्वाणमुवघादं ॥ २४३ ॥

उवघादं कुव्वंतस्स तस्स णाणाविहेहिं करणेहिं ।
णिच्छयदो चिंतेज्ज हु किंपच्चयगो ण रयबंधो ॥ २४४ ॥

जो सो दु णेहभावो तम्हि णरे तेण तस्स रयबंधो ।
णिच्छयदो विण्णेयं ण कायचेट्ठाहिं सेसाहिं ॥ २४५ ॥

एवं सम्मादिट्ठी वट्टंतो बहुविहेसु जोगेसु ।
अकरंतो उवओगे रागादी ण लिप्पदि रएण ॥ २४६ ॥

જેવી રીતે વળી તે જ નર તે તેલ સર્વ દૂરે કરી,
વ્યાયામ કરતો શસ્ત્રથી બહુ રજભર્યા સ્થાને રહી; ૨૪૨.

વળી તાડ, કદળી, વાંસ આદિ છિન્નભિન્ન કરે અને
ઉપઘાત તેહ સચિત્ત તેમ અચિત્ત દ્રવ્ય તણો કરે. ૨૪૩.

બહુ જાતનાં કરણો વડે ઉપઘાત કરતા તેહને,
નિશ્ચય થકી ચિંતન કરો, રજબંધ નહિ શું કારણે? ૨૪૪.

એમ જાણવું નિશ્ચય થકી—ચીકણાઈ જે તે નર વિષે
રજબંધકારણ તે જ છે, નહિ કાયચેષ્ટા શેષ જે. ૨૪૫.

યોગો વિવિધમાં વર્તતો એ રીત સમ્યગ્દષ્ટિ જે,
રાગાદિ ઉપયોગે ન કરતો રજથી નવ લેપાય તે. ૨૪૬.

અર્થ:—વળી જેવી રીતે—તે જ પુરુષ. સમસ્ત તેલ આદિ સ્નિગ્ધ પદાર્થને દૂર કરવામાં આવતાં, બહુ રજવાળી જગ્યામાં શસ્ત્રો વડે વ્યાયામ કરે છે, અને તાડ, તમાલ, કેળ, વાંસ, અશોક વગેરે વૃક્ષોને છેદે છે. ભેદે છે, સચિત્ત તથા અચિત્ત દ્રવ્યોનો ઉપઘાત કરે છે; એ રીતે નાના પ્રકારનાં કરણો વડે ઉપઘાત કરતા તે પુરુષને રજનો બંધ ખરેખર કયા કારણે નથી થતો તે નિશ્ચયથી વિચારો. તે પુરુષમાં જે તેલ આદિનો ચીકાશભાવ હોય તેનાથી તેને રજનો બંધ થાય છે એમ નિશ્ચયથી જાણવું. શેષ કાયાની ચેષ્ટાઓથી નથી થતો. ( માટે તે પુરુષમાં ચીકાશના

અભાવના કારણે જ તેને રજ ચોંટતી નથી.) એવી રીતે—બહુ પ્રકારના યોગોમાં વર્તતો સમ્યગ્દૃષ્ટિ ઉપયોગમાં રાગાદિકને નહિ કરતો થકો કર્મરજથી લેપાતો નથી.

जो मण्णदि हिंसामि य हिंसिज्जामि य परेहिं सत्तेहिं ।
सो मूढो अण्णाणी णाणी एत्तो दु विवरीदो ॥ २४७ ॥

જે માનતો—હું મારું ને પર જીવ મારે મુજને,
તે મૂઢ છે, અજ્ઞાની છે, વિપરીત એથી જ્ઞાની છે. ૨૪૭.

અર્થ:—જે એમ માને છે કે 'હું પર જીવોને મારું છું (-હણું છું) અને પર જીવો મને મારે છે', તે મૂઢ (-મોહી) છે, અજ્ઞાની છે, અને આનાથી વિપરીત (અર્થાત્ આવું નથી માનતો) તે જ્ઞાની છે.

आउक्खयेण मरणं जीवाणं जिणवरेहिं पण्णत्तं ।
आउं ण हरेसि तुमं कह ते मरणं कदं तेसिं ॥ २४८ ॥
आउक्खयेण मरणं जीवाणं जिणवरेहिं पण्णत्तं ।
आउं ण हरंति तुहं कह ते मरणं कदं तेहिं ॥ २४९ ॥

છે આયુક્ષયથી મરણ જીવનું એમ જિનદેવે કહ્યું,
તું આયુ તો હરતો નથી, તેં મરણ ક્યમ તેનું કર્યું? ૨૪૮.
છે આયુક્ષયથી મરણ જીવનું એમ જિનદેવે કહ્યું,
તે આયુ તુજ હરતા નથી, તો મરણ ક્યમ તારું કર્યું? ૨૪૯.

અર્થ:—(હે ભાઈ! 'હું પર જીવોને મારું છું' એમ જે તું માને છે, તે તારું અજ્ઞાન છે.) જીવોનું મરણ આયુકર્મના ક્ષયથી થાય છે એમ જિનવરોએ કહ્યું છે; તું પર જીવોનું

આયુકર્મ તો હરતો નથી, તો તેં તેમનું મરણ કઈ રીતે કર્યું ?

(હે ભાઈ! 'પર જીવો મને મારે છે' એમ જે તું માને છે, તે તારું અજ્ઞાન છે.) જીવોનું મરણ આયુકર્મના ક્ષયથી થાય છે એમ જિનવરોએ કહ્યું છે; પર જીવો તારું આયુકર્મ તો હરતા નથી. તો તેમણે તારું મરણ કઈ રીતે કર્યું ?

जो मण्णदि जीवेमि य जीविज्जामि य परेहिं सत्तेहिं ।
सो मूढो अण्णाणी णाणी एत्तो दु विवरीदो ॥ २५० ॥

જે માનતો—હું જિવાડું ને પર જીવ જિવાડે મુજને,
તે મૂઢ છે, અજ્ઞાની છે, વિપરીત એથી જ્ઞાની છે. ૨૫૦.

અર્થ:—જે જીવ એમ માને છે કે હું પર જીવોને જિવાડું છું અને પર જીવો મને જિવાડે છે, તે મૂઢ (-મોહી) છે, અજ્ઞાની છે, અને આનાથી વિપરીત (અર્થાત્ જે આવું નથી માનતો, આનાથી ઊલટું માને છે) તે જ્ઞાની છે.

आऊदयेण जीवदि जीवो एवं भणंति सव्वण्हू ।
आउं च ण देसि तुमं कहं तए जीविदं कदं तेसिं ॥ २५१ ॥

आऊदयेण जीवदि जीवो एवं भणंति सव्वण्हू ।
आउं च ण दिंति तुहं कहं णु ते जीविदं कदं तेहिं ॥ २५२ ॥

છે આયુ-ઉદયે જીવન જીવનું એમ સર્વજ્ઞે કહ્યું,
તું આયુ તો દેતો નથી, તેં જીવન ક્યમ તેનું કર્યું ? ૨૫૧.

છે આયુ-ઉદયે જીવન જીવનું એમ સર્વજ્ઞે કહ્યું,
તે આયુ તુજ દેતા નથી, તો જીવન ક્યમ તારું કર્યું ? ૨૫૨.

અર્થ:—જીવ આયુકર્મના ઉદયથી જીવે છે એમ સર્વજ્ઞદેવો કહે છે; તું પર જીવોને આયુકર્મ તો દેતો નથી તો (હે ભાઈ!) તેં તેમનું જીવિત (જીવતર) કઈ રીતે કર્યું?

જીવ આયુકર્મના ઉદયથી જીવે છે એમ સર્વજ્ઞદેવો કહે છે; પર જીવો તને આયુકર્મ તો દેતા નથી તો (હે ભાઈ!) તેમણે તારું જીવિત કઈ રીતે કર્યું?

जो अप्पणा दु मण्णदि दुक्खिदसुहिदे करेमि सत्ते त्ति ।
सो मूढो अण्णाणी णाणी एत्तो दु विवरीदो ॥ २५३ ॥

જે માનતો—મુજથી દુખીસુખી હું કરું પર જીવને,
તે મૂઢ છે, અજ્ઞાની છે. વિપરીત એથી જ્ઞાની છે. ૨૫૩.

અર્થ:—જે એમ માને છે કે મારા પોતાથી હું (પર) જીવોને દુ:ખી-સુખી કરું છું. તે મૂઢ (-મોહી) છે, અજ્ઞાની છે, અને આનાથી વિપરીત તે જ્ઞાની છે.

कम्मोदएण जीवा दुक्खिदसुहिदा हवंति जदि सव्वे ।
कम्मं च ण देसि तुमं दुक्खिदसुहिदा कह कया ते ॥ २५४ ॥
कम्मोदएण जीवा दुक्खिदसुहिदा हवंति जदि सव्वे ।
कम्मं च ण दिंति तुहं कदोसि कहं दुक्खिदो तेहिं ॥ २५५ ॥
कम्मोदएण जीवा दुक्खिदसुहिदा हवंति जदि सव्वे ।
कम्मं च ण दिंति तुहं कह तं सुहिदो कदो तेहिं ॥ २५६ ॥

જ્યાં કર્મ-ઉદયે જીવ સર્વે દુખિત તેમ સુખી થતા,
તું કર્મ તો દેતો નથી, તેં કેમ દુખિત-સુખી કર્યા? ૨૫૪.

જ્યાં કર્મ-ઉદયે જીવ સર્વે દુખિત તેમ સુખી બને,
તે કર્મ તુજ દેતો નથી, તો દુખિત કેમ કર્યો તને? ૨૫૫.
જ્યાં કર્મ-ઉદયે જીવ સર્વે દુખિત તેમ સુખી બને,
તે કર્મ તુજ દેતા નથી. તો સુખિત કેમ કર્યો તને? ૨૫૬.

અર્થઃ—જો સર્વ જીવો કર્મના ઉદયથી દુઃખી-સુખી થાય છે. અને તું તેમને કર્મ તો દેતો નથી. તો (હે ભાઈ!) તેં તેમને દુઃખી-સુખી કઈ રીતે કર્યા?

જો સર્વ જીવો કર્મના ઉદયથી દુઃખી-સુખી થાય છે, અને તેઓ તને કર્મ તો દેતા નથી. તો (હે ભાઈ!) તેમણે તને દુઃખી કઈ રીતે કર્યો?

જો સર્વ જીવો કર્મના ઉદયથી દુઃખી-સુખી થાય છે, અને તેઓ તને કર્મ તો દેતા નથી, તો (હે ભાઈ!) તેમણે તને સુખી કઈ રીતે કર્યો?

जो मरदि जो य दुहिदो जायदि कम्मोदएण सो सव्वो ।
तम्हा दु मारिदो दे दुहाविदो चेदि ण हु मिच्छा ॥ २५७ ॥
जो ण मरदि ण य दुहिदो सो वि य कम्मोदएण चेव खलु ।
तम्हा ण मारिदो णो दुहाविदो चेदि ण हु मिच्छा ॥ २५८ ॥

મરતો અને જે દુખી થતો—સૌ કર્મના ઉદયે બને,
તેથી 'હણ્યો મેં, દુખી કર્યો'—તુજ મત શું નહિ મિથ્યા ખરે?
વળી નવ મરે, નવ દુખી બને, તે કર્મના ઉદયે ખરે.
'મેં નવ હણ્યો, નવ દુખી કર્યો'-તુજ મત શું નહિ મિથ્યા ખરે?

અર્થઃ—જે મરે છે અને જે દુઃખી થાય છે તે સૌ કર્મના

ઉદયથી થાય છે; તેથી 'મેં માર્યો, મેં દુઃખી કર્યો' એવો તારો અભિપ્રાય શું ખરેખર મિથ્યા નથી?

વળી જે નથી મરતો અને નથી દુઃખી થતો તે પણ ખરેખર કર્મના ઉદયથી જ થાય છે; તેથી 'મેં ન માર્યો, મેં ન દુઃખી કર્યો' એવો તારો અભિપ્રાય શું ખરેખર મિથ્યા નથી?

एसा दु जा मदी दे दुक्खिदसुहिदे करेमि सत्ते त्ति ।
एसा दे मूढमदी सुहासुहं बंधदे कम्मं ॥ २५९ ॥

આ બુદ્ધિ જે તુજ—'દુખિત તેમ સુખી કરું છું જીવને',
તે મૂઢ મતિ તારી અરે! શુભ-અશુભ બાંધે કર્મને. ૨૫૯.

અર્થઃ—તારી જે આ બુદ્ધિ છે કે હું જીવોને દુઃખી-સુખી કરું છું, તે આ તારી મૂઢ બુદ્ધિ જ (મોહસ્વરૂપ બુદ્ધિ જ) શુભાશુભ કર્મને બાંધે છે.

दुक्खिदसुहिदे सत्ते करेमि जं एवमज्झवसिदं ते ।
तं पावबंधगं वा पुण्णस्स व बंधगं होदि ॥ २६० ॥
मारिमि जीवावेमि य सत्ते जं एवमज्झवसिदं ते ।
तं पावबंधगं वा पुण्णस्स व बंधगं होदि ॥ २६१ ॥

કરતો તું અધ્યવસાન—'દુખિત-સુખી કરું છું જીવને',
તે પાપનું બંધક અગર તો પુણ્યનું બંધક બને. ૨૬૦.
કરતો તું અધ્યવસાન—'મારું જિવાડું છું પર જીવને',
તે પાપનું બંધક અગર તો પુણ્યનું બંધક બને. ૨૬૧.

અર્થઃ—'હું જીવોને દુઃખી-સુખી કરું છું' આવું જે

ારું *અધ્યવસાન. તે જ પાપનું બંધક અથવા પુણ્યનું બંધક ાય છે.

'હું જીવોને મારું છું અને જિવાડું છું' આવું જે તારું ધ્યવસાન. તે જ પાપનું બંધક અથવા પુણ્યનું બંધક થાય છે.

अज्झवसिदेण बंधो सत्ते मारेउ मा व मारेउ ।
एसो बंधसमासो जीवाणं णिच्छयणयस्स ॥ २६२ ॥

મારો—ન મારો જીવને, છે બંધ અધ્યવસાનથી,
—આ જીવ કેરા બંધનો સંક્ષેપ નિશ્ચયનય થકી. ૨૬૨.

અર્થ:—જીવોને મારો અથવા ન મારો—કર્મબંધ અધ્યવ-ાનથી જ થાય છે. આ, નિશ્ચયનયે, જીવોના બંધનો સંક્ષેપ છે.

एवमलिए अदत्ते अबंभचेरे परिग्गहे चेव ।
कीरदि अज्झवसाणं जं तेण दु बज्झदे पावं ॥ २६३ ॥
तह वि य सच्चे दत्ते बंभे अपरिग्गहत्तणे चेव ।
कीरदि अज्झवसाणं जं तेण दु बज्झदे पुण्णं ॥ २६४ ॥

ેમ અલીકમાંહી, અદત્તમાં, અબ્રહ્મ ને પરિગ્રહ વિષે
ે થાય અધ્યવસાન તેથી પાપબંધન થાય છે. ૨૬૩.
ી રીત સત્યે, દત્તમાં, વળી બ્રહ્મ ને અપરિગ્રહે
ે થાય અધ્યવસાન તેથી પુણ્યબંધન થાય છે. ૨૬૪.

---

જે પરિણમન મિથ્યા અભિપ્રાય સહિત હોય (—સ્વપરના એકત્વના અભિપ્રાય સહિત હોય) અથવા વૈભાવિક હોય તે પરિણમન માટે અધ્યવસાન શબ્દ વપરાય છે (મિથ્યા) નિશ્ચય કરવો, (મિથ્યા) અભિપ્રાય કરવો—એવા અર્થમાં પણ તે શબ્દ વપરાય છે.

અર્થઃ—એ રીતે (અર્થાત્ પૂર્વે હિંસાના અધ્યવસાય વિષે કહ્યું તેમ) અસત્યમાં, અદત્તમાં, અબ્રહ્મચર્યમાં અને પરિગ્રહમાં જે અધ્યવસાન કરવામાં આવે તેનાથી પાપનો બંધ થાય છે; અને તેવી જ રીતે સત્યમાં, દત્તમાં, બ્રહ્મચર્યમાં અને અપરિગ્રહમાં જે અધ્યવસાન કરવામાં આવે તેનાથી પુણ્યનો બંધ થાય છે.

वत्थुं पडुच्च जं पुण अज्झवसाणं तु होदि जीवाणं ।
ण य वत्थुदो दु बंधो अज्झवसाणेण बंधोत्थि ॥ २६५ ॥

જે થાય અધ્યવસાન જીવને, વસ્તુ-આશ્રિત તે બને,
પણ વસ્તુથી નથી બંધ, અધ્યવસાનમાત્રથી બંધ છે. ૨૬૫.

અર્થઃ—વળી, જીવોને જે અધ્યવસાન થાય છે તે વસ્તુને અવલંબીને થાય છે તોપણ વસ્તુથી બંધ નથી, અધ્યવસાનથી જ બંધ છે.

दुक्खिदसुहिदे जीवे करेमि बंधेमि तह विमोचेमि ।
जा एसा मूढमदी णिरत्थया सा हु दे मिच्छा ॥ २६६ ॥

કરું છું દુખી-સુખી જીવને, વળી બદ્ધ-મુક્ત કરું અરે!
આ મૂઢ મતિ તુજ છે નિરર્થક, તેથી છે મિથ્યા ખરે. ૨૬૬.

અર્થઃ—હે ભાઈ! 'હું જીવોને દુઃખી-સુખી કરું છું, બંધાવું છું તથા મુકાવું છું' એવી જે આ તારી મૂઢ મતિ (-મોહિત બુદ્ધિ) છે તે નિરર્થક હોવાથી ખરેખર મિથ્યા (-ખોટી) છે.

अज्झवसाणणिमित्तं जीवा बज्झंति कम्मणा जदि हि ।
मुच्चंति मोक्खमग्गे ठिदा य ता किं करोसि तुमं ॥ २६७ ॥

સૌ જીવ અધ્યવસાનકારણ કર્મથી બંધાય જ્યાં
ને મોક્ષમાર્ગે સ્થિત જીવો મુકાય, તું શું કરે ભલા? ૨૬૭.

અર્થ:—હે ભાઈ! જો ખરેખર અધ્યવસાનના નિમિત્તે જીવો કર્મથી બંધાય છે અને મોક્ષમાર્ગમાં સ્થિત મુકાય છે, તો તું શું કરે છે? (તારો તો બાંધવા-છોડવાનો અભિપ્રાય વિફળ ગયો.)

सव्वे करेदि जीवो अज्झवसाणेण तिरियणेरइए ।
देवमणुए य सव्वे पुण्णं पावं च णेयविहं ॥ २६८ ॥
धम्माधम्मं च तहा जीवाजीवे अलोगलोगं च ।
सव्वे करेदि जीवो अज्झवसाणेण अप्पाणं ॥ २६९ ॥

તિર્યંચ, નારક, દેવ, માનવ; પુણ્ય-પાપ વિવિધ જે,
તે સર્વરૂપ નિજને કરે છે જીવ અધ્યવસાનથી. ૨૬૮.
વળી એમ ધર્મ-અધર્મ, જીવ-અજીવ, લોક-અલોક જે,
તે સર્વરૂપ નિજને કરે છે જીવ અધ્યવસાનથી. ૨૬૯.

અર્થ:—જીવ અધ્યવસાનથી તિર્યંચ, નારક, દેવ અને મનુષ્ય એ સર્વ પર્યાયો, તથા અનેક પ્રકારનાં પુણ્ય અને પાપ—એ બધારૂપ પોતાને કરે છે. વળી તેવી રીતે જીવ અધ્યવસાનથી ધર્મ-અધર્મ, જીવ-અજીવ અને લોક-અલોક—એ બધારૂપ પોતાને કરે છે.

एदाणि णत्थि जेसिं अज्झवसाणाणि एवमादीणि ।
ते असुहेण सुहेण व कम्मेण मुणी ण लिप्पंति ॥ २७० ॥

એ આદિ અધ્યવસાન વિધવિધ વર્તતાં નહિ જેમને,
તે મુનિવરો લેપાય નહિ શુભ કે અશુભ કર્મો વડે. ૨૭૦.

અર્થ:—આ (પૂર્વે કહેલાં) તથા આવાં બીજાં પણ અધ્યવસાન જેમને નથી, તે મુનિઓ અશુભ કે શુભ કર્મથી લેપાતા નથી.

बुद्धी ववसाओ वि य अज्झवसाणं मदी य विण्णाणं ।
एक्कट्ठमेव सव्वं चित्तं भावो य परिणामो ॥ २७१ ॥

બુદ્ધિ, મતિ, વ્યવસાય, અધ્યવસાન, વળી વિજ્ઞાન ને
પરિણામ, ચિત્ત ને ભાવ—શબ્દો સર્વ આ એકાર્થ છે. ૨૭૧.

અર્થ:—બુદ્ધિ, વ્યવસાય, અધ્યવસાન, મતિ, વિજ્ઞાન, ચિત્ત, ભાવ અને પરિણામ—એ બધા એકાર્થ જ છે (–નામ જુદાં છે, અર્થ જુદા નથી).

एवं ववहारणओ पडिसिद्धो जाण णिच्छयणएण ।
णिच्छयणयासिदा पुण मुणिणो पावंति णिव्वाणं ॥ २७२ ॥

વ્યવહારનય એ રીત જાણ નિષિદ્ધ નિશ્ચયનય થકી;
નિશ્ચયનયાશ્રિત મુનિવરો પ્રાપ્તિ કરે નિર્વાણની. ૨૭૨.

અર્થ:—એ રીતે (પૂર્વોક્ત રીતે) (પરાશ્રિત એવો) વ્યવહારનય નિશ્ચયનય વડે નિષિદ્ધ જાણ; નિશ્ચયનયને આશ્રિત મુનિઓ નિર્વાણને પામે છે.

वदसमिदीगुत्तीओ सीलतवं जिणवरेहि पण्णत्तं ।
कुव्वंतो वि अभव्वो अण्णाणी मिच्छदिट्ठी दु ॥ २७३ ॥

જિનવરકહેલાં વ્રત, સમિતિ, ગુપ્તિ, વળી તપ-શીલને
કરતાં છતાંય અભવ્ય જીવ અજ્ઞાની મિથ્યાદૃષ્ટિ છે. ૨૭૩.

અર્થ:—જિનવરોએ કહેલાં વ્રત, સમિતિ, ગુપ્તિ, શીલ, તપ કરતાં છતાં પણ અભવ્ય જીવ અજ્ઞાની અને મિથ્યાદૃષ્ટિ છે.

मोक्खं असद्दहंतो अभवियसत्तो दु जो अधीएज्ज ।
पाठो ण करेदि गुणं असद्दहंतस्स णाणं तु ॥ २७४ ॥

મુક્તિ તણી શ્રદ્ધારહિત અભવ્ય જીવ શાસ્ત્રો ભણે,
પણ જ્ઞાનની શ્રદ્ધારહિતને પઠન એ નહિ ગુણ કરે. ૨૭૪.

અર્થ:—મોક્ષને નહિ શ્રદ્ધતો એવો જે અભવ્યજીવ છે તે શાસ્ત્રો તો ભણે છે, પરંતુ જ્ઞાનને નહિ શ્રદ્ધતા એવા તેને શાસ્ત્ર-પઠન ગુણ કરતું નથી.

सद्दहदि य पत्तेदि य रोचेदि य तह पुणो य फासेदि ।
धम्मं भोगणिमित्तं ण दु सो कम्मक्खयणिमित्तं ॥ २७५ ॥

તે ધર્મને શ્રદ્ધે, પ્રતીત, રુચિ અને સ્પર્શન કરે,
તે ભોગહેતુ ધર્મને, નહિ કર્મક્ષયના હેતુને. ૨૭૫.

અર્થ:—તે (અભવ્ય જીવ) ભોગના નિમિત્તરૂપ ધર્મને જ શ્રદ્ધે છે, તેની જ પ્રતીત કરે છે, તેની જ રુચિ કરે છે અને તેને જ સ્પર્શે છે, પરંતુ કર્મક્ષયના નિમિત્તરૂપ ધર્મને નહિ. (કર્મક્ષયના નિમિત્તરૂપ ધર્મને નથી શ્રદ્ધતો, નથી તેની પ્રતીત કરતો, નથી તેની રુચિ કરતો અને નથી તેને સ્પર્શતો.)

आयारादी णाणं जीवादी दंसणं च विण्णेयं ।
छज्जीवणिकं च तहा भणदि चरित्तं तु ववहारो ॥ २७६ ॥

आदा खु मज्झ णाणं आदा मे दंसणं चरित्तं च ।
आदा पच्चक्खाणं आदा मे संवरो जोगो ॥ २७७ ॥

‘આચાર’ આદિ જ્ઞાન છે, જીવાદિ દર્શન જાણવું,
ષટ્જીવનિકાય ચરિત છે,—એ કથન નય વ્યવહારનું. ૨૭૬.
મુજ આત્મ નિશ્ચય જ્ઞાન છે, મુજ આત્મ દર્શન-ચરિત છે,
મુજ આત્મ પ્રત્યાખ્યાન ને મુજ આત્મ સંવર-યોગ છે. ૨૭૭.

અર્થ:—આચારાંગ આદિ શાસ્ત્રો તે જ્ઞાન છે, જીવ આદિ તત્ત્વો તે દર્શન જાણવું અને છ જીવ-નિકાય તે ચારિત્ર છે—એમ તો વ્યવહારનય કહે છે.

નિશ્ચયથી મારો આત્મા જ જ્ઞાન છે, મારો આત્મા જ દર્શન અને ચારિત્ર છે, મારો આત્મા જ પ્રત્યાખ્યાન છે, મારો આત્મા જ સંવર અને યોગ (-સમાધિ, ધ્યાન) છે.

जह फलिहमणी सुद्धो ण सयं परिणमदि रागमादीहिं ।
रंगिज्जदि अण्णेहिं दु सो रत्तादीहिं दव्वेहिं ॥ २७८ ॥
एवं णाणी सुद्धो ण सयं परिणमदि रागमादीहिं ।
राइज्जदि अण्णेहिं दु सो रागादीहिं दोसेहिं ॥ २७९ ॥

જ્યમ સ્ફટિકમણિ છે શુદ્ધ, રક્તરૂપે સ્વયં નહિ પરિણમે,
પણ અન્ય જે રક્તાદિ દ્રવ્યો તે વડે રાતો બને; ૨૭૮.
ત્યમ ‘જ્ઞાની’ પણ છે શુદ્ધ રાગરૂપે સ્વયં નહિ પરિણમે,
પણ અન્ય જે રાગાદિ દોષો તે વડે રાગી બને. ૨૭૯.

અર્થ:—જેમ સ્ફટિકમણિ શુદ્ધ હોવાથી રાગાદિરૂપે (રતાશ-આદિરૂપે) પોતાની મેળે પરિણમતો નથી પરંતુ અન્ય રક્ત આદિ દ્રવ્યો વડે તે રક્ત (-રાતો) આદિ કરાય છે, તેમ જ્ઞાની અર્થાત્ આત્મા શુદ્ધ હોવાથી રાગાદિરૂપે પોતાની મેળે પરિણમતો નથી પરંતુ અન્ય રાગાદિ દોષો વડે તે રાગી આદિ કરાય છે.

ण य रागदोसमोहं कुव्वदि णाणी कसायभावं वा ।
सयमप्पणो ण सो तेण कारगो तेसिं भावाणं ॥ २८० ॥

કદી રાગદ્વેષવિમોહ અગર કષાયભાવો નિજ વિષે
જ્ઞાની સ્વયં કરતો નથી, તેથી ન તત્કારક ઠરે. ૨૮૦.

અર્થ:—જ્ઞાની રાગદ્વેષમોહને કે કષાયભાવને પોતાની મેળે પોતામાં કરતો નથી તેથી તે, તે ભાવોનો કારક અર્થાત્ કર્તા નથી.

रागम्हि य दोसम्हि य कसायकम्मेसु चेव जे भावा ।
तेहिं दु परिणमंतो रागादी बंधदि पुणो वि ॥ २८१ ॥

પણ રાગ-દ્વેષ-કષાયકર્મનિમિત્ત થાયે ભાવ જે,
તે-રૂપ જે પ્રણમે, ફરી તે બાંધતો રાગાદિને. ૨૮૧.

અર્થ:—રાગ, દ્વેષ અને કષાયકર્મો હોતાં (અર્થાત્ તેમનો ઉદય થતાં) જે ભાવો થાય છે તે-રૂપે પરિણમતો અજ્ઞાની રાગાદિકને ફરીને પણ બાંધે છે.

रागम्हि य दोसम्हि य कसायकम्मेसु चेव जे भावा ।
तेहिं दु परिणमंतो रागादी बंधदे चेदा ॥ २८२ ॥

એમ રાગ-દ્વેષ-કષાયકર્મનિમિત્ત થાયે ભાવ જે,
તે-રૂપ આત્મા પરિણમે, તે બાંધતો રાગાદિને. ૨૮૨.

અર્થ:—રાગ, દ્વેષ અને કષાયકર્મો હોતાં (અર્થાત્ તેમનો ઉદય થતાં) જે ભાવો થાય છે તે-રૂપે પરિણમતો થકો આત્મા રાગાદિકને બાંધે છે.

अप्पडिकमणं दुविहं अपच्चखाणं तहेव विण्णेयं ।
एदेणुवदेसेण य अकारगो वण्णिदो चेदा ॥ २८३ ॥

अप्पडिकमणं दुविहं दव्वे भावे अपच्चखाणं पि ।
एदेणुवदेसेण य अकारगो वण्णिदो चेदा ॥ २८४ ॥
जावं अप्पडिकमणं अपच्चखाणं च दव्वभावाणं ।
कुव्वदि आदा तावं कत्ता सो होदि णादव्वो ॥ २८५ ॥

અણુપ્રતિક્રમણ દ્વયવિધ, અણુપચખાણ પણ દ્વયવિધ છે,
—આ રીતના ઉપદેશથી વર્ણ્યો અકારક જીવને. ૨૮૩.
અણુપ્રતિક્રમણ બે—દ્રવ્યભાવે, એમ અણુપચખાણ છે,
—આ રીતના ઉપદેશથી વર્ણ્યો અકારક જીવને. ૨૮૪.
અણુપ્રતિક્રમણ વળી એમ અણુપચખાણ દ્રવ્યનું, ભાવનું,
આત્મા કરે છે ત્યાં લગી કર્તા બને છે જાણવું. ૨૮૫.

અર્થ:—અપ્રતિક્રમણ બે પ્રકારનું તેમ જ અપ્રત્યાખ્યાન બે પ્રકારનું જાણવું;—આ ઉપદેશથી આત્મા અકારક વર્ણવવામાં આવ્યો છે.

અપ્રતિક્રમણ બે પ્રકારનું છે—દ્રવ્ય સંબંધી અને ભાવ સંબંધી; તેવી રીતે અપ્રત્યાખ્યાન પણ બે પ્રકારનું છે—દ્રવ્ય સંબંધી અને ભાવ સંબંધી;—આ ઉપદેશથી આત્મા અકારક વર્ણવવામાં આવ્યો છે.

જ્યાં સુધી આત્મા દ્રવ્યનું અને ભાવનું અપ્રતિક્રમણ તથા અપ્રત્યાખ્યાન કરે છે ત્યાં સુધી તે કર્તા થાય છે એમ જાણવું.

आधाकम्मादीया पोग्गलदव्वस्स जे इमे दोसा ।
कह ते कुव्वदि णाणी परदव्वगुणा दु जे णिच्चं ॥ २८६ ॥
आधाकम्मं उद्देसियं च पोग्गलमयं इमं दव्वं ।
कह तं मम होदि कयं जं णिच्चमचेदणं वुत्तं ॥ २८७ ॥

આધાકરમ ઇત્યાદિ પુદ્ગલદ્રવ્યના આ દોષ જે,
તે કેમ ‘ જ્ઞાની ’ કરે સદા પરદ્રવ્યના જે ગુણ છે? ૨૮૬.
ઉદ્દેશી તેમ જ અધ:કર્મી પૌદ્ગલિક આ દ્રવ્ય જે,
તે કેમ મુજકૃત હોય નિત્ય અજીવ ભાખ્યું જેહને? ૨૮૭.

અર્થ:—અધ:કર્મ આદિ જે આ પુદ્ગલદ્રવ્યના દોષો છે (તેમને જ્ઞાની અર્થાત્ આત્મા કરતો નથી;) તેમને જ્ઞાની અર્થાત્ આત્મા કેમ કરે કે જે સદા પરદ્રવ્યના ગુણો છે?

માટે અધ:કર્મ અને ઉદ્દેશિક એવું આ પુદ્ગલમય દ્રવ્ય છે (તે મારું કર્યું થતું નથી;) તે મારું કર્યું કેમ થાય કે જે સદા અચેતન કહેવામાં આવ્યું છે?



# ૮. મોક્ષ અધિકાર

जह णाम को वि पुरिसो वंधणयम्हि चिरकालपडिवद्धो ।
तिव्वं मंदसहावं कालं च वियाणदे तस्स ॥ २८८ ॥

जइ ण वि कुणदि च्छेदं ण मुच्चदे तेण वंधणवसो सं ।
कालेण उ वहुगेण वि ण सो णरो पावदि विमोक्खं ॥ २८९ ॥

इय कम्मवंधणाणं पदेसठिइपयडिमेवमणुभागं ।
जाणंतो वि ण मुच्चदि मुच्चदि सो चेव जदि सुद्धो ॥ २९० ॥

જ્યમ પુરુષ કો બંધન મહીં પ્રતિબદ્ધ જે ચિરકાળનો,
તે તીવ્ર-મંદ સ્વભાવ તેમ જ કાળ જાણે બંધનો, ૨૮૮.
પણ જો કરે નહિ છેદ તો ન મુકાય, બંધનવશ રહે,
ને કાળ બહુયે જાય તોપણ મુક્ત તે નર નહિ બને; ૨૮૯.
ત્યમ કર્મબંધનનાં પ્રકૃતિ, પ્રદેશ, સ્થિતિ, અનુભાગને
જાણે છતાં ન મુકાય જીવ, જો શુદ્ધ તો જ મુકાય છે. ૨૯૦.

અર્થ:—જેવી રીતે બંધનમાં ઘણા કાળથી બંધાયેલો કોઈ પુરુષ તે બંધનના તીવ્ર-મંદ (આકરા-ઢીલા) સ્વભાવને અને કાળને (અર્થાત્ આ બંધન આટલા કાળથી છે એમ) જાણે છે, પરંતુ જો તે બંધનને પોતે કાપતો નથી તો તેનાથી છૂટતો નથી અને બંધનવશ રહેતો થકો ઘણા કાળે પણ તે પુરુષ બંધનથી

છૂટવારૂપ મોક્ષને પામતો નથી; તેવી રીતે જીવ કર્મ-બંધનોનાં પ્રદેશ, સ્થિતિ, પ્રકૃતિ તેમ જ અનુભાગને જાણતાં છતાં પણ (કર્મબંધથી) છૂટતો નથી, પરંતુ જો પોતે (રાગાદિને દૂર કરી) શુદ્ધ થાય તો જ છૂટે છે.

जह बंधे चिंतंतो बंधणबद्धो ण पावदि विमोक्खं ।
तह बंधे चिंतंतो जीवो वि ण पावदि विमोक्खं ॥ २९१ ॥

બંધન મહીં જે બદ્ધ તે નહિ બંધચિંતાથી છૂટે,
ત્યમ જીવ પણ બંધો તણી ચિંતા કર્યાથી નવ છૂટે. ૨૯૧.

અર્થ:—જેમ બંધનથી બંધાયેલો પુરુષ બંધોના વિચાર કરવાથી મોક્ષ પામતો નથી (અર્થાત્ બંધથી છૂટતો નથી), તેમ જીવ પણ બંધોના વિચાર કરવાથી મોક્ષ પામતો નથી.

जह बंधे छेत्तूण य बंधणबद्धो दु पावदि विमोक्खं ।
तह बंधे छेत्तूण य जीवो संपावदि विमोक्खं ॥ २९२ ॥

બંધન મહીં જે બદ્ધ તે નર બંધછેદનથી છૂટે,
ત્યમ જીવ પણ બંધો તણું છેદન કરી મુક્તિ લહે. ૨૯૨.

અર્થ:—જેમ બંધનથી બંધાયેલો પુરુષ બંધોને છેદીને મોક્ષ પામે છે, તેમ જીવ બંધોને છેદીને મોક્ષ પામે છે.

बंधाणं च सहावं वियाणिदुं अप्पणो सहावं च ।
बंधेसु जो विरज्जदि सो कम्मविमोक्खणं कुणदि ॥ २९३ ॥

બંધો તણો જાણી સ્વભાવ, સ્વભાવ જાણી આત્મનો,
જે બંધ માંહી વિરક્ત થાયે, કર્મમોક્ષ કરે અહો! ૨૯૩.

અર્થ:—બંધોના સ્વભાવને અને આત્માના સ્વભાવને જાણીને બંધો પ્રત્યે જે વિરક્ત થાય છે, તે કર્મોથી મુકાય છે.

जीवो बंधो य तहा छिज्जंति सलक्खणेहिं णियएहिं ।
पण्णाछेदणएण दु छिण्णा णाणत्तमावण्णा ॥ २९४ ॥

જીવ બંધ બન્ને, નિયત નિજ નિજ લક્ષણે છેદાય છે;
પ્રજ્ઞાછીણી થકી છેદતાં બન્ને જુદા પડી જાય છે. ૨૯૪.

અર્થ:—જીવ તથા બંધ નિયત સ્વલક્ષણોથી (પોતપોતાનાં નિશ્ચિત લક્ષણોથી) છેદાય છે; પ્રજ્ઞારૂપી છીણી વડે છેદવામાં આવતાં તેઓ નાનાપણાને પામે છે અર્થાત્ જુદા પડી જાય છે.

जीवो बंधो य तहा छिज्जंति सलक्खणेहिं णियएहिं ।
बंधो छेदेदव्वो सुद्धो अप्पा य घेत्तव्वो ॥ २९५ ॥

જીવ બંધ જ્યાં છેદાય એ રીત નિયત નિજ નિજ લક્ષણે,
ત્યાં છોડવો એ બંધને, જીવ ગ્રહણ કરવો શુદ્ધને. ૨૯૫.

અર્થ:—એ રીતે જીવ અને બંધ તેમનાં નિશ્ચિત સ્વલક્ષણોથી છેદાય છે. ત્યાં, બંધને છેદવો અર્થાત્ છોડવો અને શુદ્ધ આત્માને ગ્રહણ કરવો.

कह सो घिप्पदि अप्पा पण्णाए सो दु घिप्पदे अप्पा ।
जह पण्णाइ विभत्तो तह पण्णाएव घेत्तव्वो ॥ २९६ ॥

એ જીવ કેમ ગ્રહાય? જીવ ગ્રહાય છે પ્રજ્ઞા વડે;
પ્રજ્ઞાથી જ્યમ જુદો કર્યો, ત્યમ ગ્રહણ પણ પ્રજ્ઞા વડે. ૨૯૬.

અર્થ:—(શિષ્ય પૂછે છે કે-) તે (શુદ્ધ) આત્મા કઈ

રીતે ગ્રહણ કરાય? (આચાર્યભગવાન ઉત્તર આપે છે કે-) પ્રજ્ઞા વડે તે (શુદ્ધ) આત્મા ગ્રહણ કરાય છે. જેમ પ્રજ્ઞા વડે ભિન્ન કર્યો, તેમ પ્રજ્ઞા વડે જ ગ્રહણ કરવો.

पण्णाए घित्तव्वो जो चेदा सो अहं तु णिच्छयदो ।
अवसेसा जे भावा ते मज्झ परे त्ति णादव्वा ॥ २९७ ॥

પ્રજ્ઞાથી ગ્રહવો—નિશ્ચયે જે ચેતનારો તે જ હું,
બાકી બધા જે ભાવ તે સૌ મુજ થકી પર—જાણવું. ૨૯૭.

અર્થ:—પ્રજ્ઞા વડે (આત્માને) એમ ગ્રહણ કરવો કે—જે ચેતનારો છે તે નિશ્ચયથી હું છું, બાકીના જે ભાવો છે તે મારાથી પર છે એમ જાણવું.

पण्णाए घित्तव्वो जो दट्ठा सो अहं तु णिच्छयदो ।
अवसेसा जे भावा ते मज्झ परे त्ति णादव्वा ॥ २९८ ॥
पण्णाए घित्तव्वो जो णादा सो अहं तु णिच्छयदो ।
अवसेसा जे भावा ते मज्झ परे त्ति णादव्वा ॥ २९९ ॥

પ્રજ્ઞાથી ગ્રહવો—નિશ્ચયે જે દેખનારો તે જ હું,
બાકી બધા જે ભાવ તે સૌ મુજ થકી પર—જાણવું. ૨૯૮.
પ્રજ્ઞાથી ગ્રહવો—નિશ્ચયે જે જાણનારો તે જ હું,
બાકી બધા જે ભાવ તે સૌ મુજ થકી પર—જાણવું. ૨૯૯.

અર્થ:—પ્રજ્ઞા વડે એમ ગ્રહણ કરવો કે—જે દેખનારો છે તે નિશ્ચયથી હું છું, બાકીના જે ભાવો છે તે મારાથી પર છે એમ જાણવું.

પ્રજ્ઞા વડે એમ ગ્રહણ કરવો કે—જે જાણનારો છે તે નિશ્ચયથી હું છું, બાકીના જે ભાવો છે તે મારાથી પર છે એમ જાણવું.

को णाम भणिज्ज बुहो णादुं सव्वे पराइए भावे ।
मज्झमिणं ति य वयणं जाणंतो अप्पयं सुद्धं ॥ ३०० ॥

સૌ ભાવ જે પરકીય જાણે, શુદ્ધ જાણે આત્મને,
તે કોણ જ્ઞાની 'મારું આ' એવું વચન બોલે ખરે? ૩૦૦.

અર્થઃ—સર્વ ભાવોને પારકા જાણીને કોણ જ્ઞાની, પોતાને શુદ્ધ જાણતો થકો, 'આ મારું છે' (–'આ ભાવો મારા છે') એવું વચન બોલે?

थेयादी अवराहे जो कुव्वदि सो उ संकिदो भमदि ।
मा वज्झेज्जं केण वि चोरो त्ति जणम्हि वियरंतो ॥ ३०१ ॥
जो ण कुणदि अवराहे सो णिस्संको दु जणवदे भमदि ।
ण वि तस्स वज्झिदुं जे चिंता उप्पज्जदि कयाइ ॥ ३०२ ॥
एवम्हि सावराहो बज्झामि अहं तु संकिदो चेदा ।
जइ पुण णिरावराहो णिस्संकोहं ण वज्झामि ॥ ३०३ ॥

અપરાધ ચૌર્યાદિક કરે જે પુરુષ તે શંકિત ફરે,
કે લોકમાં ફરતાં રખે કો ચોર જાણી બાંધશે; ૩૦૧.
અપરાધ જે કરતો નથી, નિઃશંક લોક વિષે ફરે,
'બંધાઉં હું' એવી કદી ચિંતા ન થાયે તેહને. ૩૦૨.
ત્યમ આતમા અપરાધી 'હું બંધાઉં' એમ સશંક છે,
ને નિરપરાધી જીવ 'નહિ બંધાઉં' એમ નિઃશંક છે. ૩૦૩.

અર્થઃ—જે પુરુષ ચોરી આદિ અપરાધો કરે છે તે 'લોકમાં ફરતાં રખે મને કોઈ ચોર જાણીને બાંધશે-પકડશે' એમ શંકિત ફરે છે; જે પુરુષ અપરાધ કરતો નથી તે લોકમાં નિઃશંક ફરે છે,

કારણ કે તેને બંધાવાની ચિંતા કદાપિ ઊપજતી નથી. એવી રીતે અપરાધી આત્મા 'હું અપરાધી છું તેથી હું બંધાઈશ' એમ શંકિત હોય છે. અને જો નિરપરાધી (આત્મા) હોય તો 'હું નહિ બંધાઉં' એમ નિઃશંક હોય છે.

संसिद्धिराधसिद्धं साधियमाराधियं च एयट्ठं ।
अवगदराधो जो खलु चेदा सो होदि अवराधो ॥ ३०४ ॥
जो पुण णिरावराधो चेदा णिस्संकिओ उ सो होइ ।
आराहणाइ णिच्चं वट्टेइ अहं ति जाणंतो ॥ ३०५ ॥

સંસિદ્ધિ, સિદ્ધિ, રાધ, આરાધિત, સાધિત—એક છે,
એ રાધથી જે રહિત છે તે આતમા અપરાધ છે; ૩૦૪.
વળી આતમા જે નિરપરાધી તે નિઃશંકિત હોય છે,
વર્તે સદા આરાધનાથી, જાણતો 'હું' આત્મને. ૩૦૫.

**અર્થ:**—સંસિદ્ધિ, *રાધ, સિદ્ધ, સાધિત અને આરાધિત—એ શબ્દો એકાર્થ છે; જે આત્મા 'અપગતરાધ' અર્થાત્ રાધથી રહિત છે તે આત્મા અપરાધ છે.

વળી જે આત્મા નિરપરાધ છે તે નિઃશંક હોય છે; 'શુદ્ધ આત્મા તે જ હું છું' એમ જાણતો થકો આરાધનાથી સદા વર્તે છે.

पडिकमणं पडिसरणं परिहारो धारणा णियत्ती य ।
णिंदा गरहा सोही अट्ठविहो होदि विसकुंभो ॥ ३०६ ॥

---

* રાધ = આરાધના; પ્રસન્નતા, કૃપા, સિદ્ધિ; પૂર્ણતા, સિદ્ધ કરવું તે; પૂર્ણ કરવુ તે.

अप्पडिकमणमप्पडिसरणं अप्परिहारो अधारणा चेव ।
अणियत्ती य अणिंदागरहासोही अमयकुंभो ॥ ३०७ ॥

પ્રતિક્રમણ. ને પ્રતિસરણ, વળી પરિહરણ, નિવૃતિ, ધારણા,
વળી શુદ્ધિ, નિંદા, ગર્હણા—એ અષ્ટવિધ વિષકુંભ છે. ૩૦૬.
અણપ્રતિક્રમણ, અણપ્રતિસરણ, અણપરિહરણ, અણધારણા,
અનિવૃત્તિ, અણગર્હા, અનિંદ. અશુદ્ધિ—અમૃતકુંભ છે.

અર્થ:—[1]પ્રતિક્રમણ, [2]પ્રતિસરણ, [3]પરિહાર, [4]ધારણા, [5]નિવૃત્તિ. [6]નિંદા, [7]ગર્હા અને [8]શુદ્ધિ—એ આઠ પ્રકારનો વિષકુંભ છે (કારણ કે એમાં કર્તાપણાની બુદ્ધિ સંભવે છે).

અપ્રતિક્રમણ. અપ્રતિસરણ. અપરિહાર. અધારણા, અનિવૃત્તિ, અનિંદા, અગર્હા અને અશુદ્ધિ—એ અમૃતકુંભ છે (કારણ કે એમાં કર્તાપણાનો નિષેધ છે—કાંઈ કરવાનું જ નથી, માટે બંધ થતો નથી).



---

૧. પ્રતિક્રમણ = કરેલા દોષોનું નિરાકરણ કરવું તે
૨ પ્રતિસરણ = સમ્યક્ત્વાદિ ગુણોમા પ્રેરણા
૩. પરિહાર = મિથ્યાત્વાદિ દોષોનુ નિવારણ
૪ ધારણા = પંચનમસ્કારાદિ મંત્ર, પ્રતિમા વગેરે બાહ્ય દ્રવ્યોના આલંબન વડે ચિત્તને સ્થિર કરવું તે
૫ નિવૃત્તિ = બાહ્ય વિષયકષાયાદિ ઇચ્છામાં વર્તતા ચિત્તને પાછું વાળવુ તે
૬ નિંદા = આત્મસાક્ષીએ દોષોનું પ્રગટ કરવુ તે
૭ ગર્હા = ગુરુસાક્ષીએ દોષોનું પ્રગટ કરવું તે
૮. શુદ્ધિ = દોષ થતાં પ્રાયશ્ચિત્ત લઈને વિશુદ્ધિ કરવી તે

# ૯. સર્વવિશુદ્ધજ્ઞાન અધિકાર

दवियं जं उप्पज्जइ गुणेहिं तं तेहिं जाणसु अणण्णं ।
जह कडयादीहिं दु पज्जएहिं कणयं अणण्णमिह ॥ ३०८ ॥

जीवस्साजीवस्स दु जे परिणामा दु देसिदा सुत्ते ।
तं जीवमजीवं वा तेहिमणण्णं वियाणाहि ॥ ३०९ ॥

ण कुदोचि वि उप्पण्णो जम्हा कज्जं ण तेण सो आदा ।
उप्पादेदि ण किंचि वि कारणमवि तेण ण स होदि ॥ ३१० ॥

कम्मं पडुच्च कत्ता कत्तारं तह पडुच्च कम्माणि ।
उप्पज्जंति य णियमा सिद्धी दु ण दीसदे अण्णा ॥ ३११ ॥

જે દ્રવ્ય ઊપજે જે ગુણોથી તેથી જાણ અનન્ય તે,
જ્યમ જગતમાં કટકાદિ પર્યાયોથી કનક અનન્ય છે. ૩૦૮.

જીવ-અજીવના પરિણામ જે દર્શાવિયા સૂત્રો મહીં.
તે જીવ અગર અજીવ જાણ અનન્ય તે પરિણામથી. ૩૦૯.

ઊપજે ન આત્મા કોઈથી તેથી ન આત્મા કાર્ય છે,
ઉપજાવતો નથી કોઈને તેથી ન કારણ પણ ઠરે. ૩૧૦.

રે! કર્મ-આશ્રિત હોય કર્તા, કર્મ પણ કર્તા તણે
આશ્રિતપણે ઊપજે નિયમથી, સિદ્ધિ નવ બીજી દીસે. ૩૧૧.

અર્થઃ—જે દ્રવ્ય જે ગુણોથી ઊપજે છે તે ગુણોથી તેને

અનન્ય જાણ; જેમ જગતમાં કડાં આદિ પર્યાયોથી સુવર્ણ અનન્ય છે તેમ.

જીવ અને અજીવના જે પરિણામો સૂત્રમાં દર્શાવ્યા છે, તે પરિણામોથી તે જીવ અથવા અજીવને અનન્ય જાણ.

કારણ કે કોઈથી ઉત્પન્ન થયો નથી તેથી તે આત્મા (કોઈનું) કાર્ય નથી, અને કોઈને ઉપજાવતો નથી તેથી તે (કોઈનું) કારણ પણ નથી.

નિયમથી કર્મના આશ્રયે (-કર્મને અવલંબીને) કર્તા હોય છે; તેમ જ કર્તાના આશ્રયે કર્મો ઉત્પન્ન થાય છે; બીજી કોઈ રીતે કર્તાકર્મની સિદ્ધિ જોવામાં આવતી નથી.

चेदा दु पयडीअट्ठं उप्पज्जइ विणस्सइ ।
पयडी वि चेययट्ठं उप्पज्जइ विणस्सइ ॥ ३१२ ॥
एवं बंधो उ दोण्हं पि अण्णोण्णप्पच्चया हवे ।
अप्पणो पयडीए य संसारो तेण जायदे ॥ ३१३ ॥

પણ જીવ પ્રકૃતિના નિમિત્તે ઊપજે વિણસે અરે !
ને પ્રકૃતિ પણ જીવના નિમિત્ત ઊપજે વિણસે; ૩૧૨.
અન્યોન્યના નિમિત્ત એ રીત બંધ બેઉ તણો બને
—આત્મા અને પ્રકૃતિ તણો, સંસાર તેથી થાય છે. ૩૧૩.

અર્થ:—ચેતક અર્થાત્ આત્મા પ્રકૃતિના નિમિત્તે ઊપજે છે તથા વિણસે છે, અને પ્રકૃતિ પણ ચેતકના અર્થાત્ આત્માના નિમિત્તે ઊપજે છે તથા વિણસે છે. એ રીતે પરસ્પર નિમિત્તથી બન્નેનો—આત્માનો ને પ્રકૃતિનો—બંધ થાય છે, અને તેથી સંસાર ઉત્પન્ન થાય છે.

जा एस पयडीअट्ठं चेदा णेव विमुंचए ।
अयाणओ हवे ताव मिच्छादिट्ठी असंजओ ॥ ३१४ ॥
जदा विमुंचए चेदा कम्मफलमणंतयं ।
तदा विमुत्तो हवदि जाणओ पासओ मुणी ॥ ३१५ ॥

ઉત્પાદ-વ્યય પ્રકૃતિનિમિત્તે જ્યાં લગી નહિ પરિતજે,
અજ્ઞાની, મિથ્યાત્વી, અસંયત ત્યાં લગી આ જીવ રહે; ૩૧૪.
આ આતમા જ્યારે કરમનું ફળ અનંતું પરિતજે,
જ્ઞાયક તથા દર્શક તથા મુનિ તેહ કર્મવિમુક્ત છે. ૩૧૫.

અર્થઃ—જ્યાં સુધી આ આત્મા પ્રકૃતિના નિમિત્તે ઊપજવું-વિણસવું છોડતો નથી, ત્યાં સુધી તે અજ્ઞાયક છે, મિથ્યાદૃષ્ટિ છે, અસંયત છે.

જ્યારે આત્મા અનંત કર્મફળને છોડે છે, ત્યારે તે જ્ઞાયક છે, દર્શક છે, મુનિ છે, વિમુક્ત (અર્થાત્ બંધથી રહિત) છે.

अण्णाणी कम्मफलं पयडिसहावट्ठिदो दु वेदेदि ।
णाणी पुण कम्मफलं जाणदि उदिदं ण वेदेदि ॥ ३१६ ॥

અજ્ઞાની વેદે કર્મફળ પ્રકૃતિસ્વભાવે સ્થિત રહી,
ને જ્ઞાની તો જાણે ઉદયગત કર્મફળ, વેદે નહીં. ૩૧૬.

અર્થઃ—અજ્ઞાની પ્રકૃતિના સ્વભાવમાં સ્થિત રહ્યો થકો કર્મફળને વેદે (ભોગવે) છે અને જ્ઞાની તો ઉદિત (ઉદયમાં આવેલા) કર્મફળને જાણે છે, વેદતો નથી.

ण मुयदि पयडिमभव्वो सुट्ठु वि अज्झाइदूण सत्थाणि ।
गुडदुद्धं पि पिवंता ण पण्णया णिव्विसा होंति ॥ ३१७ ॥

સુરીતે ભણીને શાસ્ત્ર પણ પ્રકૃતિ અભવ્ય નહીં તજે,
સાકરસહિત ક્ષીરપાનથી પણ સર્પ નહિ નિર્વિષ બને. ૩૧૭.

અર્થઃ—સારી રીતે શાસ્ત્રો ભણીને પણ અભવ્ય પ્રકૃતિને (અર્થાત્ પ્રકૃતિના સ્વભાવને) છોડતો નથી, જેમ સાકરવાળું દૂધ પીતાં છતા સર્પો નિર્વિષ થતા નથી.

णिव्वेयसमावण्णो णाणी कम्मप्फलं वियाणेदि ।
महुरं कडुयं बहुविहमवेयओ तेण सो होइ ॥ ३१८ ॥

નિર્વેદને પામેલ જ્ઞાની કર્મફળને જાણતો,
—કડવા-મધુર બહુવિધને, તેથી અવેદક છે અહો! ૩૧૮.

અર્થઃ—નિર્વેદપ્રાપ્ત (વૈરાગ્યને પામેલો) જ્ઞાની મીઠા-કડવા બહુવિધ કર્મફળને જાણે છે તેથી તે અવેદક છે.

ण वि कुव्वइ ण वि वेयइ णाणी कम्माइं बहुपयाराइं ।
जाणइ पुण कम्मफलं बंधं पुण्णं च पावं च ॥ ३१९ ॥

કરતો નથી, નથી વેદતો જ્ઞાની કરમ બહુવિધને;
બસ જાણતો એ બંધ તેમ જ કર્મફળ શુભ-અશુભને. ૩૧૯.

અર્થઃ—જ્ઞાની બહુ પ્રકારનાં કર્મોને કરતો પણ નથી, વેદતો (ભોગવતો) પણ નથી; પરંતુ પુણ્ય અને પાપરૂપ કર્મબંધને તથા કર્મફળને જાણે છે.

दिट्ठी जहेव णाणं अकारयं तह अवेदयं चेव ।
जाणइ य बंधमोक्खं कम्मुदयं णिज्जरं चेव ॥ ३२० ॥

જેમ નેત્ર, તેમ જ જ્ઞાન નથી કારક, નથી વેદક અરે!
જાણે જ કર્મોદય, નિરજરા, બંધ તેમ જ મોક્ષને. ૩૨૦.

અર્થ:—જેમ નેત્ર (દૃશ્ય પદાર્થોને કરતું-ભોગવતું નથી, દેખે જ છે), તેમ જ્ઞાન અકારક તથા અવેદક છે, અને બંધ, મોક્ષ, કર્મોદય તથા નિર્જરાને જાણે જ છે.

लोयस्स कुणदि विण्हू सुरणारयतिरियमाणुसे सत्ते ।
समणाणं पि य अप्पा जदि कुव्वदि छव्विहे काए ॥ ३२१ ॥

लोयसमणाणमेयं सिद्धंतं जइ ण दीसदि विसेसो ।
लोयस्स कुणइ विण्हू समणाण वि अप्पओ कुणदि ॥ ३२२ ॥

एवं ण को वि मोक्खो दीसदि लोयसमणाण दोण्हं पि ।
णिच्चं कुव्वंताणं सदेवमणुयासुरे लोए ॥ ३२३ ॥

જ્યમ લોક માને 'દેવ, નારક આદિ જીવ વિષ્ણુ કરે',
ત્યમ શ્રમણ પણ માને કદી 'આત્મા કરે ષટ્ કાયને', ૩૨૧.

તો લોક-મુનિ સિદ્ધાંત એક જ, ભેદ તેમાં નવ દીસે,
વિષ્ણુ કરે જ્યમ લોકમતમાં, શ્રમણમત આત્મા કરે; ૩૨૨.

એ રીત લોક-મુનિ ઉભયનો મોક્ષ કોઈ નહી દીસે,
—જે દેવ, મનુજ, અસુરના ત્રણ લોકને નિત્યે કરે. ૩૨૩.

અર્થ:—લોકના (લૌકિક જનોના) મતમાં દેવ, નારક, તિર્યંચ, મનુષ્ય—પ્રાણીઓને વિષ્ણુ કરે છે; અને જો શ્રમણોના (મુનિઓના) મન્તવ્યમાં પણ છ કાયના જીવોને આત્મા કરતો હોય તો લોક અને શ્રમણોનો એક સિદ્ધાંત થાય છે, કાંઈ ફેર દેખાતો નથી; (કારણ કે) લોકના મતમાં વિષ્ણુ કરે છે અને

શ્રમણોના મતમાં પણ આત્મા કરે છે (તેથી કર્તાપણાની માન્યતામાં બન્ને સમાન થયા). એ રીતે, દેવ, મનુષ્ય અને અસુરવાળા ત્રણે લોકને સદાય કરતા (અર્થાત્ ત્રણે લોકના કર્તાભાવે નિરંતર પ્રવર્તતા) એવા તે લોક તેમ જ શ્રમણ—બન્નેનો કોઈ મોક્ષ દેખાતો નથી.

ववहारभासिदेण दु परदव्वं मम भणंति अविदिदत्था ।
जाणंति णिच्छएण दु ण य मह परमाणुमित्तमवि किंचि ॥ ३२४ ॥

जह को वि णरो जंपदि अम्हं गामविसयणयररट्ठं ।
ण य होंति तस्स ताणि दु भणदि य मोहेण सो अप्पा ॥ ३२५ ॥

एमेव मिच्छदिट्ठी णाणी णीसंसयं हवदि एसो ।
जो परदव्वं मम इदि जाणंतो अप्पयं कुणदि ॥ ३२६ ॥

तम्हा ण मे त्ति णच्चा दोण्ह वि एदाण कत्तविवसायं ।
परदव्वे जाणंतो जाणेज्जो दिट्ठिरहिदाणं ॥ ३२७ ॥

વ્યવહારમૂઢ અતત્ત્વવિદ પરદ્રવ્યને 'મારું' કહે,
'પરમાણુમાત્ર ન મારું' જ્ઞાની જાણતા નિશ્ચય વડે. ૩૨૪.

જ્યમ પુરુષ કોઈ કહે 'અમારું ગામ, પુર ને દેશ છે',
પણ તે નથી તેનાં, અરે! જીવ મોહથી 'મારાં' કહે; ૩૨૫.

એવી જ રીત જે જ્ઞાની પણ 'મુજ' જાણતો પરદ્રવ્યને,
નિજરૂપ કરે પરદ્રવ્યને, તે જરૂર મિથ્યાત્વી બને. ૩૨૬.

તેથી 'ન મારું' જાણી જીવ, પરદ્રવ્યમાં આ ઉભયની
કર્તૃત્વબુદ્ધિ જાણતો, જાણે સુદૃષ્ટિરહિતની. ૩૨૭.

અર્થઃ—જેમણે પદાર્થનું સ્વરૂપ જાણ્યું નથી એવા પુરુષો

વ્યવહારનાં વચનોને ગ્રહીને 'પરદ્રવ્ય મારું છે' એમ કહે છે, પરંતુ જ્ઞાનીઓ નિશ્ચય વડે જાણે છે કે 'કોઈ પરમાણુમાત્ર પણ મારું નથી'.

જેવી રીતે કોઈ પુરુષ 'અમારું ગામ, અમારો દેશ, અમારું નગર, અમારું રાષ્ટ્ર' એમ કહે છે, પરંતુ તે તેનાં નથી, મોહથી તે આત્મા 'મારાં' કહે છે; તેવી જ રીતે જે જ્ઞાની પણ 'પરદ્રવ્ય મારું છે' એમ જાણતો થકો પરદ્રવ્યને પોતારૂપ કરે છે, તે નિઃસંદેહ અર્થાત્ ચોક્કસ મિથ્યાદૃષ્ટિ થાય છે.

માટે તત્ત્વજ્ઞો 'પરદ્રવ્ય મારું નથી' એમ જાણીને, આ બન્નેનો (-લોકનો અને શ્રમણનો-) પરદ્રવ્યમાં કર્તાપણાનો વ્યવસાય જાણતા થકા, એમ જાણે છે કે આ વ્યવસાય સમ્યગ્દર્શન રહિત પુરુષોનો છે.

मिच्छत्तं जदि पयडी मिच्छादिट्ठी करेदि अप्पाणं ।
तम्हा अचेदणा ते पयडी णणु कारगो पत्तो ॥ ३२८ ॥

अहवा एसो जीवो पोग्गलदव्वस्स कुणदि मिच्छत्तं ।
तम्हा पोग्गलदव्वं मिच्छादिट्ठी ण पुण जीवो ॥ ३२९ ॥

अह जीवो पयडी तह पोग्गलदव्वं कुणंति मिच्छत्तं ।
तम्हा दोहिं कदं तं दोण्णि वि भुंजंति तस्स फलं ॥ ३३० ॥

अह ण पयडी ण जीवो पोग्गलदव्वं करेदि मिच्छत्तं ।
तम्हा पोग्गलदव्वं मिच्छत्तं तं तु ण हु मिच्छा ॥ ३३१ ॥

જો પ્રકૃતિ મિથ્યાત્વની મિથ્યાત્વી કરતી આત્મને,
તો તો અચેતન પ્રકૃતિ કારક બને તુજ મત વિષે! ૩૨૮.

અથવા કરે જો જીવ પુદ્‌ગલદ્રવ્યના મિથ્યાત્વને,
તો તો ઠરે મિથ્યાત્વી પુદ્‌ગલદ્રવ્ય, આત્મા નવ ઠરે! ૩૨૯.

જો જીવ અને પ્રકૃતિ કરે મિથ્યાત્વ પુદ્‌ગલદ્રવ્યને,
તો ઉભયકૃત જે હોય તેનું ફળ ઉભય પણ ભોગવે! ૩૩૦.

જો નહિ પ્રકૃતિ, નહિ જીવ કરે મિથ્યાત્વ પુદ્‌ગલદ્રવ્યને,
પુદ્‌ગલદરવ મિથ્યાત્વ વણકૃત!–એ શું નહિ મિથ્યા ખરે?

અર્થઃ—જો મિથ્યાત્વ નામની (મોહનીય કર્મની) પ્રકૃતિ આત્માને મિથ્યાદૃષ્ટિ કરે છે એમ માનવામાં આવે, તો તારા મતમાં અચેતન પ્રકૃતિ (મિથ્યાત્વભાવની) કર્તા બની! (તેથી મિથ્યાત્વભાવ અચેતન ઠર્યો!)

અથવા, આ જીવ પુદ્‌ગલદ્રવ્યના મિથ્યાત્વને કરે છે એમ માનવામાં આવે, તો પુદ્‌ગલદ્રવ્ય મિથ્યાદૃષ્ટિ ઠરે!—જીવ નહિ!

અથવા જો જીવ તેમ જ પ્રકૃતિ બન્ને પુદ્‌ગલદ્રવ્યને મિથ્યાત્વભાવરૂપ કરે છે એમ માનવામાં આવે, તો જે બન્ને વડે કરવામાં આવ્યું તેનું ફળ બન્ને ભોગવે!

અથવા જો પુદ્‌ગલદ્રવ્યને મિથ્યાત્વભાવરૂપ નથી પ્રકૃતિ કરતી કે નથી જીવ કરતો (–એમાંથી કોઈ કરતું નથી) એમ માનવામાં આવે, તો પુદ્‌ગલદ્રવ્ય સ્વભાવે જ મિથ્યાત્વભાવરૂપ ઠરે! તે શું ખરેખર મિથ્યા નથી?

(આથી એમ સિદ્ધ થાય છે કે પોતાના મિથ્યાત્વભાવનો–ભાવકર્મનો–કર્તા જીવ જ છે.)

कम्मेहि दु अण्णाणी किज्जदि णाणी तहेव कम्मेहिं ।
कम्मेहि सुवाविज्जदि जग्गाविज्जदि तहेव कम्मेहिं ॥ ३३२ ॥

कम्मेहि सुहाविज्जदि दुक्खाविज्जदि तहेव कम्मेहिं ।
कम्मेहि य मिच्छत्तं णिज्जदि णिज्जदि असंजमं चेव ॥ ३३३ ॥

कम्मेहि भमाडिज्जदि उड्ढमहो चावि तिरियलोयं च ।
कम्मेहि चेव किज्जदि सुहासुहं जेत्तियं किंचि ॥ ३३४ ॥

जम्हा कम्मं कुव्वदि कम्मं देदि हरदि त्ति जं किंचि ।
तम्हा उ सव्वजीवा अकारगा होंति आवण्णा ॥ ३३५ ॥

पुरिसित्थियाहिलासी इत्थीकम्मं च पुरिसमहिलसदि ।
एसा आयरियपरंपरागदा एरिसी दु सुदी ॥ ३३६ ॥

तम्हा ण को वि जीवो अबंभचारी दु अम्ह उवदेसे ।
जम्हा कम्मं चेव हि कम्मं अहिलसदि इदि भणिदं ॥ ३३७ ॥

जम्हा घादेदि परं परेण घादिज्जदे य सा पयडी ।
एदेणत्थेणं किर भण्णदि परघादणामेत्ति ॥ ३३८ ॥

तम्हा ण को वि जीवो वघादओ अत्थि अम्ह उवदेसे ।
जम्हा कम्मं चेव हि कम्मं घादेदि इदि भणिदं ॥ ३३९ ॥

एवं संखुवएसं जे दु परूवेंति एरिसं समणा ।
तेसिं पयडी कुव्वदि अप्पा य अकारगा सव्वे ॥ ३४० ॥

अहवा मण्णसि मज्झं अप्पा अप्पाणमप्पणो कुणदि ।
एसो मिच्छसहावो तुम्हं एयं मुणंतस्स ॥ ३४१ ॥

अप्पा णिच्चोऽसंखेज्जपदेसो देसिदो दु समयम्हि ।
ण वि सो सक्कदि तत्तो हीणो अहिओ य कादुं जे ॥ ३४२ ॥

जीवस्स जीवरूवं वित्थरदो जाण लोगमेत्तं खु ।
तत्तो सो किं हीणो अहिओ य कहं कुणदि दव्वं ॥ ३४३ ॥

अह जाणगो दु भावो णाणसहावेण अच्छदे त्ति मदं ।
तम्हा ण वि अप्पा अप्पयं तु सयमप्पणो कुणदि ॥ ३४४ ॥

"કર્મો કરે અજ્ઞાની તેમ જ જ્ઞાની પણ કર્મો કરે,
કર્મો સુવાડે તેમ વળી કર્મો જગાડે જીવને; ૩૩૨

કર્મો કરે સુખી તેમ વળી કર્મો દુખી જીવને કરે,
કર્મો કરે મિથ્યાત્વી તેમ અસંયમી કર્મો કરે; ૩૩૩.

કર્મો ભમાવે ઊર્ધ્વ લોકે, અધઃ ને તિર્યક્ વિષે,
જે કાંઈ પણ શુભ કે અશુભ તે સર્વને કર્મ જ કરે. ૩૩૪.

કર્મ જ કરે છે, કર્મ એ આપે, હરે,—સઘળું કરે,
તેથી ઠરે છે એમ કે આત્મા અકારક સર્વ છે. ૩૩૫.

વળી 'પુરુષકર્મ સ્ત્રીને અને સ્ત્રીકર્મ ઇચ્છે પુરુષને'
—એવી શ્રુતિ આચાર્ય કેરી પરંપરા ઊતરેલ છે. ૩૩૬.

એ રીત 'કર્મ જ કર્મને ઇચ્છે'—કહ્યું છે શ્રુતમાં,
તેથી ન કો પણ જીવ અબ્રહ્મચારી અમ ઉપદેશમાં. ૩૩૭.

વળી જે હણે પરને, હણાયે પરથી, તેહ પ્રકૃતિ છે,
—એ અર્થમાં પરઘાત નામનું નામકર્મ કથાય છે. ૩૩૮.

એ રીતે 'કર્મ જ કર્મને હણતું'—કહ્યું છે શ્રુતમાં,
તેથી ન કો પણ જીવ છે હણનાર અમ ઉપદેશમાં", ૩૩૯.

એમ સાંખ્યનો ઉપદેશ આવો, જે શ્રમણ પ્રરૂપણ કરે,
તેના મતે પ્રકૃતિ કરે છે, જીવ અકારક સર્વ છે! ૩૪૦.

અથવા તું માને 'આતમા મારો કરે નિજ આત્મને',
તો એવું તુજ મંતવ્ય પણ મિથ્યા સ્વભાવ જ તુજ ખરે. ૩૪૧.

જીવ નિત્ય તેમ વળી અસંખ્યપ્રદેશી દર્શિત સમયમાં,
તેનાથી તેને હીન તેમ અધિક કરવો શકય ના. ૩૪૨.

વિસ્તારથીય જીવરૂપ જીવનું લોકમાત્ર જ છે ખરે,
શું તેથી તે હીન-અધિક બનતો? કેમ કરતો દ્રવ્યને? ૩૪૩.

માને તું—'જ્ઞાયક ભાવ તો જ્ઞાનસ્વભાવે સ્થિત રહે',
તો એમ પણ આત્મા સ્વયં નિજ આતમાને નહિ કરે. ૩૪૪.

અર્થઃ—"કર્મો (જીવને) અજ્ઞાની કરે છે તેમ જ કર્મો (જીવને) જ્ઞાની કરે છે, કર્મો સુવાડે છે તેમ જ કર્મો જગાડે છે, કર્મો સુખી કરે છે તેમ જ કર્મો દુઃખી કરે છે, કર્મો મિથ્યાત્વ પમાડે છે તેમ જ કર્મો અસંયમ પમાડે છે, કર્મો ઊર્ધ્વલોક, અધોલોક અને તિર્યંગ્લોકમાં ભમાવે છે, જે કાંઈ પણ જેટલું શુભ-અશુભ છે તે બધું કર્મો જ કરે છે. જેથી કર્મ કરે છે, કર્મ આપે છે, કર્મ હરી લે છે—એમ જે કાંઈ પણ કરે છે તે કર્મ જ કરે છે, તેથી સર્વ જીવો અકારક (અકર્તા) ઠરે છે.

વળી, પુરુષવેદકર્મ સ્ત્રીનું અભિલાષી છે અને સ્ત્રીવેદકર્મ પુરુષની અભિલાષા કરે છે—એવી આ આચાર્યની પરંપરાથી ઊતરી આવેલી શ્રુતિ છે; માટે અમારા ઉપદેશમાં કોઈ પણ જીવ અબ્રહ્મચારી નથી, કારણ કે કર્મ જ કર્મની અભિલાષા કરે છે એમ કહ્યું છે.

વળી, જે પરને હણે છે અને જે પરથી હણાય છે તે પ્રકૃતિ છે—એ અર્થમાં પરઘાતનામકર્મ કહેવામાં આવે છે, તેથી અમારા ઉપદેશમાં કોઈ પણ જીવ ઉપઘાતક (હણનાર) નથી કારણ કે કર્મ જ કર્મને હણે છે એમ કહ્યું છે.''

(આચાર્યભગવાન કહે છે કે:—) આ પ્રમાણે આવો સાંખ્યમતનો ઉપદેશ જે શ્રમણો (જૈન મુનિઓ) પ્રરૂપે છે તેમના મતમાં પ્રકૃતિ જ કરે છે અને આત્માઓ તો સર્વે અકારક છે એમ ઠરે છે!

અથવા (કર્તાપણાનો પક્ષ સાધવાને) જો તું એમ માને કે 'મારો આત્મા પોતાના (દ્રવ્યરૂપ) આત્માને કરે છે', તો એવું જાણનારનો તારો એ મિથ્યાસ્વભાવ છે (અર્થાત્ એમ જાણવું તે તારો મિથ્યાસ્વભાવ છે); કારણ કે—સિદ્ધાંતમાં આત્માને નિત્ય, અસંખ્યાત-પ્રદેશી બતાવ્યો છે, તેનાથી તેને હીન-અધિક કરી શકાતો નથી; વળી વિસ્તારથી પણ જીવનું જીવરૂપ નિશ્ચયથી લોકમાત્ર જાણ; તેનાથી શું તે હીન અથવા અધિક થાય છે? તો પછી (આત્મા) દ્રવ્યને (અર્થાત્ દ્રવ્યરૂપ આત્માને) કઈ રીતે કરે છે?

અથવા જો 'જ્ઞાયક ભાવ તો જ્ઞાનસ્વભાવે સ્થિત રહે છે' એમ માનવામાં આવે, તો એમ પણ આત્મા પોતે પોતાના આત્માને કરતો નથી એમ ઠરે છે!

(આ રીતે કર્તાપણું સાધવા માટે વિવક્ષા પલટીને જે પક્ષ કહ્યો તે ઘટતો નથી.)

(આ પ્રમાણે, કર્મનો કર્તા કર્મ જ માનવામાં આવે તો સ્યાદ્‌વાદ સાથે વિરોધ આવે છે; માટે આત્માને અજ્ઞાન-અવસ્થામાં

કથંચિત્ પોતાના અજ્ઞાનભાવરૂપ કર્મનો કર્તા માનવો, જેથી સ્યાદ્વાદ સાથે વિરોધ આવતો નથી.)

केहिंचि दु पज्जएहिं विणस्सए णेव केहिंचि दु जीवो ।
जम्हा तम्हा कुव्वदि सो वा अण्णो व णेयंतो ॥ ३४५ ॥

केहिंचि दु पज्जएहिं विणस्सए णेव केहिंचि दु जीवो ।
जम्हा तम्हा वेददि सो वा अण्णो व णेयंतो ॥ ३४६ ॥

जो चेव कुणदि सो चिय ण वेदए जस्स एस सिद्धंतो ।
सो जीवो णादव्वो मिच्छादिट्ठी अणारिहदो ॥ ३४७ ॥

अण्णो करेदि अण्णो परिभुंजदि जस्स एस सिद्धंतो ।
सो जीवो णादव्वो मिच्छादिट्ठी अणारिहदो ॥ ३४८ ॥

પર્યાય કંઈકથી વિણસે જીવ, કંઈકથી નહિ વિણસે,
તેથી કરે છે તે જ કે બીજો—નહી એકાંત છે. ૩૪૫.

પર્યાય કંઈકથી વિણસે જીવ, કંઈકથી નહિ વિણસે,
જીવ તેથી વેદે તે જ કે બીજો—નહી એકાંત છે. ૩૪૬.

જીવ જે કરે તે ભોગવે નહિ—જેહનો સિદ્ધાંત એ,
તે જીવ મિથ્યાદષ્ટિ છે, અર્હંતના મતનો નથી. ૩૪૭.

જીવ અન્ય કરતો, અન્ય વેદે—જેહનો સિદ્ધાંત એ,
તે જીવ મિથ્યાદષ્ટિ છે, અર્હંતના મતનો નથી. ૩૪૮.

અર્થઃ—કારણ કે જીવ કેટલાક પર્યાયોથી નાશ પામે છે અને કેટલાક પર્યાયોથી નથી નાશ પામતો, તેથી '(જે ભોગવે છે) તે જ કરે છે' અથવા 'બીજો જ કરે છે' એવો એકાંત નથી (–સ્યાદ્વાદ છે).

કારણ કે જીવ કેટલાક પર્યાયોથી નાશ પામે છે અને કેટલાક પર્યાયોથી નથી નાશ પામતો, તેથી '(જે કરે છે) તે જ ભોગવે છે' અથવા 'બીજો જ ભોગવે છે' એવો એકાંત નથી (-સ્યાદ્વાદ છે).

'જે કરે છે તે જ નથી ભોગવતો' એવો જેનો સિદ્ધાંત છે, તે જીવ મિથ્યાદૃષ્ટિ, અનાર્હત (-અર્હંતના મતને નહિ માનનારો) જાણવો.

'બીજો કરે છે અને બીજો ભોગવે છે' એવો જેનો સિદ્ધાંત છે, તે જીવ મિથ્યાદૃષ્ટિ, અનાર્હત (-અજૈન) જાણવો.

जह सिप्पिओ दु कम्मं कुव्वदि ण य सो दु तम्मओ होदि ।
तह जीवो वि य कम्मं कुव्वदि ण य तम्मओ होदि ॥ ३४९ ॥

जह सिप्पिओ दु करणेहिं कुव्वदि ण सो दु तम्मओ होदि ।
तह जीवो करणेहिं कुव्वदि ण य तम्मओ होदि ॥ ३५० ॥

जह सिप्पिओ दु करणाणि गिण्हदि ण सो दु तम्मओ होदि ।
तह जीवो करणाणि दु गिण्हदि ण य तम्मओ होदि ॥ ३५१ ॥

जह सिप्पि दु कम्मफलं भुंजदि ण य सो दु तम्मओ होदि ।
तह जीवो कम्मफलं भुंजदि ण य तम्मओ होदि ॥ ३५२ ॥

एवं ववहारस्स दु वत्तव्वं दरिसणं समासेण ।
सुणु णिच्छयस्स वयणं परिणामकदं तु जं होदि ॥ ३५३ ॥

जह सिप्पिओ दु चेट्ठं कुव्वदि हवदि य तहा अणण्णो से ।
तह जीवो वि य कम्मं कुव्वदि हवदि य अणण्णो से ॥ ३५४ ॥

जह चेट्ठं कुव्वंतो दु सिप्पिओ णिच्चदुक्खिदो होदि ।
तत्तो सिया अणण्णो तह चेट्ठंतो दुही जीवो ॥ ३५५ ॥

જ્યમ શિલ્પી કર્મ કરે પરંતુ તે નહીં તન્મય બને,
ત્યમ જીવ પણ કર્મો કરે પણ તે નહી તન્મય બને. ૩૪૯.

જ્યમ શિલ્પી કરણ વડે કરે પણ તે નહીં તન્મય બને,
ત્યમ જીવ કરણ વડે કરે પણ તે નહીં તન્મય બને. ૩૫૦.

જ્યમ શિલ્પી કરણ ગ્રહે પરંતુ તે નહીં તન્મય બને,
ત્યમ જીવ પણ કરણો ગ્રહે પણ તે નહીં તન્મય બને. ૩૫૧.

શિલ્પી કરમફળ ભોગવે પણ તે નહીં તન્મય બને,
ત્યમ જીવ કરમફળ ભોગવે પણ તે નહી તન્મય બને. ૩૫૨.

—એ રીત મત વ્યવહારનો સંક્ષેપથી વક્તવ્ય છે;
સાંભળ વચન નિશ્ચય તણું પરિણામવિષયક જેહ છે. ૩૫૩.

શિલ્પી કરે ચેષ્ટા અને તેનાથી તેહ અનન્ય છે,
ત્યમ જીવ કર્મ કરે અને તેનાથી તેહ અનન્ય છે. ૩૫૪.

ચેષ્ટા કરંતો શિલ્પી જેમ દુખિત થાય નિરંતરે,
ને દુખથી તેહ અનન્ય, ત્યમ જીવ ચેષ્ટમાન દુખી બને. ૩૫૫.

અર્થઃ—જેમ શિલ્પી (-સોની આદિ કારીગર) કુંડળ આદિ કર્મ કરે છે પરંતુ તે તન્મય (તે-મય. કુંડળાદિમય) થતો નથી. તેમ જીવ પણ પુણ્ય-પાપ આદિ પુદ્‌ગલકર્મ કરે છે પરંતુ તન્મય (પુદ્‌ગલકર્મમય) થતો નથી. જેમ શિલ્પી હથોડા આદિ કરણો વડે (કર્મ) કરે છે પરંતુ તે તન્મય (હથોડા આદિ કરણોમય) થતો નથી, તેમ જીવ (મન-વચન-કાયરૂપ) કરણો

વડે (કર્મ) કરે છે પરંતુ તન્મય (મન-વચન-કાયરૂપ કરણોમય) થતો નથી. જેમ શિલ્પી કરણોને ગ્રહણ કરે છે પરંતુ તે તન્મય થતો નથી, તેમ જીવ કરણોને ગ્રહણ કરે છે પરંતુ તન્મય (કરણોમય) થતો નથી. જેમ શિલ્પી કુંડળ આદિ કર્મના ફળને (ખાનપાન આદિને) ભોગવે છે પરંતુ તે તન્મય (ખાનપાનાદિમય) થતો નથી, તેમ જીવ પુણ્ય-પાપાદિ પુદ્દગલકર્મના ફળને (પુદ્દગલ-પરિણામરૂપ સુખદુઃખાદિને) ભોગવે છે પરંતુ તન્મય (પુદ્દગલ-પરિણામરૂપ સુખદુઃખાદિમય) થતો નથી.

એ રીતે તો વ્યવહારનો મત સંક્ષેપથી કહેવાયોગ્ય છે. (હવે) નિશ્ચયનું વચન સાંભળ કે જે પરિણામવિષયક છે.

જેમ શિલ્પી ચેષ્ટારૂપ કર્મને (પોતાના પરિણામરૂપ કર્મને) કરે છે અને તેનાથી અનન્ય છે. તેમ જીવ પણ (પોતાના પરિણામરૂપ) કર્મને કરે છે અને તેનાથી અનન્ય છે. જેમ ચેષ્ટારૂપ કર્મ કરતો શિલ્પી નિત્ય દુઃખી થાય છે અને તેનાથી (દુઃખથી) અનન્ય છે. તેમ ચેષ્ટા કરતો (પોતાના પરિણામરૂપ કર્મને કરતો) જીવ દુઃખી થાય છે (અને દુઃખથી અનન્ય છે).

जह सेडिया दु ण परस्स सेडिया सेडिया य सा होदि ।
तह जाणगो दु ण परस्स जाणगो जाणगो सो दु ॥ ३५६ ॥

जह सेडिया दु ण परस्स सेडिया सेडिया य सा होदि ।
तह पासगो दु ण परस्स पासगो पासगो सो दु ॥ ३५७ ॥

जह सेडिया दु ण परस्स सेडिया सेडिया य सा होदि ।
तह संजदो दु ण परस्स संजदो संजदो सो दु ॥ ३५८ ॥

जह सेडिया दु ण परस्स सेडिया सेडिया य सा होदि ।
तह दंसणं दु ण परस्स दंसणं दंसणं तं तु ॥ ३५९ ॥

एवं तु णिच्छयणयस्स भासिदं णाणदंसणचरित्ते ।
सुणु ववहारणयस्स य वत्तव्वं से समासेण ॥ ३६० ॥

जह परदव्वं सेडदि हु सेडिया अप्पणो सहावेण ।
तह परदव्वं जाणदि णादा वि सएण भावेण ॥ ३६१ ॥

जह परदव्वं सेडदि हु सेडिया अप्पणो सहावेण ।
तह परदव्वं पस्सदि जीवो वि सएण भावेण ॥ ३६२ ॥

जह परदव्वं सेडदि हु सेडिया अप्पणो सहावेण ।
तह परदव्वं विजहदि णादा वि सएण भावेण ॥ ३६३ ॥

जह परदव्वं सेडदि हु सेडिया अप्पणो सहावेण ।
तह परदव्वं सद्दहदि सम्मदिट्ठी सहावेण ॥ ३६४ ॥

एवं ववहारस्स दु विणिच्छओ णाणदंसणचरित्ते ।
भणिदो अण्णेसु वि पज्जएसु एमेव णादव्वो ॥ ३६५ ॥

જ્યમ સેટિકા નથી પર તણી, છે સેટિકા બસ સેટિકા,
જ્ઞાયક નથી ત્યમ પર તણો. જ્ઞાયક ખરે જ્ઞાયક તથા; ૩૫૬.

જ્યમ સેટિકા નથી પર તણી, છે સેટિકા બસ સેટિકા,
દર્શક નથી ત્યમ પર તણો, દર્શક ખરે દર્શક તથા: ૩૫૭.

જ્યમ સેટિકા નથી પર તણી, છે સેટિકા બસ સેટિકા,
સંયત નથી ત્યમ પર તણો, સંયત ખરે સંયત તથા: ૩૫૮.

જ્યમ સેટિકા નથી પર તણી, છે સેટિકા બસ સેટિકા,
દર્શન નથી ત્યમ પર તણું, દર્શન ખરે દર્શન તથા. ૩૫૯.

એમ જ્ઞાન-દર્શન-ચરિતવિષયક કથન નિશ્ચયનય તણું;
સાંભળ કથન સંક્ષેપથી એના વિષે વ્યવહારનું. ૩૬૦

જ્યમ નિજ સ્વભાવથી સેટિકા પરદ્રવ્યને ધોળું કરે,
જ્ઞાતાય એ રીત જાણતો નિજ ભાવથી પરદ્રવ્યને; ૩૬૧.

જ્યમ નિજ સ્વભાવથી સેટિકા પરદ્રવ્યને ધોળું કરે,
આત્માય એ રીત દેખતો નિજ ભાવથી પરદ્રવ્યને; ૩૬૨.

જ્યમ નિજ સ્વભાવથી સેટિકા પરદ્રવ્યને ધોળું કરે,
જ્ઞાતાય એ રીત ત્યાગતો નિજ ભાવથી પરદ્રવ્યને; ૩૬૩.

જ્યમ નિજ સ્વભાવથી સેટિકા પરદ્રવ્યને ધોળું કરે,
સુદૃષ્ટિ એ રીત શ્રદ્ધતો નિજ ભાવથી પરદ્રવ્યને. ૩૬૪.

એમ જ્ઞાન-દર્શન-ચરિતમાં નિર્ણય કહ્યો વ્યવહારનો,
ને અન્ય પર્યાયો વિષે પણ એ જ રીતે જાણવો. ૩૬૫.

અર્થ:—(જોકે વ્યવહારે પરદ્રવ્યોને અને આત્માને જ્ઞેય-જ્ઞાયક, દૃશ્ય-દર્શક, ત્યાજ્ય-ત્યાજક ઇત્યાદિ સંબંધ છે, તોપણ નિશ્ચયે તો આ પ્રમાણે છે:—) જેમ ખડી પરની (-ભીંત આદિની) નથી, ખડી તે તો ખડી જ છે, તેમ જ્ઞાયક (જાણનારો, આત્મા) પરનો (પરદ્રવ્યનો) નથી, જ્ઞાયક તે તો જ્ઞાયક જ છે. જેમ ખડી પરની નથી, ખડી તે તો ખડી જ છે, તેમ દર્શક (દેખનારો, આત્મા) પરનો નથી, દર્શક તે તો દર્શક જ છે. જેમ ખડી પરની (-ભીંત આદિની) નથી, ખડી તે તો ખડી જ છે, તેમ સંયત (ત્યાગ

કરનારો આત્મા) પરનો (-પરદ્રવ્યનો) નથી. સંયત તે તો સંયત જ છે. જેમ ખડી પરની નથી, ખડી તે તો ખડી જ છે, તેમ દર્શન અર્થાત્ શ્રદ્ધાન પરનું નથી. દર્શન તે તો દર્શન જ છે અર્થાત્ શ્રદ્ધાન તે તો શ્રદ્ધાન જ છે.

એ પ્રમાણે જ્ઞાન-દર્શન-ચારિત્ર વિષે નિશ્ચયનયનું કથન છે. વળી તે વિષે સંક્ષેપથી વ્યવહારનયનું કથન સાંભળ.

જેમ ખડી પોતાના સ્વભાવથી (ભીંત આદિ) પરદ્રવ્યને સફેદ કરે છે, તેમ જ્ઞાતા પણ પોતાના સ્વભાવથી પરદ્રવ્યને જાણે છે. જેમ ખડી પોતાના સ્વભાવથી પરદ્રવ્યને સફેદ કરે છે, તેમ જીવ પણ પોતાના સ્વભાવથી પરદ્રવ્યને દેખે છે. જેમ ખડી પોતાના સ્વભાવથી પરદ્રવ્યને સફેદ કરે છે, તેમ જ્ઞાતા પણ પોતાના સ્વભાવથી પરદ્રવ્યને ત્યાગે છે. જેમ ખડી પોતાના સ્વભાવથી પરદ્રવ્યને સફેદ કરે છે, તેમ સમ્યગ્દૃષ્ટિ પોતાના સ્વભાવથી પરદ્રવ્યને શ્રદ્ધે છે. આ પ્રમાણે જ્ઞાન-દર્શન-ચારિત્ર વિષે વ્યવહારનયનો નિર્ણય કહ્યો; બીજા પર્યાયો વિષે પણ એ રીતે જ જાણવો.

दंसणणाणचरित्तं किंचि वि णत्थि दु अचेदणे विसए ।
तम्हा किं घादयदे चेदयिदा तेसु विसएसु ॥ ३६६ ॥

दंसणणाणचरित्तं किंचि वि णत्थि दु अचेदणे कम्मे ।
तम्हा किं घादयदे चेदयिदा तम्हि कम्मम्हि ॥ ३६७ ॥

दंसणणाणचरित्तं किंचि वि णत्थि दु अचेदणे काए ।
तम्हा किं घादयदे चेदयिदा तेसु काएसु ॥ ३६८ ॥

णाणस्स दंसणस्स य भणिदो घादो तहा चरित्तस्स ।
ण वि तहिं पोग्गलदव्वस्स को वि घादो दु णिद्दिट्ठो ॥ ३६९ ॥

जीवस्स जे गुणा केइ णत्थि खलु ते परेसु दव्वेसु ।
तम्हा सम्मादिट्ठिस्स णत्थि रागो दु विसएसु ॥ ३७० ॥

रागो दोसो मोहो जीवस्सेव य अणण्णपरिणामा ।
एदेण कारणेण दु सद्दादिसु णत्थि रागादी ॥ ३७१ ॥

ચારિત્ર-દર્શન-જ્ઞાન જરીયે નહિ અચેતન વિષયમાં,
તે કારણે આ આતમા શું હણી શકે તે વિષયમાં? ૩૬૬.

ચારિત્ર-દર્શન-જ્ઞાન જરીયે નહિ અચેતન કર્મમાં,
તે કારણે આ આતમા શું હણી શકે તે કર્મમાં? ૩૬૭.

ચારિત્ર-દર્શન-જ્ઞાન જરીયે નહિ અચેતન કાયમાં,
તે કારણે આ આતમા શું હણી શકે તે કાયમાં? ૩૬૮.

છે જ્ઞાનનો, દર્શન તણો, ઉપઘાત ભાખ્યો ચરિતનો,
ત્યાં કાંઈ પણ ભાખ્યો નથી ઉપઘાત પુદ્ગલદ્રવ્યનો. ૩૬૯.

જે ગુણ જીવ તણા, ખરે તે કોઈ નહિ પરદ્રવ્યમાં,
તે કારણે વિષયો પ્રતિ સુદૃષ્ટિ જીવને રાગ ના. ૩૭૦.

વળી રાગ, દ્વેષ, વિમોહ તો જીવના અનન્ય પરિણામ છે,
તે કારણે શબ્દાદિ વિષયોમાં નહીં રાગાદિ છે. ૩૭૧.

અર્થ:—દર્શન-જ્ઞાન-ચારિત્ર અચેતન વિષયમાં જરા પણ નથી, તેથી આત્મા તે વિષયોમાં શું હણે (અર્થાત્ શાનો ઘાત કરી શકે)?

દર્શન-જ્ઞાન-ચારિત્ર અચેતન કર્મમા જરા પણ નથી, તેથી આત્મા તે કર્મમાં શું હણે? (કાંઈ હણી શકતો નથી.)

દર્શન-જ્ઞાન-ચારિત્ર અચેતન કાયામાં જરા પણ નથી, તેથી આત્મા તે કાયાઓમાં શું હણે? (કાંઈ હણી શકતો નથી.)

જ્ઞાનનો, દર્શનનો તથા ચારિત્રનો ઘાત કહ્યો છે, ત્યાં પુદ્‌ગલદ્રવ્યનો ઘાત જરા પણ કહ્યો નથી. (દર્શન-જ્ઞાન-ચારિત્ર હણાતાં પુદ્‌ગલદ્રવ્ય હણાતું નથી.)

(આ રીતે) જે કોઈ જીવના ગુણો છે, તે ખરેખર પર દ્રવ્યોમાં નથી; તેથી સમ્યગ્દષ્ટિને વિષયો પ્રત્યે રાગ નથી.

વળી રાગ, દ્વેષ અને મોહ જીવના જ અનન્ય (એકરૂપ) પરિણામ છે, તે કારણે રાગાદિક શબ્દાદિ વિષયોમાં (પણ) નથી.

(રાગદ્વેષાદિ સમ્યગ્દષ્ટિ આત્મામાં નથી તેમ જ જડ વિષયોમાં નથી, માત્ર અજ્ઞાનદશામાં રહેલા જીવના પરિણામ છે.)

अण्णदविएण अण्णदवियस्स णो कीरए गुणुप्पाओ ।
तम्हा दु सव्वदव्वा उप्पज्जंते सहावेण ॥ ३७२ ॥

કો દ્રવ્ય બીજા દ્રવ્યને ઉત્પાદ નહિ ગુણનો કરે,
તેથી બધાંયે દ્રવ્ય નિજ સ્વભાવથી ઊપજે ખરે. ૩૭૨.

અર્થઃ—અન્ય દ્રવ્યથી અન્ય દ્રવ્યને ગુણની ઉત્પત્તિ કરી શકાતી નથી; તેથી (એ સિદ્ધાંત છે કે) સર્વ દ્રવ્યો પોતપોતાના સ્વભાવથી ઊપજે છે.

णिंदिदसंथुदवयणाणि पोग्गला परिणमंति बहुगाणि ।
ताणि सुणिदूण रूसदि तूसदि य पुणो अहं भणिदो ॥ ३७३ ॥

पोग्गलदव्वं सद्दत्तपरिणदं तस्स जदि गुणो अण्णो ।
तम्हा ण तुमं भणिदो किंचि वि किं रूससि अबुद्धो ॥ ३७४ ॥

असुहो सुहो व सद्दो ण तं भणदि सुणसु मं ति सो चेव ।
ण य एदि विणिग्गहिदुं सोदविसयमागदं सद्दं ॥ ३७५ ॥

असुहं सुहं व रूवं ण तं भणदि पेच्छ मं ति सो चेव ।
ण य एदि विणिग्गहिदुं चक्खुविसयमागदं रूवं ॥ ३७६ ॥

असुहो सुहो व गंधो ण तं भणदि जिग्घ मं ति सो चेव ।
ण य एदि विणिग्गहिदुं घाणविसयमागदं गंधं ॥ ३७७ ॥

असुहो सुहो व रसो ण तं भणदि रसय मं ति सो चेव ।
ण य एदि विणिग्गहिदुं रसणविसयमागदं तु रसं ॥ ३७८ ॥

असुहो सुहो व फासो ण तं भणदि फुसस्सु मं ति सो चेव ।
ण य एदि विणिग्गहिदुं कायविसयमागदं फासं ॥ ३७९ ॥

असुहो सुहो व गुणो ण तं भणदि बुज्झ मं ति सो चेव ।
ण य एदि विणिग्गहिदुं बुद्धिविसयमागदं तु गुणं ॥ ३८० ॥

असुहं सुहं व दव्वं ण तं भणदि बुज्झ मं ति सो चेव ।
ण य एदि विणिग्गहिदुं बुद्धिविसयमागदं दव्वं ॥ ३८१ ॥

एयं तु जाणिऊणं उवसमं णेव गच्छदे मूढो ।
णिग्गहमणा परस्स य सयं च बुद्धिं सिवमपत्तो ॥ ३८२ ॥

રે! પુદ્‌ગલો બહુવિધ નિંદા-સ્તુતિવચનરૂપ પરિણમે,
તેને સુણી, 'મુજને કહ્યું' ગણી, રોષ-તોષ જીવો કરે. ૩૭૩.

પુદ્‌ગલદરવ શબ્દત્વપરિણત, તેહનો ગુણ અન્ય છે,
તો નવ કહ્યું કંઈ પણ તને, હે અબુધ! રોષ તું ક્યમ કરે?

શુભ કે અશુભ જે શબ્દ તે 'તું સુણ મને' ન તને કહે,
ને જીવ પણ ગ્રહવા ન જાયે કર્ણગોચર શબ્દને; ૩૭૫.

શુભ કે અશુભ જે રૂપ તે 'તું જો મને' ન તને કહે,
ને જીવ પણ ગ્રહવા ન જાયે ચક્ષુગોચર રૂપને; ૩૭૬.

શુભ કે અશુભ જે ગંધ તે 'તું સૂંઘ મુજને' નવ કહે,
ને જીવ પણ ગ્રહવા ન જાયે ઘ્રાણગોચર ગંધને; ૩૭૭.

શુભ કે અશુભ રસ જેહ તે 'તું ચાખ મુજને' નવ કહે,
ને જીવ પણ ગ્રહવા ન જાયે રસનગોચર રસ અરે! ૩૭૮.

શુભ કે અશુભ જે સ્પર્શ તે 'તું સ્પર્શ મુજને' નવ કહે,
ને જીવ પણ ગ્રહવા ન જાયે કાયગોચર સ્પર્શને; ૩૭૯.

શુભ કે અશુભ જે ગુણ તે 'તું જાણ મુજને' નવ કહે,
ને જીવ પણ ગ્રહવા ન જાયે બુદ્ધિગોચર ગુણને; ૩૮૦.

શુભ કે અશુભ જે દ્રવ્ય તે 'તું જાણ મુજને' નવ કહે,
ને જીવ પણ ગ્રહવા ન જાયે બુદ્ધિગોચર દ્રવ્યને. ૩૮૧.

—આ જાણીને પણ મૂઢ જીવ પામે નહીં ઉપશમ અરે!
શિવ બુદ્ધિને પામેલ નહિ એ પર ગ્રહણ કરવા ચહે. ૩૮૨.

**અર્થ:—**બહુ પ્રકારનાં નિંદાનાં અને સ્તુતિનાં વચનોરૂપે પુદ્ગલો પરિણમે છે; તેમને સાંભળીને અજ્ઞાની જીવ 'મને કહ્યું' એમ માનીને રોષ તથા તોષ કરે છે (અર્થાત્ ગુસ્સે થાય છે તથા ખુશી થાય છે).

પુદ્ગલદ્રવ્ય શબ્દપણે પરિણમ્યું છે; તેનો ગુણ જો (તારાથી) અન્ય છે, તો હે અજ્ઞાની જીવ! તને કાંઈ પણ કહ્યું નથી; તું અજ્ઞાની થયો થકો રોષ શા માટે કરે છે?

અશુભ અથવા શુભ શબ્દ તને એમ નથી કહેતો કે 'તું

મને સાંભળ'; અને આત્મા પણ (પોતાના સ્થાનથી છૂટીને), શ્રોત્રેંદ્રિયના વિષયમાં આવેલા શબ્દને ગ્રહવા (જાણવા) જતો નથી.

અશુભ અથવા શુભ રૂપ તને એમ નથી કહેતું કે 'તું મને જો'; અને આત્મા પણ (પોતાના સ્થાનથી છૂટીને), ચક્ષુ-ઇંદ્રિયના વિષયમાં આવેલા (અર્થાત્ ચક્ષુગોચર થયેલા) રૂપને ગ્રહવા જતો નથી.

અશુભ અથવા શુભ ગંધ તને એમ નથી કહેતી કે 'તું મને સૂંઘ'; અને આત્મા પણ ઘ્રાણેંદ્રિયના વિષયમાં આવેલી ગંધને (પોતાના સ્થાનથી ચ્યુત થઈને) ગ્રહવા જતો નથી.

અશુભ અથવા શુભ રસ તને એમ નથી કહેતો કે 'તું મને ચાખ'; અને આત્મા પણ રસના-ઇંદ્રિયના વિષયમાં આવેલા રસને (પોતાના સ્થાનથી છૂટીને) ગ્રહવા જતો નથી.

અશુભ અથવા શુભ સ્પર્શ તને એમ નથી કહેતો કે 'તું મને સ્પર્શ'; અને આત્મા પણ (પોતાના સ્થાનથી છૂટીને), કાયાના (-સ્પર્શેન્દ્રિયના) વિષયમાં આવેલા સ્પર્શને ગ્રહવા જતો નથી.

અશુભ અથવા શુભ ગુણ તને એમ નથી કહેતો કે 'તું મને જાણ'; અને આત્મા પણ (પોતાના સ્થાનથી છૂટીને), બુદ્ધિના વિષયમાં આવેલા ગુણને ગ્રહવા જતો નથી.

અશુભ અથવા શુભ દ્રવ્ય તને એમ નથી કહેતું કે 'તું મને જાણ'; અને આત્મા પણ (પોતાના સ્થાનથી છૂટીને), બુદ્ધિના વિષયમાં આવેલા દ્રવ્યને ગ્રહવા જતો નથી.

આવું જાણીને પણ મૂઢ જીવ ઉપશમને પામતો નથી; અને

શિવ બુદ્ધિને (કલ્યાણકારી બુદ્ધિને, સમ્યગ્જ્ઞાનને) નહિ પામેલો પોતે પરને અહવાનું મન કરે છે.

कम्मं जं पुव्वकयं सुहासुहमणेयवित्थरविसेसं ।
तत्तो णियत्तदे अप्पयं तु जो सो पडिकमणं ॥ ३८३ ॥

कम्मं जं सुहमसुहं जम्हि य भावम्हि बज्झदि भविस्सं ।
तत्तो णियत्तदे जो सो पच्चक्खाणं हवदि चेदा ॥ ३८४ ॥

जं सुहमसुहमुदिण्णं संपडि य अणेयवित्थरविसेसं ।
तं दोसं जो चेददि सो खलु आलोयणं चेदा ॥ ३८५ ॥

णिच्चं पच्चक्खाणं कुव्वदि णिच्चं पडिकमदि जो य ।
णिच्चं आलोचेयदि सो हु चरित्तं हवदि चेदा ॥ ३८६ ॥

શુભ ને અશુભ અનેકવિધ પૂર્વે કરેલું કર્મ જે,
તેથી નિવર્તે આત્મને, તે આતમા પ્રતિક્રમણ છે; ૩૮૩.
શુભ ને અશુભ ભાવી કરમ જે ભાવમાં બંધાય છે,
તેથી નિવર્તન જે કરે, તે આતમા પચખાણ છે; ૩૮૪.
શુભ ને અશુભ અનેકવિધ છે વર્તમાને ઉદિત જે,
તે દોષને જે ચેતતો, તે જીવ આલોચન ખરે. ૩૮૫.
પચખાણ નિત્ય કરે અને પ્રતિક્રમણ જે નિત્યે કરે,
નિત્યે કરે આલોચના, તે આતમા ચારિત્ર છે. ૩૮૬.

**અર્થઃ**—પૂર્વે કરેલું જે અનેક પ્રકારના વિસ્તારવાળું (જ્ઞાનાવરણીયાદિ) શુભાશુભ કર્મ તેનાથી જે આત્માને પોતાને *નિવર્તાવે છે, તે આત્મા પ્રતિક્રમણ છે.

---

* નિવર્તાવવું = પાછા વાળવું, અટકાવવું, દૂર રાખવું

ભવિષ્ય કાળનું જે શુભ-અશુભ કર્મ તે જે ભાવમાં બંધાય છે તે ભાવથી જે આત્મા નિવર્તે છે, તે આત્મા પ્રત્યાખ્યાન છે.

વર્તમાન કાળે ઉદયમાં આવેલું જે અનેક પ્રકારના વિસ્તારવાળું શુભ-અશુભ કર્મ તે દોષને જે આત્મા ચેતે છે—અનુભવે છે—જ્ઞાતાભાવે જાણી લે છે (અર્થાત્ તેનું સ્વામિત્વ-કર્તાપણું છોડે છે), તે આત્મા ખરેખર આલોચના છે.

જે સદા પ્રત્યાખ્યાન કરે છે, સદા પ્રતિક્રમણ કરે છે અને સદા આલોચના કરે છે, તે આત્મા ખરેખર ચારિત્ર છે.

वेदंतो कम्मफलं अप्पाणं कुणदि जो दु कम्मफलं ।
सो तं पुणो वि वंधदि वीयं दुक्खस्स अट्ठविहं ॥ ३८७ ॥

वेदंतो कम्मफलं मए कदं मुणदि जो दु कम्मफलं ।
सो तं पुणो वि वंधदि वीयं दुक्खस्स अट्ठविहं ॥ ३८८ ॥

वेदंतो कम्मफलं सुहिदो दुहिदो य हवदि जो चेदा ।
सो तं पुणो वि वंधदि वीयं दुक्खस्स अट्ठविहं ॥ ३८९ ॥

જે કર્મફળને વેદતો નિજરૂપ કરમફળને કરે,
તે ફરીય બાંધે અષ્ટવિધના કર્મને—દુખબીજને; ૩૮૭.

જે કર્મફળને વેદતો જાણે 'કરમફળ મેં કર્યું',
તે ફરીય બાંધે અષ્ટવિધના કર્મને—દુખબીજને; ૩૮૮.

જે કર્મફળને વેદતો આત્મા સુખી-દુખી થાય છે,
તે ફરીય બાંધે અષ્ટવિધના કર્મને—દુખબીજને. ૩૮૯.

અર્થ:—કર્મના ફળને વેદતો થકો જે આત્મા કર્મફળને પોતારૂપ કરે છે (-માને છે), તે ફરીને પણ આઠ પ્રકારના કર્મને—

દુઃખના બીજને—બાંધે છે.

કર્મના ફળને વેદતો થકો જે આત્મા 'કર્મફળ મેં કર્યું' એમ જાણે છે, તે ફરીને પણ આઠ પ્રકારના કર્મને—દુઃખના બીજને—બાંધે છે.

કર્મના ફળને વેદતો થકો જે આત્મા સુખી અને દુઃખી થાય છે, તે ફરીને પણ આઠ પ્રકારના કર્મને—દુઃખના બીજને—બાંધે છે.

सत्थं णाणं ण हवदि जम्हा सत्थं ण याणदे किंचि ।
तम्हा अण्णं णाणं अण्णं सत्थं जिणा वेंति ॥ ३९० ॥

सद्दो णाणं ण हवदि जम्हा सद्दो ण याणदे किंचि ।
तम्हा अण्णं णाणं अण्णं सद्दं जिणा वेंति ॥ ३९१ ॥

रूवं णाणं ण हवदि जम्हा रूवं ण याणदे किंचि ।
तम्हा अण्णं णाणं अण्णं रूवं जिणा वेंति ॥ ३९२ ॥

वण्णो णाणं ण हवदि जम्हा वण्णो ण याणदे किंचि ।
तम्हा अण्णं णाणं अण्णं वण्णं जिणा वेंति ॥ ३९३ ॥

गंधो णाणं ण हवदि जम्हा गंधो ण याणदे किंचि ।
तम्हा अण्णं णाणं अण्णं गंधं जिणा वेंति ॥ ३९४ ॥

ण रसो दु हवदि णाणं जम्हा दु रसो ण याणदे किंचिं ।
तम्हा अण्णं णाणं रसं च अण्णं जिणा वेंति ॥ ३९५ ॥

फासो ण हवदि णाणं जम्हा फासो ण याणदे किंचि ।
तम्हा अण्णं णाणं अण्णं फासं जिणा वेंति ॥ ३९६ ॥

कम्मं णाणं ण हवदि जम्हा कम्मं ण याणदे किंचि ।
तम्हा अण्णं णाणं अण्णं कम्मं जिणा बेंति ॥ ३९७ ॥

धम्मो णाणं ण हवदि जम्हा धम्मो ण याणदे किंचि ।
तम्हा अण्णं णाणं अण्णं धम्मं जिणा बेंति ॥ ३९८ ॥

णाणमधम्मो ण हवदि जम्हाधम्मो ण याणदे किंचि ।
तम्हा अण्णं णाणं अण्णमधम्मं जिणा बेंति ॥ ३९९ ॥

कालो णाणं ण हवदि जम्हा कालो ण याणदे किंचि ।
तम्हा अण्णं णाणं अण्णं कालं जिणा बेंति ॥ ४०० ॥

आयासं पि ण णाणं जम्हायासं ण याणदे किंचि ।
तम्हायासं अण्णं अण्णं णाणं जिणा बेंति ॥ ४०१ ॥

णज्झवसाणं णाणं अज्झवसाणं अचेदणं जम्हा ।
तम्हा अण्णं णाणं अज्झवसाणं तहा अण्णं ॥ ४०२ ॥

जम्हा जाणदि णिच्चं तम्हा जीवो दु जाणगो णाणी ।
णाणं च जाणयादो अव्वदिरित्तं मुणेयव्वं ॥ ४०३ ॥

णाणं सम्मादिट्ठिं दु संजमं सुत्तमंगपुव्वगयं ।
धम्माधम्मं च तहा पव्वज्जं अब्भुवंति बुहा ॥ ४०४ ॥

રે ! શાસ્ત્ર તે નથી જ્ઞાન, જેથી શાસ્ત્ર કંઈ જાણે નહીં,
તે કારણે છે જ્ઞાન જુદું, શાસ્ત્ર જુદું—જિન કહે; ૩૯૦.

રે ! શબ્દ તે નથી જ્ઞાન, જેથી શબ્દ કંઈ જાણે નહીં,
તે કારણે છે જ્ઞાન જુદું, શબ્દ જુદો—જિન કહે; ૩૯૧.

રે ! રૂપ તે નથી જ્ઞાન, જેથી રૂપ કંઈ જાણે નહીં,
તે કારણે છે જ્ઞાન જુદું, રૂપ જુદું—જિન કહે; ૩૯૨.

રે! વર્ણ તે નથી જ્ઞાન, જેથી વર્ણ કંઈ જાણે નહીં,
તે કારણે છે જ્ઞાન જુદું, વર્ણ જુદો—જિન કહે; ૩૯૩.

રે! ગંધ તે નથી જ્ઞાન, જેથી ગંધ કંઈ જાણે નહીં,
તે કારણે છે જ્ઞાન જુદું, ગંધ જુદી—જિન કહે; ૩૯૪.

રે! રસ નથી કંઈ જ્ઞાન, જેથી રસ કંઈ જાણે નહીં,
તે કારણે છે જ્ઞાન જુદું, રસ જુદો—જિનવર કહે; ૩૯૫.

રે! સ્પર્શ તે નથી જ્ઞાન, જેથી સ્પર્શ કંઈ જાણે નહીં,
તે કારણે છે જ્ઞાન જુદું, સ્પર્શ જુદો—જિન કહે; ૩૯૬.

રે! કર્મ તે નથી જ્ઞાન, જેથી કર્મ કંઈ જાણે નહીં,
તે કારણે છે જ્ઞાન જુદું, કર્મ જુદું—જિન કહે; ૩૯૭.

રે! ધર્મ તે નથી જ્ઞાન, જેથી ધર્મ કંઈ જાણે નહીં,
તે કારણે છે જ્ઞાન જુદું, ધર્મ જુદો—જિન કહે; ૩૯૮.

અધર્મ તે નથી જ્ઞાન, જેથી અધર્મ કંઈ જાણે નહીં,
તે કારણે છે જ્ઞાન જુદું, અધર્મ જુદો—જિન કહે; ૩૯૯.

રે! કાળ તે નથી જ્ઞાન, જેથી કાળ કંઈ જાણે નહીં,
તે કારણે છે જ્ઞાન જુદું, કાળ જુદો—જિન કહે; ૪૦૦.

આકાશ તે નથી જ્ઞાન, એ આકાશ કંઈ જાણે નહી,
તે કારણે આકાશ જુદું, જ્ઞાન જુદું—જિન કહે; ૪૦૧.

નહિ જ્ઞાન અધ્યવસાન છે, જેથી અચેતન તેહ છે,
તે કારણે છે જ્ઞાન જુદું, જુદું અધ્યવસાન છે. ૪૦૨.

રે! સર્વદા જાણે જ તેથી જીવ જ્ઞાયક જ્ઞાની છે,
ને જ્ઞાન છે જ્ઞાયકથી અવ્યતિરિક્ત ઈમ જ્ઞાતવ્ય છે. ૪૦૩.

સમ્યક્ત્વ, ને સંયમ, તથા પૂર્વાંગગત સૂત્રો, અને
ધર્માધરમ, દીક્ષા વળી, બુધ પુરુષ માને જ્ઞાનને. ૪૦૪.

અર્થ:—શાસ્ત્ર જ્ઞાન નથી કારણ કે શાસ્ત્ર કાંઈ જાણતું નથી (-જડ છે), માટે જ્ઞાન અન્ય છે, શાસ્ત્ર અન્ય છે—એમ જિનદેવો કહે છે. શબ્દ જ્ઞાન નથી કારણ કે શબ્દ કાંઈ જાણતો નથી, માટે જ્ઞાન અન્ય છે, શબ્દ અન્ય છે—એમ જિનદેવો કહે છે. રૂપ જ્ઞાન નથી કારણ કે રૂપ કાંઈ જાણતું નથી, માટે જ્ઞાન અન્ય છે, રૂપ અન્ય છે—એમ જિનદેવો કહે છે. વર્ણ જ્ઞાન નથી કારણ કે વર્ણ કાંઈ જાણતો નથી, માટે જ્ઞાન અન્ય છે, વર્ણ અન્ય છે—એમ જિનદેવો કહે છે. ગંધ જ્ઞાન નથી કારણ કે ગંધ કાંઈ જાણતી નથી, માટે જ્ઞાન અન્ય છે, ગંધ અન્ય છે—એમ જિનદેવો કહે છે. રસ જ્ઞાન નથી કારણ કે રસ કાંઈ જાણતો નથી, માટે જ્ઞાન અન્ય છે અને રસ અન્ય છે—એમ જિનદેવો કહે છે. સ્પર્શ જ્ઞાન નથી કારણ કે સ્પર્શ કાંઈ જાણતો નથી, માટે જ્ઞાન અન્ય છે. સ્પર્શ અન્ય છે—એમ જિનદેવો કહે છે. કર્મ જ્ઞાન નથી કારણ કે કર્મ કાંઈ જાણતું નથી, માટે જ્ઞાન અન્ય છે, કર્મ અન્ય છે—એમ જિનદેવો કહે છે. ધર્મ (અર્થાત્ ધર્માસ્તિકાય) જ્ઞાન નથી કારણ કે ધર્મ કાંઈ જાણતો નથી, માટે જ્ઞાન અન્ય છે, ધર્મ અન્ય છે—એમ જિન-દેવો કહે છે. અધર્મ (અર્થાત્ અધર્માસ્તિકાય) જ્ઞાન નથી કારણ કે અધર્મ કાંઈ જાણતો નથી, માટે જ્ઞાન અન્ય છે, અધર્મ અન્ય છે—એમ જિનદેવો કહે છે. કાળ જ્ઞાન નથી કારણ કે કાળ કાંઈ જાણતો નથી, માટે જ્ઞાન અન્ય છે, કાળ અન્ય છે—એમ જિન-દેવો કહે છે. આકાશ પણ જ્ઞાન નથી કારણ કે આકાશ કાંઈ જાણતું નથી, માટે જ્ઞાન અન્ય છે, આકાશ અન્ય છે—એમ

જિનદેવો કહે છે. અધ્યવસાન જ્ઞાન નથી કારણ કે અધ્યવસાન અચેતન છે, માટે જ્ઞાન અન્ય છે તથા અધ્યવસાન અન્ય છે (–એમ જિનદેવો કહે છે).

કારણ કે (જીવ) નિરંતર જાણે છે માટે જ્ઞાયક એવો જીવ જ્ઞાની (–જ્ઞાનવાળો, જ્ઞાનસ્વરૂપ) છે, અને જ્ઞાન જ્ઞાયકથી અવ્યતિરિક્ત છે (–અભિન્ન છે, જુદું નથી) એમ જાણવું.

બુધ પુરુષો (અર્થાત્ જ્ઞાની જનો) જ્ઞાનને જ સમ્યગ્દૃષ્ટિ, (જ્ઞાનને જ) સંયમ, અંગપૂર્વગત સૂત્ર, ધર્મ-અધર્મ (પુણ્ય-પાપ) તથા દીક્ષા માને છે.

अत्ता जस्सामुत्तो ण हु सो आहारगो हवदि एवं ।
आहारो खलु मुत्तो जम्हा सो पोग्गलमओ दु ॥ ४०५ ॥

ण वि सक्कदि घेत्तुं जं ण विमोत्तुं जं च जं परद्दव्वं ।
सो को वि य तस्स गुणो पाउगिओ विस्ससो वा वि ॥ ४०६ ॥

तम्हा दु जो विसुद्धो चेदा सो णेव गेण्हदे किंचि ।
णेव विमुंचदि किंचि वि जीवाजीवाण दव्वाणं ॥ ४०७ ॥

એમ આતમા જેનો અમૂર્તિક તે નથી આ'રક ખરે,
પુદ્ગલમયી છે આ'ર તેથી આ'ર તો મૂર્તિક ખરે. ૪૦૫.

જે દ્રવ્ય છે પર તેહને ન ગ્રહી, ન છોડી શકાય છે,
એવો જ તેનો ગુણ કો પ્રાયોગી ને વૈસ્રસિક છે. ૪૦૬.

તેથી ખરે જે શુદ્ધ આત્મા તે નહીં કંઈ પણ ગ્રહે,
છોડે નહી વળી કાંઈ પણ જીવ ને અજીવ દ્રવ્યો વિષે. ૪૦૭.

અર્થ:—એ રીતે જેનો આત્મા અમૂર્તિક છે તે ખરેખર

આહારક નથી; આહાર તો મૂર્તિક છે કારણ કે તે પુદ્‌ગલમય છે.

જે પરદ્રવ્ય છે તે ગ્રહી શકાતું નથી તથા છોડી શકાતું નથી, એવો જ કોઈ તેનો (–આત્માનો) પ્રાયોગિક તેમ જ વૈસ્રસિક ગુણ છે.

માટે જે વિશુદ્ધ આત્મા છે તે જીવ અને અજીવ દ્રવ્યોમાં (–પરદ્રવ્યોમાં) કાંઈ પણ ગ્રહતો નથી તથા કાંઈ પણ છોડતો નથી.

पासंडीलिंगाणि व गिहिलिंगाणि व बहुप्पयाराणि ।
घेत्तुं वदंति मूढा लिंगमिणं मोक्खमग्गो त्ति ॥ ४०८ ॥

ण दु होदि मोक्खमग्गो लिंगं जं देहणिम्ममा अरिहा ।
लिंगं मुइत्तु दंसणणाणचरित्ताणि सेवंति ॥ ४०९ ॥

બહુવિધનાં મુનિલિંગને અથવા ગૃહસ્થીલિંગને
ગ્રહીને કહે છે મૂઢજન 'આ લિંગ મુક્તિમાર્ગ છે'. ૪૦૮.

પણ લિંગ મુક્તિમાર્ગ નહિ, અર્હંત નિર્મમ દેહમાં
બસ લિંગ છોડી જ્ઞાન ને ચારિત્ર, દર્શન સેવતા. ૪૦૯.

અર્થઃ—બહુ પ્રકારનાં મુનિલિંગોને અથવા ગૃહીલિંગોને ગ્રહણ કરીને મૂઢ (અજ્ઞાની) જનો એમ કહે છે કે 'આ (બાહ્ય) લિંગ મોક્ષમાર્ગ છે'.

પરંતુ લિંગ મોક્ષમાર્ગ નથી; કારણ કે અર્હંતદેવો દેહ પ્રત્યે નિર્મમ વર્તતા થકા લિંગને છોડીને દર્શન-જ્ઞાન-ચારિત્રને જ સેવે છે.

ण वि एस मोक्खमग्गो पासंडीगिहिमयाणि लिंगाणि ।
दंसणणाणचरित्ताणि मोक्खमग्गं जिणा बेंति ॥ ४१० ॥

મુનિલિંગ ને ગૃહીલિંગ—એ લિંગો ન મુક્તિમાર્ગ છે;
ચારિત્ર-દર્શન-જ્ઞાનને બસ મોક્ષમાર્ગ જિનો કહે. ૪૧૦.

અર્થ:—મુનિનાં અને ગૃહસ્થનાં લિંગો એ મોક્ષમાર્ગ નથી; દર્શન-જ્ઞાન-ચારિત્રને જિનદેવો મોક્ષમાર્ગ કહે છે.

तम्हा जहित्तु लिंगे सागारणगारएहिं वा गहिदे ।
दंसणणाणचरित्ते अप्पाणं जुंज मोक्खपहे ॥ ४११ ॥

તેથી તજી સાગાર કે અણગાર-ધારિત લિંગને,
ચારિત્ર-દર્શન-જ્ઞાનમાં તું જોડ રે! નિજ આત્મને. ૪૧૧.

અર્થ:—માટે સાગારો વડે (-ગૃહસ્થો વડે) અથવા અણગારો વડે (-મુનિઓ વડે) ગ્રહાયેલાં લિંગોને છોડીને, દર્શનજ્ઞાન-ચારિત્રમાં—કે જે મોક્ષમાર્ગ છે તેમાં—તું આત્માને જોડ.

मोक्खपहे अप्पाणं ठवेहि तं चेव झाहि तं चेय ।
तत्थेव विहर णिच्चं मा विहरसु अण्णदव्वेसु ॥ ४१२ ॥

તું સ્થાપ નિજને મોક્ષપંથે, ધ્યા, અનુભવ તેહને;
તેમાં જ નિત્ય વિહાર કર, નહિ વિહર પરદ્રવ્યો વિષે. ૪૧૨.

અર્થ:—(હે ભવ્ય!) તું મોક્ષમાર્ગમાં પોતાના આત્માને સ્થાપ, તેનું જ ધ્યાન કર, તેને જ ચેત-અનુભવ અને તેમાં જ નિરંતર વિહાર કર; અન્ય દ્રવ્યોમાં વિહાર ન કર.

पासंडीलिंगेसु व गिहिलिंगेसु व बहुप्पयारेसु ।
कुव्वंति जे ममत्तिं तेहिं ण णादं समयसारं ॥ ४१३ ॥

બહુવિધનાં મુનિલિંગમાં અથવા ગૃહીલિંગો વિષે
મમતા કરે, તેણે નથી જાણ્યો 'સમયના સાર'ને. ૪૧૩.

અર્થ:—જેઓ બહુ પ્રકારનાં મુનિલિંગોમાં અથવા ગૃહસ્થ-લિંગોમાં મમતા કરે છે (અર્થાત્ આ દ્રવ્યલિંગ જ મોક્ષનું દેનાર છે એમ માને છે), તેમણે સમયસારને નથી જાણ્યો.

ववहारिओ पुण णओ दोण्णि वि लिंगाणि भणदि मोक्खपहे ।
णिच्छयणओ ण इच्छदि मोक्खपहे सव्वलिंगाणि ॥ ४१४ ॥

વ્યવહારનય એ ઉભય લિંગો મોક્ષપંથ વિષે કહે,
નિશ્ચય નહીં માને કદી કો લિંગ મુક્તિપથ વિષે. ૪૧૪.

અર્થ:—વ્યવહારનય બન્ને લિંગોને મોક્ષમાર્ગમાં કહે છે (અર્થાત્ વ્યવહારનય મુનિલિંગ તેમ જ ગૃહીલિંગને મોક્ષમાર્ગ કહે છે); નિશ્ચયનય સર્વ લિંગોને (અર્થાત્ કોઈ પણ લિંગને) મોક્ષમાર્ગમાં ગણતો નથી.

जो समयपाहुडमिणं पढिदूणं अत्थतच्चदो णादुं ।
अत्थे ठाही चेदा सो होही उत्तमं सोक्खं ॥ ४१५ ॥

આ સમયપ્રાભૃત પઠન કરીને, અર્થ-તત્ત્વથી જાણીને,
ઠરશે અરથમાં આતમા જે, સૌખ્ય ઉત્તમ તે થશે. ૪૧૫.

અર્થ:—જે આત્મા (-ભવ્ય જીવ) આ સમયપ્રાભૃતને ભણીને, અર્થ અને તત્ત્વથી જાણીને, તેના અર્થમાં સ્થિત થશે, તે ઉત્તમ સૌખ્યસ્વરૂપ થશે.





नमः श्रीसिद्धेभ्यः ।

नमोऽनेकान्ताय ।

શ્રીમદ્‌ભગવત્કુંદકુંદાચાર્યદેવપ્રણીત

શ્રી

# પ્રવચનસાર

## ૧. જ્ઞાનતત્ત્વ-પ્રજ્ઞાપન

एस सुरासुरमणुसिंदवंदिदं धोदघाइकम्ममलं ।
पणमामि वड्ढमाणं तित्थं धम्मस्स कत्तारं ॥ १ ॥

सेसे पुण तित्थयरे ससव्वसिद्धे विसुद्धसब्भावे ।
समणे य णाणदंसणचरित्ततववीरियायारे ॥ २ ॥

ते ते सव्वे समगं समगं पत्तेगमेव पत्तेगं ।
वंदामि य वट्टंते अरहंते माणुसे खेत्ते ॥ ३ ॥

किच्चा अरहंताणं सिद्धाणं तह णमो गणहराणं ।
अज्झावयवग्गाणं साहूणं चेव सव्वेसिं ॥ ४ ॥
तेसिं विसुद्धदंसणणाणपहाणासमं समासेज्ज ।
उवसंपयामि सम्मं जत्तो णिव्वाणसंपत्ती ॥ ५ ॥

( હરિગીત )

સુર-અસુર-નરપતિવંદ્યને, પ્રવિનષ્ટઘાતિકર્મને,
પ્રણમન કરું હું ધર્મકર્તા તીર્થ શ્રી મહાવીરને; ૧.
વળી શેષ તીર્થંકર અને સૌ સિદ્ધ શુદ્ધાસ્તિત્વને,
મુનિ જ્ઞાન-દૃગ-ચારિત્ર-તપ-વીર્યાચરણસંયુક્તને. ૨.
તે સર્વને સાથે તથા પ્રત્યેકને પ્રત્યેકને,
વંદું વળી હું મનુષ્યક્ષેત્રે વર્તતા અર્હંતને. ૩.
અર્હંતને, શ્રી સિદ્ધનેય નમસ્કરણ કરી એ રીતે,
ગણધર અને અધ્યાપકોને, સર્વસાધુસમૂહને; ૪.
તસુ શુદ્ધદર્શનજ્ઞાનમુખ્ય પવિત્ર આશ્રમ પામીને,
પ્રાપ્તિ કરું હું સામ્યની, જેનાથી શિવપ્રાપ્તિ બને. ૫.

અર્થઃ—આ હું [1]સુરેંદ્રો, [2]અસુરેન્દ્રો અને [3]નરેંદ્રોથી જે વંદિત છે અને ઘાતિકર્મમળ જેમણે ધોઈ નાખેલ છે એવા તીર્થરૂપ અને ધર્મના કર્તા શ્રી વર્ધમાનસ્વામીને પ્રણમું છું.

---

૧. સુરેન્દ્રો = ઊર્ધ્વલોકવાસી દેવોના ઇન્દ્રો

૨ અસુરેન્દ્રો = અધોલોકવાસી દેવોના ઇન્દ્રો

૩. નરેન્દ્રો = ( મધ્યલોકવાસી ) મનુષ્યોના અધિપતિઓ; રાજાઓ.

વળી વિશુદ્ધ [1]સત્તાવાળા શેષ તીર્થંકરોને સર્વ સિદ્ધ-ભગવંતો સાથે, અને જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર તથા વીર્યાચારવાળા [2]શ્રમણોને પ્રણમું છું.

તે તે સર્વને તથા મનુષ્યક્ષેત્રમાં વર્તતા અર્હંતોને સાથે સાથે—સમુદાયરૂપે અને પ્રત્યેક પ્રત્યેકને—વ્યક્તિગત વંદું છું.

એ રીતે અર્હંતોને અને સિદ્ધોને, આચાર્યોને, ઉપાધ્યાયવર્ગને અને સર્વ સાધુઓને નમસ્કાર કરીને, તેમના [3]વિશુદ્ધદર્શનજ્ઞાનપ્રધાન આશ્રમને પામીને હું [4]સામ્યને પ્રાપ્ત કરું છું કે જેનાથી નિર્વાણની પ્રાપ્તિ થાય છે.

संपज्जदि णिव्वाणं देवासुरमणुयरायविहवेहिं ।
जीवस्स चरित्तादो दंसणणाणप्पहाणादो ॥ ६ ॥

સુર-અસુર-મનુજેન્દ્રો તણા વિભવો સહિત નિર્વાણની
પ્રાપ્તિ કરે ચારિત્રથી જીવ જ્ઞાનદર્શનમુખ્યથી. ૬.

અર્થ:—જીવને દર્શનજ્ઞાનપ્રધાન ચારિત્રથી દેવેન્દ્ર, અસુરેન્દ્ર ને નરેન્દ્રના વૈભવો સહિત નિર્વાણ પ્રાપ્ત થાય છે. ( જીવને સરાગ-ચારિત્રથી દેવેન્દ્ર વગેરેના વૈભવની અને વીતરાગચારિત્રથી નિર્વાણની પ્રાપ્તિ થાય છે. )

---

૧ સત્તા = અસ્તિત્વ

૨ શ્રમણો = આચાર્યો, ઉપાધ્યાયો ને સાધુઓ

૩ વિશુદ્ધદર્શનજ્ઞાનપ્રધાન = વિશુદ્ધદર્શન અને જ્ઞાન જેમાં પ્રધાન (મુખ્ય) છે એવા

૪ સામ્ય = સમતા, સમભાવ.

चारित्तं खलु धम्मो धम्मो जो सो समो त्ति णिद्दिट्ठो ।
मोहक्खोहविहीणो परिणामो अप्पणो हु समो ॥ ७ ॥

ચારિત્ર છે તે ધર્મ છે, જે ધર્મ છે તે સામ્ય છે;
ને સામ્ય જીવનો મોહક્ષોભવિહીન નિજ પરિણામ છે. ૭.

અર્થ:—ચારિત્ર ખરેખર ધર્મ છે. જે ધર્મ છે તે સામ્ય છે એમ (શાસ્ત્રમાં) કહ્યું છે. સામ્ય મોહક્ષોભરહિત એવો આત્માનો પરિણામ (ભાવ) છે.

परिणमदि जेण दव्वं तक्कालं तम्मयं ति पण्णत्तं ।
तम्हा धम्मपरिणदो आदा धम्मो मुणेयव्वो ॥ ८ ॥

જે ભાવમાં પ્રણમે દરવ, તે કાળ તન્મય તે કહ્યું;
જીવદ્રવ્ય તેથી ધર્મમાં પ્રણમેલ ધર્મ જ જાણવું. ૮.

અર્થ:—દ્રવ્ય જે કાળે જે ભાવરૂપે પરિણમે છે તે કાળે તે-મય છે એમ (જિનેંદ્રદેવે) કહ્યું છે; તેથી ધર્મપરિણત આત્મા ધર્મ જાણવો.

जीवो परिणमदि जदा सुहेण असुहेण वा सुहो असुहो ।
सुद्धेण तदा सुद्धो हवदि हि परिणामसब्भावो ॥ ९ ॥

શુભ કે અશુભમાં પ્રણમતાં શુભ કે અશુભ આત્મા બને,
શુદ્ધે પ્રણમતાં શુદ્ધ, પરિણામસ્વભાવી હોઈને. ૯.

અર્થ:—જીવ, પરિણામસ્વભાવી હોવાથી, જ્યારે શુભ કે અશુભ ભાવે પરિણમે છે ત્યારે શુભ કે અશુભ (પોતે જ) થાય છે અને જ્યારે શુદ્ધ ભાવે પરિણમે છે ત્યારે શુદ્ધ થાય છે.

णत्थि विणा परिणामं अत्थो अत्थं विणेह परिणामो ।
दव्वगुणपज्जयत्थो अत्थो अत्थित्तणिव्वत्तो ॥ १० ॥

પરિણામ વિણ ન પદાર્થ, ને ન પદાર્થ વિણ પરિણામ છે;
ગુણ-દ્રવ્ય-પર્યયસ્થિત ને અસ્તિત્વસિદ્ધ પદાર્થ છે. ૧૦.

અર્થ:—આ લોકમાં પરિણામ વિના પદાર્થ નથી, પદાર્થ વિના પરિણામ નથી; પદાર્થ દ્રવ્ય-ગુણ-પર્યાયમાં રહેલો અને (ઉત્પાદવ્યયધ્રૌવ્યમય) અસ્તિત્વથી બનેલો છે.

धम्मेण परिणदप्पा अप्पा जदि सुद्धसंपओगजुदो ।
पावदि णिव्वाणसुहं सुहोवजुत्तो य सग्गसुहं ॥ ११ ॥

જો ધર્મપરિણતસ્વરૂપ જીવ શુદ્ધોપયોગી હોય તો
તે પામતો નિર્વાણસુખ, ને સ્વર્ગસુખ શુભયુક્ત જો. ૧૧.

અર્થ:—ધર્મે પરિણમેલા સ્વરૂપવાળો આત્મા જો શુદ્ધ ઉપયોગમાં જોડાયેલો હોય તો મોક્ષના સુખને પામે છે અને જો શુભ ઉપયોગવાળો હોય તો સ્વર્ગના સુખને (બંધને) પામે છે.

असुहोदएण आदा कुणरो तिरियो भवीय णेरइयो ।
दुक्खसहस्सेहिं सदा अभिद्दुदो भमदि अच्चंतं ॥ १२ ॥

અશુભોદયે આત્મા કુનર, તિર્યંચ ને નારકપણે
નિત્યે સહસ્ર દુખે પીડિત, સંસારમાં અતિ અતિ ભમે. ૧૨.

અર્થ:—અશુભ ઉદયથી આત્મા કુમનુષ્ય (હલકો મનુષ્ય), તિર્યંચ અને નારક થઈને હજારો દુઃખોથી સદા પીડિત થતો (સંસારમાં) અત્યંત ભમે છે.

अइसयमादसमुत्थं विसयातीदं अणोवममणंतं ।
अव्वुच्छिण्णं च सुहं सुद्धुवओगप्पसिद्धाणं ॥ १३ ॥

અત્યંત, આત્મોત્પન્ન, વિષયાતીત, અનુપ, અનંત ને
વિચ્છેદહીન છે સુખ અહો ! શુદ્ધોપયોગપ્રસિદ્ધને. ૧૩.

અર્થઃ—શુદ્ધોપયોગથી *નિષ્પન્ન થયેલા આત્માઓનું (કેવળીભગવંતોનું અને સિદ્ધભગવંતોનું) સુખ અતિશય, આત્મોત્પન્ન, વિષયાતીત (અતીન્દ્રિય), અનુપમ (ઉપમા વિનાનું), અનંત અને અવિચ્છિન્ન (અતૂટક) છે.

सुविदिदपयत्थसुत्तो संजमतवसंजुदो विगदरागो ।
समणो समसुहदुक्खो भणिदो सुद्धोवओगो त्ति ॥ १४ ॥

સુવિદિતસૂત્રપદાર્થ, સંયમતપ સહિત, વીતરાગ ને
સુખદુઃખમાં સમ શ્રમણને શુદ્ધોપયોગ જિનો કહે. ૧૪.

અર્થઃ—જેમણે (નિજ શુદ્ધ આત્માદિ) પદાર્થોને અને સૂત્રોને સારી રીતે જાણ્યાં છે, જે સંયમ અને તપ સહિત છે, જે વીતરાગ અર્થાત્ રાગરહિત છે અને જેમને સુખ-દુઃખ સમાન છે, એવા શ્રમણને (મુનિવરને) 'શુદ્ધોપયોગી' કહેવામાં આવ્યા છે.

उवओगविसुद्धो जो विगदावरणंतरायमोहरओ ।
भूदो सयमेवादा जादि परं णेयभूदाणं ॥ १५ ॥

જે ઉપયોગવિશુદ્ધ તે મોહાદિઘાતિરજ થકી
સ્વયમેવ રહિત થયો થકો જ્ઞેયાન્તને પામે સહી. ૧૫.

* નિષ્પન્ન થવું = નીપજવું, ફળરૂપ થવું, સિદ્ધ થવું (શુદ્ધોપયોગથી નિષ્પન્ન થયેલા એટલે શુદ્ધોપયોગરૂપ કારણથી કાર્યરૂપ થયેલા.)

અર્થ:—જે ઉપયોગવિશુદ્ધ (અર્થાત્ શુદ્ધોપયોગી) છે, તે આત્મા જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અંતરાય અને મોહરૂપ રજથી રહિત સ્વયમેવ થયો થકો જ્ઞેયભૂત પદાર્થોના પારને પામે છે.

तह सो लद्धसहावो सव्वण्हू सव्वलोगपदिमहिदो ।
भूदो सयमेवादा हवदि सयंभु त्ति णिद्दिट्ठो ॥ १६ ॥

સર્વજ્ઞ, લબ્ધસ્વભાવ ને ત્રિજગેંદ્રપૂજિત એ રીતે
સ્વયમેવ જીવ થયો થકો તેને 'સ્વયંભૂ' જિનો કહે. ૧૬.

અર્થ:—એ રીતે તે આત્મા સ્વભાવને પામેલો, સર્વજ્ઞ અને [1]સર્વ (ત્રણે) લોકના અધિપતિઓથી પૂજિત સ્વયમેવ થયો હોવાથી 'સ્વયંભૂ' છે એમ જિનેન્દ્રદેવે કહ્યું છે.

भंगविहूणो य भवो संभवपरिवज्जिदो विणासो हि ।
विज्जदि तस्सेव पुणो ठिदिसंभवणाससमवाओ ॥ १७ ॥

વ્યયહીન છે ઉત્પાદ ને ઉત્પાદહીન વિનાશ છે;
તેને જ વળી ઉત્પાદધ્રૌવ્યવિનાશનો સમવાય છે. ૧૭.

અર્થ:—તેને (-શુદ્ધાત્મસ્વભાવને પામેલા આત્માને) વિનાશ રહિત ઉત્પાદ છે અને ઉત્પાદ રહિત વિનાશ છે. તેને જ વળી સ્થિતિ, ઉત્પાદ અને વિનાશનો સમવાય (-મેળાપ, એકઠાપણું) છે.

उप्पादो य विणासो विज्जदि सव्वस्स अट्ठजादस्स ।
पज्जाएण दु केणवि अट्ठो खलु होदि सब्भूदो ॥ १८ ॥

---

૧ સર્વ લોકના અધિપતિઓ = ત્રણે લોકના સ્વામીઓ—સુરેન્દ્રો, અસુરેન્દ્રો ને ચક્રવર્તીઓ.

ઉત્પાદ તેમ વિનાશ છે સૌ કોઈ વસ્તુમાત્રને,
વળી કોઈ પર્યયથી દરેક પદાર્થ છે સદ્ભૂત ખરે. ૧૮.

અર્થ:—કોઈ પર્યાયથી ઉત્પાદ અને કોઈ પર્યાયથી વિનાશ સર્વ પદાર્થમાત્રને હોય છે; વળી કોઈ પર્યાયથી પદાર્થ ખરેખર ધ્રુવ છે.

पक्खीणघादिकम्मो अणंतवरवीरिओ अहियतेजो ।
जादो अदिंदिओ सो णाणं सोक्खं च परिणमदि ॥ १९ ॥

પ્રક્ષીણઘાતિકર્મ, અનહદવીર્ય, અધિકપ્રકાશ ને
ઇંદ્રિય-અતીત થયેલ આત્મા જ્ઞાનસૌખ્યે પરિણમે. ૧૯.

અર્થ—જેનાં ઘાતિકર્મો ક્ષય પામ્યાં છે, જે અતીન્દ્રિય થયો છે, અનંત જેનું ઉત્તમ વીર્ય છે અને *અધિક જેનું (કેવળજ્ઞાન અને કેવળદર્શનરૂપ) તેજ છે એવો તે (સ્વયંભૂ આત્મા) જ્ઞાન અને સુખરૂપે પરિણમે છે.

सोक्खं वा पुण दुक्खं केवलणाणिस्स णत्थि देहगदं ।
जम्हा अदिंदियत्तं जादं तम्हा दु तं णेयं ॥ २० ॥

કંઈ દેહગત નથી સુખ કે નથી દુઃખ કેવળજ્ઞાનીને,
જેથી અતીંદ્રિયતા થઈ તે કારણે એ જાણજે. ૨૦.

અર્થ:—કેવળજ્ઞાનીને શરીર સંબંધી સુખ કે દુઃખ નથી. કારણ કે અતીન્દ્રિયપણું થયું છે તેથી એમ જાણવું.

परिणमदो खलु णाणं पच्चक्खा सव्वदव्वपज्जाया ।
सो णेव ते विजाणदि उग्गहपुव्वाहिं किरियाहिं ॥ २१ ॥

---

* અધિક = ઉત્કૃષ્ટ, અસાધારણ, અત્યંત

પ્રત્યક્ષ છે સૌ દ્રવ્યપર્યય જ્ઞાન-પરિણમનારને;
જાણે નહીં તે તેમને અવગ્રહ-ઈહાદિ ક્રિયા વડે. ૨૧.

અર્થ:— ખરેખર જ્ઞાનરૂપે (કેવળજ્ઞાનરૂપે) પરિણમતા કેવળીભગવાનને સર્વ દ્રવ્ય-પર્યાયો પ્રત્યક્ષ છે; તે તેમને અવગ્રહ આદિ ક્રિયાઓથી નથી જાણતા.

णत्थि परोक्खं किंचि वि समंत सव्वक्खगुणसमिद्धस्स ।
अक्खातीदस्स सदा सयमेव हि णाणजादस्स ॥ २२ ॥

ન પરોક્ષ કંઈ પણ સર્વતઃ સર્વાક્ષગુણસમૃદ્ધને,
ઇંદ્રિય-અતીત સદૈવ ને સ્વયમેવ જ્ઞાન થયેલને. ૨૨.

અર્થ:—જે સદા ઇંદ્રિયાતીત છે, જે સર્વ તરફથી (-સર્વ આત્મપ્રદેશે) સર્વ ઇંદ્રિયગુણો વડે સમૃદ્ધ છે અને જે સ્વયમેવ જ્ઞાનરૂપ થયેલા છે. તે કેવળીભગવાનને કાંઈ પણ પરોક્ષ નથી.

आदा णाणपमाणं णाणं णेयप्पमाणमुद्दिट्ठं ।
णेयं लोयालोयं तम्हा णाणं तु सव्वगयं ॥ २३ ॥

જીવદ્રવ્ય જ્ઞાનપ્રમાણ ભાખ્યું. જ્ઞાન જ્ઞેયપ્રમાણ છે;
ને જ્ઞેય લોકાલોક, તેથી સર્વગત એ જ્ઞાન છે. ૨૩.

અર્થ:—આત્મા જ્ઞાનપ્રમાણ છે; જ્ઞાન જ્ઞેયપ્રમાણ કહ્યું છે. જ્ઞેય લોકાલોક છે, તેથી જ્ઞાન સર્વગત (અર્થાત્ સર્વવ્યાપક) છે.

णाणप्पमाणमादा ण हवदि जस्सेह तस्स सो आदा ।
हीणो वा अहिओ वा णाणादो हवदि धुवमेव ॥ २४ ॥

हीणो जदि सो आदा तण्णाणमचेदणं ण जाणादि ।
अहिओ वा णाणादो णाणेण विणा कहं णादि ॥ २५ ॥

જીવદ્રવ્ય જ્ઞાનપ્રમાણ નહિ—એ માન્યતા છે જેહને.
તેના મતે જીવ જ્ઞાનથી હીન કે અધિક અવશ્ય છે; ૨૪.

જો હીન આત્મા હોય, નવ જાણે અચેતન જ્ઞાન એ.
ને અધિક જ્ઞાનથી હોય તો વણ જ્ઞાન ક્યમ જાણે અરે? ૨૫.

અર્થ:—આ જગતમાં જેના મતમાં આત્મા જ્ઞાનપ્રમાણ નથી, તેના મતમાં તે આત્મા અવશ્ય જ્ઞાનથી હીન અથવા અધિક હોવો જોઈએ.

જો તે આત્મા જ્ઞાનથી હીન હોય તો જ્ઞાન અચેતન થવાથી જાણે નહિ, અને જો (આત્મા) જ્ઞાનથી અધિક હોય તો (તે આત્મા) જ્ઞાન વિના કેમ જાણે?

सव्वगदो जिणवसहो सव्वे वि य तग्गया जगदि अट्ठा ।
णाणमयादो य जिणो विसयादो तस्स ते भणिदा ॥ २६ ॥

છે સર્વગત જિનવર અને સૌ અર્થ જિનવરપ્રાપ્ત છે.
જિન જ્ઞાનમય ને સર્વ અર્થો વિષય જિનના હોઈને. ૨૬.

અર્થ:—જિનવર સર્વગત છે અને જગતના સર્વ પદાર્થો જિનવરગત (જિનવરમાં પ્રાપ્ત) છે; કારણ કે જિન જ્ઞાનમય છે અને સર્વ પદાર્થો જ્ઞાનના વિષય હોવાથી જિનના વિષય કહેવામાં આવ્યા છે.

णाणं अप्प त्ति मदं वट्टदि णाणं विणा ण अप्पाणं ।
तम्हा णाणं अप्पा अप्पा णाणं व अण्णं वा ॥ २७ ॥

છે જ્ઞાન આત્મા જિનમતે; આત્મા વિના નહિ જ્ઞાન છે,
તે કારણે છે જ્ઞાન જીવ, જીવ જ્ઞાન છે વા અન્ય છે. ૨૭.

અર્થ:—જ્ઞાન આત્મા છે એમ જિનદેવનો મત છે. આત્મા વિના (બીજા કોઈ દ્રવ્યમાં) જ્ઞાન હોતું નથી તેથી જ્ઞાન આત્મા છે; અને આત્મા તો (જ્ઞાનગુણ દ્વારા) જ્ઞાન છે અથવા (સુખાદિ અન્ય ગુણ દ્વારા) અન્ય છે.

णाणी णाणसहावो अट्ठा णेयप्पगा हि णाणिस्स ।
रूवाणि व चक्खूणं णेवण्णोण्णेसु वट्टंति ॥ २८ ॥

છે 'જ્ઞાની' જ્ઞાનસ્વભાવ, અર્થો જ્ઞેયરૂપ છે 'જ્ઞાની'ના,
જ્યમ રૂપ છે નેત્રો તણાં, નહિ વર્તતા અન્યોન્યમાં. ૨૮.

અર્થ:—આત્મા જ્ઞાનસ્વભાવ છે અને પદાર્થો આત્માના જ્ઞેયસ્વરૂપ છે, જેમ રૂપ (-રૂપી પદાર્થો) નેત્રોનાં જ્ઞેય છે તેમ. તેઓ એકબીજામાં વર્તતા નથી.

ण पविट्ठो णाविट्ठो णाणी णेयेसु रूवमिव चक्खू ।
जाणदि पस्सदि णियदं अक्खातीदो जगमसेसं ॥ २९ ॥

જ્ઞેયે પ્રવિષ્ટ ન, અણપ્રવિષ્ટ ન, જાણતો જગ સર્વને
નિત્યે અતીંદ્રિય આતમા, જ્યમ નેત્ર જાણે રૂપને. ૨૯.

અર્થ:—જેવી રીત ચક્ષુ રૂપને (જ્ઞેયોમાં અપ્રવેશતું રહીને તેમ જ અપ્રવેશતું નહિ રહીને જાણે-દેખે છે) તેવી રીતે આત્મા ઇંદ્રિયાતીત થયો થકો અશેષ જગતને (-સમસ્ત લોકાલોકને) જ્ઞેયોમા અપ્રવિષ્ટ રહીને તેમ જ અપ્રવિષ્ટ નહિ રહીને નિરંતર જાણે-દેખે છે.

रयणमिह इंदणीलं दुद्धज्झसियं जहा सभासाए ।
अभिभूय तं पि दुद्धं वट्टदि तह णाणमट्ठेसु ॥ ३० ॥

જ્યમ દૂધમાં સ્થિત ઇંદ્રનીલમણિ સ્વકીય પ્રભા વડે
દૂધને વિષે વ્યાપી રહે, ત્યમ જ્ઞાન પણ અર્થો વિષે. ૩૦.

અર્થ:—જેમ આ જગતને વિષે દૂધમાં રહેલું ઇંદ્રનીલ રત્ન પોતાની પ્રભા વડે તે દૂધમાં વ્યાપીને વર્તે છે, તેમ જ્ઞાન (અર્થાત્ જ્ઞાતૃદ્રવ્ય, પદાર્થોમાં વ્યાપીને વર્તે છે.

जदि ते ण संति अट्ठा णाणे णाणं ण होदि सव्वगयं ।
सव्वगयं वा णाणं कहं ण णाणट्ठिया अट्ठा ॥ ३१ ॥

નવ હોય અર્થો જ્ઞાનમાં, તો જ્ઞાન સૌ-ગત પણ નહીં,
ને સર્વગત છે જ્ઞાન તો ક્યમ જ્ઞાનસ્થિત અર્થો નહીં? ૩૧.

અર્થ:—જો તે પદાર્થો જ્ઞાનમાં ન હોય તો જ્ઞાન સર્વગત ન હોઈ શકે. અને જો જ્ઞાન સર્વગત છે તો પદાર્થો જ્ઞાનસ્થિત કઈ રીતે નથી? (અર્થાત્ છે જ.)

गेण्हदि णेव ण मुंचदि ण परं परिणमदि केवली भगवं ।
पेच्छदि समंतदो सो जाणदि सव्वं णिरवसेसं ॥ ३२ ॥

પ્રભુકેવળી ન ગ્રહે, ન છોડે, પરરૂપે નવ પરિણમે;
દેખે અને જાણે નિઃશેષે સર્વતઃ તે સર્વને. ૩૨.

અર્થ:—કેવળીભગવાન પરને ગ્રહતા નથી, છોડતા નથી, પરરૂપે પરિણમતા નથી; તેઓ નિરવશેષપણે સર્વને (આખા આત્માને, સર્વ જ્ઞેયોને) સર્વ તરફથી (સર્વ આત્મપ્રદેશેથી) દેખે-જાણે છે.

जो हि सुदेण विजाणदि अप्पाणं जाणगं सहावेण ।
तं सुदकेवलिमिसिणो भणंति लोगप्पदीवयरा ॥ ३३ ॥

શ્રુતજ્ઞાનથી જાણે ખરે જ્ઞાયકસ્વભાવી આત્મને,
ઋષિઓ પ્રકાશક લોકના શ્રુતકેવળી તેને કહે. ૩૩.

અર્થઃ—જે ખરેખર શ્રુતજ્ઞાન વડે સ્વભાવથી જ્ઞાયક (અર્થાત્ જ્ઞાયકસ્વભાવ) આત્માને જાણે છે, તેને લોકના પ્રકાશક ઋષીશ્વરો શ્રુતકેવળી કહે છે.

सुत्तं जिणोवदिट्ठं पोग्गलदव्वप्पगेहिं वयणेहिं ।
तं जाणणा हि णाणं सुत्तस्स य जाणणा भणिया ॥ ३४ ॥

પુદ્ગલસ્વરૂપ વચનોથી જિન-ઉપદિષ્ટ જે તે સૂત્ર છે;
છે જ્ઞપ્તિ તેની જ્ઞાન, તેને સૂત્રની જ્ઞપ્તિ કહે. ૩૪.

અર્થઃ—સૂત્ર એટલે પુદ્ગલદ્રવ્યાત્મક વચનો વડે જિન-ભગવંતે ઉપદેશેલું તે. તેની જ્ઞપ્તિ તે જ્ઞાન છે અને તેને સૂત્રની જ્ઞપ્તિ (શ્રુતજ્ઞાન) કહી છે.

जो जाणदि सो णाणं ण हवदि णाणेण जाणगो आदा ।
णाणं परिणमदि सयं अट्ठा णाणट्ठिया सव्वे ॥ ३५ ॥

જે જાણતો તે જ્ઞાન, નહિ જીવ જ્ઞાનથી જ્ઞાયક બને;
પોતે પ્રણમતો જ્ઞાનરૂપ, ને જ્ઞાનસ્થિત સૌ અર્થ છે. ૩૫.

અર્થઃ—જે જાણે છે તે જ્ઞાન છે (અર્થાત્ જે જ્ઞાયક છે તે જ જ્ઞાન છે), જ્ઞાન વડે આત્મા જ્ઞાયક છે એમ નથી. પોતે જ જ્ઞાનરૂપે પરિણમે છે અને સર્વ પદાર્થો જ્ઞાનસ્થિત છે.

तम्हा णाणं जीवो णेयं दव्वं तिहा समक्खादं ।
दव्वं ति पुणो आदा परं च परिणामसंबद्धं ॥ ३६ ॥

છે જ્ઞાન તેથી જીવ, જ્ઞેય ત્રિધા કહેલું દ્રવ્ય છે;
એ દ્રવ્ય પર ને આતમા, પરિણામસંયુત જેહ છે. ૩૬.

અર્થઃ—તેથી જીવ જ્ઞાન છે અને જ્ઞેય ત્રિધા વર્ણવવામાં આવેલું (ત્રિકાળસ્પર્શી) દ્રવ્ય છે. (એ જ્ઞેયભૂત) દ્રવ્ય એટલે આત્મા (સ્વાત્મા) અને પર કે જેઓ પરિણામવાળાં છે.

तक्कालिगेव सव्वे सदसब्भूदा हि पज्जया तासिं ।
वट्टंते ते णाणे विसेसदो दव्वजादीणं ॥ ३७ ॥

તે દ્રવ્યના સદ્ભૂત-અસદ્ભૂત પર્યયો સૌ વર્તતા,
તત્કાળના પર્યાય જેમ, વિશેષપૂર્વક જ્ઞાનમાં ૩૭.

અર્થઃ—તે (જીવાદિ) દ્રવ્યજાતિઓના સમસ્ત વિદ્યમાન અને અવિદ્યમાન પર્યાયો, તાત્કાળિક (વર્તમાન) પર્યાયોની માફક, વિશિષ્ટતાપૂર્વક (પોતપોતાના ભિન્ન ભિન્ન સ્વરૂપે) જ્ઞાનમાં વર્તે છે.

जे णेव हि संजाया जे खलु णट्ठा भवीय पज्जाया ।
ते होंति असब्भूदा पज्जाया णाणपच्चक्खा ॥ ३८ ॥

જે પર્યયો અણજાત છે, વળી જન્મીને પ્રવિનષ્ટ જે,
તે સૌ અસદ્ભૂત પર્યયો પણ જ્ઞાનમાં પ્રત્યક્ષ છે. ૩૮.

અર્થઃ—જે પર્યાયો ખરેખર ઉત્પન્ન થયા નથી, તથા જે પર્યાયો ખરેખર ઉત્પન્ન થઈને નાશ પામી ગયા છે, તે અવિદ્યમાન પર્યાયો જ્ઞાનપ્રત્યક્ષ છે.

जदि पच्चक्खमजादं पज्जायं पलयिदं च णाणस्स ।
ण हवदि वा तं णाणं दिव्वं ति हि के परूवेंति ॥ ३९ ॥

જ્ઞાને અજાત-વિનષ્ટ પર્યાયો તણી પ્રત્યક્ષતા
નવ હોય જો, તો જ્ઞાનને એ 'દિવ્ય' કોણ કહે ભલા ? ૩૯.

અર્થ:—જો અનુત્પન્ન પર્યાય તથા નષ્ટ પર્યાય જ્ઞાનને ( કેવળજ્ઞાનને ) પ્રત્યક્ષ ન હોય, તો તે જ્ઞાનને 'દિવ્ય' કોણ પ્રરૂપે ?

अत्थं अक्खणिवदिदं ईहापुव्वेहिं जे विजाणंति ।
तेसिं परोक्खभूदं णादुमसक्कं ति पण्णत्तं ॥ ४० ॥

ઈહાદિપૂર્વક જાણતા જે અક્ષપતિત પદાર્થને,
તેને પરોક્ષ પદાર્થ જાણવું શક્ય ના—જિનજી કહે. ૪૦.

અર્થ:—જેઓ અક્ષપતિત અર્થાત્ ઇંદ્રિયગોચર પદાર્થને ઈહાદિક વડે જાણે છે, તેમને માટે *પરોક્ષભૂત પદાર્થને જાણવાનું અશક્ય છે એમ સર્વજ્ઞદેવે કહ્યું છે.

अपदेसं सपदेसं मुत्तममुत्तं च पज्जयमजादं ।
पलयं गदं च जाणदि तं णाणमदिंदियं भणियं ॥ ४१ ॥

જે જાણતું અપ્રદેશને, સપ્રદેશ, મૂર્ત, અમૂર્તને,
પર્યાય નષ્ટ-અજાતને, ભાખ્યું અતીંદ્રિય જ્ઞાન તે. ૪૧.

અર્થ:—જે જ્ઞાન અપ્રદેશને, સપ્રદેશને, મૂર્તને, અને અમૂર્તને, તથા અનુત્પન્ન તેમ જ નષ્ટ પર્યાયને જાણે છે, તે જ્ઞાન અતીન્દ્રિય કહેવામાં આવ્યું છે.

---

* પરોક્ષ = અક્ષથી પર અર્થાત્ અક્ષથી દૂર હોય એવું, ઇન્દ્રિય-અગોચર

परिणमदि णेयमट्ठं णादा जदि णेव खाइगं तस्स ।
णाणं ति तं जिणिंदा खवयंतं कम्ममेवुत्ता ॥ ४२ ॥

જો જ્ઞેય અર્થે પરિણમે જ્ઞાતા, ન ક્ષાયિક જ્ઞાન છે;
તે કર્મને જ અનુભવે છે એમ જિનદેવો કહે. ૪૨.

અર્થઃ—જ્ઞાતા જો જ્ઞેય પદાર્થરૂપે પરિણમતો હોય તો તેને ક્ષાયિક જ્ઞાન નથી જ. જિનેન્દ્રોએ તેને કર્મને જ અનુભવનાર કહ્યો છે.

उदयगदा कम्मंसा जिणवरवसहेहिं णियदिणा भणिया ।
तेसु विमूढो रत्तो दुट्ठो वा बंधमणुभवदि ॥ ४३ ॥

ભાખ્યાં જિને કર્મો ઉદયગત નિયમથી સંસારીને,
તે કર્મ હોતાં મોહી-રાગી-દ્વેષી બંધ અનુભવે. ૪૩.

અર્થઃ—(સંસારી જીવને) ઉદયપ્રાપ્ત કર્માંશો (જ્ઞાનાવરણીયાદિ પુદ્‌ગલકર્મના ભેદો) નિયમથી જિનવરવૃષભોએ કહ્યા છે. જીવ તે કર્માંશો હોતાં, મોહી. રાગી અથવા દ્વેષી થયો થકો બંધને અનુભવે છે.

ठाणणिसेज्जविहारा धम्मुवदेसो य णियदयो तेसिं ।
अरहंताणं काले मायाचारो व्व इत्थीणं ॥ ४४ ॥

ધર્મોપદેશ, વિહાર, આસન, સ્થાન શ્રી અર્હંતને
વર્તે સહજ તે કાળમાં, માયાચરણ જ્યમ નારીને. ૪૪.

અર્થઃ—તે અર્હંતભગવંતોને તે કાળે ઊભા રહેવું, બેસવું, વિહાર અને ધર્મોપદેશ. સ્રીઓને માયાચારની માફક, સ્વાભાવિક જ—પ્રયત્ન વિના જ—હોય છે.

पुण्णफला अरहंता तेसिं किरिया पुणो हि ओदइया ।
मोहादीहिं विरहिदा तम्हा सा खाइग त्ति मदा ॥ ४५ ॥

છે પુણ્યફળ અર્હંત, ને અર્હંતકિરિયા ઉદયિકી;
મોહાદિથી વિરહિત તેથી તે ક્રિયા ક્ષાયિક ગણી. ૪૫.

અર્થઃ—અર્હંતભગવંતો પુણ્યના ફળવાળા છે અને તેમની ક્રિયા ઔદયિકી છે; મોહાદિકથી રહિત છે તેથી તે ક્ષાયિકી માનવામાં આવી છે.

जदि सो सुहो व असुहो ण हवदि आदा सयं सहावेण ।
संसारो वि ण विज्जदि सव्वेसिं जीवकायाणं ॥ ४६ ॥

આત્મા સ્વયં નિજ ભાવથી જો શુભ-અશુભ બને નહીં,
તો સર્વ જીવનિકાયને સંસાર પણ વર્તે નહીં! ૪૬.

અર્થઃ—જો એમ માનવામાં આવે કે આત્મા સ્વયં સ્વભાવથી (-પોતાના ભાવથી) શુભ કે અશુભ થતો નથી (અર્થાત્ શુભાશુભ ભાવે પરિણમતો જ નથી) તો સર્વ જીવનિકાયોને સંસાર પણ વિદ્યમાન નથી એમ ઠરે!

जं तक्कालियमिदरं जाणदि जुगवं समंतदो सव्वं ।
अत्थं विचित्तविसमं तं णाणं खाइयं भणियं ॥ ४७ ॥

સૌ વર્તમાન-અવર્તમાન, વિચિત્ર, વિષમ પદાર્થને
યુગપદ સરવતઃ જાણતું, તે જ્ઞાન ક્ષાયિક જિન કહે. ૪૭.

અર્થઃ—જે જ્ઞાન યુગપદ્ સર્વતઃ (સર્વ આત્મપ્રદેશેથી) તાત્કાલિક કે અતાત્કાલિક, વિચિત્ર (-અનેક પ્રકારના) અને

વિષમ (મૂર્ત, અમૂર્ત આદિ અસમાન જાતિના) સર્વ પદાર્થોને જાણે છે, તે જ્ઞાનને ક્ષાયિક કહ્યું છે.

जो ण विजाणदि जुगवं अत्थे तिक्कालिगे तिहुवणत्थे ।
णादुं तस्स ण सक्कं सपज्जयं दव्वमेगं वा ॥ ४८ ॥

જાણે નહિ યુગપદ ત્રિકાળિક ત્રિભુવનસ્થ પદાર્થને,
તેને સપર્યય એક પણ નહિ દ્રવ્ય જાણવું શક્ય છે. ૪૮.

અર્થઃ—જે એકીસાથે ત્રૈકાલિક ત્રિભુવનસ્થ (-ત્રણે કાળના અને ત્રણે લોકના) પદાર્થોને જાણતો નથી, તેને પર્યાય સહિત એક દ્રવ્ય પણ જાણવું શક્ય નથી.

दव्वं अणंतपज्जयमेगमणंताणि दव्वजादाणि ।
ण विजाणदि जदि जुगवं किध सो सव्वाणि जाणादि ॥ ४९ ॥

જો એક દ્રવ્ય અનંતપર્યય તેમ દ્રવ્ય અનંતને
યુગપદ ન જાણે જીવ, તો તે કેમ જાણે સર્વને ? ૪૯.

અર્થઃ—જો અનંત પર્યાયવાળા એક દ્રવ્યને (-આત્મદ્રવ્યને) તથા અનંત દ્રવ્યસમૂહને યુગપદ્ જાણતો નથી તો તે (પુરુષ) સર્વને (-અનંત દ્રવ્યસમૂહને) કઈ રીતે જાણી શકે? (અર્થાત્ જે આત્મદ્રવ્યને ન જાણતો હોય તે સમસ્ત દ્રવ્યસમૂહને ન જાણી શકે.)

उप्पज्जदि जदि णाणं कमसो अट्ठे पडुच्च णाणिस्स ।
तं णेव हवदि णिच्चं ण खाइगं णेव सव्वगदं ॥ ५० ॥

જો જ્ઞાન 'જ્ઞાની'નું ઊપજે ક્રમશઃ અરથ અવલંબીને,
તો નિત્ય નહિ ક્ષાયિક નહિ ને સર્વગત નહિ જ્ઞાન એ. ૫૦.

અર્થ:—જો આત્માનું જ્ઞાન ક્રમશઃ પદાર્થોને અવલંબીને ઉત્પન્ન થતું હોય તો તે (જ્ઞાન) નિત્ય નથી, ક્ષાયિક નથી, સર્વગત નથી.

तिक्कालणिच्चविसमं सयलं सव्वत्थसंभवं चित्तं ।
जुगवं जाणदि जोण्हं अहो हि णाणस्स माहप्पं ॥ ५१ ॥

નિત્યે વિષમ, વિધવિધ, સકળ પદાર્થગણ સર્વત્રનો,
જિનજ્ઞાન જાણે યુગપદે, મહિમા અહો એ જ્ઞાનનો ! ૫૧.

અર્થ:—ત્રણે કાળે સદાય વિષમ (અસમાન જાતિના), સર્વ ક્ષેત્રના અને અનેક પ્રકારના સમસ્ત પદાર્થોને જિનદેવનું જ્ઞાન યુગપદ્ જાણે છે. અહો! જ્ઞાનનું માહાત્મ્ય!

ण वि परिणमदि ण गेण्हदि उप्पज्जदि णेव तेसु अट्ठेसु ।
जाणण्णवि ते आदा अबंधगो तेण पण्णत्तो ॥ ५२ ॥

તે અર્થરૂપ ન પરિણમે જીવ, નવ ગ્રહે, નવ ઊપજે,
સૌ અર્થને જાણે છતાં, તેથી અબંધક જિન કહે. ૫૨.

અર્થ:—(કેવળજ્ઞાની) આત્મા પદાર્થોને જાણતો હોવા છતાં તે-રૂપે પરિણમતો નથી, તેમને ગ્રહતો નથી અને તે પદાર્થોરૂપે ઉત્પન્ન થતો નથી તેથી તેને અબંધક કહ્યો છે.

अत्थि अमुत्तं मुत्तं अदिंदियं इंदियं च अत्थेसु ।
णाणं च तहा सोक्खं जं तेसु परं च तं णेयं ॥ ५३ ॥

અર્થોનું જ્ઞાન અમૂર્ત, મૂર્ત, અતીંદ્ર ને ઐન્દ્રિય છે,
છે સુખ પણ એવું જ, ત્યાં પરધાન જે તે ગ્રાહ્ય છે. ૫૩.

અર્થ:—પદાર્થો સંબંધી જ્ઞાન અમૂર્ત કે મૂર્ત, અતીંદ્રિય કે ઐન્દ્રિય હોય છે; અને એ જ પ્રમાણે (અમૂર્ત કે મૂર્ત, અતીંદ્રિય કે ઐંદ્રિય) સુખ હોય છે. તેમાં જે પ્રધાન-ઉત્કૃષ્ટ છે તે ઉપાદેયપણે જાણવું.

जं पेच्छदो अमुत्तं मुत्तेसु अदिंदियं च पच्छण्णं ।
सयलं सगं च इदरं तं णाणं हवदि पच्चक्खं ॥ ५४ ॥

દેખે અમૂર્તિક, મૂર્તમાંય અતીંદ્રિને, પ્રચ્છન્નને,
તે સર્વને-પર કે સ્વકીયને, જ્ઞાન તે પ્રત્યક્ષ છે. ૫૪.

અર્થ:—દેખનારનું જે જ્ઞાન અમૂર્તને, મૂર્ત પદાર્થોમાં પણ અતીદ્રિયને, અને પ્રચ્છન્નને એ બધાંયને—સ્વ તેમ જ પરને—દેખે છે, તે જ્ઞાન પ્રત્યક્ષ છે.

जीवो सयं अमुत्तो मुत्तिगदो तेण मुत्तिणा मुत्तं ।
ओगेण्हित्ता जोग्गं जाणदि वा तं ण जाणादि ॥ ५५ ॥

પોતે અમૂર્તિક જીવ મૂર્તશરીરગત એ મૂર્તથી
કદી યોગ્ય મૂર્ત અવગ્રહી જાણે, કદીક જાણે નહીં. ૫૫.

અર્થ:—સ્વયં અમૂર્ત એવો જીવ મૂર્ત શરીરને પ્રાપ્ત થયો થકો તે મૂર્ત શરીર વડે યોગ્ય મૂર્ત પદાર્થને અવગ્રહીને (-ઇંદ્રિયગ્રહણયોગ્ય મૂર્ત પદાર્થનો *અવગ્રહ કરીને) તેને જાણે છે અથવા નથી જાણતો (-કોઈ વાર જાણે છે અને કોઈ વાર નથી જાણતો).

---

* મતિજ્ઞાનથી કોઈ પદાર્થને જાણવાની શરૂઆત થતા પ્રથમ જ અવગ્રહ થાય છે કારણ કે મતિજ્ઞાન અવગ્રહ, ઈહા, અવાય અને ધારણા—એ ક્રમથી જાણે છે.

फासो रसो य गंधो वण्णो सद्दो य पोग्गला होंति ।
अक्खाणं ते अक्खा जुगवं ते णेव गेण्हंति ॥ ५६ ॥

રસ, ગંધ, સ્પર્શ વળી વરણ ને શબ્દ જે પૌદ્ગલિક તે
છે ઇંદ્રિવિષયો, તેમનેય ન ઇંદ્રિયો યુગપદ ગ્રહે. ૫૬.

**અર્થઃ**—સ્પર્શ, રસ, ગંધ, વર્ણ અને શબ્દ—કે જેઓ પુદ્ગલ છે તેઓ—ઇંદ્રિયોના વિષયો છે. (પરંતુ) તે ઇંદ્રિયો તેમને (પણ) યુગપદ્ ગ્રહતી (-જાણતી) નથી.

परदव्वं ते अक्खा णेव सहावो त्ति अप्पणो भणिदा ।
उवलद्धं तेहि कधं पच्चक्खं अप्पणो होदि ॥ ५७ ॥

તે ઇંદ્રિયો પરદ્રવ્ય, જીવસ્વભાવ ભાખી ન તેમને,
તેનાથી જે ઉપલબ્ધ તે પ્રત્યક્ષ કઈ રીત જીવને ? ૫૭.

**અર્થઃ**—તે ઇંદ્રિયો પરદ્રવ્ય છે, તેમને આત્માના સ્વભાવરૂપ કહી નથી; તેમના વડે જણાયેલું આત્માને પ્રત્યક્ષ કઈ રીતે હોય?

जं परदो विण्णाणं तं तु परोक्खं ति भणिदमट्ठेसु ।
जदि केवलेण णादं हवदि हि जीवेण पच्चक्खं ॥ ५८ ॥

અર્થો તણું જે જ્ઞાન પરતઃ થાય તેહ પરોક્ષ છે;
જીવમાત્રથી જ જણાય જો, તો જ્ઞાન તે પ્રત્યક્ષ છે. ૫૮.

**અર્થઃ**—પર દ્વારા થતું જે પદાર્થો સંબંધી વિજ્ઞાન તે તો પરોક્ષ કહેવામાં આવ્યું છે; જો કેવળ જીવ વડે જ જાણવામાં આવે તો તે જ્ઞાન પ્રત્યક્ષ છે.

जादं सयं समंतं णाणमणंतत्थवित्थडं विमलं ।
रहिदं तु ओग्गहादिहिं सुहं ति एगंतियं भणिदं ॥ ५९ ॥

સ્વયમેવ જાત, સમંત, અર્થ અનંતમાં વિસ્તૃત ને
અવગ્રહ-ઈહાદિ રહિત, નિર્મળ જ્ઞાન સુખ એકાંત છે. ૫૯.

અર્થ:—સ્વયં (–પોતાથી જ) ઊપજતું. સમંત (અર્થાત્ સર્વ પ્રદેશેથી જાણતું), અનંત પદાર્થોમાં વિસ્તૃત, વિમળ અને અવગ્રહાદિથી રહિત—એવું જ્ઞાન એકાંતિક સુખ છે એમ (સર્વજ્ઞદેવે) કહ્યું છે.

जं केवलं ति णाणं तं सोक्खं परिणमं च सो चेव ।
खेदो तस्स ण भणिदो जम्हा घादी खयं जादा ॥ ६० ॥

જે જ્ઞાન 'કેવળ' તે જ સુખ, પરિણામ પણ વળી તે જ છે;
ભાખ્યો ન તેમાં ખેદ જેથી ઘાતિકર્મ વિનષ્ટ છે. ૬૦.

અર્થ:—જે 'કેવળ' નામનું જ્ઞાન છે તે સુખ છે. પરિણામ પણ તે જ છે. તેને ખેદ કહ્યો નથી (અર્થાત્ કેવળજ્ઞાનમાં સર્વજ્ઞદેવે ખેદ કહ્યો નથી) કારણ કે ઘાતિકર્મો ક્ષય પામ્યાં છે.

णाणं अत्थंतगयं लोयालोएसु वित्थडा दिट्ठी ।
णट्ठमणिट्ठं सव्वं इट्ठं पुण जं तु तं लद्धं ॥ ६१ ॥

અર્થાન્તગત છે જ્ઞાન, લોકાલોકવિસ્તૃત દૃષ્ટિ છે;
છે નષ્ટ સર્વ અનિષ્ટ ને જે ઇષ્ટ તે સૌ પ્રાપ્ત છે. ૬૧.

અર્થ:—જ્ઞાન પદાર્થોના પારને પામેલું છે અને દર્શન લોકાલોકમાં વિસ્તૃત છે; સર્વ અનિષ્ટ નાશ પામ્યું છે અને જે

ઇષ્ટ છે તે સર્વ પ્રાપ્ત થયું છે. (તેથી કેવળ અર્થાત્ કેવળજ્ઞાન સુખસ્વરૂપ છે.)

णो सद्दहंति सोक्खं सुहेसु परमं ति विगदघादीणं ।
सुणिदूण ते अभव्वा भव्वा वा तं पडिच्छंति ॥ ६२ ॥

સૂણી 'ઘાતિકર્મવિહીનનું સુખ સૌ સુખે ઉત્કૃષ્ટ છે',
શ્રદ્ધે ન તેહ અભવ્ય છે, ને ભવ્ય તે સંમત કરે. ૬૨.

અર્થઃ—'જેમનાં ઘાતિકર્મો નાશ પામ્યાં છે તેમનું સુખ (સર્વ) સુખોમાં પરમ અર્થાત્ ઉત્કૃષ્ટ છે' એવું વચન સાંભળીને જેઓ તેને શ્રદ્ધતા નથી તેઓ અભવ્ય છે; અને ભવ્યો તેનો સ્વીકાર (-આદર, શ્રદ્ધા) કરે છે.

मणुआसुरामरिंदा अहिद्दुदा इंदिएहिं सहजेहिं ।
असहंता तं दुक्खं रमंति विसएसु रम्मेसु ॥ ६३ ॥

સુર-અસુર-નરપતિ પીડિત વર્તે સહજ ઇંદ્રિયો વડે,
નવ સહી શકે તે દુઃખ તેથી રમ્ય વિષયોમાં રમે. ૬૩.

અર્થઃ—મનુષ્યેંદ્રો, અસુરેંદ્રો અને સુરેંદ્રો સ્વાભાવિક (અર્થાત્ પરોક્ષજ્ઞાનવાળાઓને જે સ્વાભાવિક છે એવી) ઇંદ્રિયો વડે પીડિત વર્તતા થકા તે દુઃખ નહિ સહી શકવાથી રમ્ય વિષયોમાં રમે છે.

जेसिं विसएसु रदी तेसिं दुक्खं वियाण सब्भावं ।
जइ तं ण हि सब्भावं वावारो णत्थि विसयत्थं ॥ ६४ ॥

વિષયો વિષે રતિ જેમને, દુખ છે સ્વભાવિક તેમને;
જો તે ન હોય સ્વભાવ તો વ્યાપાર નહિ વિષયો વિષે. ૬૪.

અર્થ:—જેમને વિષયોમાં રતિ છે, તેમને દુઃખ સ્વાભાવિક જાણો; કારણ કે જો દુઃખ (તેમનો) સ્વભાવ ન હોય તો વિષયાર્થે વ્યાપાર ન હોય.

पप्पा इट्ठे विसये फासेहिं समस्सिदे सहावेण ।
परिणममाणो अप्पा सयमेव सुहं ण हवदि देहो ॥ ६५ ॥

ઇંદ્રિયસમાશ્રિત ઇષ્ટ વિષયો પામીને, નિજ ભાવથી
જીવ પ્રણમતો સ્વયમેવ સુખરૂપ થાય, દેહ થતો નથી. ૬૫.

અર્થ:—સ્પર્શનાદિક ઇંદ્રિયો જેમનો આશ્રય કરે છે એવા ઇષ્ટ વિષયોને પામીને (પોતાના અશુદ્ધ) સ્વભાવે પરિણમતો થકો આત્મા સ્વયમેવ સુખરૂપ (-ઇંદ્રિયસુખરૂપ) થાય છે, દેહ સુખરૂપ થતો નથી.

एगंतेण हि देहो सुहं ण देहिस्स कुणदि सग्गे वा ।
विसयवसेण दु सोक्खं दुक्खं वा हवदि सयमादा ॥ ६६ ॥

એકાંતથી સ્વર્ગેય દેહ કરે નહીં સુખ દેહીને,
પણ વિષયવશ સ્વયમેવ આત્મા સુખ વા દુખ થાય છે. ૬૬.

અર્થ:—એકાંતે અર્થાત્ નિયમથી સ્વર્ગમાં પણ દેહ દેહીને (-આત્માને) સુખ કરતો નથી; પરંતુ વિષયોના વશે સુખ અથવા દુઃખરૂપ સ્વયં આત્મા થાય છે.

तिमिरहरा जइ दिट्ठी जणस्स दीवेण णत्थि कायव्वं ।
तह सोक्खं सयमादा विसया किं तत्थ कुव्वंति ॥ ६७ ॥

જો દૃષ્ટિ પ્રાણીની તિમિરહર, તો કાર્ય છે નહિ દીપથી;
જ્યાં જીવ સ્વયં સુખ પરિણમે, વિષયો કરે છે શું તહીં? ૬૭.

અર્થઃ—જો પ્રાણીની દૃષ્ટિ તિમિરનાશક હોય તો દીવાથી કાંઈ પ્રયોજન નથી અર્થાત્ દીવો કાંઈ કરતો નથી, તેમ જ્યાં આત્મા સ્વયં સુખરૂપ પરિણમે છે ત્યાં વિષયો શું કરે છે?

सयमेव जहादिच्चो तेजो उण्हो य देवदा णभसि ।
सिद्धो वि तहा णाणं सुहं च लोगे तहा देवो ॥ ६८ ॥

જ્યમ આભમાં સ્વયમેવ ભાસ્કર ઉષ્ણ, દેવ, પ્રકાશ છે,
સ્વયમેવ લોકે સિદ્ધ પણ ત્યમ જ્ઞાન, સુખ ને દેવ છે. ૬૮.

અર્થઃ—જેમ આકાશમાં સૂર્ય સ્વયમેવ તેજ, ઉષ્ણ અને દેવ છે, તેમ લોકમાં સિદ્ધભગવાન પણ (સ્વયમેવ) જ્ઞાન, સુખ અને દેવ છે.

देवदजदिगुरुपूजासु चेव दाणम्मि वा सुसीलेसु ।
उववासादिसु रत्तो सुहोवओगप्पगो अप्पा ॥ ६९ ॥

ગુરુ-દેવ-યતિપૂજા વિષે, વળી દાન ને સુશીલો વિષે,
જીવ રક્ત ઉપવાસાદિકે, શુભ-ઉપયોગસ્વરૂપ છે. ૬૯.

અર્થઃ—દેવ, ગુરુ ને યતિની પૂજામાં, દાનમાં, સુશીલોમાં તથા ઉપવાસાદિકમાં રક્ત આત્મા શુભોપયોગાત્મક છે.

जुत्तो सुहेण आदा तिरियो वा माणुसो व देवो वा ।
भूदो तावदि कालं लहदि सुहं इंदियं विविहं ॥ ७० ॥

શુભયુક્ત આત્મા દેવ વા તિર્યંચ વા માનવ બને;
તે પર્યયે તાવત્સમય ઈંદ્રિયસુખ વિધવિધ લહે. ૭૦.

અર્થ:—શુભોપયોગયુક્ત આત્મા તિર્યંચ, મનુષ્ય અથવા દેવ થઈને, તેટલો કાળ વિવિધ ઇંદ્રિયસુખ પામે છે.

सोक्खं सहावसिद्धं णत्थि सुराणं पि सिद्धमुवदेसे ।
ते देहवेदणट्टा रमंति विसएसु रम्मेसु ॥ ७१ ॥

સુરનેય સૌખ્ય સ્વભાવસિદ્ધ ન—સિદ્ધ છે આગમ વિષે;
તે દેહવેદનથી પીડિત રમણીય વિષયોમાં રમે. ૭૧.

અર્થ:—(જિનદેવના) ઉપદેશમાં સિદ્ધ છે કે—દેવોને પણ સ્વભાવનિષ્પન્ન સુખ નથી; તેઓ (પંચેંદ્રિયમય) દેહની વેદનાથી પીડિત હોવાથી રમ્ય વિષયોમાં રમે છે.

णरणारयतिरियसुरा भजंति जदि देहसंभवं दुक्खं ।
किह सो सुहो व असुहो उवओगो हवदि जीवाणं ॥ ७२ ॥

તિર્યંચ-નારક-સુર-નરો જો દેહગત દુખ અનુભવે,
તો જીવનો ઉપયોગ એ શુભ ને અશુભ કઈ રીત છે? ૭૨.

અર્થ:—મનુષ્યો, નારકો, તિર્યંચો અને દેવો (-બધાંય) જો દેહોત્પન્ન દુ:ખને અનુભવે છે, તો જીવોનો તે (શુદ્ધોપયોગથી વિલક્ષણ-અશુદ્ધ) ઉપયોગ શુભ અને અશુભ—એ પ્રકારનો કઈ રીતે છે? (અર્થાત્ નથી.)

कुलिसाउहचक्कधरा सुहोवओगप्पगेहिं भोगेहिं ।
देहादीणं विद्धिं करेंति सुहिदा इवाभिरदा ॥ ७३ ॥

ચક્રી અને દેવેંદ્ર શુભ-ઉપયોગમૂલક ભોગથી
પુષ્ટિ કરે દેહાદિની, સુખી સમ દીસે અભિરત રહી. ૭૩.

અર્થ:—વજ્રધરો અને ચક્રધરો (-ઇંદ્રો અને ચક્રવર્તીઓ) શુભોપયોગમૂલક (પુણ્યોના ફળરૂપ) ભોગો વડે દેહાદિની પુષ્ટિ કરે છે અને (એ રીતે) ભોગોમાં રત વર્તતા થકા સુખી જેવા ભાસે છે (માટે પુણ્યો વિદ્યમાન છે ખરાં).

जदि संति हि पुण्णाणि य परिणामसमुब्भवाणि विविहाणि ।
जणयंति विसयतण्हं जीवाणं देवदंताणं ॥ ७४ ॥

પરિણામજન્ય અનેકવિધ જો પુણ્યનું અસ્તિત્વ છે,
તો પુણ્ય એ દેવાન્ત જીવને વિષયતૃષ્ણોદ્ભવ કરે. ૭૪.

અર્થ:—(પૂર્વોક્ત રીતે) જો (શુભોપયોગરૂપ) પરિણામથી ઊપજતાં વિવિધ પુણ્યો વિદ્યમાન છે, તો તેઓ દેવો સુધીના જીવોને વિષયતૃષ્ણા ઉત્પન્ન કરે છે.

ते पुण उदिण्णतण्हा दुहिदा तण्हाहिं विसयसोक्खाणि ।
इच्छंति अणुभवंति य आमरणं दुक्खसंतत्ता ॥ ७५ ॥

તે ઉદિતતૃષ્ણ જીવો, દુખિત તૃષ્ણાથી, વિષયિક સુખને
ઇચ્છે અને આમરણ દુખસંતપ્ત તેને ભોગવે. ૭૫.

અર્થ:—વળી, જેમને તૃષ્ણા ઉદિત છે એવા તે જીવો તૃષ્ણાઓ વડે દુઃખી વર્તતા થકા, મરણપર્યંત વિષયસુખોને ઇચ્છે છે અને દુઃખથી સંતપ્ત થયા થકા (-દુઃખદાહને નહિ સહી શકતા થકા) તેમને ભોગવે છે.

सपरं बाधासहिदं विच्छिण्णं बंधकारणं विसमं ।
जं इंदिएहिं लद्धं तं सोक्खं दुक्खमेव तहा ॥ ७६ ॥

પરયુક્ત, બાધાસહિત, ખંડિત, બંધકારણ, વિષમ છે;
જે ઇંદ્રિયોથી લબ્ધ તે સુખ એ રીતે દુઃખ જ ખરે. ૭૬.

અર્થઃ—જે ઇંદ્રિયોથી પ્રાપ્ત થાય છે, તે સુખ પરના સંબંધવાળું, બાધાસહિત, વિચ્છિન્ન, બંધનું કારણ અને વિષમ છે; એ રીતે તે દુઃખ જ છે.

ण हि मण्णदि जो एवं णत्थि विसेसो त्ति पुण्णपावाणं ।
हिंडदि घोरमपारं संसारं मोहसंछण्णो ॥ ७७ ॥

નહિ માનતો—એ રીત પુણ્યે પાપમાં ન વિશેષ છે,
તે મોહથી આચ્છન્ન ઘોર અપાર સંસારે ભમે. ૭૭.

અર્થઃ—એ રીતે પુણ્ય અને પાપમાં તફાવત નથી એમ જે નથી માનતો, તે મોહાચ્છાદિત વર્તતો થકો ઘોર અપાર સંસારમાં પરિભ્રમણ કરે છે.

एवं विदिदत्थो जो दव्वेसु ण रागमेदि दोसं वा ।
उवओगविसुद्धो सो खवेदि देहुब्भवं दुक्खं ॥ ७८ ॥

વિદિતાર્થ એ રીત, રાગદ્વેષ લહે ન જે દ્રવ્યો વિષે,
શુદ્ધોપયોગી જીવ તે ક્ષય દેહગત દુખનો કરે. ૭૮.

અર્થઃ—એ રીતે વસ્તુસ્વરૂપ જાણીને જે દ્રવ્યો પ્રત્યે રાગ કે દ્વેષને પામતો નથી, તે ઉપયોગવિશુદ્ધ વર્તતો થકો દેહોત્પન્ન દુઃખનો ક્ષય કરે છે.

चत्ता पावारंभं समुट्ठिदो वा सुहम्मि चरियम्मि ।
ण जहदि जदि मोहादी ण लहदि सो अप्पगं सुद्धं ॥ ७९ ॥

જીવ છોડી પાપારંભને શુભ ચરિતમાં ઉદ્યત ભલે,
જો નવ તજે મોહાદિને તો નવ લહે શુદ્ધાત્મને. ૭૯.

અર્થ:—પાપારંભ છોડીને શુભ ચારિત્રમાં ઉદ્યત હોવા છતાં જો જીવ મોહાદિકને છોડતો નથી, તો તે શુદ્ધ આત્માને પામતો નથી.

जो जाणदि अरहंतं दव्वत्तगुणत्तपज्जयत्तेहिं ।
सो जाणदि अप्पाणं मोहो खलु जादि तस्स लयं ॥ ८० ॥

જે જાણતો અર્હંતને ગુણ, દ્રવ્ય ને પર્યયપણે,
તે જીવ જાણે આત્મને, તસુ મોહ પામે લય ખરે. ૮૦.

અર્થ:—જે અર્હંતને દ્રવ્યપણે, ગુણપણે અને પર્યાયપણે જાણે છે, તે (પોતાના) આત્માને જાણે છે અને તેનો મોહ અવશ્ય લય પામે છે.

जीवो ववगदमोहो उवलद्धो तच्चमप्पणो सम्मं ।
जहदि जदि रागदोसे सो अप्पाणं लहदि सुद्धं ॥ ८१ ॥

જીવ મોહને કરી દૂર, આત્મસ્વરૂપ સમ્યક્ પામીને,
જો રાગદ્વેષ પરિહરે તો પામતો શુદ્ધાત્મને. ૮૧.

અર્થ:—જેણે મોહને દૂર કર્યો છે અને આત્માના સમ્યક્ તત્ત્વને (-સાચા સ્વરૂપને) પ્રાપ્ત કર્યું છે એવો જીવ જો રાગદ્વેષને છોડે છે, તો તે શુદ્ધ આત્માને પામે છે.

सव्वे वि य अरहंता तेण विधाणेण खविदकम्मंसा ।
किच्चा तधोवदेसं णिव्वादा ते णमो तेसिं ॥ ८२ ॥

અર્હંત સૌ કર્મો તણો કરી નાશ એ જ વિધિ વડે,
ઉપદેશ પણ એમ જ કરી, નિર્વૃત થયા; નમું તેમને. ૮૨.

અર્થ:—બધાય અર્હંતભગવંતો તે જ વિધિથી કર્માંશોનો (-જ્ઞાનાવરણીયાદિ કર્મભેદોનો) ક્ષય કરીને તથા (અન્યને પણ) એ જ પ્રકારે ઉપદેશ કરીને મોક્ષ પામ્યા છે. તેમને નમસ્કાર હો.

दव्वादिएसु मूढो भावो जीवस्स हवदि मोहो त्ति ।
खुब्भदि तेणुच्छण्णो पप्पा रागं व दोसं वा ॥ ८३ ॥

દ્રવ્યાદિકે મૂઢ ભાવ વર્તે જીવને, તે મોહ છે;
તે મોહથી આચ્છન્ન રાગી-દ્વેષી થઈ ક્ષોભિત બને. ૮૩.

અર્થ:—જીવને દ્રવ્યાદિક વિષે જે મૂઢ ભાવ (-દ્રવ્યગુણપર્યાય વિષે જે મૂઢતારૂપ પરિણામ) તે મોહ છે; તેનાથી આચ્છાદિત વર્તતો થકો જીવ રાગ અથવા દ્વેષને પામીને ક્ષુબ્ધ થાય છે.

मोहेण व रागेण व दोसेण व परिणदस्स जीवस्स ।
जायदि विविहो बंधो तम्हा ते संखवइदव्वा ॥ ८४ ॥

રે! મોહરૂપ વા રાગરૂપ વા દ્વેષપરિણત જીવને
વિધવિધ થાયે બંધ, તેથી સર્વ તે ક્ષયયોગ્ય છે. ૮૪.

અર્થ:—મોહરૂપે, રાગરૂપે અથવા દ્વેષરૂપે પરિણમતા જીવને વિવિધ બંધ થાય છે; તેથી તેમને (મોહ-રાગ-દ્વેષને) સંપૂર્ણ રીતે ક્ષય કરવાયોગ્ય છે.

अट्ठे अजधागहणं करुणाभावो य तिरियमणुएसु ।
विसएसु य प्पसंगो मोहस्सेदाणि लिंगाणि ॥ ८५ ॥

અર્થો તણું અયથાગ્રહણ, કરુણા મનુજ-તિર્યંચમાં,
વિષયો તણો વળી સંગ,—લિંગો જાણવાં આ મોહનાં. ૮૫.

અર્થ:—પદાર્થનું અયથાગ્રહણ (અર્થાત્ પદાર્થોને જેમ છે તેમ સત્ય સ્વરૂપે ન માનતાં તેમના વિષે અન્યથા સમજણ) અને તિર્યંચ-મનુષ્યો પ્રત્યે કરુણાભાવ, તથા વિષયોનો સંગ (અર્થાત્ ઇષ્ટ વિષયો પ્રત્યે પ્રીતિ અને અનિષ્ટ વિષયો પ્રત્યે અપ્રીતિ) —આ મોહના લિંગો છે.

जिणसत्थादो अट्ठे पच्चक्खादीहिं बुज्झदो णियमा ।
खीयदि मोहोवचयो तम्हा सत्थं समधिदव्वं ॥ ८६ ॥

શાસ્ત્રો વડે પ્રત્યક્ષઆદિથી જાણતો જે અર્થને,
તસુ મોહ પામે નાશ નિશ્ચય; શાસ્ત્ર સમધ્યયનીય છે. ૮૬.

અર્થ:—જિનશાસ્ત્ર દ્વારા પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પદાર્થોને જાણનારને નિયમથી *મોહોપચય ક્ષય પામે છે, તેથી શાસ્ત્ર સમ્યક્ પ્રકારે અભ્યાસવાયોગ્ય છે.

दव्वाणि गुणा तेसिं पज्जाया अट्ठसण्णया भणिया ।
तेसु गुणपज्जयाणं अप्पा दव्व त्ति उवदेसो ॥ ८७ ॥

દ્રવ્યો, ગુણો ને પર્યયો સૌ 'અર્થ' સંજ્ઞાથી કહ્યાં;
ગુણ-પર્યયોનો આતમા છે દ્રવ્ય જિન-ઉપદેશમાં. ૮૭.

અર્થ:—દ્રવ્યો, ગુણો અને તેમના પર્યાયો 'અર્થ' નામથી કહ્યાં છે. તેમાં, ગુણ-પર્યાયોનો આત્મા દ્રવ્ય છે (અર્થાત્ ગુણો

---

* મોહોપચય=મોહનો ઉપચય (ઉપચય=સંચય, ઢગલો)

અને પર્યાયોનું સ્વરૂપ-સત્ત્વ દ્રવ્ય જ છે, તેઓ ભિન્ન વસ્તુ નથી) એમ (જિનેન્દ્રનો) ઉપદેશ છે.

जो मोहरागदोसे णिहणदि उवलब्भ जोण्हमुवदेसं ।
सो सव्वदुक्खमोक्खं पावदि अचिरेण कालेण ॥८८॥

જે પામી જિન-ઉપદેશ હણતો રાગ-દ્વેષ-વિમોહને,
તે જીવ પામે અલ્પ કાળે સર્વદુઃખવિમોક્ષને. ૮૮.

અર્થ:—જે જિનના ઉપદેશને પામીને મોહ-રાગ-દ્વેષને હણે છે, તે અલ્પ કાળમાં સર્વ દુઃખથી મુક્ત થાય છે.

णाणप्पगमप्पाणं परं च दव्वत्तणाहिसंबद्धं ।
जाणदि जदि णिच्छयदो जो सो मोहक्खयं कुणदि ॥८९॥

જે જ્ઞાનરૂપ નિજ આત્મને, પરને વળી નિશ્ચય વડે
દ્રવ્યત્વથી સંબદ્ધ જાણે, મોહનો ક્ષય તે કરે. ૮૯.

અર્થ:—જે નિશ્ચયથી જ્ઞાનાત્મક એવા પોતાને અને પરને નિજ નિજ દ્રવ્યત્વથી સંબદ્ધ (-સંયુક્ત) જાણે છે, તે મોહનો ક્ષય કરે છે.

तम्हा जिणमग्गादो गुणेहिं आदं परं च दव्वेसु ।
अभिगच्छदु णिम्मोहं इच्छदि जदि अप्पणो अप्पा ॥९०॥

તેથી યદિ જીવ ઇચ્છતો નિર્મોહતા નિજ આત્મને,
જિનમાર્ગથી દ્રવ્યો મહીં જાણો સ્વ-પરને ગુણ વડે. ૯૦.

અર્થ:—માટે (સ્વ-પરના વિવેકથી મોહનો ક્ષય કરી શકાતો હોવાથી) જો આત્મા પોતાને નિર્મોહપણું ઇચ્છતો હોય, તો

જિનમાર્ગ દ્વારા ગુણો વડે દ્રવ્યોમાં સ્વ અને પરને જાણો (અર્થાત્ જિનાગમ દ્વારા વિશેષ ગુણો વડે અનંત દ્રવ્યોમાંથી 'આ સ્વ છે ને આ પર છે' એમ વિવેક કરો).

सत्तासंबद्धेदे सविसेसे जो हि णेव सामण्णे ।
सद्दहदि ण सो समणो तत्तो धम्मो ण संभवदि ॥ ९१ ॥

શ્રામણ્યમાં સત્તામયી સવિશેષ આ દ્રવ્યો તણી
શ્રદ્ધા નહિ, તે શ્રમણ ના; તેમાંથી ધર્મોદ્ભવ નહી. ૯૧.

અર્થ:—જે (જીવ) શ્રમણપણામાં આ [1]સત્તાસંયુક્ત [2]સવિશેષ પદાર્થોને શ્રદ્ધતો નથી, તે શ્રમણ નથી; તેનામાંથી ધર્મ ઉદ્ભવતો નથી (અર્થાત્ તે શ્રમણાભાસને ધર્મ થતો નથી).

जो णिहदमोहदिट्ठी आगमकुसलो विरागचरियम्हि ।
अब्भुट्ठिदो महप्पा धम्मो त्ति विसेसिदो समणो ॥ ९२ ॥

આગમ વિષે કૌશલ્ય છે ને મોહદષ્ટિ વિનષ્ટ છે,
વીતરાગ-ચરિતારૂઢ છે, તે મુનિ-મહાત્મા 'ધર્મ' છે. ૯૨.

અર્થ:—જે આગમમાં કુશળ છે, જેની મોહદૃષ્ટિ હણાઈ ગઈ છે અને જે વીતરાગચારિત્રમાં આરૂઢ છે, તે મહાત્મા શ્રમણને (શાસ્ત્રમાં) 'ધર્મ' કહેલ છે.



---

૧ સત્તાસંયુક્ત=અસ્તિત્વવાળા

૨ સવિશેષ=વિશેષ સહિત, તફાવતવાળા, ભેદવાળા, ભિન્નભિન્ન.

# २. ज्ञेयतत्त्व-प्रज्ञापन

अत्थो खलु दव्वमओ दव्वाणि गुणप्पगाणि भणिदाणि ।
तेहिं पुणो पज्जाया पज्जयमूढा हि परसमया ॥ ९३ ॥

છે અર્થ દ્રવ્યસ્વરૂપ, ગુણ-આત્મક કહ્યાં છે દ્રવ્યને,
વળી દ્રવ્ય-ગુણથી પર્યયો; પર્યાયમૂઢ પરસમય છે. ૯૩.

**અર્થઃ**—પદાર્થ દ્રવ્યસ્વરૂપ છે; દ્રવ્યો ગુણાત્મક કહેવામાં આવ્યાં છે; અને વળી દ્રવ્ય તથા ગુણોથી પર્યાયો થાય છે. પર્યાયમૂઢ જીવો પરસમય (અર્થાત્ મિથ્યાદૃષ્ટિ) છે.

जे पज्जएसु णिरदा जीवा परसमइग त्ति णिद्दिट्ठा ।
आदसहावम्हि ठिदा ते सगसमया मुणेदव्वा ॥ ९४ ॥

પર્યાયમાં રત જીવ જે તે 'પરસમય' નિર્દિષ્ટ છે;
આત્મસ્વભાવે સ્થિત જે તે 'સ્વકસમય' જ્ઞાતવ્ય છે. ૯૪.

**અર્થઃ**—જે જીવો પર્યાયોમાં લીન છે તેમને પરસમય કહેવામાં આવ્યા છે; જે જીવો આત્મસ્વભાવમાં સ્થિત છે તે સ્વસમય જાણવા.

अपरिच्चत्तसहावेणुप्पादव्वयधुवत्तसंबद्धं ।
गुणवं च सपज्जायं जं तं दव्वं तिं वुच्चंति ॥ ९५ ॥

છોડયા વિના જ સ્વભાવને ઉત્પાદ-વ્યય-ધ્રુવયુક્ત છે,
વળી ગુણ ને પર્યય સહિત જે, 'દ્રવ્ય' ભાખ્યું તેહને. ૯૫.

અર્થ:—સ્વભાવને છોડયા વિના જે ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય-સંયુક્ત છે તથા ગુણવાળું ને પર્યાયસહિત છે, તેને 'દ્રવ્ય' કહે છે.

सब्भावो हि सहावो गुणेहिं सगपज्जएहिं चित्तेहिं ।
दव्वस्स सव्वकालं उप्पादव्वयधुवत्तेहिं ॥ ९६ ॥

ઉત્પાદ-ધ્રૌવ્ય-વિનાશથી, ગુણ ને વિવિધ પર્યાયથી
અસ્તિત્વ દ્રવ્યનું સર્વદા જે, તેહ દ્રવ્યસ્વભાવ છે. ૯૬.

અર્થ:—સર્વ કાળે ગુણો તથા અનેક પ્રકારના પોતાના પર્યાયો વડે તેમ જ ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય વડે દ્રવ્યનું જે અસ્તિત્વ, તે ખરેખર સ્વભાવ છે.

इह विविहलक्खणाणं लक्खणमेगं सदिति सव्वगयं ।
उवदिसदा खलु धम्मं जिणवरवसहेण पण्णत्तं ॥ ९७ ॥

વિધવિધલક્ષણીનું સરવ-ગત 'સત્ત્વ'લક્ષણ એક છે,
—એ ધર્મને ઉપદેશતા જિનવરવૃષભ નિર્દિષ્ટ છે. ૯૭.

અર્થ:—ધર્મને ખરેખર ઉપદેશતા [1]જિનવરવૃષભે આ વિશ્વમાં વિવિધ લક્ષણવાળાં (ભિન્ન ભિન્ન સ્વરૂપ-અસ્તિત્વવાળાં સર્વ) દ્રવ્યોનું, 'સત્' એવું [2]સર્વગત લક્ષણ (સાદ્રશ્ય-અસ્તિત્વ) એક કહ્યું છે.

---

૧ જિનવરવૃષભ = જિનવરોમાં શ્રેષ્ઠ, તીર્થંકર

૨. સર્વગત = સર્વમાં વ્યાપનારું

दव्वं सहावसिद्धं सदिति जिणा तच्चदो समक्खादा ।
सिद्धं तध आगमदो णेच्छदि जो सो हि परसमओ ॥ ९८ ॥

દ્રવ્યો સ્વભાવે સિદ્ધ ને 'સત્'—તત્ત્વતઃ શ્રી જિનો કહે;
એ સિદ્ધ છે આગમ થકી, માને ન તે પરસમય છે. ૯૮.

અર્થઃ—દ્રવ્ય સ્વભાવથી સિદ્ધ અને (સ્વભાવથી જ) 'સત્' છે એમ જિનોએ તત્ત્વતઃ કહ્યું છે; એ પ્રમાણે આગમ દ્વારા સિદ્ધ છે; જે ન માને તે ખરેખર પરસમય છે.

सदवट्ठिदं सहावे दव्वं दव्वस्स जो हि परिणामो ।
अत्थेसु सो सहावो ठिदिसंभवणाससंबद्धो ॥ ९९ ॥

દ્રવ્યો સ્વભાવ વિષે અવસ્થિત, તેથી 'સત્' સૌ દ્રવ્ય છે;
ઉત્પાદ-ધ્રૌવ્ય-વિનાશયુત પરિણામ દ્રવ્યસ્વભાવ છે. ૯૯.

અર્થઃ—સ્વભાવમાં [1]અવસ્થિત (હોવાથી) દ્રવ્ય 'સત્' છે; દ્રવ્યનો જે ઉત્પાદવ્યયધ્રૌવ્ય સહિત પરિણામ તે પદાર્થોનો સ્વભાવ છે.

ण भवो भंगविहीणो भंगो वा णत्थि संभवविहीणो ।
उप्पादो वि य भंगो ण विणा धोव्वेण अत्थेण ॥ १०० ॥

ઉત્પાદ ભંગ વિના નહીં, સંહાર સર્ગ વિના નહીં;
ઉત્પાદ તેમ જ ભંગ, ધ્રૌવ્ય-પદાર્થ વિણ વર્તે નહીં. ૧૦૦.

અર્થઃ—ઉત્પાદ [2]ભંગ વિનાનો હોતો નથી અને ભંગ

---

૧. અવસ્થિત = રહેલું, ટકેલું

૨. ભંગ = વ્યય; નાશ.

ઉત્પાદ વિનાનો હોતો નથી; ઉત્પાદ તેમ જ ભંગ ધ્રૌવ્ય પદાર્થ વિના હોતા નથી.

उप्पादट्ठिदिभंगा विज्जंते पज्जएसु पज्जाया ।
दव्वम्हि संति णियदं तम्हा दव्वं हवदि सव्वं ॥ १०१ ॥

ઉત્પાદ તેમ જ ધ્રૌવ્ય ને સંહાર વર્તે પર્યયે,
ને પર્યયો દ્રવ્યે નિયમથી, સર્વ તેથી દ્રવ્ય છે. ૧૦૧.

અર્થ:—ઉત્પાદ, સ્થિતિ અને ભંગ પર્યાયોમાં વર્તે છે; પર્યાયો નિયમથી દ્રવ્યમાં હોય છે, તેથી ( તે ) બધુંય દ્રવ્ય છે.

समवेदं खलु दव्वं संभवठिदिणाससण्णिदट्ठेहिं ।
एक्कम्हि चेव समये तम्हा दव्वं खु तत्तिदयं ॥ १०२ ॥

ઉત્પાદ-ધ્રૌવ્ય-વિનાશસંજ્ઞિત અર્થ સહ સમવેત છે
એક જ સમયમાં દ્રવ્ય નિશ્ચય, તેથી એ ત્રિક દ્રવ્ય છે. ૧૦૨.

અર્થ:—દ્રવ્ય એક જ સમયમાં ઉત્પાદ, સ્થિતિ અને નાશ નામના [1]અર્થો સાથે ખરેખર [2]સમવેત ( એકમેક ) છે; તેથી એ [3]ત્રિક ખરેખર દ્રવ્ય છે.

पाडुब्भवदि य अण्णो पज्जाओ पज्जओ वयदि अण्णो ।
दव्वस्स तं पि दव्वं णेव पणट्ठं ण उप्पण्णं ॥ १०३ ॥

---

૧ અર્થો = પદાર્થો ( ૮૭ મી ગાથામા સમજાવ્યા પ્રમાણે પર્યાય પણ અર્થ છે )

૨ સમવેત = સમવાયવાળુ, તાદાત્મ્યપૂર્વક જોડાયેલુ, એકમેક

૩. ત્રિક = ત્રણનો સમુદાય (ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણનો સમુદાય ખરેખર દ્રવ્ય જ છે.)

ઊપજે દરવનો અન્ય પર્યય, અન્ય કો વિણસે વળી,
પણ દ્રવ્ય તો નથી નષ્ટ કે ઉત્પન્ન દ્રવ્ય નથી તહીં. ૧૦૩.

અર્થ:—દ્રવ્યનો અન્ય પર્યાય ઉત્પન્ન થાય છે અને કોઈ અન્ય પર્યાય નષ્ટ થાય છે; પરંતુ દ્રવ્ય તો નષ્ટ પણ નથી, ઉત્પન્ન પણ નથી (-ધ્રુવ છે).

परिणमदि सयं दव्वं गुणदो य गुणंतरं सदविसिट्ठं ।
तम्हा गुणपज्जाया भणिया पुण दव्वमेव त्ति ॥ १०४ ॥

અવિશિષ્ટસત્ત્વ સ્વયં દરવ ગુણથી ગુણાંતર પરિણમે,
તેથી વળી દ્રવ્ય જ કહ્યા છે સર્વગુણપર્યાયને. ૧૦૪.

અર્થ:—સત્તા-અપેક્ષાએ અવિશિષ્ટપણે, દ્રવ્ય પોતે જ ગુણમાંથી ગુણાંતરે પરિણમે છે (અર્થાત્ દ્રવ્ય પોતે જ એક ગુણપર્યાયમાંથી અન્ય ગુણપર્યાયે પરિણમે છે અને તેની સત્તા ગુણપર્યાયોની સત્તા સાથે અવિશિષ્ટ—અભિન્ન—એક જ રહે છે), તેથી વળી ગુણપર્યાયો દ્રવ્ય જ કહેવામાં આવ્યા છે.

ण हवदि जदि सद्दव्वं असद्धुवं हवदि तं कधं दव्वं ।
हवदि पुणो अण्णं वा तम्हा दव्वं सयं सत्ता ॥ १०५ ॥

જો દ્રવ્ય હોય ન સત, ઠરે જ અસત્, બને ક્યમ દ્રવ્ય એ?
વા ભિન્ન ઠરતું સત્ત્વથી! તેથી સ્વયં તે સત્ત્વ છે. ૧૦૫.

અર્થ:—જો દ્રવ્ય (સ્વરૂપથી જ) સત્ ન હોય તો—(૧) નક્કી તે અસત્ હોય; જે અસત્ હોય તે દ્રવ્ય કેમ હોઈ શકે? અથવા (જો અસત્ ન હોય) તો (૨) તે સત્તાથી અન્ય (જુદું) હોય! (તે પણ કેમ બને?) માટે દ્રવ્ય પોતે જ સત્તા છે.

पविभत्तपदेसत्तं पुधत्तमिदि सासणं हि वीरस्स ।
अण्णत्तमतब्भावो ण तब्भवं होदि कधमेगं ॥ १०६ ॥

જિન વીરનો ઉપદેશ એમ—પૃથક્ત્વ ભિન્નપ્રદેશતા,
અન્યત્વ જાણ અતત્પણું; નહિ તે-પણે તે એક ક્યાં ? ૧૦૬.

અર્થ:—વિભક્તપ્રદેશત્વ તે પૃથક્ત્વ છે એમ વીરનો ઉપદેશ છે. અતદ્‌ભાવ ( અતત્પણું અર્થાત્ તે-પણે નહિ હોવું ) તે અન્યત્વ છે. જે તે-પણે ન હોય તે એક કેમ હોય ? ( કથંચિત્ સત્તા દ્રવ્ય-પણે નથી અને દ્રવ્ય સત્તાપણે નથી માટે તેઓ એક નથી. )

सद्दव्वं सच्च गुणो सच्चेव य पज्जओ त्ति वित्थारो ।
जो खलु तस्स अभावो सो तदभावो अतब्भावो ॥ १०७ ॥

'સત્ દ્રવ્ય', 'સત્ પર્યાય', 'સત્ ગુણ'—સત્ત્વનો વિસ્તાર છે;
નથી તે-પણે અન્યોન્ય તેહ અતત્પણું જ્ઞાતવ્ય છે. ૧૦૭.

અર્થ:—' સત્ દ્રવ્ય ' ' સત્ ગુણ ' અને ' સત્ પર્યાય '—એમ ( સત્તાગુણનો ) વિસ્તાર છે. ( તેમને પરસ્પર ) જે 'તેનો અભાવ' અર્થાત્ ' તે-પણે હોવાનો અભાવ ' છે તે ' તદ્-અભાવ ' એટલે કે ' અતદ્‌ભાવ ' છે.

जं दव्वं तं ण गुणो जो वि गुणो सो ण तच्चमत्थादो ।
एसो हि अतब्भावो णेव अभावो त्ति णिद्दिट्ठो ॥ १०८ ॥

સ્વરૂપે નથી જે દ્રવ્ય તે ગુણ, ગુણ તે નહિ દ્રવ્ય છે,
—આને અતત્પણું જાણવું, ન અભાવને; ભાખ્યું જિને. ૧૦૮.

અર્થ:—સ્વરૂપ-અપેક્ષાએ જે દ્રવ્ય છે તે ગુણ નથી અને

જે ગુણ છે તે દ્રવ્ય નથી;—આ અતદ્ભાવ છે; સર્વથા અભાવ તે અતદ્ભાવ નથી; આમ (જિનેંદ્રદ્વારા) દર્શાવવામાં આવ્યું છે.

जो खलु दव्वसहावो परिणामो सो गुणो सदविसिट्ठो ।
सदवट्ठिदं सहावे दव्वं त्ति जिणोवदेसोयं ॥ १०९ ॥

પરિણામ દ્રવ્યસ્વભાવ જે, તે ગુણ 'સત્'-અવિશિષ્ટ છે;
'દ્રવ્યો સ્વભાવે સ્થિત સત્ છે'—એ જ આ ઉપદેશ છે. ૧૦૯.

અર્થ:—જે, દ્રવ્યના સ્વભાવભૂત (ઉત્પાદવ્યયધ્રૌવ્યાત્મક) પરિણામ છે તે (પરિણામ) 'સત્'થી અવિશિષ્ટ (–સત્તાથી કોઈ જુદો નહિ એવો) ગુણ છે. 'સ્વભાવમાં અવસ્થિત (હોવાથી) દ્રવ્ય સત્ છે'—એવો જે (૯૯ મી ગાથામાં કહેલો) જિનોપદેશ તે જ આ છે (અર્થાત્ ૯૯ મી ગાથાના કથનમાંથી આ ગાથામાં કહેલો ભાવ સહેજે નીકળે છે).

णत्थि गुणो त्ति व कोई पज्जाओ त्तीह वा विणा दव्वं ।
दव्वत्तं पुण भावो तम्हा दव्वं सयं सत्ता ॥ ११० ॥

પર્યાય કે ગુણ એવું કોઈ ન દ્રવ્ય વિણ વિશ્વે દીસે;
દ્રવ્યત્વ છે વળી ભાવ; તેથી દ્રવ્ય પોતે સત્ત્વ છે. ૧૧૦.

અર્થ:—આ વિશ્વમાં ગુણ એવું કોઈ કે પર્યાય એવું કોઈ, દ્રવ્ય વિના (–દ્રવ્યથી જુદું) હોતું નથી; અને દ્રવ્યત્વ તે ભાવ છે (અર્થાત્ અસ્તિત્વ તે ગુણ છે); તેથી દ્રવ્ય પોતે સત્તા (અર્થાત્ અસ્તિત્વ) છે.

एवंविहं सहावे दव्वं दव्वत्थपज्जयत्थेहिं ।
सदसब्भावणिबद्धं पादुब्भावं सदा लभदि ॥ १११ ॥

આવું દરવ દ્રવ્યાર્થ-પર્યાયાર્થથી નિજભાવમાં
સદ્ભાવ-અણુસદ્ભાવયુત ઉત્પાદને પામે સદા. ૧૧૧.

અર્થ:—આવું (પૂર્વોક્ત) દ્રવ્ય સ્વભાવમાં દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયો વડે સદ્ભાવસંબદ્ધ અને અસદ્ભાવસંબદ્ધ ઉત્પાદને સદા પામે છે.

जीवो भवं भविस्सदि णरोऽमरो वा परो भवीय पुणो ।
किं दव्वत्तं पजहदि ण जहं अण्णो कहं होदि ॥ ११२ ॥

જીવ પરિણમે તેથી નરાદિક એ થશે; પણ તે-રૂપે
શું છોડતો દ્રવ્યત્વને ? નહિ છોડતો કયમ અન્ય એ ? ૧૧૨.

અર્થ:—જીવ પરિણમતો હોવાથી મનુષ્ય, દેવ અથવા બીજું કાંઈ (-તિર્યંચ, નારક કે સિદ્ધ) થશે. પરંતુ મનુષ્યદેવાદિક થઈને શું તે દ્રવ્યપણાને છોડે છે ? નહિ છોડતો થકો તે અન્ય કેમ હોય ? (અર્થાત્ તે અન્ય નથી, તેનો તે જ છે.)

मणुवो ण होदि देवो देवो वा माणुसो व सिद्धो वा ।
एवं अहोज्जमाणो अणण्णभावं कधं लहदि ॥ ११३ ॥

માનવ નથી સુર, સુર પણ નહિ મનુજ કે નહિ સિદ્ધ છે;
એ રીત નહિ હોતો થકો કયમ તે અનન્યપણું ધરે ? ૧૧૩.

અર્થ:—મનુષ્ય તે દેવ નથી, અથવા દેવ તે મનુષ્ય કે સિદ્ધ નથી; એમ નહિ હોતો થકો અનન્ય કેમ હોય ?

दव्वट्ठिएण सव्वं दव्वं तं पज्जयट्ठिएण पुणो ।
हवदि य अण्णमणण्णं तक्काले तम्मयत्तादो ॥ ११४ ॥

દ્રવ્યાર્થિકે બધું દ્રવ્ય છે; ને તે જ પર્યાયાર્થિકે
છે અન્ય, જેથી તે સમય તદ્રૂપ હોઈ અનન્ય છે. ૧૧૪.

અર્થ:—દ્રવ્યાર્થિક (નય) વડે સઘળું દ્રવ્ય છે; અને વળી પર્યાયાર્થિક (નય) વડે તે (દ્રવ્ય) અન્ય-અન્ય છે, કારણ કે તે કાળે તન્મય હોવાને લીધે (દ્રવ્ય પર્યાયોથી) અનન્ય છે.

अत्थि त्ति य णत्थि त्ति य हवदि अवत्तव्वमिदि पुणो दव्वं ।
पज्जाएण दु केण वि तदुभयमादिट्ठमण्णं वा ॥ ११५ ॥

અસ્તિ, તથા છે નાસ્તિ, તેમ જ દ્રવ્ય અણુવક્તવ્ય છે,
વળી ઉભય કો પર્યાયથી, વા અન્યરૂપ કથાય છે. ૧૧૫.

અર્થ:—દ્રવ્ય કોઈ પર્યાયથી 'અસ્તિ', કોઈ પર્યાયથી 'નાસ્તિ' અને કોઈ પર્યાયથી 'અવક્તવ્ય' છે; વળી કોઈ પર્યાયથી 'અસ્તિ-નાસ્તિ' અથવા કોઈ પર્યાયથી અન્ય ત્રણ ભંગરૂપ કહેવામાં આવે છે.

एसो त्ति णत्थि कोई ण णत्थि किरिया सहावणिव्वत्ता ।
किरिया हि णत्थि अफला धम्मो जदि णिप्फलो परमो ॥११६॥

નથી 'આ જ' એવો કોઈ, જ્યાં કિરિયા સ્વભાવ-નિપન્ન છે;
કિરિયા નથી ફળહીન, જો નિષ્ફળ ધરમ ઉત્કૃષ્ટ છે. ૧૧૬.

અર્થ:—(મનુષ્યાદિપર્યાયોમાં) 'આ જ' એવો કોઈ (શાશ્વત પર્યાય) નથી; (કારણ કે સંસારી જીવને) સ્વભાવ-નિષ્પન્ન ક્રિયા નથી એમ નથી (અર્થાત્ વિભાવસ્વભાવથી નીપજતી રાગદ્વેષમય ક્રિયા અવશ્ય છે). અને જો પરમ ધર્મ અફળ છે તો ક્રિયા જરૂર અફળ નથી (અર્થાત્ એક વીતરાગ

ભાવ જ મનુષ્યાદિપર્યાયોરૂપ ફળ ઉપજાવતો નથી, રાગદ્વેષમય ક્રિયા તો અવશ્ય તે ફળ ઉપજાવે છે ).

कम्मं णामसमक्खं सभावमध अप्पणो सहावेण ।
अभिभूय णरं तिरियं णेरइयं वा सुरं कुणदि ॥ ११७ ॥

નામાખ્ય કર્મ સ્વભાવથી નિજ જીવદ્રવ્ય-સ્વભાવને
અભિભૂત કરી તિર્યંચ, દેવ, મનુષ્ય વા નારક કરે. ૧૧૭.

અર્થ:—ત્યાં, 'નામ' સંજ્ઞાવાળું કર્મ પોતાના સ્વભાવ વડે જીવના સ્વભાવનો પરાભવ કરીને, મનુષ્ય, તિર્યંચ, નારક અથવા દેવ (-એ પર્યાયોને) કરે છે.

णरणारयतिरियसुरा जीवा खलु णामकम्मणिव्वत्ता ।
ण हि ते लद्धसहावा परिणममाणा सकम्माणि ॥ ११८ ॥

તિર્યંચ-સુર-નર-નારકી જીવ નામકર્મ-નિપન્ન છે;
નિજ કર્મરૂપ પરિણમનથી જ સ્વભાવલબ્ધિ ન તેમને. ૧૧૮.

અર્થ:—મનુષ્ય, નારક, તિર્યંચ ને દેવરૂપ જીવો ખરેખર નામકર્મથી નિષ્પન્ન છે. ખરેખર તેઓ પોતાના કર્મરૂપે પરિણમતા હોવાથી તેમને સ્વભાવની ઉપલબ્ધિ નથી.

जायदि णेव ण णस्सदि खणभंगसमुब्भवे जणे कोई ।
जो हि भवो सो विलओ संभवविलय त्ति ते णाणा ॥ ११९ ॥

નહિ કોઈ ઊપજે વિણસે ક્ષણભંગસંભવમય જગે,
કારણ જનમ તે નાશ છે; વળી જન્મ-નાશ વિભિન્ન છે. ૧૧૯.

અર્થ:—ક્ષણે ક્ષણે ઉત્પાદ ને વિનાશવાળા જીવલોકમાં કોઈ ઉત્પન્ન થતું નથી ને નાશ પામતું નથી, કારણ કે જે ઉદ્‌ભવ છે તે જ વિલય છે; વળી ઉદ્‌ભવ અને વિલય એમ તેઓ અનેક (અર્થાત્ ભિન્ન) પણ છે.

तम्हा दु णत्थि कोई सहावसमवट्ठिदो त्ति संसारे ।
संसारो पुण किरिया संसरमाणस्स दव्वस्स ॥ १२० ॥

તેથી સ્વભાવે સ્થિર એવું ન કોઈ છે સંસારમાં;
સંસાર તો સંસરણ કરતા દ્રવ્ય કેરી છે ક્રિયા. ૧૨૦.

અર્થ:—તેથી સંસારમાં સ્વભાવથી અવસ્થિત એવું કોઈ નથી (અર્થાત્ સંસારમાં કોઈનો સ્વભાવ કેવળ એકરૂપ રહેવાનો નથી); સંસાર તો *સંસરણ કરતા દ્રવ્યની ક્રિયા છે.

आदा कम्ममलिमसो परिणामं लहदि कम्मसंजुत्तं ।
तत्तो सिलिसदि कम्मं तम्हा कम्मं तु परिणामो ॥ १२१ ॥

કર્મે મલિન જીવ કર્મસંયુત પામતો પરિણામને,
તેથી કરમ બંધાય છે; પરિણામ તેથી કર્મ છે. ૧૨૧.

અર્થ:—કર્મથી મલિન આત્મા કર્મસંયુક્ત પરિણામને (–દ્રવ્યકર્મના સંયોગે થતા અશુદ્ધ પરિણામને) પામે છે, તેથી કર્મ ચોંટે છે (–દ્રવ્યકર્મ બંધાય છે); માટે પરિણામ તે કર્મ છે.

परिणामो सयमादा सा पुण किरिय त्ति होदि जीवमया ।
किरिया कम्म त्ति मदा तम्हा कम्मस्स ण दु कत्ता ॥ १२२ ॥

---

* સંસરણ કરવું = ગોળ ફર્યા કરવું; પલટાયા કરવું.

પરિણામ પોતે જીવ છે, ને છે ક્રિયા એ જીવમયી;
કિરિયા ગણી છે કર્મ; તેથી કર્મનો કર્તા નથી. ૧૨૨.

અર્થ:—પરિણામ પોતે આત્મા છે, અને તે જીવમયી ક્રિયા છે; ક્રિયાને કર્મ માનવામાં આવી છે; માટે આત્મા દ્રવ્યકર્મનો કર્તા તો નથી.

परिणमदि चेदणाए आदा पुण चेदणा तिधाभिमदा ।
सा पुण णाणे कम्मे फलम्मि वा कम्मणो भणिदा ॥ १२३ ॥

જીવ ચેતનારૂપ પરિણમે; વળી ચેતના ત્રિવિધા ગણી;
તે જ્ઞાનવિષયક, કર્મવિષયક, કર્મફળવિષયક કહી. ૧૨૩.

અર્થ:—આત્મા ચેતનારૂપે પરિણમે છે. વળી ચેતના ત્રણ પ્રકારે માનવામાં આવી છે; અને તેને જ્ઞાન સંબંધી, કર્મ સંબંધી અથવા કર્મના ફળ સંબંધી—એમ કહેવામાં આવી છે.

णाणं अट्ठवियप्पो कम्मं जीवेण जं समारद्धं ।
तमणेगविधं भणिदं फलं ति सोक्खं व दुक्खं वा ॥ १२४ ॥

છે 'જ્ઞાન' અર્થવિકલ્પ, ને જીવથી કરાતું 'કર્મ' છે,
—તે છે અનેક પ્રકારનું, 'ફળ' સૌખ્ય અથવા દુઃખ છે.

અર્થ:—અર્થવિકલ્પ (અર્થાત્ સ્વ-પર પદાર્થોનું ભિન્નતાપૂર્વક યુગપદ્ અવભાસન) તે જ્ઞાન છે; જીવ વડે જે કરાતું હોય તે કર્મ છે. તે અનેક પ્રકારનું છે; સુખ અથવા દુઃખ તે કર્મફળ કહેવામાં આવ્યું છે.

अप्पा परिणामप्पा परिणामो णाणकम्मफलभावी ।
तम्हा णाणं कम्मं फलं च आदा मुणेदव्वो ॥ १२५ ॥

પરિણામ-આત્મક જીવ છે, પરિણામ જ્ઞાનાદિક બને;
તેથી કરમફળ, કર્મ તેમ જ જ્ઞાન આત્મા જાણજે. ૧૨૫.

અર્થ:—આત્મા પરિણામાત્મક છે; પરિણામ જ્ઞાનરૂપ, કર્મરૂપ અને કર્મફળરૂપ થાય છે. તેથી જ્ઞાન, કર્મ અને કર્મફળ આત્મા છે એમ જાણવું.

कत्ता करणं कम्मं फलं च अप्प त्ति णिच्छिदो समणो ।
परिणमदि णेव अण्णं जदि अप्पाणं लहदि सुद्धं ॥ १२६ ॥

'કર્તા, કરમ, ફળ, કરણ જીવ છે' એમ જો નિશ્ચય કરી
મુનિ અન્યરૂપ નવ પરિણમે, પ્રાપ્તિ કરે શુદ્ધાત્મની. ૧૨૬.

અર્થ:—જો શ્રમણ 'કર્તા, કરણ, કર્મ અને કર્મફળ આત્મા છે' એવા નિશ્ચયવાળો થયો થકો અન્યરૂપે ન જ પરિણમે, તો તે શુદ્ધ આત્માને ઉપલબ્ધ કરે છે.

दव्वं जीवमजीवं जीवो पुण चेदणोवओगमओ ।
पोग्गलदव्वप्पमुहं अचेदणं हवदि य अजीवं ॥ १२७ ॥

છે દ્રવ્ય જીવ, અજીવ; ચિત-ઉપયોગમય તે જીવ છે;
પુદ્ગલપ્રમુખ જે છે અચેતન દ્રવ્ય, તેહ અજીવ છે. ૧૨૭.

અર્થ:—દ્રવ્ય જીવ અને અજીવ છે. ત્યાં, ચેતના-ઉપયોગમય (ચેતનામય તથા ઉપયોગમય) તે જીવ છે અને પુદ્ગલદ્રવ્યાદિક અચેતન દ્રવ્યો તે અજીવ છે.

पोग्गलजीवणिवद्धो धम्माधम्मत्थिकायकालड्ढो ।
वट्टदि आगासे जो लोगो सो सव्वकाले दु ॥ १२८ ॥

આકાશમાં જે ભાગ ધર્મ-અધર્મ-કાળ સહિત છે,
જીવ-પુદ્ગલોથી યુક્ત છે, તે સર્વકાળે લોક છે. ૧૨૮.

અર્થ:—આકાશમાં જે ભાગ જીવ ને પુદ્ગલથી સંયુક્ત તથા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય ને કાળથી સમૃદ્ધ છે, તે સર્વ કાળે લોક છે. (બાકીનું એકલું આકાશ તે અલોક છે.)

उप्पादट्ठिदिभंगा पोग्गलजीवप्पगस्स लोगस्स ।
परिणामा जायंते संघादादो व भेदादो ॥ १२९ ॥

ઉત્પાદ, વ્યય ને ધ્રુવતા જીવપુદ્ગલાત્મક લોકને
પરિણામ દ્વારા, ભેદ વા સંઘાત દ્વારા થાય છે. ૧૨૯.

અર્થ:—પુદ્ગલ-જીવાત્મક લોકને પરિણામ દ્વારા અને [1]સંઘાત વા [2]ભેદ દ્વારા ઉત્પાદ, ધ્રૌવ્ય ને વિનાશ થાય છે.

लिंगेहिं जेहिं दव्वं जीवमजीवं च हवदि विण्णादं ।
तेऽतब्भावविसिट्ठा मुत्तामुत्ता गुणा णेया ॥ १३० ॥

જે લિંગથી દ્રવ્યો મહીં 'જીવ' 'અજીવ' એમ જણાય છે,
તે જાણ મૂર્ત-અમૂર્ત ગુણ, અતત્પણાથી વિશિષ્ટ જે. ૧૩૦.

અર્થ:—જે લિંગો વડે દ્રવ્ય જીવ અને અજીવ તરીકે જણાય છે, તે અતદ્ભાવવિશિષ્ટ (—દ્રવ્યથી અતદ્ભાવ વડે ભિન્ન એવા) મૂર્ત-અમૂર્ત ગુણો જાણવા.

---

૧ સંઘાત = ભેગા મળવું તે, એકઠા થવું તે, મિલન

૨. ભેદ = છૂટા પડવું તે, વિખૂટા થવું તે

मुत्ता इंदियगेज्झा पोग्गलदव्वप्पगा अणेगविधा ।
दव्वाणममुत्ताणं गुणा अमुत्ता मुणेदव्वा ॥ १३१ ॥

ગુણ મૂર્ત ઇંદ્રિયગ્રાહ્ય તે પુદ્‌ગલમયી બહુવિધ છે;
દ્રવ્યો અમૂર્તિક જેહ તેના ગુણ અમૂર્તિક જાણજે. ૧૩૧.

અર્થઃ—ઇંદ્રિયગ્રાહ્ય એવા મૂર્ત ગુણો પુદ્‌ગલદ્રવ્યાત્મક અનેકવિધ છે; અમૂર્ત દ્રવ્યોના ગુણો અમૂર્ત જાણવા.

वण्णरसगंधफासा विज्जंते पोग्गलस्स सुहुमादो ।
पुढवीपरियंतस्स य सद्दो सो पोग्गलो चित्तो ॥ १३२ ॥

છે વર્ણ તેમ જ ગંધ વળી રસ-સ્પર્શ પુદ્‌ગલદ્રવ્યને,
—અતિસૂક્ષ્મથી પૃથ્વી સુધી; વળી શબ્દ પુદ્‌ગલ, વિવિધ જે.

અર્થઃ—વર્ણ, રસ, ગંધ ને સ્પર્શ (—એ ગુણો) સૂક્ષ્મથી માંડીને પૃથ્વી પર્યંતના (સર્વ) પુદ્‌ગલને હોય છે; જે વિવિધ પ્રકારનો શબ્દ તે પુદ્‌ગલ અર્થાત્ પૌદ્‌ગલિક પર્યાય છે.

आगासस्सवगाहो धम्मद्दव्वस्स गमणहेदुत्तं ।
धम्मेदरदव्वस्स दु गुणो पुणो ठाणकारणदा ॥ १३३ ॥

कालस्स वट्टणा से गुणोवओगो त्ति अप्पणो भणिदो ।
णेया संखेवादो गुणा हि मुत्तिप्पहीणाणं ॥ १३४ ॥

અવગાહ ગુણ આકાશનો, ગતિહેતુતા છે ધર્મનો,
વળી સ્થાનકારણતારૂપી ગુણ જાણ દ્રવ્ય અધર્મનો. ૧૩૩.

છે કાળનો ગુણ વર્તના, ઉપયોગ ભાખ્યો જીવમાં,
એ રીત મૂર્તિવિહીનના ગુણ જાણવા સંક્ષેપમાં. ૧૩૪.

ટ્રકના અર્થ:—આકાશનો અવગાહ, ધર્મદ્રવ્યનો ગમનહેતુત્વ અને વળી અધર્મદ્રવ્યનો ગુણ સ્થાનકારણતા છે. કાળનો ગુણ વર્તના છે, આત્માનો ગુણ ઉપયોગ કહ્યો છે. આ રીતે અમૂર્ત દ્રવ્યોના ગુણો સંક્ષેપથી જાણવા.

जीवा पोग्गलकाया धम्माधम्मा पुणो य आगासं ।
सपदेसेहिं असंखा णत्थि पदेस त्ति कालस्स ॥ १३५ ॥

જીવદ્રવ્ય, પુદ્‌ગલકાય, ધર્મ, અધર્મ વળી આકાશને
છે સ્વપ્રદેશ અનેક, નહિ વર્તે પ્રદેશો કાળને. ૧૩૫.

અર્થ:—જીવો, પુદ્‌ગલકાયો, ધર્મ, અધર્મ અને વળી આકાશ સ્વપ્રદેશોની અપેક્ષાએ અસંખ્યાત અર્થાત્ અનેક છે; કાળને પ્રદેશો નથી.

लोगालोगेसु णभो धम्माधम्मेहिं आददो लोगो ।
सेसे पडुच्च कालो जीवा पुण पोग्गला सेसा ॥ १३६ ॥

લોકે અલોકે આભ, લોક અધર્મ-ધર્મથી વ્યાપ્ત છે,
છે શેષ-આશ્રિત કાળ, ને જીવ-પુદ્‌ગલો તે શેષ છે. ૧૩૬.

અર્થ:—આકાશ લોકાલોકમાં છે, લોક ધર્મ ને અધર્મથી વ્યાપ્ત છે, બાકીનાં બે દ્રવ્યોનો આશ્રય કરીને કાળ છે, અને તે બાકીનાં બે દ્રવ્યો જીવો ને પુદ્‌ગલો છે.

जध ते णभप्पदेसा तधप्पदेसा हवंति सेसाणं ।
अपदेसो परमाणू तेण पदेसुब्भवो भणिदो ॥ १३७ ॥

જે રીત આભ-પ્રદેશ, તે રીત શેષદ્રવ્ય-પ્રદેશ છે;
અપ્રદેશ પરમાણુ વડે ઉદ્‌ભવ પ્રદેશ તણો બને. ૧૩૭.

અર્થ:—જે રીતે તે આકાશપ્રદેશો છે, તે જ રીતે બાકીનાં દ્રવ્યોના પ્રદેશ છે (અર્થાત્ જેમ આકાશના પ્રદેશો પરમાણુરૂપી ગજથી મપાય છે તેમ બાકીનાં દ્રવ્યોના પ્રદેશ પણ એ જ રીતે મપાય છે). પરમાણુ અપ્રદેશી છે; તેના વડે પ્રદેશોદ્‌ભવ કહ્યો છે.

समओ दु अप्पदेसो पदेसमेत्तस्स दव्वजादस्स ।
वदिवददो सो वट्टदि पदेसमागासदव्वस्स ॥ १३८ ॥

છે કાળ તો અપ્રદેશ; એકપ્રદેશ પરમાણુ યદા
આકાશદ્રવ્ય તણો પ્રદેશ અતિક્રમે, વર્તે તદા. ૧૩૮.

અર્થ:—કાળ તો અપ્રદેશી છે. પ્રદેશમાત્ર પુદ્‌ગલ-પરમાણુ આકાશ દ્રવ્યના પ્રદેશને મંદ ગતિથી ઓળંગતો હોય ત્યારે તે વર્તે છે અર્થાત્ નિમિત્તભૂતપણે પરિણમે છે.

वदिवददो तं देसं तस्सम समओ तदो परो पुव्वो ।
जो अत्थो सो कालो समओ उप्पण्णपद्धंसी ॥ १३९ ॥

તે દેશના અતિક્રમણ સમ છે 'સમય', તત્પૂર્વાપરે
જે અર્થ છે તે કાળ છે, ઉત્પન્નધ્વંસી 'સમય' છે. ૧૩૯.

અર્થ:—પરમાણુ એક આકાશપ્રદેશને (મંદ ગતિથી) ઓળંગે ત્યારે તેના બરાબર જે વખત તે 'સમય' છે; 'સમય'ની પૂર્વે તેમ જ પછી એવો (નિત્ય) જે પદાર્થ છે તે કાળદ્રવ્ય છે; 'સમય' ઉત્પન્નધ્વંસી છે.

आगासमणुणिविट्ठं आगासपदेससण्णया भणिदं ।
सव्वेसिं च अणूणं सक्कदि तं देदुमवगासं ॥ १४० ॥

આકાશ જે અણુવ્યાપ્ય, 'આભપ્રદેશ' સંજ્ઞા તેહને;
તે એક સૌ પરમાણુને અવકાશદાનસમર્થ છે. ૧૪૦.

અર્થ:—એક પરમાણુ જેટલા આકાશમાં રહે તેટલા આકાશને 'આકાશપ્રદેશ' એવા નામથી કહેવામાં આવ્યું છે; અને તે સર્વ પરમાણુઓને અવકાશ દેવાને સમર્થ છે.

एक्को व दुगे बहुगा संखातीदा तदो अणंता य ।
दव्वाणं च पदेसा संति हि समय त्ति कालस्स ॥ १४१ ॥

વર્તે પ્રદેશો દ્રવ્યને, જે એક અથવા બે અને
બહુ વા અસંખ્ય, અનંત છે; વળી હોય સમયો કાળને. ૧૪૧.

અર્થ:—દ્રવ્યોને એક, બે, ઘણા, અસંખ્ય અથવા અનંત પ્રદેશો છે. કાળને 'સમયો' છે.

उप्पादो पद्धंसो विज्जदि जदि जस्स एगसमयम्हि ।
समयस्स सो वि समओ सभावसमवट्ठिदो हवदि ॥ १४२ ॥

એક જ સમયમાં ધ્વંસ ને ઉત્પાદનો સદ્ભાવ છે
જો કાળને, તો કાળ તેહ સ્વભાવ-સમવસ્થિત છે. ૧૪૨.

અર્થ:—જો કાળને એક સમયમાં ઉત્પાદ અને ધ્વંસ વર્તે છે, તો તે કાળ સ્વભાવે અવસ્થિત અર્થાત્ ધ્રુવ (ઠરે) છે.

एगम्हि संति समये संभवठिदिणाससण्णिदा अट्ठा ।
समयस्स सव्वकालं एस हि कालाणुसब्भावो ॥ १४३ ॥

પ્રત્યેક સમયે જન્મ-ધ્રૌવ્ય-વિનાશ અર્થો કાળને
વર્તે સરવદા; આ જ બસ કાળાણુનો સદ્ભાવ છે. ૧૪૩.

અર્થ:—એક એક સમયમાં ઉત્પાદ, ધ્રૌવ્ય અને વ્યય નામના અર્થો કાળને સદાય હોય છે. આ જ કાળાણુનો સદ્ભાવ છે (અર્થાત્ આ જ કાળાણુના અસ્તિત્વની સિદ્ધિ છે).

जस्स ण संति पदेसा पदेसमेत्तं व तच्चदो णादुं ।
सुण्णं जाण तमत्थं अत्थंतरभूदमत्थीदो ॥ १४४ ॥

જે અર્થને ન બહુ પ્રદેશ, ન એક વા પરમાર્થથી,
તે અર્થ જાણો શૂન્ય કેવળ—અન્ય જે અસ્તિત્વથી. ૧૪૪.

અર્થ:—જે પદાર્થને પ્રદેશો અથવા એક પ્રદેશ પણ પરમાર્થે જણાતો નથી, તે પદાર્થને શૂન્ય જાણ—કે જે અસ્તિત્વથી અર્થાન્તરભૂત (-અન્ય) છે.

सपदेसेहिं समग्गो लोगो अट्ठेहिं णिट्ठिदो णिच्चो ।
जो तं जाणदि जीवो पाणचदुक्काभिसंबद्धो ॥ १४५ ॥

સપ્રદેશ અર્થોથી સમાપ્ત સમગ્ર લોક સુનિત્ય છે;
તસુ જાણનારો જીવ, પ્રાણચતુષ્કથી સંયુક્ત જે. ૧૪૫.

અર્થ:—સપ્રદેશ પદાર્થો વડે [1]સમાપ્તિ પામેલો આખો લોક નિત્ય છે. તેને જે જાણે છે તે જીવ છે—કે જે (સંસારદશામાં) ચાર પ્રાણોથી સંયુક્ત છે.

इंदियपाणो य तधा बलपाणो तह य आउपाणो य ।
आणप्पाणप्पाणो जीवाणं होंति पाणा ते ॥ १४६ ॥

---

1. છ દ્રવ્યોથી જ આખો લોક સમાપ્ત થાય છે અર્થાત્ તે દ્રવ્યો ઉપરાન્ત બીજું કાંઈ લોકમાં નથી.

ઇંદ્રિયપ્રાણ, તથા વળી બળપ્રાણ, આયુપ્રાણ ને
વળી પ્રાણ શ્વાસોચ્છ્વાસ—એ સૌ, જીવ કેરા પ્રાણ છે. ૧૪૬.

અર્થ:—ઇંદ્રિયપ્રાણ, બળપ્રાણ, આયુપ્રાણ તથા શ્વાસોચ્છ્વાસ-પ્રાણ—એ (ચાર) જીવોના પ્રાણો છે.

पाणेहिं चदुहिं जीवदि जीविस्सदि जो हि जीविदो पुव्वं ।
सो जीवो पाणा पुण पोग्गलदव्वेहिं णिव्वत्ता ॥ १४७ ॥

જે ચાર પ્રાણે જીવતો પૂર્વે, જીવે છે, જીવશે,
તે જીવ છે; પણ પ્રાણ તો પુદ્ગલદરવનિષ્પન્ન છે. ૧૪૭.

અર્થ:—જે ચાર પ્રાણોથી જીવે છે, જીવશે અને પૂર્વે જીવતો હતો, તે જીવ છે. આમ છતાં પ્રાણો તો પુદ્ગલદ્રવ્યોથી નિષ્પન્ન છે.

जीवो पाणणिवद्धो वद्धो मोहादिएहिं कम्मेहिं ।
उवभुंजं कम्मफलं वज्झदि अण्णेहिं कम्मेहिं ॥ १४८ ॥

મોહાદિકર્મનિબંધથી સંબંધ પામી પ્રાણનો,
જીવ કર્મફળ-ઉપભોગ કરતાં, બંધ પામે કર્મનો. ૧૪૮.

અર્થ:—મોહાદિક કર્મો વડે બંધાયો હોવાને લીધે જીવ પ્રાણોથી સંયુક્ત થયો થકો કર્મફળને ભોગવતાં અન્ય કર્મો વડે બંધાય છે.

पाणावाधं जीवो मोहपदेसेहिं कुणदि जीवाणं ।
जदि सो हवदि हि वंधो णाणावरणादिकम्मेहिं ॥ १४९ ॥

જીવ મોહ-દ્વેષ વડે કરે બાધા જીવોના પ્રાણને,
તો બંધ જ્ઞાનાવરણ-આદિક કર્મનો તે થાય છે. ૧૪૯.

અર્થ:—જો જીવ મોહ અને દ્વેષ વડે જીવોના (-સ્વજીવના તથા પરજીવના) પ્રાણોને બાધા કરે છે, તો પૂર્વે કહેલો જ્ઞાનાવરણાદિક કર્મો વડે બંધ થાય છે.

आदा कम्ममलिमसो धरेदि पाणे पुणो पुणो अण्णे ।
ण चयदि जाव ममत्तिं देहपधाणेसु विसयेसु ॥ १५० ॥

કર્મે મલિન જીવ ત્યાં લગી પ્રાણો ધરે છે ફરી ફરી,
મમતા શરીરપ્રધાન વિષયે જ્યાં લગી છોડે નહીં. ૧૫૦.

અર્થ:—જ્યાં સુધી દેહપ્રધાન વિષયોમાં મમત્વ છોડતો નથી, ત્યાં સુધી કર્મથી મલિન આત્મા ફરી ફરીને અન્ય અન્ય પ્રાણો ધારણ કરે છે.

जो इंदियादिविजई भवीय उवओगमप्पगं झादि ।
कम्मेहिं सो ण रज्जदि किह तं पाणा अणुचरंति ॥ १५१ ॥

કરી ઇંદ્રિયાદિક-વિજય, ધ્યાવે આત્મને—ઉપયોગને,
તે કર્મથી રંજિત નહિ; ક્યમ પ્રાણ તેને અનુસરે? ૧૫૧.

અર્થ:—જે ઇંદ્રિયાદિનો વિજયી થઈને ઉપયોગમાત્ર આત્માને ધ્યાવે છે, તે કર્મો વડે રંજિત થતો નથી; તેને પ્રાણો કઈ રીતે અનુસરે? (અર્થાત્ તેને પ્રાણોનો સંબંધ થતો નથી.)

अत्थित्तणिच्छिदस्स हि अत्थस्सत्थंतरम्हि संभूदो ।
अत्थो पज्जाओ सो संठाणादिप्पभेदेहिं ॥ १५२ ॥

અસ્તિત્વનિશ્ચિત અર્થનો કો અન્ય અર્થે ઊપજતો
જે અર્થ તે પર્યાય છે, જ્યાં ભેદ સંસ્થાનાદિનો. ૧૫૨.

અર્થ:—અસ્તિત્વથી નિશ્ચિત અર્થનો (દ્રવ્યનો) અન્ય અર્થમાં (-દ્રવ્યમાં) ઊપજતો જે અર્થ (-ભાવ) તે પર્યાય છે—કે જે સંસ્થાનાદિ ભેદો સહિત હોય છે.

णरणारयतिरियसुरा संठाणादीहिं अण्णहा जादा ।
पज्जाया जीवाणं उदयादिहिं णामकम्मस्स ॥ १५३ ॥

તિર્યંચ, નારક, દેવ, નર—એ નામકર્મોદય વડે
છે જીવના પર્યાય, જેહ વિશિષ્ટ સંસ્થાનાદિકે. ૧૫૩.

અર્થ:—મનુષ્ય, નારક, તિર્યંચ અને દેવ—એ, નામકર્મના ઉદયાદિકને લીધે જીવોના પર્યાય છે—કે જેઓ સંસ્થાનાદિ વડે અન્ય અન્ય પ્રકારના હોય છે.

तं सब्भावणिबद्धं दव्वसहावं तिहा समक्खादं ।
जाणदि जो सवियप्पं ण मुहदि सो अण्णदवियम्हि ॥ १५४ ॥

અસ્તિત્વથી નિષ્પન્ન દ્રવ્યસ્વભાવને ત્રિવિકલ્પને
જે જાણતો, તે આતમા નહિ મોહ પરદ્રવ્યે લહે. ૧૫૪.

અર્થ:—જે જીવ તે (પૂર્વોક્ત) અસ્તિત્વનિષ્પન્ન, ત્રણ પ્રકારે કહેલા, ભેદોવાળા દ્રવ્યસ્વભાવને જાણે છે, તે અન્ય દ્રવ્યમાં મોહ પામતો નથી.

अप्पा उवओगप्पा उवओगो णाणदंसणं भणिदो ।
सो वि सुहो असुहो वा उवओगो अप्पणो हवदि ॥ १५५ ॥

છે આતમા ઉપયોગરૂપ, ઉપયોગ દર્શન-જ્ઞાન છે;
ઉપયોગ એ આત્મા તણો શુભ વા અશુભરૂપ હોય છે. ૧૫૫.

અર્થ:—આત્મા ઉપયોગાત્મક છે; ઉપયોગ જ્ઞાન-દર્શન કહેલ છે; અને આત્માનો તે ઉપયોગ શુભ અથવા અશુભ હોય છે.

उवओगो जदि हि सुहो पुण्णं जीवस्स संचयं जादि ।
असुहो वा तध पावं तेसिमभावे ण चयमत्थि ॥ १५६ ॥

ઉપયોગ જો શુભ હોય, સંચય થાય પુણ્ય તણો તહીં,
ને પાપસંચય અશુભથી; જ્યાં ઉભય નહિ, સંચય નહીં. ૧૫૬.

અર્થ:—ઉપયોગ જો શુભ હોય તો જીવને પુણ્ય સંચય પામે છે અને જો અશુભ હોય તો પાપ સંચય પામે છે. તેમના (બન્નેના) અભાવમાં સંચય થતો નથી.

जो जाणादि जिणिंदे पेच्छदि सिद्धे तहेव अणगारे ।
जीवेसु साणुकंपो उवओगो सो सुहो तस्स ॥ १५७ ॥

જાણે જિનોને જેહ, શ્રદ્ધે સિદ્ધને, અણગારને,
જે સાનુકંપ જીવો પ્રતિ, ઉપયોગ છે શુભ તેહને. ૧૫૭.

અર્થ:—જે જિનેંદ્રોને જાણે છે, સિદ્ધોને તથા અણગારોને (આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓને) શ્રદ્ધે છે, જીવો પ્રત્યે અનુકંપાયુક્ત છે, તેને તે શુભ ઉપયોગ છે.

विसयकसाओगाढो दुस्सुदिदुच्चित्तदुट्ठगोट्ठिजुदो ।
उग्गो उम्मग्गपरो उवओगो जस्स सो असुहो ॥ १५८ ॥

કુવિચાર-સંગતિ-શ્રવણયુત, વિષયે કષાયે મગ્ન જે,
જે ઉગ્ર ને ઉન્માર્ગપર, ઉપયોગ તેહ અશુભ છે. ૧૫૮.

અર્થ:—જેનો ઉપયોગ વિષય-કષાયમાં અવગાઢ (મગ્ન)

છે, કુશ્રુતિ, કુવિચાર અને કુસંગતિમાં જોડાયેલો છે, ઉગ્ર છે તથા ઉન્માર્ગમાં લાગેલો છે, તેને તે અશુભ ઉપયોગ છે.

असुहोवओगरहिदो सुहोवजुत्तो ण अण्णदवियम्हि ।
होज्जं मज्झत्थोऽहं णाणप्पगमप्पगं झाए ॥ १५९ ॥

મધ્યસ્થ પરદ્રવ્યે થતો, અશુભોપયોગ રહિત ને
શુભમાં અયુક્ત, હું ધ્યાઉં છું નિજ આત્મને જ્ઞાનાત્મને.

અર્થઃ—અન્ય દ્રવ્યમાં મધ્યસ્થ થતો હું અશુભોપયોગ રહિત થયો થકો તેમ જ શુભોપયુક્ત નહિ થયો થકો જ્ઞાનાત્મક આત્માને ધ્યાઉં છું.

णाहं देहो ण मणो ण चेव वाणी ण कारणं तेसिं ।
कत्ता ण ण कारयिदा अणुमंता णेव कत्तीणं ॥ १६० ॥

હું દેહ નહિ, વાણી ન, મન નહિ, તેમનું કારણ નહીં,
કર્તા ન, કારયિતા ન, અનુમંતા હું કર્તાનો નહીં. ૧૬૦.

અર્થઃ—હું દેહ નથી, મન નથી, તેમ જ વાણી નથી; તેમનું કારણ નથી, કર્તા નથી, કારયિતા (કરાવનાર) નથી, કર્તાનો અનુમોદક નથી.

देहो य मणो वाणी पोग्गलदव्वप्पग त्ति णिद्दिट्ठा ।
पोग्गलदव्वं हि पुणो पिंडो परमाणुदव्वाणं ॥ १६१ ॥

મન, વાણી તેમ જ દેહ પુદ્‌ગલદ્રવ્યરૂપ નિર્દિષ્ટ છે;
ને તેહ પુદ્‌ગલદ્રવ્ય બહુ પરમાણુઓનો પિંડ છે. ૧૬૧.

અર્થઃ—દેહ, મન અને વાણી પુદ્‌ગલદ્રવ્યાત્મક (વીતરાગદેવે)

કહ્યાં છે; અને તે દેહાદિ પુદ્ગલદ્રવ્ય પરમાણુદ્રવ્યોનો પિંડ છે.

णाहं पोग्गलमइओ ण ते मया पोग्गला कया पिंडं ।
तम्हा हि ण देहोऽहं कत्ता वा तस्स देहस्स ॥ १६२ ॥

હું પૌદ્ગલિક નથી, પુદ્ગલો મેં પિંડરૂપ કર્યાં નથી;
તેથી નથી હું દેહ વા તે દેહનો કર્તા નથી. ૧૬૨.

અર્થઃ—હું પુદ્ગલમય નથી અને તે પુદ્ગલો મેં પિંડરૂપ કર્યાં નથી; તેથી હું દેહ નથી તેમ જ તે દેહનો કર્તા નથી.

अपदेसो परमाणू पदेसमेत्तो य सयमसद्दो जो ।
णिद्धो वा लुक्खो वा दुपदेसादित्तमणुभवदि ॥ १६३ ॥

પરમાણુ જે અપ્રદેશ, તેમ પ્રદેશમાત્ર, અશબ્દ છે,
તે સ્નિગ્ધ-રૂક્ષ બની પ્રદેશદ્વયાદિવત્ત્વ અનુભવે. ૧૬૩.

અર્થઃ—પરમાણુ કે જે અપ્રદેશ છે, પ્રદેશમાત્ર છે અને પોતે અશબ્દ છે. તે સ્નિગ્ધ અથવા રૂક્ષ થયો થકો દ્વિપ્રદેશાદિપણું અનુભવે છે.

एगुत्तरमेगादी अणुस्स णिद्धत्तणं च लुक्खत्तं ।
परिणामादो भणिदं जाव अणंतत्तमणुभवदि ॥ १६४ ॥

એકાંશથી આરંભી જ્યાં અવિભાગ અંશ અનંત છે,
સ્નિગ્ધત્વ વા રૂક્ષત્વ એ પરિણામથી પરમાણુને. ૧૬૪.

અર્થઃ—પરમાણુને પરિણામને લીધે એકથી (—એક અવિભાગ પરિચ્છેદથી) માંડીને એકેક વધતાં અનંતપણાને (—અનંત અવિભાગ પરિચ્છેદપણાને) પામે ત્યાંસુધીનું સ્નિગ્ધત્વ અથવા

રૂક્ષત્વ હોય છે એમ (જિનદેવે) કહ્યું છે.

णिद्धा वा लुक्खा वा अणुपरिणामा समा व विसमा वा ।
समदो दुराधिगा जदि बज्झंति हि आदिपरिहीणा ॥ १६५ ॥

હો સ્નિગ્ધ અથવા રૂક્ષ અણુ-પરિણામ, સમ વા વિષમ હો,
બંધાય જો ગુણદ્વય અધિક; નહિ બંધ હોય જઘન્યનો. ૧૬૫.

અર્થ:—પરમાણુ-પરિણામો, સ્નિગ્ધ હો કે રૂક્ષ હો, બેકી અંશવાળા હો કે એકી અંશવાળા હો, જો સમાન કરતાં બે અધિક અંશવાળા હોય તો બંધાય છે; જઘન્ય અંશવાળો બંધાતો નથી.

णिद्धत्तणेण दुगुणो चदुगुणणिद्धेण बंधमणुभवदि ।
लुक्खेण वा तिगुणिदो अणु बज्झदि पंचगुणजुत्तो ॥ १६६ ॥

ચતુરંશ કો સ્નિગ્ધાણુ સહ દ્વય-અંશમય સ્નિગ્ધાણુનો;
પંચાંશી અણુ સહ બંધ થાય ત્ર્યાંશમય રૂક્ષાણુનો. ૧૬૬.

અર્થ:—સ્નિગ્ધપણે બે અંશવાળો પરમાણુ ચાર અંશવાળા સ્નિગ્ધ (અથવા રૂક્ષ) પરમાણુ સાથે બંધ અનુભવે છે; અથવા રૂક્ષપણે ત્રણ અંશવાળો પરમાણુ પાંચ અંશવાળા સાથે જોડાયો થકો બંધાય છે.

दुपदेसादी खंधा सुहुमा वा बादरा ससंठाणा ।
पुढविजलतेउवाऊ सगपरिणामेहिं जायंते ॥ १६७ ॥

સ્કંધો પ્રદેશદ્વયાદિયુત, સ્થૂલ-સૂક્ષ્મ ને સાકાર જે,
તે પૃથ્વી-વાયુ-તેજ-જળ પરિણામથી નિજ થાય છે. ૧૬૭.

અર્થ:—દ્વિપ્રદેશાદિક સ્કંધો (બેથી માંડીને અનંત પ્રદેશવાળા સ્કંધો)—કે જેઓ સૂક્ષ્મ અથવા બાદર હોય છે અને સંસ્થાનો (આકારો) સહિત હોય છે તેઓ—પૃથ્વી, જળ, તેજ અને વાયુરૂપ પોતાના પરિણામોથી થાય છે.

ओगाढगाढणिचिदो पोग्गलकायेहिं सव्वदो लोगो ।
सुहुमेहि वादरेहि य अप्पाओग्गेहिं जोग्गेहिं ॥ १६८ ॥

અવગાઢ ગાઢ ભરેલ છે સર્વત્ર પુદ્ગલકાયથી
આ લોક બાદર-સૂક્ષ્મથી, કર્મત્વયોગ્ય-અયોગ્યથી. ૧૬૮.

અર્થ:—લોક સર્વત: સૂક્ષ્મ તેમ જ બાદર તથા કર્મત્વને અયોગ્ય તેમ જ કર્મત્વને યોગ્ય પુદ્ગલકાયો (પુદ્ગલસ્કંધો) વડે (વિશિષ્ટ રીતે) અવગાહાઈને ગાઢ ભરેલો છે.

कम्मत्तणपाओग्गा खंधा जीवस्स परिणइं पप्पा ।
गच्छंति कम्मभावं ण हि ते जीवेण परिणमिदा ॥ १६९ ॥

સ્કંધો કરમને યોગ્ય પામી જીવના પરિણામને
કર્મત્વને પામે; નહીં જીવ પરિણમાવે તેમને ૧૬૯.

અર્થ:—કર્મપણાને યોગ્ય સ્કંધો જીવની પરિણતિને પામીને કર્મભાવને પામે છે; તેમને જીવ પરિણમાવતો નથી.

ते ते कम्मत्तगदा पोग्गलकाया पुणो वि जीवस्स ।
संजायंते देहा देहंतरसंकमं पप्पा ॥ १७० ॥

કર્મત્વપરિણત પુદ્ગલોના સ્કંધ તે તે ફરી ફરી
શરીરો બને છે જીવને, સંક્રાંતિ પામી દેહની. ૧૭૦.

અર્થ:—કર્મપણે પરિણમેલા તે તે પુદ્‌ગલકાયો દેહાંતરરૂપ ફેરફારને પામીને ફરી ફરીને જીવને શરીરો થાય છે.

ओरालिओ य देहो देहो वेउव्विओ य तेजसिओ ।
आहारय कम्मइओ पोग्गलदव्वप्पगा सव्वे ॥ १७१ ॥

જે દેહ ઔદારિક, ને વૈક્રિય-તૈજસ દેહ છે,
કાર્મણ-અહારક દેહ જે, તે સર્વ પુદ્‌ગલરૂપ છે. ૧૭૧

અર્થ:—ઔદારિક શરીર, વૈક્રિયિક શરીર, તૈજસ શરીર, આહારક શરીર અને કાર્મણ શરીર—બધાં પુદ્‌ગલદ્રવ્યાત્મક છે.

अरसमरूवमगंधं अव्वत्तं चेदणागुणमसद्दं ।
जाण अलिंगग्गहणं जीवमणिद्दिट्ठसंठाणं ॥ १७२ ॥

છે ચેતનાગુણ, ગંધ-રૂપ-રસ-શબ્દ-વ્યક્તિ ન જીવને,
વળી લિંગગ્રહણ નથી અને સંસ્થાન ભાખ્યું ન તેહને. ૧૭૨

અર્થ:—જીવને અરસ, અરૂપ, અગંધ, અવ્યક્ત, ચેતના-ગુણવાળો, અશબ્દ, અલિંગગ્રહણ (લિંગથી અગ્રાહ્ય) અને જેને કોઈ સંસ્થાન કહ્યું નથી એવો જાણ.

मुत्तो रूवादिगुणो वज्झदि फासेहिं अण्णमण्णेहिं ।
तव्विवरीदो अप्पा वज्झदि किध पोग्गलं कम्मं ॥ १७३ ॥

અન્યોન્ય સ્પર્શથી બંધ થાય રૂપાદિગુણયુત મૂર્તને;
પણ જીવ મૂર્તિરહિત બાંધે કેમ પુદ્‌ગલકર્મને? ૧૭૩.

અર્થ:—મૂર્ત (એવાં પુદ્‌ગલ) તો રૂપાદિગુણવાળાં હોવાથી અન્યોન્ય (-પરસ્પર બંધયોગ્ય) સ્પર્શો વડે બંધાય છે; (પરંતુ)

તેનાથી વિપરીત (-અમૂર્ત) એવો આત્મા પૌદ્‌ગલિક કર્મ કઈ રીતે બાંધી શકે?

रूवादिएहिं रहिदो पेच्छदि जाणादि रूवमादीणि ।
दव्वाणि गुणे य जधा तह बंधो तेण जाणीहि ॥ १७४ ॥

જે રીત દર્શન-જ્ઞાન થાય રૂપાદિનું—ગુણ-દ્રવ્યનું,
તે રીત બંધન જાણ મૂર્તિરહિતને પણ મૂર્તનું. ૧૭૪.

અર્થ:—જે રીતે રૂપાદિરહિત (જીવ) રૂપાદિકને—દ્રવ્યોને તથા ગુણોને (રૂપી દ્રવ્યોને તથા તેમના ગુણોને)—દેખે છે અને જાણે છે, તે રીતે તેની સાથે (-અરૂપીને રૂપી સાથે) બંધ જાણ.

उवओगमओ जीवो मुज्झदि रज्जेदि वा पदुस्सेदि ।
पप्पा विविधे विसये जो हि पुणो तेहिं सो बंधो ॥ १७५ ॥

વિધવિધ વિષયો પામીને ઉપયોગ-આત્મક જીવ જે
પ્રદ્વેષ-રાગ-વિમોહભાવે પરિણમે, તે બંધ છે. ૧૭૫.

અર્થ:—જે ઉપયોગમય જીવ વિવિધ વિષયો પામીને મોહ કરે છે, રાગ કરે છે અથવા દ્વેષ કરે છે, તે જીવ તેમના વડે (-મોહરાગદ્વેષ વડે) બંધરૂપ છે.

भावेण जेण जीवो पेच्छदि जाणादि आगदं विसये ।
रज्जदि तेणेव पुणो बज्झदि कम्म त्ति उवदेसो ॥ १७६ ॥

જે ભાવથી દેખે અને જાણે વિષયગત અર્થને,
તેનાથી છે ઉપરક્તતા; વળી કર્મબંધન તે વડે. ૧૭૬.

અર્થ:—જીવ જે ભાવથી વિષયમાં આવેલ પદાર્થને દેખે છે

અને જાણે છે. તેનાથી જ ઉપરક્ત થાય છે; વળી તેનાથી જ કર્મ બંધાય છે;—એમ ઉપદેશ છે.

फासेहिं पोग्गलाणं बंधो जीवस्स रागमादीहिं ।
अण्णोण्णं अवगाहो पोग्गलजीवप्पगो भणिदो ॥ १७७ ॥

રાગાદિ સહ આત્મા તણો, ને સ્પર્શ સહ પુદ્‌ગલ તણો,
અન્યોન્ય જે અવગાહ તેને બંધ ઉભયાત્મક કહ્યો. ૧૭૭.

અર્થ:—સ્પર્શો સાથે પુદ્‌ગલોનો બંધ, રાગાદિક સાથે જીવનો બંધ અને અન્યોન્ય અવગાહ તે પુદ્‌ગલજીવાત્મક બંધ કહેવામાં આવ્યો છે.

सपदेसो सो अप्पा तेसु पदेसेसु पोग्गला काया ।
पविसंति जहाजोग्गं चिट्ठंति हि जंति बज्झंति ॥ १७८ ॥

સપ્રદેશ છે તે જીવ, જીવપ્રદેશમાં આવે અને
પુદ્‌ગલસમૂહ રહે યથોચિત, જાય છે, બંધાય છે. ૧૭૮.

અર્થ:—તે આત્મા સપ્રદેશ છે; એ પ્રદેશોમાં પુદ્‌ગલસમૂહો પ્રવેશે છે, યથાયોગ્ય રહે છે, જાય છે અને બંધાય છે.

रत्तो बंधदि कम्मं मुच्चदि कम्मेहिं रागरहिदप्पा ।
एसो बंधसमासो जीवाणं जाण णिच्छयदो ॥ १७९ ॥

જીવ રક્ત બાંધે કર્મ, રાગ રહિત જીવ મુકાય છે;
—આ જીવ કેરા બંધનો સંક્ષેપ નિશ્ચય જાણજે. ૧૭૯.

અર્થ:—રાગી આત્મા કર્મ બાંધે છે, રાગ રહિત આત્મા કર્મોથી મુકાય છે;—આ, જીવોના બંધનો સંક્ષેપ નિશ્ચયથી જાણ.

परिणामादो बंधो परिणामो रागदोसमोहजुदो ।
असुहो मोहपदोसो सुहो व असुहो हवदि रागो ॥ १८० ॥

પરિણામથી છે બંધ, રાગ-વિમોહ-દ્વેષથી યુક્ત જે;
છે મોહ-દ્વેષ અશુભ, રાગ અશુભ વા શુભ હોય છે. ૧૮૦.

અર્થઃ—પરિણામથી બંધ છે, (જે) પરિણામ રાગ-દ્વેષ-મોહયુક્ત છે. (તેમાં) મોહ અને દ્વેષ અશુભ છે, રાગ શુભ અથવા અશુભ હોય છે.

सुहपरिणामो पुण्णं असुहो पावं ति भणिदमण्णेसु ।
परिणामो णण्णगदो दुक्खक्खयकारणं समये ॥ १८१ ॥

પર માંહી શુભ પરિણામ પુણ્ય, અશુભ પરમાં પાપ છે;
નિજદ્રવ્યગત પરિણામ સમયે દુઃખક્ષયનો હેતુ છે. ૧૮૧.

અર્થઃ—પર પ્રત્યે શુભ પરિણામ પુણ્ય છે અને (પર પ્રત્યે) અશુભ પરિણામ પાપ છે એમ કહ્યું છે; પર પ્રત્યે નહિ પ્રવર્તતો એવો પરિણામ સમયે દુઃખક્ષયનું કારણ છે.

भणिदा पुढविप्पमुहा जीवणिकायाध थावरा य तसा ।
अण्णा ते जीवादो जीवो वि य तेहिंदो अण्णो ॥ १८२ ॥

સ્થાવર અને ત્રસ પૃથ્વીઆદિક જીવકાય કહેલ જે,
તે જીવથી છે અન્ય તેમ જ જીવ તેથી અન્ય છે. ૧૮૨.

અર્થઃ—હવે સ્થાવર અને ત્રસ એવા જે પૃથ્વીઆદિક જીવનિકાયો કહેવામાં આવ્યા છે, તે જીવથી અન્ય છે અને જીવ પણ તેમનાથી અન્ય છે.

जो णवि जाणदि एवं परमप्पाणं सहावमासेज्ज ।
कीरदि अज्झवसाणं अहं ममेदं ति मोहादो ॥ १८३ ॥

પરને સ્વને નહિ જાણતો એ રીત પામી સ્વભાવને,
તે 'આ હું, આ મુજ' એમ અધ્યવસાન મોહ થકી કરે.

અર્થ:—જે એ રીતે સ્વભાવને પામીને (જીવપુદ્ગલના સ્વભાવને નક્કી કરીને) પરને અને સ્વને જાણતો નથી, તે મોહથી 'આ હું છું, આ મારું છે' એમ અધ્યવસાન કરે છે.

कुव्वं सभावमादा हवदि हि कत्ता सगस्स भावस्स ।
पोग्गलदव्वमयाणं ण दु कत्ता सव्वभावाणं ॥ १८४ ॥

નિજ ભાવ કરતો જીવ છે કર્તા ખરે નિજ ભાવનો;
પણ તે નથી કર્તા સકલ પુદ્ગલદરવમય ભાવનો. ૧૮૪.

અર્થ:—પોતાના ભાવને કરતો થકો આત્મા ખરેખર પોતાના ભાવનો કર્તા છે; પરંતુ પુદ્ગલદ્રવ્યમય સર્વ ભાવોનો કર્તા નથી.

गेण्हदि णेव ण मुंचदि करेदि ण हि पोग्गलाणि कम्माणि ।
जीवो पोग्गलमज्झे वट्टण्णवि सव्वकालेसु ॥ १८५ ॥

જીવ સર્વ કાળે પુદ્ગલોની મધ્યમાં વર્તે ભલે,
પણ નવ ગ્રહે, ન તજે, કરે નહિ જીવ પુદ્ગલકર્મને. ૧૮૫.

અર્થ:—જીવ સર્વ કાળે પુદ્ગલની મધ્યમાં રહેતો હોવા છતાં પણ પૌદ્ગલિક કર્મોને ખરેખર ગ્રહતો નથી, છોડતો નથી, કરતો નથી.

स इदाणिं कत्ता सं सगपरिणामस्स दव्वजादस्स ।
आदीयदे कदाइं विमुच्चदे कम्मधूलीहिं ॥ १८६ ॥

તે હાલ દ્રવ્યજનિત નિજ પરિણામનો કર્તા બને,
તેથી ગ્રહાય અને કદાપિ મુકાય છે કર્મો વડે. ૧૮૬.

અર્થઃ—તે હમણાં (સંસારાવસ્થામાં) દ્રવ્યથી (આત્મ-દ્રવ્યથી) ઉત્પન્ન થતા (અશુદ્ધ) સ્વપરિણામનો કર્તા થતો થકો કર્મરજ વડે ગ્રહાય છે અને કદાચિત્ મુકાય છે.

परिणमदि जदा अप्पा सुहम्हि असुहम्हि रागदोसजुदो ।
तं पविसदि कम्मरयं णाणावरणादिभावेहिं ॥ १८७ ॥

જીવ રાગદ્વેષથી યુક્ત જ્યારે પરિણમે શુભ-અશુભમાં,
જ્ઞાનાવરણઇત્યાદિભાવે કર્મધૂલિ પ્રવેશ ત્યાં. ૧૮૭.

અર્થઃ—જ્યારે આત્મા રાગદ્વેષયુક્ત થયો થકો શુભ અને અશુભમાં પરિણમે છે, ત્યારે કર્મરજ જ્ઞાનાવરણાદિભાવે તેનામાં પ્રવેશે છે.

सपदेसो सो अप्पा कसायिदो मोहरागदोसेहिं ।
कम्मरएहिं सिलिट्ठो बंधो त्ति परूविदो समये ॥ १८८ ॥

સપ્રદેશ જીવ સમયે કષાયિત મોહરાગાદિ વડે,
સંબંધ પામી કર્મરજનો, બંધરૂપ કથાય છે. ૧૮૮.

અર્થઃ—સપ્રદેશ એવો તે આત્મા સમયે મોહ-રાગ-દ્વેષ વડે કષાયિત થવાથી કર્મરજ વડે શ્લિષ્ટ થયો થકો (અર્થાત્ જેને કર્મરજ વળગી છે એવો થયો થકો) 'બંધ' કહેવામાં આવ્યો છે.

एसो बंधसमासो जीवाणं णिच्छयेण णिद्दिट्ठो ।
अरहंतेहिं जदीणं ववहारो अण्णहा भणिदो ॥ १८९ ॥

—આ જીવ કેરા બંધનો સંક્ષેપ નિશ્ચય ભાખિયો
અર્હંતદેવે યોગીને; વ્યવહાર અન્ય રીતે કહ્યો. ૧૮૯.

**અર્થ:**—આ (પૂર્વોક્ત રીતે), જીવોના બંધનો સંક્ષેપ નિશ્ચયથી અર્હંતદેવોએ યતિઓને કહ્યો છે; વ્યવહાર અન્ય રીતે કહ્યો છે.

ण चयदि जो दु ममत्तिं अहं ममेदं ति देहदविणेसु ।
सो सामण्णं चत्ता पडिवण्णो होदि उम्मग्गं ॥ १९० ॥

'હું આ અને આ મારું' એ મમતા ન દેહ-ધને તજે,
તે છોડી જીવ શ્રામણ્યને ઉન્માર્ગનો આશ્રય કરે. ૧૯૦.

**અર્થ:**—જે દેહ-ધનાદિકમાં 'હું આ છું અને આ મારું છે' એવી મમતા છોડતો નથી, તે શ્રામણ્યને છોડીને ઉન્માર્ગનો આશ્રય કરે છે.

णाहं होमि परेसिं ण मे परे संति णाणमहमेक्को ।
इदि जो झायदि झाणे सो अप्पा णं हवदि झादा ॥ १९१ ॥

હું પર તણો નહિ, પર ન મારાં, જ્ઞાન કેવળ એક હું
—જે એમ ધ્યાવે, ધ્યાનકાળે તેહ શુદ્ધાત્મા બને. ૧૯૧.

**અર્થ:**—'હું પરનો નથી, પર મારાં નથી, હું એક જ્ઞાન છું' એમ જે ધ્યાવે છે, તે ધ્યાતા ધ્યાનકાળે આત્મા અર્થાત્ શુદ્ધાત્મા થાય છે.

एवं णाणप्पाणं दंसणभूदं अदिंदियमहत्थं ।
धुवमचलमणालंबं मण्णेऽहं अप्पगं सुद्धं ॥ १९२ ॥

એ રીત દર્શન-જ્ઞાન છે, ઇંદ્રિય-અતીત મહાર્થ છે,
માનું હું—આલંબન રહિત, જીવ શુદ્ધ, નિશ્ચળ, ધ્રુવ છે.

અર્થ:—હું આત્માને એ રીતે જ્ઞાનાત્મક, દર્શનભૂત, અતીંદ્રિય મહા પદાર્થ, ધ્રુવ, અચળ, નિરાલંબ અને શુદ્ધ માનું છું.

देहा वा दविणा वा सुहदुक्खा वाध सत्तुमित्तजणा ।
जीवस्स ण संति धुवा धुवोवओगप्पगो अप्पा ॥ १९३ ॥

લક્ષ્મી, શરીર, સુખદુઃખ અથવા શત્રુમિત્ર જનો અરે!
જીવને નથી કંઈ ધ્રુવ, ધ્રુવ ઉપયોગ-આત્મક જીવ છે. ૧૯૩.

અર્થ:—શરીરો, ધન, સુખદુઃખ અથવા શત્રુમિત્રજનો—એ કાંઈ જીવને ધ્રુવ નથી, ધ્રુવ તો ઉપયોગાત્મક આત્મા છે.

जो एवं जाणित्ता झादि परं अप्पगं विसुद्धप्पा ।
सागारोऽणागारो खवेदि सो मोहदुग्गंठिं ॥ १९४ ॥

—આ જાણી, શુદ્ધાત્મા બની, ધ્યાવે પરમ નિજ આત્મને,
સાકાર અણ-આકાર હો, તે મોહગ્રંથિ ક્ષય કરે. ૧૯૪.

અર્થ:—જે આમ જાણીને વિશુદ્ધાત્મા થયો થકો પરમ આત્માને ધ્યાવે છે, તે—સાકાર હો કે અનાકાર હો—મોહદુર્ગ્રંથિને ક્ષય કરે છે.

जो णिहदमोहगंठी रागपदोसे खवीय सामण्णे ।
होज्जं समसुहदुक्खो सो सोक्खं अक्खयं लहदि ॥ १९५ ॥

હણી મોહગ્રંથિ, ક્ષય કરી રાગાદિ, સમસુખદુઃખ જે
જીવ પરિણમે શ્રામણ્યમાં, તે સૌખ્ય અક્ષયને લહે. ૧૯૫.

અર્થ:—જે મોહગ્રંથિને નષ્ટ કરી, રાગ-દ્વેષનો ક્ષય કરી, *સમસુખદુઃખ થયો થકો શ્રામણ્યમાં (મુનિપણામાં) પરિણમે છે, તે અક્ષય સૌખ્યને પ્રાપ્ત કરે છે.

जो खविदमोहकलुसो विसयविरत्तो मणो णिरुंभित्ता ।
समवट्ठिदो सहावे सो अप्पा णं हवदि झादा ॥ १९६ ॥

જે મોહમળ કરી નષ્ટ, વિષયવિરક્ત થઈ, મન રોકીને,
આત્મસ્વભાવે સ્થિત છે, તે આત્મને ધ્યાનાર છે. ૧૯૬.

અર્થ:—જે મોહમળનો ક્ષય કરી, વિષયથી વિરક્ત થઈ, મનનો નિરોધ કરી, સ્વભાવમા સમવસ્થિત છે, તે આત્મા આત્માને ધ્યાનાર છે.

णिहदघणघादिकम्मो पच्चक्खं सव्वभावतच्चण्हू ।
णेयंतगदो समणो झादि कमट्ठं असंदेहो ॥ १९७ ॥

શા અર્થને ધ્યાવે શ્રમણ, જે નષ્ટઘાતિકર્મ છે.
પ્રત્યક્ષસર્વપદાર્થ ને જ્ઞેયાન્તપ્રાપ્ત, નિ:શંક છે? ૧૯૭.

અર્થ:—જેમણે ઘનઘાતિકર્મનો નાશ કર્યો છે, જે સર્વ પદાર્થોના સ્વરૂપને પ્રત્યક્ષ જાણે છે અને જે જ્ઞેયના પારને પામેલા છે એવા સંદેહ રહિત શ્રમણ કયા પદાર્થને ધ્યાવે છે?

* સમસુખદુઃખ=જેને સુખ અને દુઃખ સમાન છે એવો.

सव्वाबाधविजुत्तो समंतसव्वक्खसोक्खणाणड्ढो ।
भूदो अक्खातीदो झादि अणक्खो परं सोक्खं ॥ १९८ ॥

બાધા રહિત, સકલાત્મમાં સંપૂર્ણસુખજ્ઞાનાઢ્ય જે,
ઇંદ્રિય-અતીત અનિંદ્રિ તે ધ્યાવે પરમ આનંદને. ૧૯૮.

અર્થ:—અનિંદ્રિય અને ઇંદ્રિયાતીત થયેલો આત્મા સર્વ બાધા રહિત અને આખા આત્મામાં સમંત (સર્વ પ્રકારનાં, પરિપૂર્ણ) સૌખ્ય તેમ જ જ્ઞાનથી સમૃદ્ધ વર્તતો થકો પરમ સૌખ્યને ધ્યાવે છે.

एवं जिणा जिणिंदा सिद्धा मग्गं समुट्ठिदा समणा ।
जादा णमोत्थु तेसिं तस्स य णिव्वाणमग्गस्स ॥ १९९ ॥

શ્રમણો, જિનો, તીર્થંકરો આ રીત સેવી માર્ગને
સિદ્ધિ વર્યા; નમું તેમને, નિર્વાણના તે માર્ગને. ૧૯૯.

અર્થ:—જિનો, જિનેંદ્રો અને શ્રમણો (અર્થાત્ સામાન્ય કેવળીઓ, તીર્થંકરો અને મુનિઓ) આ રીતે (પૂર્વે કહેલી રીતે જ) માર્ગમાં આરૂઢ થયા થકા સિદ્ધ થયા. નમસ્કાર હો તેમને અને તે નિર્વાણમાર્ગને.

तम्हा तह जाणित्ता अप्पाणं जाणगं सभावेण ।
परिवज्जामि ममत्तिं उवट्ठिदो णिम्ममत्तम्हि ॥ २०० ॥

એ રીત તેથી આત્મને જ્ઞાયકસ્વભાવી જાણીને,
નિર્મમપણે રહી સ્થિત આ પરિવર્જું છું હું મમત્વને. ૨૦૦.

અર્થ:—તેથી (અર્થાત્ શુદ્ધાત્મામાં પ્રવૃત્તિ વડે જ મોક્ષ થતો હોવાથી) એ રીતે આત્માને સ્વભાવથી જ્ઞાયક જાણીને હું નિર્મમત્વમાં સ્થિત રહ્યો થકો મમતાનો પરિત્યાગ કરું છું.



## ૩. ચરણાનુયોગસૂચક ચૂલિકા

卐

एवं पणमिय सिद्धे जिणवरवसहे पुणो पुणो समणे ।
पडिवज्जदु सामण्णं जदि इच्छदि दुक्खपरिमोक्खं ॥ २०१ ॥

એ રીત પ્રણમી સિદ્ધ, જિનવરવૃષભ, મુનિને ફરી ફરી,
શ્રામણ્ય અંગીકૃત કરો, અભિલાષ જો દુખમુક્તિની. ૨૦૧.

અર્થઃ—જો દુઃખથી પરિમુક્ત થવાની ઇચ્છા હોય તો, પૂર્વોક્ત રીતે (જ્ઞાનતત્ત્વ-પ્રજ્ઞાપનની પહેલી ત્રણ ગાથાઓ પ્રમાણે) ફરી ફરીને સિદ્ધોને, જિનવરવૃષભોને (-અર્હંતોને) તથા શ્રમણોને પ્રણમીને, (જીવ) શ્રામણ્યને અંગીકાર કરો.

आपिच्छ बंधुवग्गं विमोचिदो गुरुकलत्तपुत्तेहिं ।
आसिज्ज णाणदंसणचरित्ततववीरियायारं ॥ २०२ ॥

બંધુજનોની વિદાય લઈ, સ્ત્રી-પુત્ર-વડીલોથી છૂટી,
દૃગ-જ્ઞાન-તપ-ચારિત્ર-વીર્યાચાર અંગીકૃત કરી, ૨૦૨.

અર્થઃ—(શ્રામણ્યાર્થી) બંધુવર્ગની વિદાય લઈને, વડીલો, સ્ત્રી અને પુત્રથી મુક્ત કરવામાં આવ્યો થકો, જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચારને અંગીકાર કરીને .....

समणं गणिं गुणड्ढं कुलरूववयोविसिट्ठमिट्ठदरं ।
समणेहिं तं पि पणदो पडिच्छ मं चेदि अणुगहिदो ॥ २०३ ॥

'મુજને ગ્રહો' કહી, પ્રણત થઈ, અનુગૃહીત થાય ગણી વડે,
—વયરૂપકુલવિશિષ્ટ, યોગી, ગુણાઢ્ય ને મુનિ-ઇષ્ટ જે. ૨૦૩.

અર્થ:—જે શ્રમણ છે, ગુણાઢ્ય છે, કુળ, રૂપ તથા વયથી વિશિષ્ટ છે અને શ્રમણોને અતિ ઇષ્ટ છે એવા ગણીને 'મારો સ્વીકાર કરો' એમ કહીને પ્રણત થાય છે (-પ્રણામ કરે છે) અને અનુગૃહીત થાય છે.

णाहं होमि परेसिं ण मे परे णत्थि मज्झमिह किंचि ।
इदि णिच्छिदो जिदिंदो जादो जधजादरूवधरो ॥ २०४ ॥

પરનો ન હું, પર છે ન મુજ, મારું નથી કંઈ પણ જગે,
—એ રીત નિશ્ચિત ને જિતેંદ્રિય સાહજિકરૂપધર બને.

અર્થ:—હું પરનો નથી, પર મારાં નથી, આ લોકમાં મારું કાંઈ પણ નથી—આવા નિશ્ચયવાળો અને જિતેંદ્રિય વર્તતો થકો તે યથાજાતરૂપધર (સહજરૂપધારી) થાય છે.

जधजादरूवजादं उप्पाडिदकेसमंसुगं सुद्धं ।
रहिदं हिंसादीदो अप्पडिकम्मं हवदि लिंगं ॥ २०५ ॥

मुच्छारंभविजुत्तं जुत्तं उवओगजोगसुद्धीहिं ।
लिंगं ण परावेक्खं अपुणब्भवकारणं जेण्हं ॥ २०६ ॥

જન્મ્યા પ્રમાણે રૂપ, લુંચન કેશનું, શુદ્ધત્વ ને
હિંસાદિથી શૂન્યત્વ, દેહ-અસંસ્કરણ—એ લિંગ છે. ૨૦૫.

આરંભમૂર્છાશૂન્યતા, ઉપયોગયોગવિશુદ્ધતા.
નિરપેક્ષતા પરથી,—જિનોદિત મોક્ષકારણ લિંગ આ. ૨૦૬.

અર્થ:—જન્મસમયના રૂપ જેવા રૂપવાળું, માથાના અને દાઢીમૂછના વાળનો લોચ કરાયેલું, શુદ્ધ (અકિંચન), હિંસાદિથી રહિત અને પ્રતિકર્મ (શરીરની સજાવટ) વિનાનું—એવું (શ્રામણ્યનું બહિરંગ) લિંગ છે.

મૂર્છા (મમત્વ) અને આરંભ રહિત, ઉપયોગની અને યોગની શુદ્ધિથી યુક્ત તથા પરની અપેક્ષા વિનાનું—એવું જિનદેવે કહેલું (શ્રામણ્યનું અંતરંગ) લિંગ છે કે જે મોક્ષનું કારણ છે.

आदाय तं पि लिंगं गुरुणा परमेण तं णमंसित्ता ।
सोच्चा सवदं किरियं उवट्ठिदो होदि सो समणो ॥ २०७ ॥

ગ્રહી પરમગુરુ-દીધેલ લિંગ, નમસ્કરણ કરી તેમને,
વ્રત ને ક્રિયા સુણી, થઈ ઉપસ્થિત, થાય છે મુનિરાજ એ.

અર્થ:—પરમ ગુરુ વડે દેવામાં આવેલાં તે બન્ને લિંગને ગ્રહીને, તેમને નમસ્કાર કરીને, વ્રત સહિત ક્રિયાને સાંભળીને ઉપસ્થિત (આત્માની સમીપ સ્થિત) થયો થકો તે શ્રમણ થાય છે.

वदसमिदिंदियरोधो लोचावस्सयमचेलमण्हाणं ।
खिदिसयणमदंतवणं ठिदिभोयणमेगभत्तं च ॥ २०८ ॥
एदे खलु मूलगुणा समणाणं जिणवरेहिं पण्णत्ता ।
तेसु पमत्तो समणो छेदोवट्ठावगो होदि ॥ २०९ ॥

વ્રત, સમિતિ, લુંચન, આવશ્યક, અણચેલ, ઈંદ્રિયરોધનં,
નહિ સ્નાન-દાતણ, એક ભોજન, ભૂશયન, સ્થિતિભોજનં, ૨૦૮

—આ મૂળગુણ શ્રમણો તણા જિનદેવથી પ્રજ્ઞપ્ત છે,
તેમાં પ્રમત્ત થતાં શ્રમણ છેદોપસ્થાપક થાય છે. ૨૦૯.

અર્થ:—વ્રત, સમિતિ, ઇંદ્રિયરોધ, લોચ, આવશ્યક, અચેલપણું, અસ્નાન, ક્ષિતિશયન, અદંતધાવન, ઊભાં ઊભાં ભોજન અને એક વખત આહાર—આ ખરેખર શ્રમણોના મૂળગુણો જિનવરોએ કહ્યા છે; તેમાં પ્રમત્ત થયો થકો શ્રમણ છેદોપસ્થાપક થાય છે.

लिंगग्गहणे तेसिं गुरु त्ति पव्वज्जदायगो होदि ।
छेदेसूवट्ठवगा सेसा णिज्जावगा समणा ॥ २१० ॥

જે લિંગગ્રહણે સાધુપદ દેનાર તે ગુરુ જાણવા;
છેદદ્વયે સ્થાપન કરે તે શેષ મુનિ નિર્યાપકા. ૨૧૦.

અર્થ:—લિંગગ્રહણ વખતે જે પ્રવ્રજ્યાદાયક (દીક્ષા દેનાર) છે તે તેમના ગુરુ છે અને જે [1]છેદદ્વયે ઉપસ્થાપક છે [એટલે કે (૧) જે ભેદોમાં સ્થાપિત કરે છે તેમ જ (૨) જે સંયમમાં છેદ થતાં ફરી સ્થાપિત કરે છે] તે શેષ શ્રમણો [2]નિર્યાપક છે.

पयदम्हि समारद्धे छेदो समणस्स कायचेट्ठम्हि ।
जायदि जदि तस्स पुणो आलोयणपुव्विया किरिया ॥ २११ ॥
छेदुवजुत्तो समणो समणं ववहारिणं जिणमदम्हि ।
आसेज्जालोचित्ता उवदिट्ठं तेण कायव्वं ॥ २१२ ॥

૧. છેદદ્વય=બે પ્રકારના છેદ [અહીં, (૧) સંયમમાં જે ૨૮ મૂળગુણરૂપ ભેદ પડે તેને પણ છેદ કહેલ છે અને (૨) ખંડનને અથવા દોષને પણ છેદ કહેલ છે]

૨. નિર્યાપક=નિર્વાહ કરનાર, સદુપદેશથી દૃઢ કરનાર, શિક્ષાગુરુ, શ્રુતગુરુ.

જો છેદ થાય પ્રયત્ન સહ કૃત કાયની ચેષ્ટા વિષે,
આલોચનાપૂર્વક ક્રિયા કર્તવ્ય છે તે સાધુને. ૨૧૧.
છેદોપયુક્ત મુનિ, શ્રમણ વ્યવહારવિજ્ઞ કને જઈ,
નિજ દોષ આલોચન કરી, શ્રમણોપદિષ્ટ કરે વિધિ. ૨૧૨.

અર્થઃ—જો શ્રમણને [1]પ્રયત્નપૂર્વક કરવામાં આવતી કાયચેષ્ટાને વિષે છેદ થાય છે તો તેણે તો *આલોચનપૂર્વક ક્રિયા કરવી જોઈએ.

(પરંતુ) જો શ્રમણ છેદમાં ઉપયુક્ત થયો હોય તો તેણે જિનમતને વિષે વ્યવહારકુશળ શ્રમણ પાસે જઈને, *આલોચન કરીને (-પોતાના દોષનું નિવેદન કરીને), તેઓ જે ઉપદેશે તે કરવું જોઈએ.

अधिवासे व विवासे छेदविहूणो भवीय सामण्णे ।
समणो विहरदु णिच्चं परिहरमाणो णिबंधाणि ॥ २१३ ॥

પ્રતિબંધ પરિત્યાગી સદા અધિવાસ અગર વિવાસમાં,
મુનિરાજ વિહરો સર્વદા થઈ છેદહીન શ્રામણ્યમાં. ૨૧૩.

---

૧ મુનિને (મુનિત્વોચિત) શુદ્ધોપયોગ તે અંતરંગ અથવા નિશ્ચય પ્રયત્ન છે અને તે શુદ્ધોપયોગદશામાં વર્તતો જે (હઠ વગરનો) દેહચેષ્ટાદિકસંબંધી શુભોપયોગ તે બહિરંગ અથવા વ્યવહાર પ્રયત્ન છે [શુદ્ધોપયોગદશા ન હોય ત્યાં શુભોપયોગ હઠ સહિત હોય છે, તે શુભોપયોગ વ્યવહાર-પ્રયત્નપણાને પણ પામતો નથી ]

* આલોચન =(૧) સૂક્ષ્મતાથી જોઈ જવું તે, બારીકાઈથી વિચારવું તે, બરાબર ખ્યાલમાં લેવું તે (૨) નિવેદન; કથન [૨૧૧ મી ગાથામાં 'આલોચન'નો પહેલો અર્થ ઘટે છે અને ૨૧૨ મી ગાથામાં બીજો અર્થ ઘટે છે.]

અર્થ:—અધિવાસમાં વસતાં (આત્મવાસમાં અથવા ગુરુઓના સહવાસમાં વસતાં) કે વિવાસમાં વસતાં (ગુરુઓથી ભિન્ન વાસમાં વસતાં), સદા (પરદ્રવ્યને વિષે) પ્રતિબંધો પરિહરતો થકો શ્રામણ્યને વિષે છેદવિહીન થઈને શ્રમણ વિહરો.

चरदि णिबद्धो णिच्चं समणो णाणम्हि दंसणमुहम्हि ।
पयदो मूलगुणेसु य जो सो पडिपुण्णसामण्णो ॥ २१४ ॥

જે શ્રમણ જ્ઞાન-દગાદિકે પ્રતિબદ્ધ વિચરે સર્વદા;
ને પ્રયત મૂળગુણો વિષે, શ્રામણ્ય છે પરિપૂર્ણ ત્યાં. ૨૧૪.

અર્થ:—જે શ્રમણ સદા જ્ઞાનમાં અને દર્શનાદિકમાં પ્રતિબદ્ધ તથા મૂળગુણોમાં પ્રયત (પ્રયત્નશીલ) વિચરે છે, તે પરિપૂર્ણ શ્રામણ્યવાળો છે.

भत्ते वा खमणे वा आवसधे वा पुणो विहारे वा ।
उवधिम्हि वा णिबद्धं णेच्छदि समणम्हि विकधम्हि ॥ २१५ ॥

મુનિ ક્ષપણ માંહી, નિવાસસ્થાન, વિહાર વા ભોજન મહીં,
ઉપધિ-શ્રમણ-વિકથા મહીં પ્રતિબંધને ઇચ્છે નહીં. ૨૧૫.

અર્થ:—મુનિ આહારમાં, ક્ષપણમાં (ઉપવાસમાં), આવસથમાં (નિવાસસ્થાનમાં), વિહારમાં, ઉપધિમાં (પરિગ્રહમાં), શ્રમણમાં (અન્ય મુનિમાં) અથવા *વિકથામાં પ્રતિબંધ ઇચ્છતો નથી.

---

* છદ્મસ્થ મુનિને ધાર્મિક કથાવાર્તા કરતા પણ નિર્મળ ચૈતન્ય વિકલ્પયુક્ત થવાથી અંશે મલિન થાય છે, તેથી તે ધાર્મિક કથાને પણ વિકથા એટલે કે શુદ્ધાત્મદ્રવ્યથી વિરુદ્ધ કથા કહી છે.

अपयत्ता वा चरिया सयणासणठाणचंकमादीसु ।
समणस्स सव्वकाले हिंसा सा संतय त्ति मदा ॥ २१६ ॥

આસન-શયન-ગમનાદિકે ચર્યા પ્રયત્નવિહીન જે,
તે જાણવી હિંસા સદા સંતાનવાહિની શ્રમણને. ૨૧૬.

અર્થ:—શ્રમણને શયન, આસન ( બેસવું ), સ્થાન ( ઊભા રહેવું ), ગમન ઇત્યાદિમાં જે અપ્રયત ચર્યા તે સર્વ કાળે સતત હિંસા માનવામાં આવી છે.

मरदु व जियदु व जीवो अयदाचारस्स णिच्छिदा हिंसा ।
पयदस्स णत्थि बंधो हिंसामेत्तेण समिदस्स ॥ २१७ ॥

જીવો-મરો જીવ, યત્નહીન આચાર ત્યાં હિંસા નક્કી;
સમિતિ-પ્રયત્નસહિતને નહિ બંધ હિંસામાત્રથી. ૨૧૭.

અર્થ:—જીવ મરો કે જીવો, અપ્રયત આચારવાળાને ( અંતરંગ ) હિંસા નિશ્ચિત છે; [1]પ્રયતને, [2]સમિતિવંતને ( બહિરંગ ) હિંસામાત્રથી બંધ નથી.

अयदाचारो समणो छस्सु वि कायेसु वधकरो त्ति मदो ।
चरदि जदं जदि णिच्चं कमलं व जले णिरुवलेवो ॥ २१८ ॥

---

૧. પ્રયત = પ્રયત્નશીલ; સાવધાન, સંયમી [ પ્રયત્નના અર્થ માટે ૨૧૫ મા પાનાનું પદટિપ્પણ જુઓ ]

૨ શુદ્ધાત્મસ્વરૂપમાં (મુનિત્વોચિત) સમ્યક્ 'ઇતિ' અર્થાત્ પરિણતિ તે નિશ્ચય સમિતિ છે અને તે દશામાં વર્તતી જે ( હઠ વગરની ) ઈર્યા-ભાષાદિ સંબંધી શુભ પરિણતિ તે વ્યવહાર-સમિતિ છે [ શુદ્ધાત્મસ્વરૂપમાં સમ્યક્ પરિણતિરૂપ દશા ન હોય ત્યાં શુભ પરિણતિ હઠ સહિત હોય છે, તે શુભ પરિણતિ વ્યવહાર-સમિતિ પણ નથી ]

મુનિ યત્નહીન આચારવંત છ કાયનો હિંસક કહ્યો;
જલકમલવત્ નિર્લેપ ભાખ્યો, નિત્ય યત્નસહિત જો. ૨૧૮.

અર્થ:—અપ્રયત આચારવાળો શ્રમણ છયે કાય સંબંધી વધનો કરનાર માનવામાં—કહેવામાં આવ્યો છે; જો સદા પ્રયતપણે આચરણ કરે તો જળમાં કમળની માફક નિર્લેપ કહેવામાં આવ્યો છે.

हवदि व ण हवदि बंधो मदम्हि जीवेऽध कायचेट्ठम्हि ।
बंधो धुवमुवधीदो इदि समणा छड्डिया सव्वं ॥ २१९ ॥

દૈહિક ક્રિયા થકી જીવ મરતાં બંધ થાય–ન થાય છે,
પરિગ્રહ થકી ધ્રુવ બંધ, તેથી સમસ્ત છોડયો યોગીએ. ૨૧૯.

અર્થ:—હવે (ઉપધિ વિષે એમ છે કે), કાયચેષ્ટાપૂર્વક જીવ મરતાં બંધ થાય છે અથવા નથી થતો; (પણ) ઉપધિથી—પરિગ્રહથી નક્કી બંધ થાય છે; તેથી શ્રમણોએ (અર્હંતદેવોએ) સર્વ પરિગ્રહને છોડયો છે.

ण हि णिरवेक्खो चागो ण हवदि भिक्खुस्स आसयविसुद्धी ।
अविसुद्धस्स य चित्ते कहं णु कम्मक्खओ विहिदो ॥ २२० ॥

નિરપેક્ષ ત્યાગ ન હોય તો નહિ ભાવશુદ્ધિ ભિક્ષુને,
ને ભાવમાં અવિશુદ્ધને ક્ષય કર્મનો કઈ રીત બને? ૨૨૦.

અર્થ:—જો નિરપેક્ષ (કોઈ પણ વસ્તુની અપેક્ષા વિનાનો) ત્યાગ ન હોય તો ભિક્ષુને ભાવની વિશુદ્ધિ નથી; અને ભાવમાં જે અવિશુદ્ધ છે તેને કર્મક્ષય કઈ રીતે થઈ શકે?

किध तम्हि णत्थि मुच्छा आरंभो वा असंजमो तस्स ।
तध परदव्वम्मि रदो कधमप्पाणं पसाधयदि ॥ २२१ ॥

આરંભ, અણુસંયમ અને મૂર્છા ન ત્યાં—એ કયમ બને?
પરદ્રવ્યરત જે હોય તે કઈ રીત સાધે આત્મને? ૨૨૧.

અર્થ:—ઉપધિના સદ્‌ભાવમાં તેને (ભિક્ષુને) મૂર્છા, આરંભ કે અસંયમ ન હોય એ કેમ બને? (ન જ બને.) તથા જે પરદ્રવ્યમાં રત હોય તે આત્માને કઈ રીતે સાધે?

छेदो जेण ण विज्जदि गहणविसग्गेसु सेवमाणस्स ।
समणो तेणिह वट्टदु कालं खेत्तं वियाणित्ता ॥ २२२ ॥

ગ્રહણે વિસર્ગે સેવતાં નહિ છેદ જેથી થાય છે,
તે ઉપધિ સહ વર્તો ભલે મુનિ કાળક્ષેત્ર વિજાણીને. ૨૨૨.

અર્થ:—જે ઉપાધને (આહાર-નીહારાદિનાં) ગ્રહણ-વિસર્જનમાં સેવતાં જેનાથી સેવનારને છેદ થતો નથી, તે ઉપાધ સહિત, કાળક્ષેત્રને જાણીને, આ લોકમાં શ્રમણ ભલે વર્તો.

अप्पडिकुट्ठं उवधिं अपत्थणिज्जं असंजदजणेहिं ।
मुच्छादिजणणरहिदं गेण्हदु समणो जदि वि अप्पं ॥ २२३ ॥

ઉપધિ અનિંદિતને, અસંયત જન થકી અણુપ્રાર્થ્યને,
મૂર્છાદિજનનરહિતને જ ગ્રહો શ્રમણ, થોડો ભલે. ૨૨૩.

અર્થ:—ભલે થોડા હોય તોપણ, જે અનિંદિત હોય, અસંયત જનોથી અપ્રાર્થનીય હોય અને જે મૂર્છાદિના જનન રહિત હોય—એવા જ ઉપધિને શ્રમણ ગ્રહણ કરો.

किं किंचण त्ति तक्कं अपुणब्भवकामिणोध देहे वि ।
संग त्ति जिणवरिंदा अप्पडिकम्मत्तमुद्दिट्ठा ॥ २२४ ॥

ક્યમ અન્ય પરિગ્રહ હોય જ્યાં કહી દેહને પરિગ્રહ અહો !
મોક્ષેચ્છુને દેહેય નિષ્પ્રતિકર્મ ઉપદેશે જિનો ? ૨૨૪.

અર્થઃ—જો જિનવરેન્દ્રોએ મોક્ષના અભિલાષીને, 'દેહ પરિગ્રહ છે' એમ કહીને, દેહમાં પણ અપ્રતિકર્મપણું (સંસ્કારરહિતપણું) ઉપદેશ્યું છે, તો પછી તેમનો એવો આશય છે કે તેને અન્ય પરિગ્રહ તો ક્યાંથી હોય ?

उवयरणं जिणमग्गे लिंगं जहजादरूवमिदि भणिदं ।
गुरुवयणं पि य विणओ सुत्तज्झयणं च णिद्दिट्ठं ॥ २२५ ॥

જન્મ્યા પ્રમાણે રૂપ ભાખ્યું ઉપકરણ જિનમાર્ગમાં,
ગુરુવચન ને સૂત્રાધ્યયન, વળી વિનય પણ ઉપકરણમાં. ૨૨૫.

અર્થઃ—યથાજાતરૂપ જે લિંગ (-જન્મ્યા પ્રમાણે રૂપ એવું જે લિંગ) તે જિનમાર્ગમાં ઉપકરણ કહેવામાં આવ્યું છે; ગુરુનાં વચન, સૂત્રોનું અધ્યયન અને વિનય પણ ઉપકરણ કહેલ છે.

इहलोगणिरावेक्खो अप्पडिबद्धो परम्मि लोयम्हि ।
जुत्ताहारविहारो रहिदकसाओ हवे समणो ॥ २२६ ॥

આ લોકમાં નિરપેક્ષ ને પરલોક-અણપ્રતિબદ્ધ છે
સાધુ કષાયરહિત, તેથી યુક્ત આહારવિહારી છે. ૨૨૬.

અર્થઃ—શ્રમણ કષાયરહિત વર્તતો થકો આ લોકમાં

નિરપેક્ષ અને પર લોકમાં અપ્રતિબદ્ધ હોવાથી *યુક્તાહારવિહારી હોય છે.

जस्स अणेसणमप्पा तं पि तवो तप्पडिच्छगा समणा ।
अण्णं भिक्खमणेसणमध ते समणा अणाहारा ॥ २२७ ॥

આત્મા અનેષક તે ય તપ, તત્સિદ્ધિમાં ઉદ્યત રહી
વણ-એષણા ભિક્ષા વળી, તેથી અનાહારી મુનિ. ૨૨૭.

અર્થ:—જેનો આત્મા એષણારહિત છે (અર્થાત્ જે અનશન-સ્વભાવી આત્માને જાણતો હોવાને લીધે સ્વભાવથી આહારની ઇચ્છા રહિત છે) તેને તે પણ તપ છે; (વળી) તેને પ્રાપ્ત કરવા માટે (-અનશનસ્વભાવી આત્માને પરિપૂર્ણપણે પ્રાપ્ત કરવા માટે) પ્રયત્ન કરનારા એવા જે શ્રમણો તેમને અન્ય (-સ્વરૂપથી જુદી એવી) ભિક્ષા એષણા વિના (-એષણાદોષ રહિત) હોય છે; તેથી તે શ્રમણો અનાહારી છે.

केवलदेहो समणो देहे ण मम त्ति रहिदपरिकम्मो ।
आजुत्तो तं तवसा अणिगूहिय अप्पणो सत्तिं ॥ २२८ ॥

કેવલશરીર મુનિ ત્યાંય 'મારું ન' જાણી વણ-પ્રતિકર્મ છે,
નિજ શક્તિના ગોપન વિના તપ સાથ તન યોજેલ છે. ૨૨૮.

અર્થ:—કેવળદેહી શ્રમણે (-જેને માત્ર દેહરૂપ પરિગ્રહ જ વર્તે છે એવા મુનિએ) દેહમાં પણ 'મારો નથી' એમ સમજીને

* યુક્તાહારવિહારી=(૧) યોગ્ય (-ઉચિત) આહાર-વિહારવાળો (૨) યુક્તના અર્થાત્ યોગીના આહાર-વિહારવાળો, યોગપૂર્વક (-આત્મસ્વભાવમા જોડાણ સહિત) આહાર-વિહારવાળો

*પરિકર્મ રહિત વર્તતાં થકાં, પોતાના આત્માની શક્તિને ગોપવ્યા વિના તપ સાથે તેને (-દેહને) યુક્ત કર્યો (-જોડ્યો) છે.

एक्कं खलु तं भत्तं अप्पडिपुण्णोदरं जहालद्धं ।
चरणं भिक्खेण दिवा ण रसावेक्खं ण मधुमंसं ॥ २२९ ॥

આહાર તે એક જ, ઊણોદર ને યથા-ઉપલબ્ધ છે,
ભિક્ષા વડે, દિવસે, રસેચ્છાહીન, વણ-મધુમાંસ છે. ૨૨૯.

અર્થઃ—ખરેખર તે આહાર (-યુક્તાહાર) એક વખત, ઊણોદર, યથાલબ્ધ (-જેવો મળે તેવો), ભિક્ષાચરણથી, દિવસે, રસની અપેક્ષા વિનાનો અને મધ-માંસ રહિત હોય છે.

बालो वा वुड्ढो वा समभिहदो वा पुणो गिलाणो वा ।
चरियं चरदु सजोग्गं मूलच्छेदो जधा ण हवदि ॥ २३० ॥

વૃદ્ધત્વ, બાળપણા વિષે, ગ્લાનત્વ, શ્રાંત દશા વિષે,
ચર્યા ચરો નિજયોગ્ય, જે રીત મૂળછેદ ન થાય છે. ૨૩૦.

અર્થઃ—બાળ, વૃદ્ધ, [1]શ્રાંત કે [2]ગ્લાન શ્રમણ મૂળનો છેદ જે રીતે ન થાય તે રીતે પોતાને યોગ્ય આચરણ આચરો.

आहारे व विहारे देसं कालं समं खमं उवधिं ।
जाणित्ता ते समणो वट्टदि जदि अप्पलेवी सो ॥ २३१ ॥

જો દેશ-કાળ તથા ક્ષમા-શ્રમ-ઉપધિને મુનિ જાણીને
વર્તે આહારવિહારમાં, તો અલ્પલેપી શ્રમણ તે. ૨૩૧.

* પરિકર્મ = શોભા; શણગાર; સત્કાર; પ્રતિકર્મ.

૧. શ્રાંત = શ્રમિત, થાકેલો.

૨. ગ્લાન = વ્યાધિગ્રસ્ત; રોગી, દુર્બળ

અર્થ:—જો શ્રમણ આહાર અથવા વિહારમાં દેશ, કાળ, શ્રમ, *ક્ષમતા તથા ઉપધિને જાણીને પ્રવર્તે તો તે અલ્પલેપી હોય છે.

एयग्गगदो समणो एयग्गं णिच्छिदस्स अत्थेसु ।
णिच्छित्ती आगमदो आगमचेट्ठा तदो जेट्ठा ॥ २३२ ॥

શ્રામણ્ય જ્યાં ઐકાગ્ર્ય, ને ઐકાગ્ર્ય વસ્તુનિશ્ચયે,
નિશ્ચય બને આગમ વડે, આગમપ્રવર્તન મુખ્ય છે. ૨૩૨.

અર્થ:—શ્રમણ એકાગ્રતાને પ્રાપ્ત હોય છે; એકાગ્રતા પદાર્થોના નિશ્ચયવંતને હોય છે; (પદાર્થોનો) નિશ્ચય આગમ દ્વારા થાય છે; તેથી આગમમાં વ્યાપાર મુખ્ય છે.

आगमहीणो समणो णेवप्पाणं परं वियाणादि ।
अविजाणंतो अत्थे खवेदि कम्माणि किध भिक्खू ॥ २३३ ॥

આગમરહિત જે શ્રમણ તે જાણે ન પરને, આત્મને;
ભિક્ષુ પદાર્થ-અજાણ તે ક્ષય કર્મનો કઈ રીત કરે? ૨૩૩.

અર્થ:—આગમહીન શ્રમણ આત્માને (પોતાને) અને પરને જાણતો નથી જ; પદાર્થોને નહિ જાણતો ભિક્ષુ કર્મોને કઈ રીતે ક્ષય કરે?

आगमचक्खू साहू इंदियचक्खूणि सव्वभूदाणि ।
देवा य ओहिचक्खू सिद्धा पुण सव्वदो चक्खू ॥ २३४ ॥

મુનિરાજ આગમચક્ષુ ને સૌ ભૂત ઇન્દ્રિયચક્ષુ છે.
છે દેવ અવધિચક્ષુ ને સર્વત્રચક્ષુ સિદ્ધ છે. ૨૩૪.

* ક્ષમતા = શક્તિ, સહનશક્તિ, ધીરજ.

અર્થ:—સાધુ આગમચક્ષુ (-આગમરૂપ ચક્ષુવાળા) છે, સર્વ ભૂતો (-પ્રાણીઓ) ઇંદ્રિયચક્ષુ છે, દેવો અવધિચક્ષુ છે અને સિદ્ધો સર્વતઃચક્ષુ (-સર્વ તરફથી ચક્ષુવાળા અર્થાત્ સર્વ આત્મપ્રદેશે ચક્ષુવાળા) છે.

सव्वे आगमसिद्धा अत्था गुणपज्जएहिं चित्तेहिं ।
जाणंति आगमेण हि पेच्छित्ता ते वि ते समणा ॥ २३५ ॥

સૌ ચિત્ર ગુણપર્યાયયુક્ત પદાર્થ આગમસિદ્ધ છે;
તે સર્વને જાણે શ્રમણ એ દેખીને આગમ વડે. ૨૩૫.

અર્થ:—બધા પદાર્થો વિચિત્ર (અનેક પ્રકારના) ગુણપર્યાયો સહિત આગમસિદ્ધ છે. તે સર્વને એ શ્રમણો આગમ વડે ખરેખર દેખીને જાણે છે.

आगमपुव्वा दिट्ठी ण भवदि जस्सेह संजमो तस्स ।
णत्थीदि भणदि सुत्तं असंजदो होदि किध समणो ॥ २३६ ॥

દૃષ્ટિ ન આગમપૂર્વિકા તે જીવને સંયમ નહીં
—એ સૂત્ર કેરું છે વચન; મુનિ કેમ હોય અસંયમી? ૨૩૬.

અર્થ:—આ લોકમાં જેને આગમપૂર્વક દૃષ્ટિ (-દર્શન) નથી તેને સંયમ નથી એમ સૂત્ર કહે છે; અને અસંયત તે શ્રમણ કઈ રીતે હોય?

ण हि आगमेण सिज्झदि सद्दहणं जदि वि णत्थि अत्थेसु ।
सद्दहमाणो अत्थे असंजदो वा ण णिव्वादि ॥ २३७ ॥

સિદ્ધિ નહિ આગમ થકી, શ્રદ્ધા ન જો અર્થો તણી;
નિર્વાણ નહિ અર્થો તણી શ્રદ્ધાથી, જો સંયમ નહીં. ૨૩૭.

અર્થ:—આગમથી, જો પદાર્થોનું શ્રદ્ધાન ન હોય તો, સિદ્ધિ (મુક્તિ) થતી નથી; પદાર્થોને શ્રદ્ધનારો પણ, જો અસંયત હોય તો, નિર્વાણ પામતો નથી.

जं अण्णाणी कम्मं खवेदि भवसयसहस्सकोडीहिं ।
तं णाणी तिहिं गुत्तो खवेदि उस्सासमेत्तेण ॥ २३८ ॥

અજ્ઞાની જે કર્મો ખપાવે લક્ષ કોટિ ભવો વડે,
તે કર્મ જ્ઞાની ત્રિગુપ્ત બસ ઉચ્છ્‌વાસમાત્રથી ક્ષય કરે.

અર્થ:—જે કર્મ અજ્ઞાની લક્ષ કોટિ ભવો વડે ખપાવે છે, તે કર્મ જ્ઞાની ત્રણ પ્રકારે (મન-વચન-કાયાથી) ગુપ્ત હોવાને લીધે ઉચ્છ્‌વાસમાત્રથી ખપાવે છે.

परमाणुपमाणं वा मुच्छा देहादिएसु जस्स पुणो ।
विज्जदि जदि सो सिद्धिं ण लहदि सव्वागमधरो वि ॥ २३९ ॥

અણુમાત્ર પણ મૂર્છા તણો સદ્‌ભાવ જો દેહાદિકે,
તો સર્વઆગમધર ભલે પણ નવ લહે સિદ્ધત્વને. ૨૩૯.

અર્થ:—અને જો દેહાદિક પ્રત્યે પરમાણુ જેટલી પણ મૂર્છા વર્તતી હોય, તો તે ભલે સર્વઆગમધર હોય તોપણ સિદ્ધિ પામતો નથી.

पंचसमिदो तिगुत्तो पंचेंदियसंवुडो जिदकसाओ ।
दंसणणाणसमग्गो समणो सो संजदो भणिदो ॥ २४० ॥

જે પંચસમિત, ત્રિગુપ્ત, ઇંદ્રિનિરોધી, વિજયી કષાયનો,
પરિપૂર્ણ દર્શનજ્ઞાનથી, તે શ્રમણને સંયત કહ્યો. ૨૪૦.

અર્થ:—પાંચ સમિતિયુક્ત, પાંચ ઇંદ્રિયોના સંવરવાળો, ત્રણ ગુપ્તિ સહિત, જિતકષાય અને દર્શનજ્ઞાનથી પરિપૂર્ણ —એવો જે શ્રમણ તેને સંયત કહ્યો છે.

समसत्तुबंधुवग्गो समसुहदुक्खो पसंसणिंदसमो ।
समलोट्ठुकंचणो पुण जीविदमरणे समो समणो ॥ २४१ ॥

નિંદા-પ્રશંસા, દુઃખ-સુખ, અરિ-બંધુમાં જ્યાં સામ્ય છે,
વળી લોષ્ટ-કનકે, જીવિત-મરણે સામ્ય છે, તે શ્રમણ છે. ૨૪૧.

અર્થ:—શત્રુ અને બંધુવર્ગ જેને સમાન છે, સુખ અને દુઃખ જેને સમાન છે, પ્રશંસા અને નિંદા પ્રત્યે જેને સમતા છે, લોષ્ટ (માટીનું ઢેફું) અને કાંચન જેને સમાન છે તેમ જ જીવિત અને મરણ પ્રત્યે જેને સમતા છે, તે શ્રમણ છે.

दंसणणाणचरित्तेसु तीसु जुगवं समुट्ठिदो जो दु ।
एयग्गगदो त्ति मदो सामण्णं तस्स पडिपुण्णं ॥ २४२ ॥

દગ, જ્ઞાન ને ચારિત્ર ત્રણમાં યુગપદે આરૂઢ જે,
તેને કહ્યો ઐકાગ્ર્યગત; શ્રામણ્ય ત્યાં પરિપૂર્ણ છે. ૨૪૨.

અર્થ:—જે દર્શન, જ્ઞાન અને ચારિત્ર—એ ત્રણમાં યુગપદ્ આરૂઢ છે, તે એકાગ્રતાને પામેલો છે એમ (શાસ્ત્રમાં) કહ્યું છે. તેને શ્રામણ્ય પરિપૂર્ણ છે.

मुज्झदि वा रज्जदि वा दुस्सदि वा दव्वमण्णमासेज्ज ।
जदि समणो अण्णाणी बज्झदि कम्मेहिं विविहेहिं ॥ २४३ ॥

પરદ્રવ્યને આશ્રય શ્રમણ અજ્ઞાની પામે મોહને
વા રાગને વા દ્વેષને, તો વિવિધ બાંધે કર્મને. ૨૪૩.

અર્થ:—જો શ્રમણ, અન્ય દ્રવ્યનો આશ્રય કરીને અજ્ઞાની થયો થકો, મોહ કરે છે, રાગ કરે છે અથવા દ્વેષ કરે છે, તો તે વિવિધ કર્મો વડે બંધાય છે.

अट्ठेसु जो ण मुज्झदि ण हि रज्जदि णेव दोसमुवयादि ।
समणो जदि सो णियदं खवेदि कम्माणि विविहाणि ॥ २४४ ॥

નહિ મોહ, ને નહિ રાગ, દ્વેષ કરે નહીં અર્થો વિષે,
તો નિયમથી મુનિરાજ એ વિધવિધ કર્મો ક્ષય કરે. ૨૪૪.

અર્થ:—જો શ્રમણ પદાર્થોમાં મોહ કરતો નથી, રાગ કરતો નથી, દ્વેષ કરતો નથી, તો તે નિયમથી (ચોક્કસ) વિવિધ કર્મોને ખપાવે છે.

समणा सुद्धुवजुत्ता सुहोवजुत्ता य होंति समयम्हि ।
तेसु वि सुद्धुवजुत्ता अणासवा सासवा सेसा ॥ २४५ ॥

શુદ્ધોપયોગી શ્રમણ છે, શુભયુક્ત પણ શાસ્ત્રે કહ્યા;
શુદ્ધોપયોગી છે નિરાસ્રવ, શેષ સાસ્રવ જાણવા. ૨૪૫.

અર્થ:—શાસ્ત્રને વિષે (એમ કહ્યું છે કે), શુદ્ધોપયોગી તે શ્રમણ છે, શુભોપયોગી પણ શ્રમણ છે; તેમાંય, શુદ્ધોપયોગી નિરાસ્રવ છે, બાકીના સાસ્રવ છે (અર્થાત્ શુભોપયોગી આસ્રવ સહિત છે).

अरहंतादिसु भत्ती वच्छलदा पवयणाभिजुत्तेसु ।
विज्जदि जदि सामण्णे सा सुहजुत्ता भवे चरिया ॥ २४६ ॥

વાત્સલ્ય પ્રવચનરત વિષે ને ભક્તિ અર્હંતાદિકે
—એ હોય જો શ્રામણ્યમાં, તો ચરણ તે શુભયુક્ત છે. ૨૪૬.

અર્થ:—શ્રામણ્યમાં જો અર્હંતાદિક પ્રત્યે ભક્તિ તથા પ્રવચનરત જીવો પ્રત્યે વત્સલતા વર્તતી હોય તો તે શુભયુક્ત ચર્યા (શુભોપયોગી ચારિત્ર) છે.

वंदणणमंसणेहिं अब्भुट्ठाणाणुगमणपडिवत्ती ।
समणेसु समावणओ ण णिंदिदा रागचरियम्हि ॥ २४७ ॥

શ્રમણો પ્રતિ વંદન, નમન, અનુગમન, અભ્યુત્થાન ને
વળી શ્રમનિવારણ છે ન નિંદિત રાગયુત ચર્યા વિષે. ૨૪૭.

અર્થ:—શ્રમણો પ્રત્યે વંદન-નમસ્કાર સહિત [1]અભ્યુત્થાન અને [2]અનુગમનરૂપ [3]વિનીત વર્તન કરવું તથા તેમનો શ્રમ દૂર કરવો તે રાગચર્યામાં નિંદિત નથી.

दंसणणाणुवदेसो सिस्सग्गहणं च पोसणं तेसिं ।
चरिया हि सरागाणं जिणिंदपूजोवदेसो य ॥ १४८ ॥

ઉપદેશ દર્શનજ્ઞાનનો, પોષણ-ગ્રહણ શિષ્યો તણું,
ઉપદેશ જિનપૂજા તણો—વર્તન તું જાણ સરાગનું. ૨૪૮.

અર્થ:—દર્શનજ્ઞાનનો (સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનો) ઉપદેશ, શિષ્યોનું ગ્રહણ તથા તેમનું પોષણ, અને જિનેંદ્રની પૂજાનો ઉપદેશ ખરેખર સરાગીઓની ચર્યા છે.

उवकुणदि जो वि णिच्चं चादुव्वण्णस्स समणसंघस्स ।
कायविराधणरहिदं सो वि सरागप्पधाणो से ॥ २४९ ॥

---

૧ અભ્યુત્થાન = માનાર્થે ઊભા થઈ જવુ તે

૨ અનુગમન = પાછળ ચાલવું તે

૩. વિનીત = વિનયયુક્ત, સન્માનયુક્ત, વિવેકી, સભ્ય

પણ જીવકાયવિરાધના ઉપકાર જે નિત્યે કરે
ચઉવિધ સાધુસંઘને, તે શ્રમણ રાગપ્રધાન છે. ૨૪૯.

અર્થ:—જે કોઈ (શ્રમણ) સદા (છ) કાયની વિરાધના વિના ચાર પ્રકારના શ્રમણસંઘને ઉપકાર કરે છે, તે રાગની પ્રધાનતાવાળો છે.

जदि कुणदि कायखेदं वेज्जावच्चत्थमुज्जदो समणो ।
ण हवदि हवदि अगारी धम्मो सो सावयाणं से ॥ २५० ॥

વૈયાવૃતે ઉદ્યત શ્રમણ પટ્ કાયને પીડા કરે
તો શ્રમણ નહિ, પણ છે ગૃહી; તે શ્રાવકોનો ધર્મ છે. ૨૫૦.

અર્થ:—જો (શ્રમણ) વૈયાવૃત્ત્ય માટે ઉદ્યમવંત વર્તતાં છ કાયને પીડા કરે તો તે શ્રમણ નથી, ગૃહસ્થ છે; (કારણ કે) તે (છ કાયની વિરાધના સહિત વૈયાવૃત્ત્ય) શ્રાવકોનો ધર્મ છે.

जोण्हाणं णिरवेक्खं सागारणगारचरियजुत्ताणं ।
अणुकंपयोवयारं कुव्वदु लेवो जदि वि अप्पो ॥ २५१ ॥

છે અલ્પ લેપ છતાંય દર્શનજ્ઞાનપરિણત જૈનને
નિરપેક્ષતાપૂર્વક કરો ઉપકાર અનુકંપા વડે. ૨૫૧.

અર્થ:—અલ્પ લેપ થતો હોવા છતાં પણ સાકાર-અનાકાર ચર્યાયુક્ત જૈનોને અનુકંપાથી નિરપેક્ષપણે (શુભોપયોગી) ઉપકાર કરો.

रोगेण वा छुधाए तण्हाए वा समेण वा रूढं ।
दिट्ठा समणं साहू पडिवज्जदु आदसत्तीए ॥ २५२ ॥

આક્રાંત દેખી શ્રમણને શ્રમ, રોગ વા ભૂખ, પ્યાસથી,
સાધુ કરો સેવા સ્વશક્તિપ્રમાણ એ મુનિરાજની. ૨૫૨.

અર્થ:—રોગથી, ક્ષુધાથી, તૃષાથી અથવા શ્રમથી આક્રાંત શ્રમણને દેખીને સાધુ પોતાની શક્તિ અનુસાર વૈયાવૃત્ત્યાદિક કરો.

वेज्जावच्चणिमित्तं गिलाणगुरुबालवुड्ढसमणाणं ।
लोगिगजणसंभासा ण णिंदिदा वा सुहोवजुदा ॥ २५३ ॥

સેવાનિમિત્તે રોગી-બાળક-વૃદ્ધ-ગુરુ શ્રમણો તણી,
લૌકિક જનો સહ વાત શુભ-ઉપયોગયુત નિંદિત નથી. ૨૫૩.

અર્થ:—વળી રોગી, ગુરુ (-પૂજ્ય, વડેરા), બાળ અને વૃદ્ધ શ્રમણોની સેવાના (વૈયાવૃત્ત્યના) નિમિત્તે, શુભોપયોગવાળી લૌકિક જનો સાથેની વાતચીત નિંદિત નથી.

एसा पसत्थभूदा समणाणं वा पुणो घरत्थाणं ।
चरिया परेत्ति भणिदा ताएव परं लहदि सोक्खं ॥ २५४ ॥

આ શુભ ચર્યા શ્રમણને, વળી મુખ્ય હોય ગૃહસ્થને;
તેના વડે જ ગૃહસ્થ પામે મોક્ષસુખ ઉત્કૃષ્ટને. ૨૫૪.

અર્થ:—આ પ્રશસ્તભૂત ચર્યા શ્રમણોને (ગૌણ) હોય છે અને ગૃહસ્થોને તો મુખ્ય હોય છે એમ (શાસ્ત્રોમાં) કહ્યું છે; તેનાથી જ (પરંપરાએ) ગૃહસ્થ પરમ સૌખ્યને પામે છે.

रागो पसत्थभूदो वत्थुविसेसेण फलदि विवरीदं ।
णाणाभूमिगदाणिह बीजाणिव सस्सकालम्हि ॥ २५५ ॥

ફળ હોય છે વિપરીત વસ્તુવિશેષથી શુભ રાગને,
નિષ્પત્તિ વિપરીત હોય ભૂમિવિશેષથી જ્યમ બીજને. ૨૫૫.

અર્થ:—જેમ આ જગતમાં અનેક પ્રકારની ભૂમિમાં પડેલાં બીજ ધાન્યકાળે વિપરીતપણે ફળે છે, તેમ પ્રશસ્ત રાગ વસ્તુભેદથી (-પાત્રના ભેદથી) વિપરીતપણે ફળે છે.

छदुमत्थविहिदवत्थुसु वदणियमज्झयणझाणदाणरदो ।
ण लहदि अपुणब्भावं भावं सादप्पगं लहदि ॥ २५६ ॥

છદ્મસ્થ-અભિહિત ધ્યાનદાને વ્રતનિયમપઠનાદિકે
રત જીવ મોક્ષ લહે નહીં, બસ ભાવ શાતાત્મક લહે. ૨૫૬.

અર્થ:—જે જીવ છદ્મસ્થવિહિત વસ્તુઓને વિષે (છદ્મસ્થ—અજ્ઞાનીએ કહેલા દેવગુરુધર્માદિને વિષે) વ્રત-નિયમ-અધ્યયન-ધ્યાન-દાનમાં રત હોય તે જીવ મોક્ષને પામતો નથી, શાતાત્મક ભાવને પામે છે.

अविदिदपरमत्थेसु य विसयकसायाधिगेसु पुरिसेसु ।
जुट्ठं कदं व दत्तं फलदि कुदेवेसु मणुवेसु ॥ २५७ ॥

પરમાર્થથી અનભિજ્ઞ, વિષયકષાયઅધિક જનો પરે
ઉપકાર-સેવા-દાન સર્વ કુદેવમનુજપણે ફળે. ૨૫૭.

અર્થ:—જેમણે પરમાર્થને જાણ્યો નથી અને જેઓ વિષયકષાયે અધિક છે એવા પુરુષો પ્રત્યેની સેવા, ઉપકાર કે દાન કુદેવપણે અને કુમનુષ્યપણે ફળે છે.

जदि ते विसयकसाया पाव त्ति परूविदा व सत्थेसु ।
किह ते तप्पडिबद्धा पुरिसा णित्थारगा होंति ॥ २५८ ॥

'વિષયો કષાયો પાપ છે' જો એમ નિરૂપણ શાસ્ત્રમાં,
તો કેમ તત્પ્રતિબદ્ધ પુરુષો હોય રે નિસ્તારકા? ૨૫૮.

અર્થ:—જો 'તે વિષયકષાયો પાપ છે' એમ શાસ્ત્રોમાં પ્રરૂપણ કરવામાં આવ્યું છે, તો તેમાં પ્રતિબદ્ધ (વિષયકષાયોમાં લીન) તે પુરુષો *નિસ્તારક કેમ હોઈ શકે?

उवरदपावो पुरिसो समभावो धम्मिगेसु सव्वेसु ।
गुणसमिदिदोवसेवी हवदि स भागी सुमग्गस्स ॥ २५९ ॥

તે પુરુષ જાણ સુમાર્ગશાળી, પાપ-ઉપરમ જેહને,
સમભાવ જ્યાં સૌ ધાર્મિકે, ગુણસમૂહસેવન જેહને. ૨૫૯.

અર્થ:—જેને પાપ વિરામ પામ્યું છે, જે સર્વ ધાર્મિકો પ્રત્યે સમભાવવાળો છે અને જે ગુણસમુદાયને સેવનારો છે તે પુરુષ સુમાર્ગવંત છે.

असुभोवयोगरहिदा सुद्धुवजुत्ता सुहोवजुत्ता वा ।
णित्थारयंति लोगं तेसु पसत्थं लहदि भत्तो ॥ २६० ॥

અશુભોપયોગરહિત શ્રમણો—શુદ્ધ વા શુભયુક્ત જે,
તે લોકને તારે; અને તદ્‌ભક્ત પામે પુણ્યને. ૨૬૦.

અર્થ:—જેઓ અશુભોપયોગરહિત વર્તતા થકા શુદ્ધોપયુક્ત અથવા શુભોપયુક્ત હોય છે, તેઓ (તે શ્રમણો) લોકને તારે છે; (અને) તેમના પ્રત્યે ભક્તિવાળો જીવ પ્રશસ્તને (-પુણ્યને) પામે છે.

---

* નિસ્તારક = નિસ્તાર કરનાર; તારનારા, પાર ઉતારનારા

दिट्ठा पगडं वत्थुं अब्भुट्ठाणप्पधाणकिरियाहिं ।
वट्टदु तदो गुणादो विसेसिदव्वो त्ति उवदेसो ॥ २६१ ॥

પ્રકૃત વસ્તુ દેખી અભ્યુત્થાન આદિ ક્રિયા થકી
વર્તો શ્રમણ, પછી વર્તનીય ગુણાનુસાર વિશેષથી. ૨૬૧.

અર્થ:—[1]પ્રકૃત વસ્તુને દેખીને (પ્રથમ તો) [2]અભ્યુત્થાન આદિ ક્રિયાઓ વડે (શ્રમણ) વર્તો; પછી ગુણ પ્રમાણે ભેદ પાડવો.—આમ ઉપદેશ છે.

अब्भुट्ठाणं गहणं उवासणं पोसणं च सक्कारं ।
अंजलिकरणं पणमं भणिदमिह गुणाधिगाणं हि ॥ २६२ ॥

ગુણથી અધિક શ્રમણો પ્રતિ સત્કાર, અભ્યુત્થાન ને
અંજલિકરણ, પોષણ, ગ્રહણ, સેવન અહીં ઉપદિષ્ટ છે. ૨૬૨.

અર્થ:—ગુણાધિક (ગુણે અધિક શ્રમણો) પ્રત્યે અભ્યુત્થાન, ગ્રહણ (આદરથી સ્વીકાર), ઉપાસન, પોષણ (તેમનાં અશન, શયન વગેરેની ચિંતા), સત્કાર (ગુણપ્રશંસા), અંજલિકરણ (વિનયથી હાથ જોડવા) અને પ્રણામ કરવાનું અહીં કહ્યું છે.

अब्भुट्ठेया समणा सुत्तत्थविसारदा उवासेया ।
संजमतवणाणड्ढा पणिवदणीया हि समणेहिं ॥ २६३ ॥

---

૧. પ્રકૃત વસ્તુ = અવિકૃત વસ્તુ, અવિપરીત પાત્ર (અભ્યંતર-નિરુપરાગ શુદ્ધ-આત્માની ભાવનાને જણાવનારું જે બહિરંગ-નિર્ગ્રંથ-નિર્વિકાર રૂપ તે રૂપવાળા શ્રમણને અહીં 'પ્રકૃત વસ્તુ' કહેલ છે)

૨. અભ્યુત્થાન = માનાર્થે ઊભા થઈ જવું અને સામા જવું તે.

મુનિ સૂત્ર-અર્થપ્રવીણ સંયમજ્ઞાનતપસમૃદ્ધને
પ્રણિપાત, અભ્યુત્થાન, સેવા સાધુએ કર્તવ્ય છે. ૨૬૩.

અર્થઃ—શ્રમણોએ સૂત્રાર્થવિશારદ (સૂત્રોના અને સૂત્રકથિત પદાર્થોના જ્ઞાનમાં નિપુણ) તથા સંયમતપજ્ઞાનાઢ્ય (સંયમ, તપ અને આત્મજ્ઞાનમાં સમૃદ્ધ) શ્રમણો પ્રત્યે અભ્યુત્થાન, ઉપાસના અને *પ્રણિપાત કરવાયોગ્ય છે.

ण हवदि समणो त्ति मदो संजमतवसुत्तसंपजुत्तो वि ।
जदि सद्दहदि ण अत्थे आदपधाणे जिणक्खादे ॥ २६४ ॥

શાસ્ત્રે કહ્યું—તપસૂત્રસંયમયુક્ત પણ સાધુ નહીં,
જિન-ઉક્ત આત્મપ્રધાન સર્વ પદાર્થ જો શ્રદ્ધે નહીં. ૨૬૪.

અર્થઃ—સૂત્ર, સંયમ અને તપથી સંયુક્ત હોવા છતાં પણ જો (તે જીવ) જિનોક્ત આત્મપ્રધાન પદાર્થોને શ્રદ્ધતો નથી તો તે શ્રમણ નથી—એમ (આગમમાં) કહ્યું છે.

अववददि सासणत्थं समणं दिट्ठा पदोसदो जो हि ।
किरियासु णाणुमण्णदि हवदि हि सो णट्ठचारित्तो ॥ २६५ ॥

મુનિ શાસને સ્થિત દેખીને જે દ્વેષથી નિંદા કરે,
અનુમત નહીં કિરિયા વિષે, તે નાશ ચરણ તણો કરે. ૨૬૫.

અર્થઃ—જે શાસનસ્થ (જિનદેવના શાસનમાં રહેલા) શ્રમણને દેખીને દ્વેષથી તેના અપવાદ બોલે છે અને (સત્કારાદિ) ક્રિયાઓ કરવામાં અનુમત (ખુશી) નથી, તેનું ચારિત્ર નષ્ટ થાય છે.

---

* પ્રણિપાત = સાષ્ટાંગ પ્રણામ, પગે પડવું તે, પ્રણામ.

गुणदोधिगस्स विणयं पडिच्छगो जो वि होमि समणो त्ति ।
होज्जं गुणाधरो जदि सो होदि अणंतसंसारी ॥ २६६ ॥

જે હીનગુણ હોવા છતાં 'હું પણ શ્રમણ છું' મદ કરે,
ઇચ્છે વિનય ગુણ-અધિક પાસ, અનંતસંસારી બને. ૨૬૬.

**અર્થ:**—જે શ્રમણ ગુણે હીન (હલકો) હોવા છતાં 'હું પણ શ્રમણ છું' એમ માનીને અર્થાત્ ગર્વ કરીને ગુણે અધિક પાસેથી (–જે પોતાના કરતા અધિક ગુણવાળા હોય એવા શ્રમણ પાસેથી) વિનય ઇચ્છે છે, તે અનંતસંસારી થાય છે.

अधिगगुणा सामण्णे वट्टंति गुणाधरेहिं किरियासु ।
जदि ते मिच्छुवजुत्ता हवंति पब्भट्ठचारित्ता ॥ २६७ ॥

મુનિ અધિકગુણ હીનગુણ પ્રતિ વર્તે યદિ વિનયાદિમાં,
તો ભ્રષ્ટ થાય ચરિત્રથી ઉપયુક્ત મિથ્યા ભાવમાં. ૨૬૭.

**અર્થ:**—જેઓ શ્રામણ્યમાં અધિક ગુણવાળા હોવા છતાં હીન ગુણવાળા પ્રત્યે (વંદનાદિ) ક્રિયાઓમાં વર્તે છે, તેઓ મિથ્યા ઉપયુક્ત થયા થકા ચારિત્રથી ભ્રષ્ટ થાય છે.

णिच्छिदसुत्तत्थपदो समिदकसाओ तवोधिगो चावि ।
लोगिगजणसंसग्गं ण चयदि जदि संजदो ण हवदि ॥ २६८ ॥

સૂત્રાર્થપદનિશ્ચય, કષાયપ્રશાંતિ, તપ-અધિકત્વ છે,
તે પણ અસંયત થાય, જો છોડે ન લૌકિક-સંગને. ૨૬૮.

**અર્થ:**—સૂત્રો અને અર્થોના પદને (અધિષ્ઠાનને) જેણે નિશ્ચિત (નિર્ણીત) કરેલ છે, કષાયોને જેણે શમાવ્યા છે અને

જે અધિક તપવાળો છે—એવો જીવ પણ જો લૌકિક જનોના સંસર્ગને છોડતો નથી, તો તે સંયત રહેતો નથી (અર્થાત્ અસંયત થઈ જાય છે).

णिग्गंथं पव्वइदो वट्टदि जदि एहिगेहिं कम्मेहिं ।
सो लोगिगो त्ति भणिदो संजमतवसंपजुत्तो वि ॥ २६९ ॥

નિર્ગ્રંથરૂપ દીક્ષા વડે સંયમતપે સંયુક્ત જે,
લૌકિક કહ્યો તેને ય, જો છોડે ન ઐહિક કર્મને. ૨૬૯.

અર્થ:—જે (જીવ) નિર્ગ્રંથપણે દીક્ષિત હોવાથી સંયમતપસંયુક્ત હોય તેને પણ, જો તે ઐહિક કાર્યો સહિત વર્તતો હોય તો, 'લૌકિક' કહ્યો છે.

तम्हा समं गुणादो समणो समणं गुणेहिं वा अहियं ।
अधिवसदु तम्हि णिच्चं इच्छदि जदि दुक्खपरिमोक्खं ॥ २७० ॥

તેથી શ્રમણને હોય જો દુખમુક્તિ કેરી ભાવના,
તો નિત્ય વસવું સમાન અગર વિશેષ ગુણીના સંગમાં. ૨૭૦.

અર્થ:—(લૌકિક જનના સંગથી સંયત પણ અસંયત થાય છે) તેથી જો શ્રમણ દુઃખથી પરિમુક્ત થવા ઇચ્છતો હોય તો તે સમાન ગુણવાળા શ્રમણના અથવા અધિક ગુણવાળા શ્રમણના સંગમાં નિત્ય વસો.

जे अजधागहिदत्था एदे तच्च त्ति णिच्छिदा समये ।
अच्चंतफलसमिद्धं भमंति ते तो परं कालं ॥ २७१ ॥

સમયસ્થ હો પણ સેવી ભ્રમ અયથા ગ્રહે જે અર્થને,
અત્યંતફળસમૃદ્ધ ભાવી કાળમાં જીવ તે ભમે. ૨૭૧.

અર્થ:—જેઓ, ભલે તેઓ સમયમાં હોય તોપણ (-ભલે તેઓ દ્રવ્યલિંગીપણે જિનમતમાં હોય તોપણ), 'આ તત્ત્વ છે (અર્થાત્ આમ જ વસ્તુસ્વરૂપ છે)' એમ નિશ્ચયવંત વર્તતા થકા પદાર્થોને અયથાતથપણે ગ્રહે છે (-જેવા નથી તેવા સમજે છે); તેઓ અત્યંતફળસમૃદ્ધ (અનંત કર્મફળોથી ભરેલા) એવા હવે પછીના કાળમાં પરિભ્રમણ કરશે.

अजधाचारविजुत्तो जधत्थपदणिच्छिदो पसंतप्पा ।
अफले चिरं ण जीवदि इह सो संपुण्णसामण्णो ॥ २७२ ॥

અયથાચરણહીન, સૂત્ર-અર્થસુનિશ્ચયી ઉપશાંત જે,
તે પૂર્ણ સાધુ અફળ આ સંસારમાં ચિર નહિ રહે. ૨૭૨.

અર્થ:—જે જીવ યથાતથપણે પદોના અને અર્થોના (પદાર્થોના) નિશ્ચયવાળો હોવાથી [1]પ્રશાંતાત્મા છે અને [2]અયથાચાર રહિત છે, તે સંપૂર્ણ શ્રામણ્યવાળો જીવ અફળ (-કર્મફળ રહિત થયેલા) એવા આ સંસારમાં ચિરકાળ રહેતો નથી (-અલ્પ કાળમાં મુક્ત થાય છે).

सम्मं विदिदपदत्था चत्ता उवहिं बहित्थमज्झत्थं ।
विसयेसु णावसत्ता जे ते सुद्ध त्ति णिद्दिट्ठा ॥ २७३ ॥

જાણી યથાર્થ પદાર્થને, તજી સંગ અંતર્બાહ્યને,
આસક્ત નહિ વિષયો વિષે જે, 'શુદ્ધ' ભાખ્યા તેમને. ૨૭૩.

અર્થ:—સમ્યક્ (યથાતથપણે) પદાર્થોને જાણતા થકા જેઓ

---

૧. પ્રશાતાત્મા = પ્રશાંતસ્વરૂપ, પ્રશાંતમૂર્તિ, ઉપશાંત, ઠરી ગયેલો

૨. અયથાચાર = અયથાતથ આચાર, અયથાર્થ ચારિત્ર, અન્યથા આચરણ.

બહિરંગ તથા અંતરંગ પરિગ્રહને છોડીને વિષયોમાં આસક્ત નથી. તેમને 'શુદ્ધ' કહેવામાં આવ્યા છે.

सुद्धस्स य सामण्णं भणियं सुद्धस्स दंसणं णाणं ।
सुद्धस्स य णिव्वाणं सो च्चिय सिद्धो णमो तस्स ॥ २७४ ॥

રે! શુદ્ધને શ્રામણ્ય ભાખ્યું, જ્ઞાન-દર્શન શુદ્ધને,
છે શુદ્ધને નિર્વાણ, શુદ્ધ જ સિદ્ધ, પ્રણમું તેહને. ૨૭૪.

અર્થ:—શુદ્ધને (-શુદ્ધોપયોગીને) શ્રામણ્ય કહ્યું છે, શુદ્ધને દર્શન અને જ્ઞાન કહ્યું છે, શુદ્ધને નિર્વાણ હોય છે, તે જ (-શુદ્ધ જ) સિદ્ધ હોય છે; તેને નમસ્કાર હો.

बुज्झदि सासणमेदं सागारणगारचरियया जुत्तो ।
जो सो पवयणसारं लहुणा कालेण पप्पोदि ॥ २७५ ॥

સાકાર અણ-આકાર ચર્યાયુક્ત આ ઉપદેશને
જે જાણતો, તે અલ્પ કાળે સાર પ્રવચનનો લહે. ૨૭૫.

અર્થ:—જે સાકાર-અનાકાર ચર્યાથી યુક્ત વર્તતો થકો આ ઉપદેશને જાણે છે, તે અલ્પ કાળે પ્રવચનના સારને (-ભગવાન આત્માને) પામે છે.





श्रीसर्वज्ञवीतरागाय नमः ।

श्रीमद्‌भगवत्कुंदकुंदाचार्यदेवप्रणीत

श्री

# पंचास्तिकायसंग्रह

☆

## १. षड्द्रव्य-पंचास्तिकायवर्णन



इंदसदवंदियाणं तिहुवणहिदमधुरविसदवक्काणं ।
अंतातीदगुणाणं णमो जिणाणं जिदभवाणं ॥ १ ॥

શત-ઇંદ્રવંદિત, ત્રિજગહિત-નિર્મળ-મધુર વદનારને,
નિઃસીમ ગુણ ધરનારને, જિતભવ નમું જિનરાજને. ૧.

અર્થ—સો ઇંદ્રોથી જે વંદિત છે, ત્રણ લોકને હિતકર, મધુર અને વિશદ (નિર્મળ, સ્પષ્ટ) જેમની વાણી છે, (ચૈતન્યના અનંત વિલાસસ્વરૂપ) અનંત ગુણ જેમને વર્તે છે અને ભવ ઉપર જેમણે જય મેળવ્યો છે, તે જિનોને નમસ્કાર હો.

समणमुहुग्गदमट्ठं चदुग्गदिणिवारणं सणिव्वाणं ।
एसो पणमिय सिरसा समयमिणं सुणह वोच्छामि ॥ २ ॥

આ સમયને શિરનમનપૂર્વક ભાખું છું, સૂણજો તમે;
જિનવદનનિર્ગત-અર્થમય, ચઉગતિહરણ, શિવહેતુ છે. ૨.

અર્થઃ—શ્રમણના મુખમાંથી નીકળેલ અર્થમય (-સર્વજ્ઞ મહામુનિના મુખથી કહેવાયેલા પદાર્થોને કહેનાર), ચાર ગતિનું નિવારણ કરનાર અને નિર્વાણ સહિત (-નિર્વાણના કારણભૂત) —એવા આ સમયને શિરસા પ્રણમીને હું તેનું કથન કરું છું; તે શ્રવણ કરો.

*समवाओ पंचण्हं समउ त्ति जिणुत्तमेहिं पण्णत्तं ।
सो चेव हवदि लोओ तत्तो अमिओ अलोओ खं ॥ ३ ॥

સમવાદ વા સમવાય પાંચ તણો સમય—ભાખ્યું જિને;
તે લોક છે, આગળ અમાપ અલોક આભસ્વરૂપ છે. ૩.

અર્થઃ—પાંચ અસ્તિકાયનું સમભાવપૂર્વક નિરૂપણ અથવા તેમનો સમવાય (-પંચાસ્તિકાયનો સમ્યક્ બોધ અથવા સમૂહ) તે સમય છે એમ જિનવરોએ કહ્યું છે. તે જ લોક છે (-પાંચ અસ્તિકાયના સમૂહ જેવડો જ લોક છે); તેનાથી આગળ અમાપ અલોક આકાશસ્વરૂપ છે.

जीवा पोग्गलकाया धम्माधम्मा तहेव आगासं ।
अत्थित्तम्हि य णियदा अणण्णमइया अणुमहंता ॥ ४ ॥

---

* મૂળ ગાથામાં समवाओ શબ્દ છે, સંસ્કૃત ભાષામાં તેનો અર્થ समवादः પણ થાય અને समवायः પણ થાય.

જીવદ્રવ્ય, પુદ્‌ગલકાય, ધર્મ, અધર્મ ને આકાશ એ
અસ્તિત્વનિયત, અનન્યમય ને અણુમહાન પદાર્થ છે. ૪.

અર્થઃ—જીવો, પુદ્‌ગલકાયો, ધર્મ, અધર્મ તેમ જ આકાશ અસ્તિત્વમાં નિયત, (અસ્તિત્વથી) અનન્યમય અને [1]અણુમહાન (પ્રદેશે મોટાં) છે.

जेसिं अत्थि सहाओ गुणेहिं सह पज्जएहिं विविहेहिं ।
ते होंति अत्थिकाया णिप्पण्णं जेहिं तेल्लोक्कं ॥ ५ ॥

વિધવિધ ગુણો ને પર્યયો સહ જે અનન્યપણું ધરે
તે અસ્તિકાયો જાણવા, ત્રૈલોક્યરચના જે વડે. ૫.

અર્થઃ—જેમને વિવિધ ગુણો અને [2]પર્યાયો (-પ્રવાહક્રમના તેમ જ વિસ્તારક્રમના અંશો) સાથે પોતાપણું છે તે અસ્તિકાયો છે કે જેમનાથી ત્રણ લોક નિષ્પન્ન છે.

ते चेव अत्थिकाया तेक्कालियभावपरिणदा णिच्चा ।
गच्छंति दवियभावं परियट्टणलिंगसंजुत्ता ॥ ६ ॥

તે અસ્તિકાય ત્રિકાળભાવે પરિણમે છે, નિત્ય છે;
એ પાંચ તેમ જ કાળ વર્તનલિંગ સર્વે દ્રવ્ય છે. ૬.

અર્થઃ— જે ત્રણ કાળના ભાવરૂપે પરિણમે છે તેમ જ

---

૧ અણુમહાન=(૧) પ્રદેશે મોટાં અર્થાત્ અનેકપ્રદેશી, (૨) એકપ્રદેશી (વ્યક્તિ-અપેક્ષાએ) તેમ જ અનેક પ્રદેશી (શક્તિ-અપેક્ષાએ)

૨ પર્યાયો=(પ્રવાહક્રમના તેમ જ વિસ્તારક્રમના) નિર્વિભાગ અંશો [પ્રવાહક્રમના અંશો તો દરેક દ્રવ્યને હોય છે, પરંતુ વિસ્તારક્રમના અંશો અસ્તિકાયને જ હોય છે ]

નિત્ય છે એવા તે જ અસ્તિકાયો, પરિવર્તનલિંગ (કાળ) સહિત, દ્રવ્યપણાને પામે છે (અર્થાત્ તે છયે દ્રવ્યો છે).

अण्णोण्णं पविसंता देंता ओगासमण्णमण्णस्स ।
मेलंता वि य णिच्चं सगं सभावं ण विजहंति ॥ ७ ॥

અન્યોન્ય થાય પ્રવેશ, એ અન્યોન્ય દે અવકાશને,
અન્યોન્ય મિલન, છતા કદી છોડે ન આપસ્વભાવને. ૭.

અર્થ:—તેઓ એકબીજામાં પ્રવેશ કરે છે, અન્યોન્ય અવકાશ આપે છે, પરસ્પર (ક્ષીરનીરવત્) મળી જાય છે, તોપણ સદા પોતપોતાના સ્વભાવને છોડતાં નથી.

सत्ता सव्वपयत्था सविस्सरूवा अणंतपज्जाया ।
भंगुप्पादधुवत्ता सप्पडिवक्खा हवदि एक्का ॥ ८ ॥

સર્વાર્થપ્રાપ્ત, સવિશ્વરૂપ, અનંતપર્યયવંત છે,
સત્તા જનમ-લય-ધ્રૌવ્યમય છે, એક છે, સવિપક્ષ છે. ૮.

અર્થ:—સત્તા ઉત્પાદવ્યયધ્રૌવ્યાત્મક, એક, સર્વપદાર્થસ્થિત, સવિશ્વરૂપ, અનંતપર્યાયમય અને સપ્રતિપક્ષ છે.

दवियदि गच्छदि ताइं ताइं सब्भावपज्जयाइं जं ।
दवियं तं भण्णंते अणण्णभूदं तु सत्तादो ॥ ९ ॥

તે તે વિવિધ સદ્‌ભાવપર્યયને દ્રવે—વ્યાપે—લહે
તેને કહે છે દ્રવ્ય, જે સત્તા થકી નહિ અન્ય છે. ૯.

અર્થ:—તે તે સદ્‌ભાવપર્યાયોને જે દ્રવે છે—પામે છે, તેને (સર્વજ્ઞો) દ્રવ્ય કહે છે—કે જે સત્તાથી અનન્યભૂત છે.

दव्वं सल्लक्खणियं उप्पादव्वयधुवत्तसंजुत्तं ।
गुणपज्जयासयं वा जं तं भण्णंति सव्वण्हू ॥ १० ॥

છે સત્ત્વ લક્ષણ જેહનું, ઉત્પાદવ્યયધ્રુવયુક્ત જે,
ગુણપર્યયાશ્રય જેહ, તેને દ્રવ્ય સર્વજ્ઞો કહે. ૧૦.

અર્થ:—જે 'સત્' લક્ષણવાળું છે, જે ઉત્પાદવ્યયધ્રૌવ્યસંયુક્ત છે અથવા જે ગુણપર્યાયોનો આશ્રય છે, તેને સર્વજ્ઞો દ્રવ્ય કહે છે.

उप्पत्ती व विणासो दव्वस्स य णत्थि अत्थि सब्भावो ।
विगमुप्पादधुवत्तं करेंति तस्सेव पज्जाया ॥ ११ ॥

નહિ દ્રવ્યનો ઉત્પાદ અથવા નાશ નહિ, સદ્ભાવ છે;
તેના જ જે પર્યાય તે ઉત્પાદ-લય-ધ્રુવતા કરે. ૧૧.

અર્થ:—દ્રવ્યનો ઉત્પાદ કે વિનાશ નથી, સદ્ભાવ છે. તેના જ પર્યાયો વિનાશ, ઉત્પાદ અને ધ્રુવતા કરે છે.

पज्जयविजुदं दव्वं दव्वविजुत्ता य पज्जया णत्थि ।
दोण्हं अणण्णभूदं भावं समणा परूवेंति ॥ १२ ॥

પર્યાયવિરહિત દ્રવ્ય નહિ, નહિ દ્રવ્યહીન પર્યાય છે;
પર્યાય તેમ જ દ્રવ્ય કેરી અનન્યતા શ્રમણો કહે. ૧૨.

અર્થ:—પર્યાયો રહિત દ્રવ્ય અને દ્રવ્ય રહિત પર્યાયો હોતાં નથી; બન્નેનો અનન્યભાવ (-અનન્યપણું) શ્રમણો પ્રરૂપે છે.

दव्वेण विणा ण गुणा गुणेहिं दव्वं विणा ण संभवदि ।
अव्वदिरित्तो भावो दव्वगुणाणं हवदि तम्हा ॥ १३ ॥

નહિ દ્રવ્ય વિણ ગુણ હોય, ગુણ વિણ દ્રવ્ય પણ નહિ હોય છે;
તેથી ગુણો ને દ્રવ્ય કેરી અભિન્નતા નિર્દિષ્ટ છે. ૧૩.

અર્થઃ—દ્રવ્ય વિના ગુણો હોતા નથી, ગુણો વિના દ્રવ્ય હોતું નથી; તેથી દ્રવ્ય અને ગુણોનો અવ્યતિરિક્તભાવ (-અભિન્નપણું) છે.

सिय अत्थि णत्थि उहयं अव्वत्तव्वं पुणो य तत्तिदयं ।
दव्वं खु सत्तभंगं आदेसवसेण संभवदि ॥ १४ ॥

છે અસ્તિ, નાસ્તિ, ઉભય તેમ અવાચ્ય આદિક ભંગ જે,
આદેશવશ તે સાત ભંગે યુક્ત સર્વે દ્રવ્ય છે. ૧૪.

અર્થઃ—દ્રવ્ય આદેશવશાત્ (-કથનને વશ) ખરેખર સ્યાત્ અસ્તિ, સ્યાત્ નાસ્તિ, સ્યાત્ અસ્તિ-નાસ્તિ, સ્યાત્ અવક્તવ્ય અને વળી અવક્તવ્યતાયુક્ત ત્રણ ભંગવાળું (-સ્યાત્ અસ્તિ-અવક્તવ્ય, સ્યાત્ નાસ્તિ-અવક્તવ્ય અને સ્યાત્ અસ્તિ-નાસ્તિ-અવક્તવ્ય)—એમ સાત ભંગવાળું છે.

भावस्स णत्थि णासो णत्थि अभावस्स चेव उप्पादो ।
गुणपज्जएसु भावा उप्पादवए पकुव्वंति ॥ १५ ॥

નહિ 'ભાવ' કેરો નાશ હોય, 'અભાવ'નો ઉત્પાદ ના;
'ભાવો' કરે છે નાશ ને ઉત્પાદ ગુણપર્યાયમાં. ૧૫.

અર્થઃ—ભાવનો (સત્‌નો) નાશ નથી તેમ જ અભાવનો (અસત્‌નો) ઉત્પાદ નથી; ભાવો (સત્ દ્રવ્યો) ગુણપર્યાયોમાં ઉત્પાદવ્યય કરે છે.

भावा जीवादीया जीवगुणा चेदणा य उवओगो ।
सुरणरणारयतिरिया जीवस्स य पज्जया बहुगा ॥ १६ ॥

જીવાદિ સૌ છે 'ભાવ', જીવગુણ ચેતના-ઉપયોગ છે;
જીવપર્યયો તિર્યંચ-નારક-દેવ-મનુજ અનેક છે. ૧૬.

અર્થ:—જીવાદિ (દ્રવ્યો) તે 'ભાવો' છે. જીવના ગુણો ચેતના તથા ઉપયોગ છે અને જીવના પર્યાયો દેવ-મનુષ્ય-નારક-તિર્યંચરૂપ ઘણા છે.

मणुसत्तणेण णट्ठो देही देवो हवेदि इदरो वा ।
उभयत्थ जीवभावो ण णस्सदि ण जायदे अण्णो ॥ १७ ॥

મનુજત્વથી વ્યય પામીને દેવાદિ દેહી થાય છે;
ત્યાં જીવભાવ ન નાશ પામે, અન્ય નહિ ઉદ્ભવ લહે. ૧૭.

અર્થ:—મનુષ્યપણાથી નષ્ટ થયેલો દેહી (જીવ) દેવ અથવા અન્ય થાય છે; તે બન્નેમાં જીવભાવ નષ્ટ થતો નથી અને બીજો જીવભાવ ઉત્પન્ન થતો નથી.

सो चेव जादि मरणं जादि ण णट्ठो ण चेव उप्पण्णो ।
उप्पण्णो य विणट्ठो देवो मणुसो त्ति पज्जाओ ॥ १८ ॥

જન્મે મરે છે તે જ, તોપણ નાશ-ઉદ્ભવ નવ લહે;
સુર-માનવાદિક પર્યયો ઉત્પન્ન ને લય થાય છે. ૧૮.

અર્થ:—તે જ જન્મે છે અને મરણ પામે છે છતાં તે ઉત્પન્ન થતો નથી અને નષ્ટ થતો નથી; દેવ, મનુષ્ય એવો પર્યાય ઉત્પન્ન થાય છે અને વિનષ્ટ થાય છે.

एवं सदो विणासो असदो जीवस्स णत्थि उप्पादो।
तावदिओ जीवाणं देवो मणुसो त्ति गदिणामो ॥ १९ ॥

એ રીત સત્-વ્યય ને અસત્-ઉત્પાદ હોય ન જીવને;
સુરનરપ્રમુખ ગતિનામનો હદયુક્ત કાળ જ હોય છે. ૧૯.

અર્થ:—એ રીતે જીવને સત્‌નો વિનાશ અને અસત્‌નો ઉત્પાદ નથી; ('દેવ જન્મે છે ને મનુષ્ય મરે છે' એમ કહેવાય છે તેનું એ કારણ છે કે) જીવોને દેવ, મનુષ્ય એવું ગતિનામકર્મ તેટલા જ કાળનું હોય છે.

णाणावरणादीया भावा जीवेण सुट्ठु अणुबद्धा।
तेसिमभावं किच्चा अभूदपुव्वो हवदि सिद्धो ॥ २० ॥

જ્ઞાનાવરણ ઇત્યાદિ ભાવો જીવ સહ અનુબદ્ધ છે;
તેનો કરીને નાશ, પામે જીવ સિદ્ધિ અપૂર્વને. ૨૦.

અર્થ:—જ્ઞાનાવરણાદિ ભાવો જીવ સાથે સારી રીતે અનુબદ્ધ છે; તેમનો અભાવ કરીને તે અભૂતપૂર્વ સિદ્ધ થાય છે.

एवं भावमभावं भावाभावं अभावभावं च।
गुणपज्जएहिं सहिदो संसरमाणो कुणदि जीवो ॥ २१ ॥

ગુણપર્યયે સંયુક્ત જીવ સંસરણ કરતો એ રીતે
ઉદ્ભવ, વિલય, વળી ભાવ-વિલય, અભાવ-ઉદ્ભવને કરે. ૨૧.

અર્થ:—એ રીતે ગુણપર્યાયો સહિત જીવ સંસરણ કરતો થકો ભાવ, અભાવ, ભાવાભાવ અને અભાવભાવને કરે છે.

जीवा पोग्गलकाया आयासं अत्थिकाइया सेसा ।
अमया अत्थित्तमया कारणभूदा हि लोगस्स ॥ २२ ॥

જીવદ્રવ્ય, પુદ્ગલકાય, નભ ને અસ્તિકાયો શેષ બે
અણુકૃતક છે, અસ્તિત્વમય છે, લોકકારણભૂત છે. ૨૨.

અર્થ:—જીવો, પુદ્ગલકાયો, આકાશ અને બાકીના બે અસ્તિકાયો અકૃત છે, અસ્તિત્વમય છે અને ખરેખર લોકના કારણભૂત છે.

सब्भावसभावाणं जीवाणं तह य पोग्गलाणं च ।
परियट्टणसंभूदो कालो णियमेण पण्णत्तो ॥ २३ ॥

સત્તાસ્વભાવી જીવ ને પુદ્ગલ તણા પરિણમનથી
છે સિદ્ધિ જેની, કાળ તે ભાખ્યો જિણંદે નિયમથી. ૨૩.

અર્થ:—સત્તાસ્વભાવવાળાં જીવો અને પુદ્ગલોના પરિવર્તનથી સિદ્ધ થતો એવો કાળ (સર્વજ્ઞો દ્વારા) નિયમથી (નિશ્ચયથી) ઉપદેશવામાં આવ્યો છે.

ववगदपणवण्णरसो ववगददोगंधअट्ठफासो य ।
अगुरुलहुगो अमुत्तो वट्टणलक्खो य कालो त्ति ॥ २४ ॥

રસવર્ણપંચક, સ્પર્શ-અષ્ટક, ગંધયુગલ વિહીન છે,
છે મૂર્તિ હીન, અગુરુલઘુક છે, કાળ વર્તનલિંગ છે. ૨૪.

અર્થ:—કાળ (નિશ્ચયકાળ) પાંચ વર્ણ ને પાંચ રસ રહિત, બે ગંધ ને આઠ સ્પર્શ રહિત, અગુરુલઘુ, અમૂર્ત અને વર્તનાલક્ષણવાળો છે.

समओ णिमिसो कट्ठा कला य णाली तदो दिवारत्ती ।
मासोदुअयणसंवच्छरो त्ति कालो परायत्तो ॥ २५ ॥

જે સમય, નિમિષ, કળા, ઘડી. દિનરાત, માસ, ઋતુ અને
જે અયન ને વર્ષાદિ છે, તે કાળ પર-આયત્ત છે. ૨૫.

અર્થ:—સમય. નિમેષ, કાષ્ઠા, કળા, ઘડી, અહોરાત્ર (-દિવસ), માસ, ઋતુ. અયન અને વર્ષ—એવો જે કાળ (અર્થાત્ વ્યવહારકાળ) તે પરાશ્રિત છે.

णत्थि चिरं वा खिप्पं मत्तारहिदं तु सा वि खलु मत्ता ।
पोग्गलदव्वेण विणा तम्हा कालो पडुच्चभवो ॥ २६ ॥

'ચિર' 'શીઘ્ર' નહિ માત્રા વિના, માત્રા નહીં પુદ્ગલ વિના,
તે કારણે પર-આશ્રયે ઉત્પન્ન ભાખ્યો કાળ આ. ૨૬.

અર્થ:—'ચિર' અથવા 'ક્ષિપ્ર' એવું જ્ઞાન (-બહુ કાળ અથવા થોડો કાળ એવું જ્ઞાન) પરિમાણ વિના (-કાળના માપ વિના) હોય નહિ; અને તે પરિમાણ ખરેખર પુદ્ગલદ્રવ્ય વિના થતું નથી; તેથી કાળ આશ્રિતપણે ઊપજનારો છે (અર્થાત્ વ્યવહારકાળ પરનો આશ્રય કરીને ઊપજે છે એમ ઉપચારથી કહેવાય છે).

जीवो त्ति हवदि चेदा उवओगविसेसिदो पहू कत्ता ।
भोत्ता य देहमेत्तो ण हि मुत्तो कम्मसंजुत्तो ॥ २७ ॥

છે જીવ, ચેતયિતા, પ્રભુ. ઉપયોગચિહ્ન. અમૂર્ત છે.
કર્તા અને ભોક્તા, શરીરપ્રમાણ, કર્મે યુક્ત છે. ૨૭.

અર્થ:—( સંસારસ્થિત ) આત્મા જીવ છે, ચેતયિતા ( ચેતનારો ) છે, ઉપયોગલક્ષિત છે, પ્રભુ છે, કર્તા છે, ભોક્તા છે, દેહપ્રમાણ છે, અમૂર્ત છે અને કર્મસંયુક્ત છે.

कम्ममलविप्पमुक्को उड्ढं लोगस्स अंतमधिगंता ।
सो सव्वणाणदरिसी लहदि सुहमणिंदियमणंतं ॥ २८ ॥

સૌ કર્મમળથી મુક્ત આત્મા પામીને લોકાગ્રને,
સર્વજ્ઞદર્શી તે અનંત અનિંદ્રિ સુખને અનુભવે. ૨૮.

અર્થ:—કર્મમળથી મુક્ત આત્મા ઊંચે લોકના અંતને પામીને તે સર્વજ્ઞ-સર્વદર્શી અનંત અનિંદ્રિય સુખને અનુભવે છે.

जादो सयं स चेदा सव्वण्हू सव्वलोगदरिसी य ।
पप्पोदि सुहमणंतं अव्वाबाधं सगममुत्तं ॥ २९ ॥

સ્વયમેવ ચેતક સર્વજ્ઞાની-સર્વદર્શી થાય છે,
ને નિજ અમૂર્ત અનંત અવ્યાબાધ સુખને અનુભવે. ૨૯.

અર્થ:—તે ચેતયિતા ( ચેતનારો આત્મા ) સર્વજ્ઞ અને સર્વલોકદર્શી સ્વયં થયો થકો, સ્વકીય અમૂર્ત અવ્યાબાધ અનંત સુખને ઉપલબ્ધ કરે છે.

पाणेहिं चदुहिं जीवदि जीविस्सदि जो हु जीविदो पुव्वं ।
सो जीवो पाणा पुण बलमिंदियमाउ उस्सासो ॥ ३० ॥

જે ચાર પ્રાણે જીવતો પૂર્વે, જીવે છે, જીવશે,
તે જીવ છે; ને પ્રાણ ઇંદ્રિય-આયુ-બળ-ઉચ્છ્વાસ છે. ૩૦.

અર્થ:—જે ચાર પ્રાણોથી જીવે છે. જીવશે અને પૂર્વે જીવતો

હતો, તે જીવ છે; અને પ્રાણો ઇંદ્રિય, બળ, આયુ તથા ઉચ્છ્વાસ છે.

अगुरुलहुगा अणंता तेहिं अणंतेहिं परिणदा सव्वे ।
देसेहिं असंखादा सिय लोगं सव्वमावण्णा ॥ ३१ ॥
केचित्तु अणावण्णा मिच्छादंसणकसायजोगजुदा ।
विजुदा य तेहिं बहुगा सिद्धा संसारिणो जीवा ॥ ३२ ॥

જે અગુરુલઘુક અનંત તે-રૂપ સર્વ જીવો પરિણમે;
સૌના પ્રદેશ અસંખ્ય; કતિપય લોકવ્યાપી હોય છે; ૩૧.
અવ્યાપી છે કતિપય; વળી નિર્દોષ સિદ્ધ જીવો ઘણા;
મિથ્યાત્વ-યોગ-કષાયયુત સંસારી જીવ બહુ જાણવા. ૩૨.

અર્થ:—અનંત એવા જે અગુરુલઘુ (ગુણો, અંશો) તે અનંત અગુરુલઘુ(ગુણ)રૂપે સર્વ જીવો પરિણત છે; તેઓ અસંખ્યાત પ્રદેશવાળા છે. કેટલાક કથંચિત્ આખા લોકને પ્રાપ્ત હોય છે અને કેટલાક અપ્રાપ્ત હોય છે. ઘણા (–અનંત) જીવો મિથ્યાદર્શન-કષાય-યોગસહિત સંસારી છે અને ઘણા (–અનંત જીવો) મિથ્યાદર્શન-કષાય-યોગરહિત સિદ્ધ છે.

जह पउमरायरयणं खित्तं खीरे पभासयदि खीरं ।
तह देही देहत्थो सदेहमेत्तं पभासयदि ॥ ३३ ॥

જ્યમ દૂધમાં સ્થિત પદ્મરાગમણિ પ્રકાશે દૂધને,
ત્યમ દેહમાં સ્થિત દેહી દેહપ્રમાણ વ્યાપકતા લહે. ૩૩.

અર્થ:—જેમ પદ્મરાગરત્ન દૂધમાં નાખવામાં આવ્યું થકું દૂધને પ્રકાશે છે, તેમ દેહી (જીવ) દેહમાં રહ્યો થકો સ્વદેહ-પ્રમાણ પ્રકાશે છે.

सव्वत्थ अत्थि जीवो ण य एको एक्काय एकट्ठो ।
अज्झवसाणविसिट्ठो चिट्ठदि मलिणो रजमलेहिं ॥ ३४ ॥

તન તન ધરે જીવ. તન મહીં એકત્વસ્થ પણ નહિ એક છે,
જીવ વિવિધ અધ્યવસાયયુત, રજમળમલિન થઈને ભમે.

અર્થઃ—જીવ સર્વત્ર ( ક્રમવર્તી સર્વ શરીરોમાં ) છે અને કોઈ એક શરીરમાં ( ક્ષીરનીરવત્ ) એકપણે રહ્યો હોવા છતાં તેની સાથે એક નથી; અધ્યવસાયવિશિષ્ટ વર્તતો થકો રજમળ ( કર્મમળ ) વડે મલિન હોવાથી તે ભમે છે.

जेसिं जीवसहावो णत्थि अभावो य सव्वहा तस्स ।
ते होंति भिण्णदेहा सिद्धा वचिगोयरमदीदा ॥ ३५ ॥

જીવત્વ નહિ ને સર્વથા તદ્દભાવ પણ નહિ જેમને,
તે સિદ્ધ છે—જે દેહવિરહિત વચનવિષયાતીત છે. ૩૫.

અર્થઃ—જેમને જીવસ્વભાવ ( -પ્રાણધારણરૂપ જીવત્વ ) નથી અને સર્વથા તેનો અભાવ પણ નથી, તે દેહરહિત વચનગોચરાતીત સિદ્ધો ( સિદ્ધભગવંતો ) છે.

ण कुदोचि वि उप्पण्णो जम्हा कज्जं ण तेण सो सिद्धो ।
उप्पादेदि ण किंचि वि कारणमवि तेण ण स होदि ॥ ३६ ॥

ઊપજે નહી કો કારણે તે સિદ્ધ તેથી ન કાર્ય છે,
ઉપજાવતા નથી કાંઈ પણ તેથી ન કારણ પણ ઠરે ૩૬.

અર્થઃ—તે સિદ્ધ કોઈ ( અન્ય ) કારણથી ઊપજતા નથી તેથી કાર્ય નથી, અને કાંઈ પણ ( અન્ય કાર્યને ) ઉપજાવતા નથી તેથી તે કારણ પણ નથી.

सस्सदमध उच्छेदं भव्वमभव्वं च सुण्णमिदरं च ।
विण्णाणमविण्णाणं ण वि जुज्जदि असदि सब्भावे ॥ ३७ ॥

સદ્ભાવ જો નહિ હોય તો ધ્રુવ, નાશ. ભવ્ય. અભવ્ય ને
વિજ્ઞાન, અણુવિજ્ઞાન, શૂન્ય, અશૂન્ય—એ કંઈ નવ ઘટે.

અર્થ:—જો (મોક્ષમાં જીવનો) સદ્ભાવ ન હોય તો શાશ્વત, નાશવંત, ભવ્ય (-થવાયોગ્ય). અભવ્ય (-નહિ થવાયોગ્ય), શૂન્ય, અશૂન્ય, વિજ્ઞાન અને અવિજ્ઞાન (જીવદ્રવ્યને વિષે) ન જ ઘટે. (માટે મોક્ષમાં જીવનો સદ્ભાવ છે જ.)

कम्माणं फलमेक्को एक्को कज्जं तु णाणमध एक्को ।
चेदयदि जीवरासी चेदगभावेण तिविहेण ॥ ३८ ॥

ત્રણવિધ ચેતકભાવથી કો જીવરાશિ 'કાર્ય'ને,
કો જીવરાશિ 'કર્મફળ'ને, કોઈ ચેતે 'જ્ઞાન'ને. ૩૮.

અર્થ:—ત્રિવિધ ચેતકભાવ વડે એક જીવરાશિ કર્મોના ફળને, એક જીવરાશિ કાર્યને અને એક જીવરાશિ જ્ઞાનને ચેતે (-વેદે) છે.

सव्वे खलु कम्मफलं थावरकाया तसा हि कज्जजुदं ।
पाणित्तमदिक्कंता णाणं विंदंति ते जीवा ॥ ३९ ॥

વેદે કરમફળ સ્થાવરો, ત્રસ કાર્યયુત ફળ અનુભવે,
પ્રાણિત્વથી અતિક્રાંત જે તે જીવ વેદે જ્ઞાનને. ૩૯.

અર્થ:—સર્વ સ્થાવર જીવસમૂહો ખરેખર કર્મફળને વેદે છે, ત્રસો ખરેખર કાર્યસહિત કર્મફળને વેદે છે અને જે પ્રાણિત્વને

(-પ્રાણોને) અતિક્રમી ગયા છે તે જીવો જ્ઞાનને વેદે છે.

उवओगो खलु दुविहो णाणेण य दंसणेण संजुत्तो ।
जीवस्स सव्वकालं अणण्णभूदं वियाणीहि ॥ ४० ॥

છે જ્ઞાન ને દર્શન સહિત ઉપયોગ યુગલ પ્રકારનો;
જીવદ્રવ્યને તે સર્વ કાળ અનન્યરૂપે જાણવો. ૪૦.

અર્થઃ—જ્ઞાનથી અને દર્શનથી સંયુક્ત એવો ખરેખર બે પ્રકારનો ઉપયોગ જીવને સર્વ કાળ અનન્યપણે જાણો.

आभिणिसुदोधिमणकेवलाणि णाणाणि पंचभेयाणि ।
कुमदिसुदविभंगाणि य तिण्णि वि णाणेहिं संजुत्ते ॥ ४१ ॥

મતિ, શ્રુત, અવધિ, મનઃ, કેવળ—પાંચ ભેદો જ્ઞાનના;
કુમતિ, કુશ્રુત, વિભંગ—ત્રણ પણ જ્ઞાન સાથે જોડવાં. ૪૧.

અર્થઃ—આભિનિબોધક (-મતિ), શ્રુત, અવધિ, મનઃપર્યય અને કેવળ—એમ જ્ઞાનના પાંચ ભેદ છે; વળી કુમતિ, કુશ્રુત અને વિભંગ—એ ત્રણ (અજ્ઞાનો) પણ (પાંચ) જ્ઞાનો સાથે જોડવામાં આવ્યાં છે. (એ પ્રમાણે જ્ઞાનોપયોગના આઠ ભેદ છે.)

दंसणमवि चक्खुजुदं अचक्खुजुदमवि य ओहिणा सहियं ।
अणिधणमणंतविसयं केवलियं चावि पण्णत्तं ॥ ४२ ॥

દર્શન તણા ચક્ષુ-અચક્ષુરૂપ, અવધિરૂપ ને
નિઃસીમવિષય અનિધન કેવળરૂપ ભેદ કહેલ છે. ૪૨.

અર્થઃ—દર્શન પણ ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને અનંત જેનો વિષય છે એવું અવિનાશી કેવળદર્શન—એમ

ચાર ભેદવાળું કહ્યું છે.

ण चियप्पदि णाणादो णाणी णाणाणि होंति णेगाणि ।
तम्हा दु विस्सरूवं भणियं दवियं ति णाणीहिं ॥ ४३ ॥

છે જ્ઞાનથી નહિ ભિન્ન જ્ઞાની, જ્ઞાન તોય અનેક છે;
તે કારણે તો વિશ્વરૂપ કહ્યું દરવને જ્ઞાનીએ ૪૩.

અર્થઃ—જ્ઞાનથી જ્ઞાનીનો (-આત્માનો) ભેદ પાડવામાં આવતો નથી; તોપણ જ્ઞાનો અનેક છે. તેથી તો જ્ઞાનીઓએ દ્રવ્યને વિશ્વરૂપ (-અનેકરૂપ) કહ્યું છે.

जदि हवदि दव्वमण्णं गुणदो य गुणा य दव्वदो अण्णे ।
दव्वाणंतियमधवा दव्वाभावं पकुव्वंति ॥ ४४ ॥

જો દ્રવ્ય ગુણથી અન્ય ને ગુણ અન્ય માનો દ્રવ્યથી,
તો થાય દ્રવ્ય-અનંતતા વા થાય નાસ્તિ દ્રવ્યની. ૪૪.

અર્થઃ— જો દ્રવ્ય ગુણથી અન્ય (-ભિન્ન) હોય અને ગુણો દ્રવ્યથી અન્ય હોય તો દ્રવ્યની અનંતતા થાય અથવા દ્રવ્યનો અભાવ થાય.

अविभत्तमणण्णत्तं दव्वगुणाणं विभत्तमण्णत्तं ।
णेच्छंति णिच्छयण्हू तव्विवरीदं हि वा तेसिं ॥ ४५ ॥

ગુણ-દ્રવ્યને અવિભક્તરૂપ અનન્યતા બુધમાન્ય છે;
પણ ત્યાં વિભક્ત અનન્યતા વા અન્યતા નહિ માન્ય છે.

અર્થઃ—દ્રવ્ય અને ગુણોને અવિભક્તપણારૂપ અનન્યપણું છે; નિશ્ચયના જાણનારાઓ તેમને વિભક્તપણારૂપ અન્યપણું કે

(વિભક્તપણારૂપ) અનન્યપણું માનતા નથી.

ववदेसा संठाणा संखा विसया य होंति ते वहुगा ।
ते तेसिमणण्णत्ते अण्णत्ते चावि विज्जंते ॥ ४६ ॥

વ્યપદેશ ને સંસ્થાન, સંખ્યા, વિષય બહુયે હોય છે;
તે તેમના અન્યત્વ તેમ અનન્યતામાં પણ ઘટે. ૪૬.

અર્થ:—વ્યપદેશો, સંસ્થાનો, સંખ્યાઓ અને વિષયો ઘણાં હોય છે. તે (વ્યપદેશ વગેરે), દ્રવ્ય-ગુણોના અન્યપણામાં તેમ જ અનન્યપણામાં પણ હોઈ શકે છે.

णाणं धणं च कुव्वदि धणिणं जह णाणिणं च दुविधेहिं ।
भण्णंति तह पुधत्तं एयत्तं चावि तच्चण्हू ॥ ४७ ॥

ધનથી 'ધની' ને જ્ઞાનથી 'જ્ઞાની'—દ્વિધા વ્યપદેશ છે,
તે રીત તત્ત્વજ્ઞો કહે એકત્વ તેમ પૃથક્ત્વને. ૪૭.

અર્થ:—જેવી રીતે ધન અને જ્ઞાન (પુરુષને) 'ધની' અને 'જ્ઞાની' કરે છે—એમ બે પ્રકારે કહેવામાં આવે છે, તેવી રીતે તત્ત્વજ્ઞો પૃથક્ત્વ તેમ જ એકત્વને કહે છે.

णाणी णाणं च सदा अत्थंतरिदा दु अण्णमण्णस्स ।
दोण्हं अचेदणत्तं पसजदि सम्मं जिणावमदं ॥ ४८ ॥

જો હોય અર્થાંતરપણું અન્યોન્ય જ્ઞાની-જ્ઞાનને,
બન્ને અચેતનતા લહે—જિનદેવને નહિ માન્ય જે. ૪૮.

અર્થ:—જો જ્ઞાની (-આત્મા) અને જ્ઞાન સદા પરસ્પર અર્થાંતરભૂત (ભિન્નપદાર્થભૂત) હોય તો બન્નેને અચેતનપણાનો

પ્રસંગ આવે—કે જે જિનોને સમ્યક્ પ્રકારે અસંમત છે.

ण हि सो समवायादो अत्थंतरिदो दु णाणदो णाणी ।
अण्णाणी त्ति य वयणं एगत्तपसाधगं होदि ॥ ४९ ॥

રે ! જીવ જ્ઞાનવિભિન્ન નહિ સમવાયથી જ્ઞાની બને;
'અજ્ઞાની' એવું વચન તે એકત્વની સિદ્ધિ કરે. ૪૯.

અર્થ:—જ્ઞાનથી અર્થાંતરભૂત એવો તે (–આત્મા) સમવાયથી જ્ઞાની થાય છે એમ ખરેખર નથી. 'અજ્ઞાની' એવું વચન (ગુણ-ગુણીના) એકત્વને સિદ્ધ કરે છે.

समवत्ती समवाओ अपुधब्भूदो य अजुदसिद्धो य ।
तम्हा दव्वगुणाणं अजुदा सिद्धि त्ति णिद्दिट्ठा ॥ ५० ॥

સમવર્તિતા સમવાય છે, અપૃથક્ત્વ તે, અયુતત્વ તે;
તે કારણે ભાખી અયુતસિદ્ધિ ગુણો ને દ્રવ્યને. ૫૦.

અર્થ:—સમવર્તીપણું તે સમવાય છે; તે જ, અપૃથક્પણું અને અયુતસિદ્ધપણું છે. તેથી દ્રવ્ય અને ગુણોની અયુતસિદ્ધિ (જિનોએ) કહી છે.

वण्णरसगंधफासा परमाणुपरूविदा विसेसेहिं ।
दव्वादो य अणण्णा अण्णत्तपगासगा होंति ॥ ५१ ॥
दंसणणाणाणि तहा जीवणिबद्धाणि णण्णभूदाणि ।
ववदेसदो पुधत्तं कुव्वंति हि णो सभावादो ॥ ५२ ॥

પરમાણુમાં પ્રરૂપિત વરણ, રસ, ગંધ તેમ જ સ્પર્શ જે,
અણુથી અભિન્ન રહી વિશેષ વડે પ્રકાશે ભેદને; ૫૧.

ત્યમ જ્ઞાનદર્શન જીવનિયત અનન્ય રહીને જીવથી,
અન્યત્વના કર્તા બને વ્યપદેશથી—ન સ્વભાવથી. ૫૨.

**અર્થ:**—પરમાણુને વિષે પ્રરૂપવામાં આવતાં એવાં વર્ણ-રસ-ગંધ-સ્પર્શ દ્રવ્યથી અનન્ય વર્તતાં થકાં (વ્યપદેશના કારણભૂત) વિશેષો વડે અન્યત્વને પ્રકાશનારાં થાય છે (-સ્વભાવથી અન્યરૂપ નથી); એવી રીતે જીવને વિષે સંબદ્ધ એવાં દર્શન-જ્ઞાન (જીવદ્રવ્યથી) અનન્ય વર્તતાં થકાં વ્યપદેશ દ્વારા પૃથક્પણાને કરે છે, સ્વભાવથી નહિ.

जीवा अणाइणिहणा संता णंता य जीवभावादो ।
सब्भावदो अणंता पंचग्गगुणप्पधाणा य ॥ ५३ ॥

જીવો અનાદિ-અનંત, સાંત, અનંત છે જીવભાવથી,
સદ્ભાવથી નહિ અંત હોય; પ્રધાનતા ગુણ પાંચથી. ૫૨.

**અર્થ:**—જીવો (પારિણામિકભાવથી) અનાદિ-અનંત છે, (ત્રણ ભાવોથી) સાંત (અર્થાત્ સાદિ-સાંત) છે અને જીવભાવથી અનંત છે (અર્થાત્ જીવના સદ્ભાવરૂપ ક્ષાયિકભાવથી સાદિ-અનંત છે) કારણ કે સદ્ભાવથી જીવો અનંત જ હોય છે. તેઓ પાંચ મુખ્ય ગુણોથી પ્રધાનતાવાળા છે.

एवं सदो विणासो असदो जीवस्स हवदि उप्पादो ।
इदि जिणवरेहिं भणिदं अण्णोण्णविरुद्धमविरुद्धं ॥ ५४ ॥

એ રીત સત્-વ્યય ને અસત્-ઉત્પાદ જીવને હોય છે
—ભાખ્યું જિને, જે પૂર્વ-અપર વિરુદ્ધ પણ અવિરુદ્ધ છે.

**અર્થ:**—એ રીતે જીવને સત્નો વિનાશ અને અસત્નો

ઉત્પાદ હોય છે—એવું જિનવરોએ કહ્યું છે, કે જે અન્યોન્ય વિરુદ્ધ (૧૯ મી ગાથાના કથન સાથે વિરોધવાળું) છતાં અવિરુદ્ધ છે.

णेरइयतिरियमणुया देवा इदि णामसंजुदा पयडी ।
कुव्वंति सदो णासं असदो भावस्स उप्पादं ॥ ५५ ॥

તિર્યંચ-નારક-દેવ-માનવ નામની છે પ્રકૃતિ જે,
તે વ્યય કરે સત્ ભાવનો, ઉત્પાદ અસત તણો કરે. ૫૫.

અર્થઃ—નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એવાં નામવાળી (નામકર્મની) પ્રકૃતિઓ સત્ ભાવનો નાશ અને અસત્ ભાવનો ઉત્પાદ કરે છે.

उदएण उवसमेण य खएण दुहिं मिस्सिदेहिं परिणामे ।
जुत्ता ते जीवगुणा बहुसु य अत्थेसु वित्थिण्णा ॥ ५६ ॥

પરિણામ, ઉદય, ક્ષયોપશમ, ઉપશમ, ક્ષયે સંયુક્ત જે,
તે પાંચ જીવગુણ જાણવા; બહુ ભેદમાં વિસ્તીર્ણ છે. ૫૬.

અર્થઃ—ઉદયથી યુક્ત, ઉપશમથી યુક્ત, ક્ષયથી યુક્ત, ક્ષયોપશમથી યુક્ત અને પરિણામથી યુક્ત—એવા (પાંચ) જીવગુણો (-જીવના ભાવો) છે; અને તેમને ઘણા પ્રકારોમાં વિસ્તારવામાં આવે છે.

कम्मं वेदयमाणो जीवो भावं करेदि जारिसयं ।
सो तस्स तेण कत्ता हवदि त्ति य सासणे पढिदं ॥ ५७ ॥

પુદ્ગલકરમને વેદતાં આત્મા કરે જે ભાવને,
તે ભાવનો તે જીવ છે કર્તા—કહ્યું જિનશાસને. ૫૭.

અર્થ:—કર્મને વેદતો થકો જીવ જેવા ભાવને કરે છે, તે ભાવનો તે પ્રકારે તે કર્તા છે—એમ શાસનમાં કહ્યું છે.

कम्मेण विणा उदयं जीवस्स ण विज्जदे उवसमं वा ।
खइयं खओवसमियं तम्हा भावं तु कम्मकदं ॥ ५८ ॥

પુદ્‌ગલકરમ વિણ જીવને ઉપશમ, ઉદય, ક્ષાયિક અને
ક્ષાયોપશમિક ન હોય, તેથી કર્મકૃત એ ભાવ છે. ૫૮.

અર્થ:—કર્મ વિના જીવને ઉદય, ઉપશમ, ક્ષાયિક અથવા ક્ષાયોપશમિક હોતો નથી, તેથી ભાવ (-ચતુર્વિધ જીવભાવ) કર્મકૃત છે.

भावो जदि कम्मकदो अत्ता कम्मस्स होदि किध कत्ता ।
ण कुणदि अत्ता किंचि वि मुत्ता अण्णं सगं भावं ॥ ५९ ॥

જો ભાવકર્તા કર્મ, તો શું કર્મકર્તા જીવ છે?
જીવ તો કદી કરતો નથી નિજ ભાવ વિણ કંઈ અન્યને.

અર્થ:—જો ભાવ (-જીવભાવ) કર્મકૃત હોય તો આત્મા કર્મનો (-દ્રવ્યકર્મનો) કર્તા હોવો જોઈએ. તે તો કેમ બને? કારણ કે આત્મા તો પોતાના ભાવને છોડીને બીજું કાંઈ પણ કરતો નથી.

भावो कम्मणिमित्तो कम्मं पुण भावकारणं हवदि ।
ण दु तेसिं खलु कत्ता ण विणा भूदा दु कत्तारं ॥ ६० ॥

રે! ભાવ કર્મનિમિત્ત છે ને કર્મ ભાવનિમિત્ત છે,
અન્યોન્ય નહિ કર્તા ખરે; કર્તા વિના નહિ થાય છે. ૬૦.

અર્થ:—જીવભાવનું કર્મ નિમિત્ત છે અને કર્મનું જીવભાવ નિમિત્ત છે, પરંતુ ખરેખર એકબીજાનાં કર્તા નથી; કર્તા વિના થાય છે એમ પણ નથી.

कुव्वं सगं सहावं अत्ता कत्ता सगस्स भावस्स ।
ण हि पोग्गलकम्माणं इदि जिणवयणं मुणेदव्वं ॥ ६१ ॥

નિજ ભાવ કરતો આતમા કર્તા ખરે નિજ ભાવનો,
કર્તા ન પુદ્‌ગલકર્મનો;—ઉપદેશ જિનનો જાણવો. ૬૧.

અર્થ:—પોતાના *સ્વભાવને કરતો આત્મા ખરેખર પોતાના ભાવનો કર્તા છે, પુદ્‌ગલકર્મોનો નહિ; આમ જિનવચન જાણવું.

कम्मं पि सगं कुव्वदि सेण सहावेण सम्ममप्पाणं ।
जीवो वि य तारिसओ कम्मसहावेण भावेण ॥ ६२ ॥

રે! કર્મ આપસ્વભાવથી નિજ કર્મપર્યયને કરે,
આત્માય કર્મસ્વભાવરૂપ નિજ ભાવથી નિજને કરે. ૬૨.

અર્થ:—કર્મ પણ પોતાના સ્વભાવથી પોતાને કરે છે અને તેવો જીવ પણ કર્મસ્વભાવ ભાવથી (–ઔદયિકાદિ ભાવથી) બરાબર પોતાને કરે છે.

कम्मं कम्मं कुव्वदि जदि सो अप्पा करेदि अप्पाणं ।
किध तस्स फलं भुंजदि अप्पा कम्मं च देदि फलं ॥ ६३ ॥

* જોકે શુદ્ધનિશ્ચયથી કેવળજ્ઞાનાદિ શુદ્ધભાવો 'સ્વભાવો' કહેવાય છે તોપણ અશુદ્ધનિશ્ચયથી રાગાદિક પણ 'સ્વભાવો' કહેવાય છે.

જો કર્મ કર્મ કરે અને આત્મા કરે બસ આત્મને,
કયમ કર્મ ફળ દે જીવને? કયમ જીવ તે ફળ ભોગવે? ૬૩.

અર્થ:—જો કર્મ કર્મને કરે અને આત્મા આત્માને કરે તો કર્મ આત્માને ફળ કેમ આપે અને આત્મા તેનું ફળ કેમ ભોગવે?

*ओगाढगाढणिचिदो पोग्गलकाएहिं सव्वदो लोगो ।
सुहमेहिं बादरेहिं य णंताणंतेहिं विविधेहिं ॥६४॥

અવગાઢ ગાઢ ભરેલ છે સર્વત્ર પુદ્‌ગલકાયથી
આ લોક બાદર-સૂક્ષ્મથી, વિધવિધ અનંતાનંતથી. ૬૪.

અર્થ:—લોક સર્વતઃ વિવિધ પ્રકારના, અનંતાનંત સૂક્ષ્મ તેમ જ બાદર પુદ્‌ગલકાયો (પુદ્‌ગલસ્કંધો) વડે (વિશિષ્ટ રીતે) અવગાહાઈને ગાઢ ભરેલો છે.

अत्ता कुणदि सभावं तत्थ गदा पोग्गला सभावेहिं ।
गच्छंति कम्मभावं अण्णण्णोगाहमवगाढा ॥६५॥

આત્મા કરે નિજ ભાવ જ્યાં, ત્યાં પુદ્‌ગલો નિજ ભાવથી
કર્મત્વરૂપે પરિણમે અન્યોન્ય-અવગાહિત થઈ. ૬૫.

અર્થ:—આત્મા (મોહરાગદ્વેષરૂપ) પોતાના ભાવને કરે છે; (ત્યારે) ત્યાં રહેલાં પુદ્‌ગલો પોતાના ભાવોથી જીવને વિષે (વિશિષ્ટ પ્રકારે) અન્યોન્ય-અવગાહરૂપે પ્રવેશ્યાં થકાં કર્મભાવને પામે છે.

---

* આ ગાથાને મળતી ગાથા શ્રી પ્રવચનસારમા ૧૬૮ મી છે.

जह पोग्गलदव्वाणं बहुप्पयारेहिं खंधणिव्वत्ती ।
अकदा परेहिं दिट्ठा तह कम्माणं वियाणाहि ॥ ६६ ॥

જ્યમ સ્કંધરચના બહુવિધા દેખાય છે પુદ્‌ગલ તણી
પરથી અકૃત, તે રીત જાણો વિવિધતા કર્મો તણી. ૬૬.

અર્થ:—જેમ પુદ્‌ગલદ્રવ્યોની બહુ પ્રકારે સ્કંધરચના પરથી કરાયા વિના થતી જોવામાં આવે છે. તેમ કર્મોની બહુપ્રકારતા પરથી અકૃત જાણો.

जीवा पोग्गलकाया अण्णण्णोगाढगहणपडिवद्धा ।
काले विजुज्जमाणा सुहदुक्खं दिंति भुंजंति ॥ ६७ ॥

જીવ-પુદ્‌ગલો અન્યોન્યમાં અવગાહ ગ્રહીને બદ્ધ છે;
કાળે વિયોગ લહે તદા સુખદુઃખ આપે-ભોગવે. ૬૭.

અર્થ:—જીવો અને પુદ્‌ગલકાયો (વિશિષ્ટ પ્રકારે) અન્યોન્ય-અવગાહને ગ્રહવા વડે (પરસ્પર) બદ્ધ છે; કાળે છૂટા પડતાં સુખદુઃખ આપે છે અને ભોગવે છે (અર્થાત્ પુદ્‌ગલકાયો સુખદુઃખ આપે છે અને જીવો ભોગવે છે).

तम्हा कम्मं कत्ता भावेण हि संजुदोध जीवस्स ।
भोत्ता दु हवदि जीवो चेदगभावेण कम्मफलं ॥ ६८ ॥

તેથી કરમ, જીવભાવથી સંયુક્ત, કર્તા જાણવું;
ભોક્તાપણું તો જીવને ચેતકપણે તત્ફળ તણું. ૬૮.

અર્થ:—તેથી જીવના ભાવથી સંયુક્ત એવું કર્મ (દ્રવ્યકર્મ) કર્તા છે (-નિશ્ચયથી પોતાનું કર્તા અને વ્યવહારથી જીવભાવનું

કર્તા; પરંતુ તે ભોક્તા નથી). ભોક્તા તો (માત્ર) જીવ છે ચેતકભાવને લીધે કર્મફળનો.

एवं कत्ता भोत्ता होज्जं अप्पा सगेहिं कम्मेहिं ।
हिंडदि पारमपारं संसारं मोहसंछण्णो ॥ ६९ ॥

કર્તા અને ભોક્તા થતો એ રીત નિજ કર્મો વડે
જીવ મોહથી આચ્છન્ન સાંત-અનંત સંસારે ભમે. ૬૯.

અર્થ:—એ રીતે પોતાનાં કર્મોથી કર્તા-ભોક્તા થતો આત્મા મોહાચ્છાદિત વર્તતો થકો સાંત અથવા અનંત સંસારમાં પરિભ્રમણ કરે છે.

उवसंतखीणमोहो मग्गं जिणभासिदेण समुवगदो ।
णाणाणुमग्गचारी णिव्वाणपुरं वजदि धीरो ॥ ७० ॥

જિનવચનથી લહી માર્ગ જે, ઉપશાંતક્ષીણમોહી બને,
જ્ઞાનાનુમાર્ગ વિષે ચરે, તે ધીર શિવપુરને વરે. ૭૦.

અર્થ:—જે (પુરુષ) જિનવચનથી માર્ગને પામીને ઉપશાંત-ક્ષીણમોહ થયો થકો (અર્થાત્ દર્શનમોહનો જેને ઉપશમ, ક્ષય અથવા ક્ષયોપશમ થયો છે એવો થયો થકો) જ્ઞાનાનુમાર્ગે ચરે છે (-જ્ઞાનને અનુસરનારા માર્ગે પ્રવર્તે છે), તે ધીર પુરુષ નિર્વાણપુરને પામે છે.

एक्को चेव महप्पा सो दुवियप्पो तिलक्खणो होदि ।
चदुचंकमणो भणिदो पंचग्गगुणप्पधाणो य ॥ ७१ ॥
छक्कापक्कमजुत्तो उवउत्तो सत्तभंगसब्भावो ।
अट्ठासओ णवट्ठो जीवो दसट्ठाणगो भणिदो ॥ ७२ ॥

એક જ મહાત્મા તે દ્વિભેદ અને ત્રિલક્ષણ ઉક્ત છે,
ચઉભ્રમણયુત, પંચાગ્રગુણપરધાન જીવ કહેલ છે; ૭૧.
ઉપયોગી ષટ્-અપક્રમસહિત છે, સપ્તભંગીસત્ત્વ છે,
જીવ અષ્ટ-આશ્રય, નવ-અરથ, દશસ્થાનગત ભાખેલ છે.

અર્થ:—તે મહાત્મા એક જ છે, બે ભેદવાળો છે અને ત્રિલક્ષણ છે; વળી તેને ચતુર્વિધ ભ્રમણવાળો તથા પાંચ મુખ્ય ગુણોથી પ્રધાનતાવાળો કહ્યો છે. ઉપયોગી એવો તે જીવ છ *અપક્રમ સહિત, સાત ભંગપૂર્વક સદ્ભાવવાળો, આઠના આશ્રયરૂપ, નવ-અર્થરૂપ અને દશસ્થાનગત કહેવામાં આવ્યો છે.

पयडिट्ठिदिअणुभागप्पदेसबंधेहिं सव्वदो मुक्को ।
उड्ढं गच्छदि सेसा विदिसावज्जं गदिं जंति ॥ ७३ ॥

પ્રકૃતિ-સ્થિતિ-પરદેશ-અનુભવબંધથી પરિમુક્તને
ગતિ હોય ઊંચે; શેષને વિદિશા તજી ગતિ હોય છે. ૭૩.

અર્થ:—પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, અનુભાગબંધ અને પ્રદેશબંધથી સર્વતઃ મુક્ત જીવ ઊર્ધ્વગમન કરે છે; બાકીના જીવો (ભવાંતરમાં જતાં) વિદિશાઓ છોડીને ગમન કરે છે.

खंधा य खंधदेसा खंधपदेसा य होंति परमाणू ।
इदि ते चदुव्वियप्पा पोग्गलकाया मुणेदव्वा ॥ ७४ ॥

જડરૂપ પુદ્ગલકાય કેરા ચાર ભેદો જાણવા;
તે સ્કંધ, તેનો દેશ, સ્કંધપ્રદેશ, પરમાણુ કહ્યા. ૭૪.

* અપક્રમ = (સંસારી જીવને અન્ય ભવમાં જતાં) અનુશ્રેણી ગમન અર્થાત્ વિદિશાઓ છોડીને ગમન

અર્થ:—પુદ્ગલકાયના ચાર ભેદ જાણવા: સ્કંધો, સ્કંધદેશો, સ્કંધપ્રદેશો અને પરમાણુઓ.

खंधं सयलसमत्थं तस्स दु अद्धं भणंति देसो त्ति ।
अद्धद्धं च पदेसो परमाणू चेव अविभागी ॥ ७५ ॥

પૂરણ-સકળ તે 'સ્કંધ' છે ને અર્ધ તેનું 'દેશ' છે,
અર્ધાર્ધ તેનું 'પ્રદેશ' ને અવિભાગ તે 'પરમાણુ' છે. ૭૫.

અર્થ:—સકળ-સમસ્ત (પુદ્ગલપિંડાત્મક આખી વસ્તુ) તે સ્કંધ છે, તેના અર્ધને દેશ કહે છે, અર્ધનું અર્ધ તે પ્રદેશ છે અને અવિભાગી તે ખરેખર પરમાણુ છે.

बादरसुहुमगदाणं खंधाणं पोग्गलो त्ति ववहारो ।
ते होंति छप्पयारा तेलोक्कं जेहिं णिप्पण्णं ॥ ७६ ॥

સૌ સ્કંધ બાદર-સૂક્ષ્મમાં 'પુદ્ગલ' તણો વ્યવહાર છે;
છ વિકલ્પ છે સ્કંધો તણા, જેથી ત્રિજગ નિષ્પન્ન છે. ૭૬.

અર્થ:—બાદર ને સૂક્ષ્મપણે પરિણત સ્કંધોને 'પુદ્ગલ' એવો વ્યવહાર છે. તેઓ છ પ્રકારના છે, જેમનાથી ત્રણ લોક નિષ્પન્ન છે.

सव्वेसिं खंधाणं जो अंतो तं वियाण परमाणू ।
सो सस्सदो असद्दो एक्को अविभागी मुत्तिभवो ॥ ७७ ॥

જે અંશ અંતિમ સ્કંધનો, પરમાણુ જાણો તેહને;
તે એક ને અવિભાગ, શાશ્વત, મૂર્તિપ્રભવ, અશબ્દ છે. ૭૭.

અર્થ:—સર્વ સ્કંધોનો જે અંતિમ ભાગ તેને પરમાણુ જાણો.

તે અવિભાગી, એક, શાશ્વત, મૂર્તિપ્રભવ (મૂર્તપણે ઊપજનારો) અને અશબ્દ છે.

आदेसमेत्तमुत्तो धादुचदुक्कस्स कारणं जो दु ।
सो णेओ परमाणू परिणामगुणो सयमसद्दो ॥ ७८ ॥

આદેશમાત્રથી મૂર્ત, ધાતુચતુષ્કનો છે હેતુ જે,
તે જાણવો પરમાણુ—જે પરિણામી, આપ અશબ્દ છે. ૭૮.

અર્થ:—જે આદેશમાત્રથી મૂર્ત છે (અર્થાત્ માત્ર ભેદ-વિવક્ષાથી મૂર્તત્વવાળો કહેવાય છે) અને જે (પૃથ્વી આદિ) ચાર ધાતુઓનું કારણ છે તે પરમાણુ જાણવો—કે જે પરિણામ-ગુણવાળો છે અને સ્વયં અશબ્દ છે.

सद्दो खंधप्पभवो खंधो परमाणुसंगसंघादो ।
पुट्ठेसु तेसु जायदि सद्दो उप्पादिगो णियदो ॥ ७९ ॥

છે શબ્દ સ્કંધોત્પન્ન; સ્કંધો અણુસમૂહસંઘાત છે,
સ્કંધાભિઘાતે શબ્દ ઊપજે, નિયમથી ઉત્પાદ્ય છે. ૭૯.

અર્થ:—શબ્દ સ્કંધજન્ય છે. સ્કંધ પરમાણુદળનો સંઘાત છે, અને તે સ્કંધો સ્પર્શાતાં—અથડાતાં શબ્દ ઉત્પન્ન થાય છે; એ રીતે તે (શબ્દ) નિયતપણે ઉત્પાદ્ય છે.

णिच्चो णाणवगासो ण सावगासो पदेसदो भेत्ता ।
खंधाणं पि य कत्ता पविहत्ता कालसंखाणं ॥ ८० ॥

નહિ અનવકાશ, ન સાવકાશ પ્રદેશથી, અણુ શાશ્વતો,
ભેત્તા-રચયિતા સ્કંધનો, પ્રવિભાગી સંખ્યા-કાળનો. ૮૦.

અર્થઃ—પ્રદેશ દ્વારા પરમાણુ નિત્ય છે, અનવકાશ નથી, સાવકાશ નથી, સ્કંધોનો તોડનાર તેમ જ કરનાર છે તથા કાળ ને સંખ્યાનો વિભાગનાર છે (અર્થાત્ કાળનો ભાગ પાડે છે અને સંખ્યાનું માપ કરે છે).

एयरसवण्णगंधं दोफासं सद्दकारणमसद्दं ।
खंधंतरिदं दव्वं परमाणुं तं वियाणाहि ॥ ८१ ॥

એક જ વરણ-રસ-ગંધ ને બે સ્પર્શયુત પરમાણુ છે,
તે શબ્દહેતુ, અશબ્દ છે, ને સ્કંધમાં પણ દ્રવ્ય છે. ૮૧.

અર્થઃ—તે પરમાણુ એક રસવાળો, એક વર્ણવાળો, એક ગંધવાળો તથા બે સ્પર્શવાળો છે, શબ્દનું કારણ છે, અશબ્દ છે અને સ્કંધની અંદર હોય તોપણ (પરિપૂર્ણ સ્વતંત્ર) દ્રવ્ય છે એમ જાણો.

उवभोज्जमिंदिएहिं य इंदियकाया मणो य कम्माणि ।
जं हवदि मुत्तमण्णं तं सव्वं पोग्गलं जाणे ॥ ८२ ॥

ઇંદ્રિય વડે ઉપભોગ્ય, ઇંદ્રિય, કાય, મન ને કર્મ જે,
વળી અન્ય જે કંઈ મૂર્ત તે સઘળુંય પુદ્‌ગલ જાણજે. ૮૨.

અર્થઃ—ઇંદ્રિયો વડે ઉપભોગ્ય વિષયો, ઇંદ્રિયો, શરીરો, મન, કર્મો અને બીજું જે કાંઈ મૂર્ત હોય તે સઘળું પુદ્‌ગલ જાણો.

धम्मत्थिकायमरसं अवण्णगंधं असद्दमप्फासं ।
लोगागाढं पुट्ठं पिहुलमसंखादियपदेसं ॥ ८३ ॥

ધર્માસ્તિકાય અવર્ણગંધ, અશબ્દરસ, અસ્પર્શ છે;
લોકાવગાહી, અખંડ છે, વિસ્તૃત, અસંખ્યપ્રદેશ છે. ૮૩.

અર્થ:—ધર્માસ્તિકાય અસ્પર્શ, અરસ, અગંધ, અવર્ણ અને અશબ્દ છે; લોકવ્યાપક છે; અખંડ, વિશાળ અને અસંખ્યાતપ્રદેશી છે.

अगुरुगलघुगेहिं सया तेहिं अणंतेहिं परिणदं णिच्चं ।
गदिकिरियाजुत्ताणं कारणभूदं सयमकज्जं ॥ ८४ ॥

જે અગુરુલઘુક અનંત તે-રૂપ સર્વદા એ પરિણમે,
છે નિત્ય, આપ અકાર્ય છે, ગતિપરિણમિતને હેતુ છે. ૮૪.

અર્થ:—તે (ધર્માસ્તિકાય) અનંત એવા જે અગુરુલઘુ (ગુણો, અંશો) તે-રૂપે સદા પરિણમે છે, નિત્ય છે, ગતિક્રિયાયુક્તને કારણભૂત (નિમિત્તરૂપ) છે અને પોતે અકાર્ય છે.

उदयं जह मच्छाणं गमणाणुग्गहकरं हवदि लोए ।
तह जीवपोग्गलाणं धम्मं दव्वं वियाणाहि ॥ ८५ ॥

જ્યમ જગતમાં જળ મીનને અનુગ્રહ કરે છે ગમનમાં,
ત્યમ ધર્મ પણ અનુગ્રહ કરે જીવ-પુદ્ગલોને ગમનમાં. ૮૫.

અર્થ:—જેમ જગતમાં પાણી માછલાંઓને ગમનમાં અનુગ્રહ કરે છે, તેમ ધર્મદ્રવ્ય જીવ-પુદ્ગલોને ગમનમાં અનુગ્રહ કરે છે (-નિમિત્તભૂત હોય છે) એમ જાણો.

जह हवदि धम्मदव्वं तह तं जाणेह दव्वमधमक्खं ।
ठिदिकिरियाजुत्ताणं कारणभूदं तु पुढवीव ॥ ८६ ॥

જ્યમ ધર્મનામક દ્રવ્ય તેમ અધર્મનામક દ્રવ્ય છે;
પણ દ્રવ્ય આ છે પૃથ્વી માફક હેતુ થિતિપરિણમિતને. ૮૬.

અર્થઃ—જેમ ધર્મદ્રવ્ય છે તેમ અધર્મ નામનું દ્રવ્ય પણ જાણો; પરંતુ તે (ગતિક્રિયાયુક્તને કારણભૂત હોવાને બદલે) સ્થિતિક્રિયાયુક્તને પૃથ્વીની માફક કારણભૂત છે (અર્થાત્ સ્થિતિક્રિયાપરિણત જીવ-પુદ્ગલોને નિમિત્તભૂત છે).

जादो अलोगलोगो जेसिं सब्भावदो य गमणठिदी ।
दो वि य मया विभत्ता अविभत्ता लोयमेत्ता य ॥ ८७ ॥

ધર્માધરમ હોવાથી લોક-અલોક ને સ્થિતિગતિ બને;
તે ઉભય ભિન્ન-અભિન્ન છે ને સકળલોકપ્રમાણ છે. ૮૭.

અર્થઃ—(જીવ-પુદ્ગલની) ગતિ-સ્થિતિ તથા અલોક-ને લોકનો વિભાગ, તે બે દ્રવ્યોના સદ્ભાવથી થાય છે. વળી તે બંને વિભક્ત, અવિભક્ત અને લોકપ્રમાણ કહેવામાં આવ્યાં છે.

ण य गच्छदि धम्मत्थी गमणं ण करेदि अण्णदवियस्स ।
हवदि गदिस्स य पसरो जीवाणं पोग्गलाणं च ॥ ८८ ॥

ધર્માસ્તિ ગમન કરે નહીં, ન કરાવતો પરદ્રવ્યને;
જીવ-પુદ્ગલોના ગતિપ્રસાર તણો ઉદાસીન હેતુ છે. ૮૮.

અર્થઃ—ધર્માસ્તિકાય ગમન કરતો નથી અને અન્ય દ્રવ્યને ગમન કરાવતો નથી; તે, જીવો તથા પુદ્ગલોને (ગતિપરિણામમાં આશ્રયમાત્રરૂપ હોવાથી) ગતિનો ઉદાસીન પ્રસારનાર (અર્થાત્ ગતિપ્રસારમાં ઉદાસીન નિમિત્તભૂત) છે.

विज्जदि जेसिं गमणं ठाणं पुण तेसिमेव संभवदि ।
ते सगपरिणामेहिं दु गमणं ठाणं च कुव्वंति ॥ ८९ ॥

રે! જેમને ગતિ હોય છે, તેઓ જ વળી સ્થિર થાય છે;
તે સર્વ નિજ પરિણામથી જ કરે ગતિસ્થિતિભાવને. ૮૯.

અર્થ:—(ધર્મ-અધર્મ ગતિ-સ્થિતિના મુખ્ય હેતુઓ નથી, કારણ કે) જેમને ગતિ હોય છે તેમને જ વળી સ્થિતિ થાય છે (અને જેમને સ્થિતિ હોય છે તેમને જ વળી ગતિ થાય છે). તેઓ (ગતિસ્થિતિમાન પદાર્થો) તો પોતાના પરિણામોથી ગતિ અને સ્થિતિ કરે છે.

सव्वेसिं जीवाणं सेसाणं तह य पोग्गलाणं च ।
जं देदि विवरमखिलं तं लोगे हवदि आगासं ॥ ९० ॥

જે લોકમાં જીવ-પુદ્‌ગલોને, શેષ દ્રવ્ય સમસ્તને
અવકાશ દે છે પૂર્ણ, તે આકાશનામક દ્રવ્ય છે. ૯૦.

અર્થ:—લોકમાં જીવોને અને પુદ્‌ગલોને તેમ જ બધાં બાકીનાં દ્રવ્યોને જે સંપૂર્ણ અવકાશ આપે છે, તે આકાશ છે.

जीवा पोग्गलकाया धम्माधम्मा य लोगदो णण्णा ।
तत्तो अणण्णमण्णं आयासं अंतवदिरित्तं ॥ ९१ ॥

જીવ-પુદ્‌ગલાદિક શેષ દ્રવ્ય અનન્ય જાણો લોકથી;
નભ અંતશૂન્ય અનન્ય તેમ જ અન્ય છે એ લોકથી. ૯૧.

અર્થ:—જીવો, પુદ્‌ગલકાયો, ધર્મ અને અધર્મને (તેમ જ કાળ) લોકથી અનન્ય છે; અંત રહિત એવું આકાશ તેનાથી (લોકથી) અનન્ય તેમ જ અન્ય છે.

आगासं अवगासं गमणट्ठिदिकारणेहिं देदि जदि ।
उड्ढंगदिप्पधाणा सिद्धा चिट्ठंति किध तत्थ ॥ ९२ ॥

અવકાશદાયક આભ ગતિ-થિતિહેતુતા પણ જો ધરે,
તો ઊર્ધ્વગતિપરધાન સિદ્ધો કેમ તેમાં સ્થિતિ લહે? ૯૨.

અર્થ:—જો આકાશ ગતિ-સ્થિતિનાં કારણ સહિત અવકાશ આપતું હોય (અર્થાત્ જો આકાશ અવકાશહેતુ પણ હોય અને ગતિ-સ્થિતિહેતુ પણ હોય) તો ઊર્ધ્વગતિપ્રધાન સિદ્ધો તેમાં (આકાશમાં) કેમ સ્થિર હોય? (આગળ ગમન કેમ ન કરે?)

जम्हा उवरिट्ठाणं सिद्धाणं जिणवरेहिं पण्णत्तं ।
तम्हा गमणट्ठाणं आयासे जाण णत्थि त्ति ॥ ९३ ॥

ભાખી જિનોએ લોકના અગ્રે સ્થિતિ સિદ્ધો તણી,
તે કારણે જાણો—ગતિસ્થિતિ આભમાં હોતી નથી. ૯૩.

અર્થ:—જેથી જિનવરોએ સિદ્ધોની લોકના ઉપર સ્થિતિ કહી છે, તેથી ગતિ-સ્થિતિ આકાશમાં હોતી નથી (અર્થાત્ ગતિસ્થિતિહેતુત્વ આકાશને વિષે નથી) એમ જાણો.

जदि हवदि गमणहेदू आगासं ठाणकारणं तेसिं ।
पसजदि अलोगहाणी लोगस्स य अंतपरिवुड्ढी ॥ ९४ ॥

નભ હોય જો ગતિહેતુ ને સ્થિતિહેતુ પુદ્ગલ-જીવને,
તો હાનિ થાય અલોકની, લોકાન્ત પામે વૃદ્ધિને. ૯૪.

અર્થ:—જો આકાશ જીવ-પુદ્ગલોને ગતિહેતુ અને સ્થિતિહેતુ હોય તો અલોકની હાનિનો અને લોકના અંતની વૃદ્ધિનો પ્રસંગ આવે.

तम्हा धम्माधम्मा गमणट्ठिदिकारणाणि णागासं ।
इदि जिणवरेहिं भणिदं लोगसहावं सुणंताणं ॥ ९५ ॥

તેથી ગતિસ્થિતિહેતુઓ ધર્માધરમ છે, નભ નહીં;
ભાખ્યું જિનોએ આમ લોકસ્વભાવના શ્રોતા પ્રતિ. ૯૫.

અર્થ:—તેથી ગતિ અને સ્થિતિનાં કારણ ધર્મ અને અધર્મ છે, આકાશ નહિ. આમ લોકસ્વભાવના શ્રોતાઓ પ્રત્યે જિનવરોએ કહ્યું છે.

धम्माधम्मागासा अपुधब्भूदा समाणपरिमाणा ।
पुधगुवलद्धिविसेसा करेंति एगत्तमण्णत्तं ॥ ९६ ॥

ધર્માધરમ-નભને સમાનપ્રમાણયુત અપૃથક્ત્વથી,
વળી ભિન્નભિન્ન વિશેષથી, એકત્વ ને અન્યત્વ છે. ૯૬.

અર્થ:—ધર્મ, અધર્મ અને આકાશ (લોકાકાશ) સમાન પરિમાણવાળાં અપૃથગ્ભૂત હોવાથી તેમ જ પૃથક્-ઉપલબ્ધ (ભિન્નભિન્ન) વિશેષવાળાં હોવાથી એકત્વ તેમ જ અન્યત્વને કરે છે.

आगासकालजीवा धम्माधम्मा य मुत्तिपरिहीणा ।
मुत्तं पोग्गलदव्वं जीवो खलु चेदणो तेसु ॥९७॥

આત્મા અને આકાશ, ધર્મ, અધર્મ, કાળ અમૂર્ત છે,
છે મૂર્ત પુદ્ગલદ્રવ્ય; તેમા જીવ છે ચેતન ખરે. ૯૭.

અર્થ:—આકાશ, કાળ, જીવ, ધર્મ અને અધર્મ અમૂર્ત છે, પુદ્ગલદ્રવ્ય મૂર્ત છે. તેમાં જીવ ખરેખર ચેતન છે.

जीवा पोग्गलकाया सह सक्किरिया हवंति ण य सेसा ।
पोग्गलकरणा जीवा खंधा खलु कालकरणा दु ॥९८॥

જીવ-પુદ્ગલો સહભૂત છે સક્રિય, નિષ્ક્રિય શેષ છે;
છે કાળ પુદ્ગલને કરણ, પુદ્ગલ કરણ છે જીવને. ૯૮.

અર્થ:—બાહ્ય કરણ સહિત રહેલાં જીવો અને પુદ્ગલો સક્રિય છે, બાકીનાં દ્રવ્યો સક્રિય નથી (-નિષ્ક્રિય છે); જીવો પુદ્ગલકરણવાળા (-જેમને સક્રિયપણામાં પુદ્ગલ બહિરંગ સાધન હોય એવા) છે અને સ્કંધો અર્થાત્ પુદ્ગલો તો કાળકરણવાળા (-જેમને સક્રિયપણામાં કાળ બહિરંગ સાધન હોય એવા) છે.

जे खलु इंदियगेज्झा विसया जीवेहिं होंति ते मुत्ता ।
सेसं हवदि अमुत्तं चित्तं उभयं समादियदि ॥९९॥

છે જીવને જે વિષય ઇંદ્રિયગ્રાહ્ય, તે સૌ મૂર્ત છે;
બાકી બધુંય અમૂર્ત છે; મન જાણતું તે ઉભયને. ૯૯.

અર્થ:—જે પદાર્થો જીવોના ઇંદ્રિયગ્રાહ્ય વિષયો છે તેઓ મૂર્ત છે અને બાકીનો પદાર્થસમૂહ અમૂર્ત છે. ચિત્ત તે બંનેને ગ્રહણ કરે છે (-જાણે છે).

कालो परिणामभवो परिणामो दव्वकालसंभूदो ।
दोण्हं एस सहावो कालो खणभंगुरो णियदो ॥१००॥

પરિણામભવ છે કાળ, કાળપદાર્થભવ પરિણામ છે;
—આ છે સ્વભાવો ઉભયના: ક્ષણભંગી ને ધ્રુવ કાળ છે.

અર્થ:—કાળ પરિણામથી ઉત્પન્ન થાય છે (અર્થાત્

વ્યવહારકાળ જીવ-પુદ્ગલોના પરિણામથી મપાય છે); પરિણામ દ્રવ્યકાળથી ઉત્પન્ન થાય છે.—આ, બંનેનો સ્વભાવ છે. કાળ ક્ષણભંગુર તેમ જ નિત્ય છે.

कालो त्ति य ववदेसो सब्भावपरूवगो हवदि णिच्चो ।
उप्पण्णप्पद्धंसी अवरो दीहंतरट्ठाई ॥ १०१ ॥

છે 'કાળ' સંજ્ઞા સત્પ્રરૂપક તેથી કાળ સુનિત્ય છે;
ઉત્પન્નધ્વંસી અન્ય જે તે દીર્ઘસ્થાયી પણ ઠરે. ૧૦૧.

અર્થ:—'કાળ' એવો વ્યપદેશ સદ્ભાવનો પ્રરૂપક છે તેથી કાળ (નિશ્ચયકાળ) નિત્ય છે. ઉત્પન્નધ્વંસી એવો જે બીજો કાળ (અર્થાત્ ઉત્પન્ન થતાં વેંત જ નષ્ટ થનારો જે વ્યવહાર-કાળ) તે (ક્ષણિક હોવા છતાં પ્રવાહ-અપેક્ષાએ) દીર્ઘ સ્થિતિનો પણ (કહેવાય) છે.

एदे कालागासा धम्माधम्मा य पोग्गला जीवा ।
लब्भंति दव्वसण्णं कालस्स दु णत्थि कायत्तं ॥ १०२ ॥

આ જીવ, પુદ્ગલ, કાળ, ધર્મ, અધર્મ તેમ જ નભ વિષે
છે 'દ્રવ્ય'સંજ્ઞા સર્વને, કાયત્વ છે નહિ કાળને. ૧૦૨.

અર્થ:—આ કાળ, આકાશ, ધર્મ, અધર્મ, પુદ્ગલો અને જીવો (બધાં) 'દ્રવ્ય'સંજ્ઞાને પામે છે; પરંતુ કાળને કાયપણું નથી.

एवं पवयणसारं पंचत्थियसंगहं वियाणित्ता ।
जो मुयदि रागदोसे सो गाहदि दुक्खपरिमोक्खं ॥ १०३ ॥

એ રીત પ્રવચનસારરૂપ ‘ પંચાસ્તિસંગ્રહ ’ જાણીને
જે જીવ છોડે રાગદ્વેષ, લહે સકળદુખમોક્ષને. ૧૦૩.

અર્થ:—એ પ્રમાણે પ્રવચનના સારભૂત ‘પંચાસ્તિકાય-સંગ્રહ’ને જાણીને જે રાગદ્વેષને છોડે છે, તે દુઃખથી પરિમુક્ત થાય છે.

मुणिऊण एतदट्ठं तदणुगमणुज्जदो णिहदमोहो ।
पसमियरागद्दोसो हवदि हदपरापरो जीवो ॥ १०४ ॥

આ અર્થ જાણી, અનુગમન-ઉદ્યમ કરી, હણી મોહને,
પ્રશમાવી રાગદ્વેષ, જીવ ઉત્તર-પૂરવ વિરહિત બને. ૧૦૪.

અર્થ:—જીવ આ અર્થને જાણીને (-આ શાસ્ત્રના અર્થભૂત શુદ્ધાત્માને જાણીને), તેને અનુસરવાનો ઉદ્યમ કરતો થકો હતમોહ થઈને (-જેને દર્શનમોહનો ક્ષય થયો હોય એવો થઈને), રાગદ્વેષને પ્રશમિત-નિવૃત્ત કરીને, ઉત્તર અને પૂર્વ બંધનો જેને નાશ થયો છે એવો થાય છે.



## ૨. નવપદાર્થપૂર્વક મોક્ષમાર્ગપ્રપંચવર્ણન

अभिवंदिऊण सिरसा अपुणब्भवकारणं महावीरं ।
तेसिं पयत्थभंगं मग्गं मोक्खस्स वोच्छामि ॥१०५॥

શિરસા નમી અપુનર્જનમના હેતુ શ્રી મહાવીરને,
ભાખું પદાર્થવિકલ્પ તેમ જ મોક્ષ કેરા માર્ગને. ૧૦૫.

અર્થ:—અપુનર્ભવના કારણ શ્રી મહાવીરને શિરસા વંદન કરીને, તેમનો પદાર્થભેદ (-કાળ સહિત પંચાસ્તિકાયનો નવ પદાર્થરૂપ ભેદ) તથા મોક્ષનો માર્ગ કહીશ.

सम्मत्तणाणजुत्तं चारित्तं रागदोसपरिहीणं ।
मोक्खस्स हवदि मग्गो भव्वाणं लद्धबुद्धीणं ॥१०६॥

સમ્યક્ત્વજ્ઞાન સમેત ચારિત રાગદ્વેષવિહીન જે,
તે હોય છે નિર્વાણમારગ લબ્ધબુદ્ધિ ભવ્યને. ૧૦૬.

અર્થ:—સમ્યક્ત્વ અને જ્ઞાનથી સંયુક્ત એવું ચારિત્ર—કે જે રાગદ્વેષથી રહિત હોય તે, લબ્ધબુદ્ધિ ભવ્યજીવોને મોક્ષનો માર્ગ હોય છે.

सम्मत्तं सद्दहणं भावाणं तेसिमधिगमो णाणं ।
चारित्तं समभावो विसएसु विरूढमग्गाणं ॥१०७॥

'ભાવો' તણી શ્રદ્ધા સુદર્શન, બોધ તેનો જ્ઞાન છે,
વધુ રૂઢ માર્ગ થતાં વિષયમાં સામ્ય તે ચારિત્ર છે. ૧૦૭.

અર્થ:—ભાવોનું (-નવ પદાર્થોનું) શ્રદ્ધાન તે સમ્યક્ત્વ છે; તેમનો અવબોધ તે જ્ઞાન છે; (નિજ તત્ત્વમાં) જેમનો માર્ગ વિશેષ રૂઢ થયો છે તેમને વિષયો પ્રત્યે વર્તતો સમભાવ તે ચારિત્ર છે.

जीवाजीवा भावा पुण्णं पावं च आसवं तेसिं ।
संवरणं णिज्जरणं बंधो मोक्खो य ते अट्ठा ॥१०८॥

બે ભાવ—જીવ અજીવ, તદ્ગત પુણ્ય તેમ જ પાપ ને
આસરવ, સંવર, નિર્જરા, વળી બંધ, મોક્ષ—પદાર્થ છે.

અર્થ:—જીવ અને અજીવ—બે ભાવો (અર્થાત્ મૂળ પદાર્થો) તથા તે બેનાં પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ ને મોક્ષ—એ (નવ) પદાર્થો છે.

जीवा संसारत्था णिव्वादा चेदणप्पगा दुविहा ।
उवओगलक्खणा वि य देहादेहप्पवीचारा ॥१०९॥

જીવો દ્વિવિધ—સંસારી, સિદ્ધો; ચેતનાત્મક ઉભય છે;
ઉપયોગલક્ષણ ઉભય; એક સદેહ, એક અદેહ છે. ૧૦૯.

અર્થ:—જીવો બે પ્રકારના છે: સંસારી અને સિદ્ધ. તેઓ ચેતનાત્મક (-ચેતનાસ્વભાવવાળા) તેમ જ ઉપયોગલક્ષણવાળા છે. સંસારી જીવો દેહમાં વર્તનારા અર્થાત્ દેહસહિત છે અને સિદ્ધ જીવો દેહમાં નહિ વર્તનારા અર્થાત્ દેહરહિત છે.

पुढवी य उदगमगणी वाउ वणप्फदि जीवसंसिदा काया ।
देंति खलु मोहबहुलं फासं बहुगा वि ते तेसिं ॥११०॥

ભૂ-જલ-અનલ-વાયુ-વનસ્પતિકાય જીવસહિત છે;
બહુ કાય તે અતિમોહસંયુત સ્પર્શ આપે જીવને. ૧૧૦.

અર્થ:—પૃથ્વીકાય, અપ્કાય, અગ્નિકાય, વાયુકાય અને વનસ્પતિકાય—એ કાયો જીવસહિત છે. (અવાંતર જાતિઓની અપેક્ષાએ) તેમની ઘણી સંખ્યા હોવા છતાં તેઓ બધીયે તેમાં રહેલા જીવોને ખરેખર પુષ્કળ મોહથી સંયુક્ત સ્પર્શ આપે છે (અર્થાત્ સ્પર્શજ્ઞાનમાં નિમિત્ત થાય છે).

ति त्थावरतणुजोगा अणिलाणलकाइया य तेसु तसा ।
मणपरिणामविरहिदा जीवा एइंदिया णेया ॥१११॥

ત્યાં જીવ ત્રણ સ્થાવરતનુ, ત્રસ જીવ અગ્નિ-સમીરના;
એ સર્વ મનપરિણામવિરહિત એક-ઇંદ્રિય જાણવા. ૧૧૧.

અર્થ:—તેમાં, ત્રણ (પૃથ્વીકાયિક, અપ્કાયિક ને વનસ્પતિકાયિક) જીવો સ્થાવર શરીરના સંયોગવાળા છે તથા વાયુકાયિક ને અગ્નિકાયિક જીવો *ત્રસ છે; તે બધા મનપરિણામરહિત એકેંદ્રિય જીવો જાણવા. ૧૧૧.

एदे जीवणिकाया पंचविधा पुढविकाइयादीया ।
मणपरिणामविरहिदा जीवा एगेंदिया भणिया ॥११२॥

---

* વાયુકાયિક અને અગ્નિકાયિક જીવોને ચલનક્રિયા દેખીને વ્યવહારથી ત્રસ કહેવામાં આવે છે, નિશ્ચયથી તો તેઓ પણ સ્થાવરનામકર્માધીનપણાને લીધે—જોકે તેમને વ્યવહારથી ચલન છે તોપણ—સ્થાવર જ છે.

આ પૃથ્વીકાયિક આદિ જીવનિકાય પાંચ પ્રકારના,
સઘળાય મનપરિણામવિરહિત જીવ એકેંદ્રિય કહ્યા. ૧૧૨.

અર્થ:—આ પૃથ્વીકાયિક વગેરે પાંચ પ્રકારના જીવનિકાયોને મનપરિણામરહિત એકેંદ્રિય જીવો (સર્વજ્ઞે) કહ્યા છે.

अंडेसु पवड्ढंता गब्भत्था माणुसा य मुच्छगया ।
जारिसया तारिसया जीवा एगेंदिया णेया ॥११३॥

જેવા જીવો અંડસ્થ, મૂર્છાવસ્થ વા ગર્ભસ્થ છે;
તેવા બધા આ પંચવિધ એકેંદ્રિ જીવો જાણજે. ૧૧૩.

અર્થ:—ઈંડાંમાં વૃદ્ધિ પામતા પ્રાણીઓ, ગર્ભમાં રહેલાં પ્રાણીઓ અને મૂર્છા પામેલા મનુષ્યો, જેવાં (બુદ્ધિપૂર્વક વ્યાપાર વિનાનાં) છે, તેવા એકેંદ્રિય જીવો જાણવા.

संबुक्कमादुवाहा संखा सिप्पी अपादगा य किमी ।
जाणंति रसं फासं जे ते बेइंदिया जीवा ॥११४॥

શંબૂક, છીપો, માતૃવાહો, શંખ, કૃમિ પગ-વગરના
—જે જાણતા રસસ્પર્શને, તે જીવ દ્વીંદ્રિય જાણવા. ૧૧૪.

અર્થ:—શંબૂક, માતૃવાહ, શંખ, છીપ અને પગ વગરના કૃમિ—કે જેઓ રસ અને સ્પર્શને જાણે છે તેઓ—દ્વીંદ્રિય જીવો છે.

जूगागुंभीमक्कणपिपीलिया विच्छुयादिया कीडा ।
जाणंति रसं फासं गंधं तेइंदिया जीवा ॥११५॥

જૂ, કુંભી, માકડ, કીડી તેમ જ વૃશ્ચિકાદિક જંતુ જે
રસ, ગંધ તેમ જ સ્પર્શ જાણે, જીવ ત્રીંદ્રિય તેહ છે. ૧૧૫.

**અર્થ:**—જૂ, કુંભી, માકડ, કીડી અને વીંછી વગેરે જંતુઓ રસ, સ્પર્શ અને ગંધને જાણે છે; તે ત્રીંદ્રિય જીવો છે.

उद्दंसमसयमक्खियमधुकरिभमरा पयंगमादीया ।
रूवं रसं च गंधं फासं पुण ते विजाणंति ॥ ११६ ॥

મધમાખ, ભ્રમર, પતંગ, માખી, ડાંસ, મચ્છર આદિ જે,
તે જીવ જાણે સ્પર્શને, રસ, ગંધ તેમ જ રૂપને. ૧૧૬.

**અર્થ:**—વળી ડાંસ, મચ્છર, માખી, મધમાખી, ભમરા અને પતંગિયાં વગેરે જીવો રૂપ, રસ, ગંધ અને સ્પર્શને જાણે છે. ( તે ચતુરિંદ્રિય જીવો છે. )

सुरणरणारयतिरिया वण्णरसप्फासगंधसद्दण्हू ।
जलचरथलचरखचरा बलिया पंचेंदिया जीवा ॥ ११७ ॥

સ્પર્શાદિ પંચક જાણતાં તિર્યંચ-નારક-સુર-નરો
—જળચર, ભૂચર કે ખેચરો—બળવાન પંચેંદ્રિય જીવો.

**અર્થ:**—વર્ણ, રસ, સ્પર્શ, ગંધ અને શબ્દને જાણનારાં દેવ-મનુષ્ય-નારક-તિર્યંચ—જેઓ જળચર, સ્થળચર કે ખેચર હોય છે તેઓ—બળવાન પંચેંદ્રિય જીવો છે.

देवा चउण्णिकाया मणुया पुण कम्मभोगभूमीया ।
तिरिया बहुप्पयारा णेरइया पुढविभेयगदा ॥ ११८ ॥

નર કર્મભૂમિજ ભોગભૂમિજ, દેવ ચાર પ્રકારના,
તિર્યંચ બહુવિધ, નારકોના પૃથ્વીગત ભેદો કહ્યા. ૧૧૮.

અર્થ:—દેવોના ચાર નિકાય છે, મનુષ્યો કર્મભૂમિજ અને ભોગભૂમિજ એમ બે પ્રકારના છે, તિર્યંચો ઘણા પ્રકારનાં છે અને નારકોના ભેદ તેમની પૃથ્વીઓના ભેદ જેટલા છે.

खीणे पुव्वणिबद्धे गदिणामे आउसे य ते वि खलु ।
पाउण्णंति य अण्णं गदिमाउस्सं सलेस्सवसा ॥ ११९ ॥

ગતિનામ ને આયુષ્ય પૂર્વનિબદ્ધ જ્યાં ક્ષય થાય છે,
ત્યાં અન્ય ગતિ-આયુષ્ય પામે જીવ નિજલેશ્યાવશે. ૧૧૯.

અર્થ:—પૂર્વબદ્ધ ગતિનામકર્મ અને આયુષકર્મ ક્ષીણ થતાં જીવો પોતાની લેશ્યાને વશ ખરેખર અન્ય ગતિ અને આયુષ પ્રાપ્ત કરે છે.

एदे जीवणिकाया देहप्पविचारमस्सिदा भणिदा ।
देहविहूणा सिद्धा भव्वा संसारिणो अभव्वा य ॥ १२० ॥

આ ઉક્ત જીવનિકાય સર્વે દેહસહિત કહેલ છે,
ને દેહવિરહિત સિદ્ધ છે; સંસારી ભવ્ય-અભવ્ય છે. ૧૨૦.

અર્થ:—આ (પૂર્વોક્ત) જીવનિકાયો દેહમાં વર્તનારા અર્થાત્ દેહસહિત કહેવામાં આવ્યા છે; દેહરહિત એવા સિદ્ધો છે. સંસારીઓ ભવ્ય અને અભવ્ય એમ બે પ્રકારના છે.

ण हि इंदियाणि जीवा काया पुण छप्पयार पण्णत्ता ।
जं हवदि तेसु णाणं जीवो त्ति य तं परूवेंति ॥ १२१ ॥

રે ! ઇંદ્રિયો નહિ જીવ, ષડ્‌વિધ કાય પણ નહિ જીવ છે;
છે-તેમનામાં જ્ઞાન જે બસ તે જ જીવ નિર્દિષ્ટ છે. ૧૨૧.

અર્થ:—(વ્યવહારથી કહેવામાં આવતા એકેંદ્રિયાદિ તથા પૃથ્વીકાયિકાદિ 'જીવો'માં) ઇંદ્રિયો જીવ નથી અને છ પ્રકારની શાસ્ત્રોક્ત કાયો પણ જીવ નથી; તેમનામાં જે જ્ઞાન છે તે જીવ છે એમ (જ્ઞાનીઓ) પ્રરૂપે છે.

जाणदि पस्सदि सव्वं इच्छदि सुक्खं विभेदि दुक्खादो ।
कुव्वदि हिदमहिदं वा भुंजदि जीवो फलं तेसिं ॥ १२२ ॥

જાણે અને દેખે બધું, સુખ અભિલષે, દુખથી ડરે,
હિત-અહિત જીવ કરે અને હિત-અહિતનું ફળ ભોગવે. ૧૨૨.

અર્થ:—જીવ બધું જાણે છે અને દેખે છે, સુખને ઇચ્છે છે, દુઃખથી ડરે છે, હિત-અહિતને (શુભ-અશુભ ભાવોને) કરે છે અને તેમના ફળને ભોગવે છે.

एवमभिगम्म जीवं अण्णेहिं वि पज्जएहि बहुगेहिं ।
अभिगच्छदु अज्जीवं णाणंतरिदेहिं लिंगेहिं ॥ १२३ ॥

બીજાય બહુ પર્યાયથી એ રીત જાણી જીવને,
જાણો અજીવપદાર્થ જ્ઞાનવિભિન્ન જડ લિંગો વડે. ૧૨૩.

અર્થ:—એ રીતે બીજા પણ બહુ પર્યાયો વડે જીવને જાણીને જ્ઞાનથી અન્ય એવાં (જડ) લિંગો વડે અજીવને જાણો.

आगासकालपोग्गलधम्माधम्मेसु णत्थि जीवगुणा ।
तेसिं अचेदणत्तं भणिदं जीवस्स चेदणदा ॥ १२४ ॥

છે જીવગુણ નહિ આભ-ધર્મ-અધર્મ-પુદ્‌ગલ-કાળમાં;
તેમાં અચેતનતા કહી, ચેતનપણું કહ્યું જીવમાં. ૧૨૪.

અર્થ:—આકાશ, કાળ, પુદ્‌ગલ, ધર્મ અને અધર્મમાં જીવના ગુણો નથી; (કારણ કે) તેમને અચેતનપણું કહ્યું છે, જીવને ચેતનતા કહી છે.

सुहदुक्खजाणणा वा हिदपरियम्मं च अहिदभीरुत्तं ।
जस्स ण विज्जदि णिच्चं तं समणा वेंति अज्जीवं ॥ १२५ ॥

સુખદુ:ખસંચેતન, અહિતની ભીતિ, ઉદ્યમ હિત વિષે
જેને કદી હોતાં નથી, તેને અજીવ શ્રમણો કહે. ૧૨૫.

અર્થ:—સુખદુ:ખનું જ્ઞાન, હિતનો ઉદ્યમ અને અહિતનો ભય—એ જેને સદાય હોતાં નથી, તેને શ્રમણો અજીવ કહે છે.

संठाणा संघादा वण्णरसप्फासगंधसद्दा य ।
पोग्गलदव्वप्पभवा होंति गुणा पज्जया य बहू ॥ १२६ ॥

अरसमरूवमगंधं अव्वत्तं चेदणागुणमसद्दं ।
जाण अलिंगग्गहणं जीवमणिद्दिट्ठसंठाणं ॥ १२७ ॥

સંસ્થાન-સંઘાતો, વરણ-રસ-ગંધ-શબ્દ-સ્પર્શ જે,
તે બહુ ગુણો ને પર્યયો પુદ્‌ગલદરવનિષ્પન્ન છે. ૧૨૬.

જે ચેતનાગુણ, અરસરૂપ, અગંધશબ્દ, અવ્યક્ત છે,
નિર્દિષ્ટ નહિ સંસ્થાન, ઇંદ્રિયગ્રાહ્ય નહિ, તે જીવ છે. ૧૨૭.

અર્થ:—(સમચતુરસ્રાદિ) સંસ્થાનો, (ઔદારિકાદિ શરીર સંબંધી) સંઘાતો, વર્ણ, રસ, સ્પર્શ, ગંધ અને શબ્દ—એમ

જે બહુ ગુણો અને પર્યાયો છે, તે પુદ્‌ગલદ્રવ્યનિષ્પન્ન છે.

જે અરસ, અરૂપ તથા અગંધ છે, અવ્યક્ત છે, અશબ્દ છે, અનિર્દિષ્ટસંસ્થાન છે (અર્થાત્ જેનું કોઈ સંસ્થાન કહ્યું નથી એવો છે), ચેતનાગુણવાળો છે અને ઇંદ્રિયો વડે અગ્રાહ્ય છે, તે જીવ જાણો.

जो खलु संसारत्थो जीवो तत्तो दु होदि परिणामो ।
परिणामादो कम्मं कम्मादो होदि गदिसु गदी ॥ १२८ ॥

गदिमधिगदस्स देहो देहादो इंदियाणि जायंते ।
तेहिं दु विसयग्गहणं तत्तो रागो व दोसो वा ॥ १२९ ॥

जायदि जीवस्सेवं भावो संसारचक्कवालम्मि ।
इदि जिणवरेहिं भणिदो अणादिणिधणो सणिधणो वा ॥ १३० ॥

સંસારગત જે જીવ છે પરિણામ તેને થાય છે,
પરિણામથી કર્મો, કરમથી ગમન ગતિમાં થાય છે; ૧૨૮.

ગતિપ્રાપ્તને તન થાય, તનથી ઇંદ્રિયો વળી થાય છે,
એનાથી વિષય ગ્રહાય, રાગદ્વેષ તેથી થાય છે. ૧૨૯.

એ રીત ભાવ અનાદિનિધન અનાદિસાંત થયા કરે
સંસારચક્ર વિષે જીવોને—એમ જિનદેવો કહે. ૧૩૦.

અર્થઃ—જે ખરેખર સંસારસ્થિત જીવ છે તેનાથી પરિણામ થાય છે (અર્થાત્ તેને સ્નિગ્ધ પરિણામ થાય છે), પરિણામથી કર્મ અને કર્મથી ગતિઓમાં ગમન થાય છે.

ગતિપ્રાપ્તને દેહ થાય છે, દેહથી ઇંદ્રિયો થાય છે, ઇંદ્રિયોથી વિષયગ્રહણ અને વિષયગ્રહણથી રાગ અથવા દ્વેષ થાય છે.

એ પ્રમાણે ભાવ. સંસારચક્રમાં જીવને અનાદિ-અનંત અથવા અનાદિ-સાંત થયા કરે છે—એમ જિનવરોએ કહ્યું છે.

मोहो रागो दोसो चित्तपसादो य जस्स भावम्मि ।
विज्जदि तस्स सुहो वा असुहो वा होदि परिणामो ॥ १३१ ॥

છે રાગ, દ્વેષ, વિમોહ, ચિત્તપ્રસાદપરિણતિ જેહને,
તે જીવને શુભ વા અશુભ પરિણામનો સદ્‌ભાવ છે. ૧૩૧.

અર્થ:—જેના ભાવમાં મોહ, રાગ, દ્વેષ અથવા ચિત્ત-પ્રસન્નતા છે, તેને શુભ અથવા અશુભ પરિણામ છે.

सुहपरिणामो पुण्णं असुहो पावं ति हवदि जीवस्स ।
दोण्हं पोग्गलमेत्तो भावो कम्मत्तणं पत्तो ॥ १३२ ॥

શુભ ભાવ જીવના પુણ્ય છે ને અશુભ ભાવો પાપ છે;
તેના નિમિત્તે પૌદ્‌ગલિક પરિણામ કર્મપણું લહે. ૧૩૨.

અર્થ:—જીવના શુભ પરિણામ પુણ્ય છે અને અશુભ પરિણામ પાપ છે; તે બંને દ્વારા પુદ્‌ગલમાત્ર ભાવ કર્મપણાને પામે છે (અર્થાત્ જીવના પુણ્ય-પાપભાવના નિમિત્તે શાતા-અશાતાવેદનીયાદિ પુદ્‌ગલમાત્ર પરિણામ વ્યવહારથી જીવનું કર્મ કહેવાય છે).

जम्हा कम्मस्स फलं विसयं फासेहिं भुंजदे णियदं ।
जीवेण सुहं दुक्खं तम्हा कम्माणि मुत्ताणि ॥ १३३ ॥

છે કર્મનું ફળ વિષય, તેને નિયમથી અક્ષો વડે
જીવ ભોગવે દુઃખે-સુખે, તેથી કરમ તે મૂર્ત છે. ૧૩૩.

અર્થઃ—કારણ કે કર્મનું ફળ જે (મૂર્ત) વિષય તે નિયમથી (મૂર્ત એવી) સ્પર્શનાદિઇંદ્રિયો દ્વારા જીવ વડે સુખે અથવા દુઃખે ભોગવાય છે, તેથી કર્મો મૂર્ત છે.

मुत्तो फासदि मुत्तं मुत्तो मुत्तेण बंधमणुहवदि ।
जीवो मुत्तिविरहिदो गाहदि ते तेहिं उग्गहदि ॥ १३४ ॥

મૂરત મૂરત સ્પર્શે અને મૂરત મૂરત બંધન લહે;
આત્મા અમૂરત ને કરમ અન્યોન્ય અવગાહન લહે. ૧૩૪.

અર્થઃ—મૂર્ત મૂર્તને સ્પર્શે છે, મૂર્ત મૂર્તની સાથે બંધ પામે છે; મૂર્તત્વરહિત જીવ મૂર્તકર્મોને અવગાહે છે અને મૂર્તકર્મો જીવને અવગાહે છે (અર્થાત્ બંને એકબીજામાં અવગાહ પામે છે).

रागो जस्स पसत्थो अणुकंपासंसिदो य परिणामो ।
चित्तम्हि णत्थि कलुसं पुण्णं जीवस्स आसवदि ॥ १३५ ॥

છે રાગભાવ પ્રશસ્ત, અનુકંપાસહિત પરિણામ છે,
મનમાં નહી કાલુષ્ય છે, ત્યાં પુણ્ય-આસ્રવ હોય છે. ૧૩૫.

અર્થઃ—જે જીવને પ્રશસ્ત રાગ છે, અનુકંપાયુક્ત પરિણામ છે અને ચિત્તમાં કલુષતાનો અભાવ છે, તે જીવને પુણ્ય આસ્રવે છે.

अरहंतसिद्धसाहुसु भत्ती धम्मम्मि जा य खलु चेट्ठा ।
अणुगमणं पि गुरूणं पसत्थरागो त्ति वुच्चंति ॥ १३६ ॥

અર્હંત-સાધુ-સિદ્ધ પ્રત્યે ભક્તિ, ચેષ્ટા ધર્મમાં,
ગુરુઓ તણું અનુગમન—એ પરિણામ રાગ પ્રશસ્તના.

અર્થ:—અર્હંત-સિદ્ધ-સાધુઓ પ્રત્યે ભક્તિ, ધર્મમાં ખરેખર ચેષ્ટા અને ગુરુઓનું અનુગમન, તે 'પ્રશસ્ત રાગ' સદ્ધ્યા કહેવાય છે.

तिसिदं व भुक्खिदं वा दुहिदं दट्ठूण जो दु दुहिदमणो ।
पडिवज्जदि तं किवया तस्सेसा होदि अणुकंपा ॥ १३७ ॥

દુઃખિત, તૃષિત વા ક્ષુધિત દેખી દુઃખ પામી મન વિષે
કરુણાથી વર્તે જેહ, અનુકંપા સહિત તે જીવ છે. ૧૩૭.

અર્થ:—તૃષાતુર, ક્ષુધાતુર અથવા દુઃખીને દેખી જે જીવ મનમાં દુઃખ પામતો થકો તેના પ્રત્યે કરુણાથી વર્તે છે, તેનો એ ભાવ અનુકંપા છે.

कोधो व जदा माणो माया लोभो व चित्तमासेज्ज ।
जीवस्स कुणदि खोहं कलुसो त्ति य तं बुधा वेंति ॥ १३८ ॥

મદ-ક્રોધ અથવા લોભ-માયા ચિત્ત-આશ્રય પામીને
જીવને કરે જે ક્ષોભ, તેને કલુષતા જ્ઞાની કહે. ૧૩૮.

અર્થ:—જ્યારે ક્રોધ, માન, માયા અથવા લોભ ચિત્તનો આશ્રય પામીને જીવને ક્ષોભ કરે છે, ત્યારે તેને જ્ઞાનીઓ 'કલુષતા' કહે છે.

चरिया पमादबहुला कालुस्सं लोलदा य विसएसु ।
परपरिदावपवादो पावस्स य आसवं कुणदि ॥ १३९ ॥

ચર્યા પ્રમાદભરી, કલુષતા, લુબ્ધતા વિષયો વિષે,
પરિતાપ ને અપવાદ પરના, પાપ-આસ્રવને કરે. ૧૩૯.

અર્થ:—બહુ પ્રમાદવાળી ચર્યા, કલુષતા, વિષયો પ્રત્યે લોલુપતા, પરને પરિતાપ કરવો તથા પરના અપવાદ બોલવા —એ પાપનો આસ્રવ કરે છે.

सण्णाओ य तिलेस्सा इंदियवसदा य अट्टरुद्दाणि ।
णाणं च दुप्पउत्तं मोहो पावप्पदा होंति ॥ १४० ॥

સંજ્ઞા, ત્રિલેશ્યા; ઇંદ્રિવશતા, આર્તરૌદ્ર ધ્યાન બે,
વળી મોહ ને દુર્યુક્ત જ્ઞાન પ્રદાન પાપ તણું કરે. ૧૪૦.

અર્થ:—(ચારેય) સંજ્ઞાઓ, ત્રણ લેશ્યા, ઇંદ્રિયવશતા, આર્ત-રૌદ્રધ્યાન, દુઃપ્રયુક્ત જ્ઞાન (–દુષ્ટપણે અશુભ કાર્યમાં જોડાયેલું જ્ઞાન) અને મોહ—એ ભાવો પાપપ્રદ છે.

इंदियकसायसण्णा णिग्गहिदा जेहिं सुट्ठु मग्गम्हि ।
जावत्तावत्तेसिं पिहिदं पावासवच्छिद्दं ॥ १४१ ॥

માર્ગે રહી સંજ્ઞા-કષાયો-ઇંદ્રિનો નિગ્રહ કરે,
પાપાસરવનું છિદ્ર તેને તેટલું રૂંધાય છે. ૧૪૧

અર્થ:—જેઓ સારી રીતે માર્ગમાં રહીને ઇંદ્રિયો, કષાયો અને સંજ્ઞાઓનો જેટલો નિગ્રહ કરે છે, તેટલું પાપાસ્રવનું છિદ્ર તેમને બંધ થાય છે.

जस्स ण विज्जदि रागो दोसो मोहो व सव्वदव्वेसु ।
णासवदि सुहं असुहं समसुहदुक्खस्स भिक्खुस्स ॥ १४२ ॥

સૌ દ્રવ્યમાં નહિ રાગ-દ્વેષ-વિમોહ વર્તે જેહને,
શુભ-અશુભ કર્મ ન આસ્રવે સમદુઃખસુખ તે ભિક્ષુને. ૧૪૨.

અર્થઃ—જેને સર્વ દ્રવ્યો પ્રત્યે રાગ, દ્વેષ કે મોહ નથી, તે સમસુખદુઃખ ભિક્ષુને (-સુખદુઃખ પ્રત્યે સમભાવવાળા મુનિને) શુભ અને અશુભ કર્મ આસ્રવતું નથી.

जस्स जदा खलु पुण्णं जोगे पावं च णत्थि विरदस्स ।
संवरणं तस्स तदा सुहासुहकदस्स कम्मस्स ॥ १४३ ॥

જ્યારે ન યોગે પુણ્ય તેમ જ પાપ વર્તે વિરતને,
ત્યારે શુભાશુભકૃત કરમનો થાય સંવર તેહને. ૧૪૩.

અર્થઃ—જેને (-જે મુનિને), વિરત વર્તતાં થકાં, યોગમાં પુણ્ય અને પાપ જ્યારે ખરેખર હોતાં નથી, ત્યારે તેને શુભાશુભ-ભાવકૃત કર્મનો સંવર થાય છે.

संवरजोगेहिं जुदो तवेहिं जो चिट्ठदे बहुविहेहिं ।
कम्माणं णिज्जरणं बहुगाणं कुणदि सो णियदं ॥ १४४ ॥

જે યોગ-સંવરયુક્ત જીવ બહુવિધ તપો સહ પરિણમે,
તેને નિયમથી નિર્જરા બહુ કર્મ કેરી થાય છે. ૧૪૪.

અર્થઃ—સંવર અને યોગથી (શુદ્ધોપયોગથી) યુક્ત એવો જે જીવ બહુવિધ તપો સહિત પ્રવર્તે છે, તે નિયમથી ઘણાં કર્મોની નિર્જરા કરે છે.

जो संवरेण जुत्तो अप्पट्ठपसाधगो हि अप्पाणं ।
मुणिऊण झादि णियदं णाणं सो संधुणोदि कम्मरयं ॥ १४५ ॥

સંવર સહિત, આત્મપ્રયોજનનો પ્રસાધક આત્મને
જાણી, સુનિશ્ચળ જ્ઞાન ધ્યાવે, તે કરમરજ નિર્જરે. ૧૪૫.

અર્થઃ—સંવરથી યુક્ત એવો જે જીવ, ખરેખર આત્માર્થનો પ્રસાધક (સ્વપ્રયોજનનો પ્રકૃષ્ટ સાધક) વર્તતો થકો, આત્માને જાણીને (-અનુભવીને) જ્ઞાનને નિશ્ચળપણે ધ્યાવે છે, તે કર્મરજને ખેરવી નાખે છે.

जस्स ण विज्जदि रागो दोसो मोहो व जोगपरिकम्मो ।
तस्स सुहासुहडहणो झाणमओ जायदे अगणी ॥ १४६ ॥

નહિ રાગદ્વેષવિમોહ ને નહિ યોગસેવન જેહને,
પ્રગટે શુભાશુભ બાળનારો ધ્યાન-અગ્નિ તેહને. ૧૪૬.

અર્થઃ—જેને મોહ અને રાગદ્વેષ નથી તથા યોગોનું સેવન નથી (અર્થાત્ મન-વચન-કાયા પ્રત્યે ઉપેક્ષા છે), તેને શુભાશુભને બાળનારો ધ્યાનમય અગ્નિ પ્રગટે છે.

जं सुहमसुहमुदिण्णं भावं रत्तो करेदि जदि अप्पा ।
सो तेण हवदि बद्धो पोग्गलकम्मेण विविहेण ॥ १४७ ॥

જો આતમા ઉપરક્ત કરતો અશુભ વા શુભ ભાવને,
તો તે વડે એ વિવિધ પુદ્ગલકર્મથી બંધાય છે. ૧૪૭.

અર્થઃ—જો આત્મા રક્ત (વિકારી) વર્તતો થકો ઉદિત શુભ કે અશુભ ભાવને કરે છે, તો તે આત્મા તે ભાવ વડે (-તે

ભાવના નિમિત્તે) વિવિધ પુદ્ગલકર્મથી બદ્ધ થાય છે.

जोगणिमित्तं गहणं जोगो मणवयणकायसंभूदो ।
भावणिमित्तो बंधो भावो रदिरागदोसमोहजुदो ॥ १४८ ॥

છે યોગહેતુક ગ્રહણ, મનવચકાય આશ્રિત યોગ છે;
છે ભાવહેતુક બંધ, ને મોહાદિસંયુત ભાવ છે. ૧૪૮.

અર્થ:—ગ્રહણનું (-કર્મગ્રહણનું) નિમિત્ત યોગ છે; યોગ મનવચનકાયજનિત (આત્મપ્રદેશપરિસ્પંદ) છે. બંધનું નિમિત્ત ભાવ છે; ભાવ રતિરાગદ્વેષમોહથી યુક્ત (આત્મ-પરિણામ) છે.

हेदू चदुव्वियप्पो अट्ठवियप्पस्स कारणं भणिदं ।
तेसिं पि य रागादी तेसिमभावे ण वज्झंति ॥ १४९ ॥

હેતુ ચતુર્વિધ અષ્ટવિધ કર્મો તણાં કારણ કહ્યા,
તેનાંય છે રાગાદિ, જ્યાં રાગાદિ નહિ ત્યાં બંધ ના. ૧૪૯.

અર્થ:—(દ્રવ્યમિથ્યાત્વાદિ) ચાર પ્રકારના હેતુઓ આઠ પ્રકારનાં કર્મોનાં કારણ કહેવામાં આવ્યા છે; તેમને પણ (જીવના) રાગાદિભાવો કારણ છે; રાગાદિભાવોના અભાવમાં જીવો બંધાતા નથી.

हेदुमभावे णियमा जायदि णाणिस्स आसवणिरोधो ।
आसवभावेण विणा जायदि कम्मस्स दु णिरोधो ॥ १५० ॥

कम्मस्साभावेण य सव्वण्हू सव्वलोगदरिसी य ।
पावदि इंदियरहिदं अव्वाबाहं सुहमणंतं ॥ १५१ ॥

હેતુ-અભાવે નિયમથી આસ્રવનિરોધન જ્ઞાનીને,
આસ્રવભાવ-અભાવમાં કર્મો તણું રોધન બને; ૧૫૦.

કર્મો-અભાવે સર્વજ્ઞાની સર્વદર્શી થાય છે.
ને અક્ષરહિત. અનંત. અવ્યાબાધ સુખને તે લહે. ૧૫૧.

અર્થ:—(મોહરાગદ્વેષરૂપ) હેતુનો અભાવ થવાથી જ્ઞાનીને નિયમથી આસ્રવનો નિરોધ થાય છે અને આસ્રવભાવના અભાવમાં કર્મનો નિરોધ થાય છે. વળી કર્મોનો અભાવ થવાથી તે સર્વજ્ઞ અને સર્વલોકદર્શી થયો થકો ઇંદ્રિયરહિત, અવ્યાબાધ, અનંત સુખને પામે છે.

दंसणणाणसमग्गं झाणं णो अण्णदव्वसंजुत्तं ।
जायदि णिज्जरहेदू सभावसहिदस्स साधुस्स ॥ १५२ ॥

દગજ્ઞાનથી પરિપૂર્ણ ને પરદ્રવ્યવિરહિત ધ્યાન જે,
તે નિર્જરાનો હેતુ થાય સ્વભાવપરિણત સાધુને. ૧૫૨.

અર્થ:—સ્વભાવસહિત સાધુને (-સ્વભાવપરિણત કેવળી-ભગવાનને) દર્શનજ્ઞાનથી સંપૂર્ણ અને અન્યદ્રવ્યથી અસંયુક્ત એવું ધ્યાન નિર્જરાનો હેતુ થાય છે.

जो संवरेण जुत्तो णिज्जरमाणोध सव्वकम्माणि ।
ववगदवेदाउस्सो मुयदि भवं तेण सो मोक्खो ॥ १५३ ॥

સંવરસહિત તે જીવ પૂર્ણ સમસ્ત કર્મો નિર્જરે
ને આયુવેદ્યવિહીન થઈ ભવને તજે; તે મોક્ષ છે. ૧૫૩.

અર્થ:—જે સંવરથી યુક્ત છે એવો (કેવળજ્ઞાનપ્રાપ્ત)

જીવ સર્વ કર્મોને નિર્જરતો થકો વેદનીય અને આયુષ રહિત થઈને ભવને છોડે છે; તેથી (એ રીતે સર્વ કર્મપુદ્ગલોનો વિયોગ થવાને લીધે) તે મોક્ષ છે.

जीवसहावं णाणं अप्पडिहददंसणं अणण्णमयं ।
चरियं च तेसु णियदं अत्थित्तमणिंदियं भणियं ॥ १५४ ॥

આત્મસ્વભાવ અનન્યમય નિર્વિઘ્ન દર્શન જ્ઞાન છે;
દગ્જ્ઞાનનિયત અનિંદ્ય જે અસ્તિત્વ તે ચારિત્ર છે. ૧૫૪.

અર્થ:—જીવનો સ્વભાવ જ્ઞાન અને અપ્રતિહત દર્શન છે—કે જેઓ (જીવથી) અનન્યમય છે. તે જ્ઞાનદર્શનમાં નિયત અસ્તિત્વ—કે જે અનિંદિત છે—તેને (જિનેંદ્રોએ) ચારિત્ર કહ્યું છે.

जीवो सहावणियदो अणियदगुणपज्जओध परसमओ ।
जदि कुणदि सगं समयं पब्भस्सदि कम्मबंधादो ॥ १५५ ॥

નિજભાવનિયત અનિયતગુણપર્યયપણે પરસમય છે;
તે જો કરે સ્વકસમયને તો કર્મબંધનથી છૂટે. ૧૫૫.

અર્થ:—જીવ, (દ્રવ્ય-અપેક્ષાએ) સ્વભાવનિયત હોવા છતાં, જો અનિયત ગુણપર્યાયવાળો હોય તો પરસમય છે. જો તે (નિયત ગુણપર્યાયે પરિણમી) સ્વસમયને કરે છે તો કર્મબંધથી છૂટે છે.

जो परदव्वम्हि सुहं असुहं रागेण कुणदि जदि भावं ।
सो सगचरित्तभट्ठो परचरियचरो हवदि जीवो ॥ १५६ ॥

જે રાગથી પરદ્રવ્યમાં કરતો શુભાશુભ ભાવને,
તે સ્વકચરિત્રથી ભ્રષ્ટ, પરચારિત્ર આચરનાર છે. ૧૫૬.

**અર્થ:**—જે રાગથી (-રંજિત અર્થાત્ મલિન ઉપયોગથી) પરદ્રવ્યને વિષે શુભ કે અશુભ ભાવ કરે છે, તે જીવ સ્વચારિત્ર-ભ્રષ્ટ એવો પરચારિત્રનો આચરનાર છે.

आसवदि जेण पुण्णं पावं वा अप्पणोध भावेण ।
सो तेण परचरित्तो हवदि त्ति जिणा परूवेंति ॥ १५७ ॥

રે! પુણ્ય અથવા પાપ જીવને આસ્રવે જે ભાવથી,
તેના વડે તે 'પરચરિત' નિર્દિષ્ટ છે જિનદેવથી. ૧૫૭.

**અર્થ:**—જે ભાવથી આત્માને પુણ્ય અથવા પાપ આસ્રવે છે, તે ભાવ વડે તે (જીવ) પરચારિત્ર છે—એમ જિનો પ્રરૂપે છે.

जो सव्वसंगमुक्को णण्णमणो अप्पणं सहावेण ।
जाणदि पस्सदि णियदं सो सगचरियं चरदि जीवो ॥ १५८ ॥

સૌ-સંગમુક્ત અનન્યચિત્ત સ્વભાવથી નિજ આત્મને
જાણે અને દેખે નિયત રહી, તે સ્વચરિતપ્રવૃત્ત છે. ૧૫૮.

**અર્થ:**—જે સર્વસંગમુક્ત અને અનન્યમનવાળો વર્તતો થકો આત્માને (જ્ઞાનદર્શનરૂપ) સ્વભાવ વડે નિયતપણે (-સ્થિરતાપૂર્વક) જાણે-દેખે છે, તે જીવ સ્વચારિત્ર આચરે છે.

चरियं चरदि सगं सो जो परदव्वप्पभावरहिदप्पा ।
दंसणणाणवियप्पं अवियप्पं चरदि अप्पादो ॥ १५९ ॥

તે છે સ્વચરિતપ્રવૃત્ત, જે પરદ્રવ્યથી વિરહિતપણે
નિજ જ્ઞાનદર્શનભેદને જીવથી અભિન્ન જ આચરે. ૧૫૯.

અર્થઃ—જે પરદ્રવ્યાત્મક ભાવોથી રહિત સ્વરૂપવાળો વર્તતો થકો, (નિજસ્વભાવભૂત) દર્શનજ્ઞાનરૂપ ભેદને આત્માથી અભેદપણે આચરે છે, તે સ્વચારિત્રને આચરે છે.

धम्मादीसद्दहणं सम्मत्तं णाणमंगपुव्वगदं ।
चेट्ठा तवम्हि चरिया ववहारो मोक्खमग्गो त्ति ॥ १६० ॥

ધર્માદિની શ્રદ્ધા સુદૃગ, પૂર્વાંગબોધ સુબોધ છે,
તપમાંહી ચેષ્ટા ચરણ—એ વ્યવહારમુક્તિમાર્ગ છે ૧૬૦.

અર્થઃ—ધર્માસ્તિકાયાદિનું શ્રદ્ધાન તે સમ્યક્ત્વ, અંગપૂર્વસંબંધી જ્ઞાન તે જ્ઞાન અને તપમાં ચેષ્ટા (-પ્રવૃત્તિ) તે ચારિત્ર;—એ પ્રમાણે વ્યવહારમોક્ષમાર્ગ છે.

णिच्छयणएण भणिदो तिहि तेहिं समाहिदो हु जो अप्पा ।
ण कुणदि किंचि वि अण्णं ण मुयदि सो मोक्खमग्गो त्ति ॥ १६१ ॥

જે જીવ દર્શનજ્ઞાનચરણ વડે સમાહિત હોઈને,
છોડે-ગ્રહે નહિ અન્ય કંઈ પણ, નિશ્ચયે શિવમાર્ગ છે. ૧૬૧.

અર્થઃ—જે આત્મા એ ત્રણ વડે ખરેખર સમાહિત થયો થકો (અર્થાત્ સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્ર વડે ખરેખર એકાગ્ર—અભેદ થયો થકો) અન્ય કાંઈ પણ કરતો નથી કે છોડતો નથી,

તે નિશ્ચયનયથી 'મોક્ષમાર્ગ' કહેવામાં આવ્યો છે.

जो चरदि णादि पेच्छदि अप्पाणं अप्पणा अणण्णमयं ।
सो चारित्तं णाणं दंसणमिदि णिच्छिदो होदि ॥ १६२ ॥

જાણે, જુએ ને આચરે નિજ આત્મને આત્મા વડે,
તે જીવ દર્શન, જ્ઞાન ને ચારિત્ર છે નિશ્ચિતપણે. १६२.

અર્થ:—જે (આત્મા) અનન્યમય આત્માને આત્માથી આચરે છે, જાણે છે, દેખે છે, તે (આત્મા જ) ચારિત્ર છે, જ્ઞાન છે, દર્શન છે—એમ નિશ્ચિત છે.

जेण विजाणदि सव्वं पेच्छदि सो तेण सोक्खमणुहवदि ।
इदि तं जाणदि भविओ अभवियसत्तो ण सद्दहदि ॥ १६३ ॥

જાણે-જુએ છે સર્વ તેથી સૌખ્ય-અનુભવ મુક્તને;
—આ ભાવ જાણે ભવ્ય જીવ, અભવ્ય નહિ શ્રદ્ધા લહે. १६३.

અર્થ:—જેથી (આત્મા મુક્ત થતાં) સર્વને જાણે છે અને દેખે છે, તેથી તે સૌખ્યને અનુભવે છે;—આમ ભવ્ય જીવ જાણે છે, અભવ્ય જીવ શ્રદ્ધતો નથી.

दंसणणाणचरित्ताणि मोक्खमग्गो त्ति सेविदव्वाणि ।
साधूहि इदं भणिदं तेहिं दु बंधो व मोक्खो वा ॥ १६४ ॥

દગ, જ્ઞાન ને ચારિત્ર છે શિવમાર્ગ તેથી સેવવાં
—સંતે કહ્યું, પણ હેતુ છે એ બંધના વા મોક્ષના. १६४.

અર્થ:—દર્શન-જ્ઞાન-ચારિત્ર મોક્ષમાર્ગ છે તેથી તેઓ સેવવાયોગ્ય છે—એમ સાધુઓએ કહ્યું છે; પરંતુ તેમનાથી બંધ

પણ થાય છે અને મોક્ષ પણ થાય છે.

अण्णाणादो णाणी जदि मण्णदि सुद्धसंपओगादो ।
हवदि त्ति दुक्खमोक्खं परसमयरदो हवदि जीवो ॥ १६५ ॥

જિનવરપ્રમુખની ભક્તિ દ્વારા મોક્ષની આશા ધરે
અજ્ઞાનથી જો જ્ઞાની જીવ, તો પરસમયરત તેહ છે. ૧૬૫.

અર્થ:—શુદ્ધસંપ્રયોગથી (શુભ ભક્તિભાવથી) દુઃખમોક્ષ થાય છે એમ જો અજ્ઞાનને લીધે જ્ઞાની *માને, તો તે પરસમયરત જીવ છે. ['અર્હંતાદિ પ્રત્યે ભક્તિ-અનુરાગવાળી મંદશુદ્ધિથી પણ ક્રમે મોક્ષ થાય છે' એવું જો અજ્ઞાનને લીધે (-શુદ્ધાત્મ-સંવેદનના અભાવને લીધે, રાગાંશને લીધે) જ્ઞાનીને પણ (મંદ પુરુષાર્થવાળું) વલણ વર્તે, તો ત્યાં સુધી તે પણ સૂક્ષ્મ પરસમયમાં રત છે.]

अरहंतसिद्धचेदियपवयणगणणाणभत्तिसंपण्णो ।
बंधदि पुण्णं बहुसो ण हु सो कम्मक्खयं कुणदि ॥ १६६ ॥

જિન-સિદ્ધ-પ્રવચન-ચૈત્ય-મુનિગણ-જ્ઞાનની ભક્તિ કરે,
તે પુણ્યબંધ લહે ઘણો, પણ કર્મનો ક્ષય નવ કરે. ૧૬૬.

અર્થ:—અર્હંત, સિદ્ધ, ચૈત્ય (-અર્હંતાદિની પ્રતિમા), પ્રવચન (-શાસ્ત્ર), મુનિગણ અને જ્ઞાન પ્રત્યે ભક્તિસંપન્ન જીવ ઘણું પુણ્ય બાંધે છે, પરંતુ તે ખરેખર કર્મનો ક્ષય કરતો નથી.

---

* માનવું = વલણ કરવું, ઇરાદો રાખવો, આશા ધરવી, ઇચ્છા કરવી, ગણના કરવી, અભિપ્રાય કરવો

जस्स हिदएणुमेत्तं वा परदव्वम्हि विज्जदे रागो ।
सो ण विजाणदि समयं सगस्स सव्वागमधरो वि ॥ १६७ ॥

અણુમાત્ર જેને હૃદયમાં પરદ્રવ્ય પ્રત્યે રાગ છે,
હો સર્વઆગમધર ભલે, જાણે નહી સ્વક-સમયને. ૧૬૭.

અર્થ:—જેને પરદ્રવ્ય પ્રત્યે અણુમાત્ર પણ (લેશમાત્ર પણ) રાગ હૃદયમાં વર્તે છે તે, ભલે સર્વઆગમધર હોય તોપણ, સ્વકીય સમયને જાણતો (-અનુભવતો) નથી.

धरिदुं जस्स ण सक्कं चित्तुब्भामं विणा दु अप्पाणं ।
रोधो तस्स ण विज्जदि सुहासुहकदस्स कम्मस्स ॥ १६८ ॥

મનના ભ્રમણથી રહિત જે રાખી શકે નહિ આત્મને,
શુભ વા અશુભ કર્મો તણો નહિ રોધ છે તે જીવને. ૧૬૮.

અર્થ:—જે (રાગના સદ્દ્ભાવને લીધે) ચિત્તના ભ્રમણ વિનાનો પોતાને રાખી શકતો નથી, તેને શુભાશુભ કર્મનો નિરોધ નથી.

तम्हा णिव्वुदिकामो णिस्संगो णिम्ममो य हविय पुणो ।
सिद्धेसु कुणदि भत्तिं णिव्वाणं तेण पप्पोदि ॥ १६९ ॥

તે કારણે મોક્ષેચ્છુ જીવ અસંગ ને નિર્મમ બની
સિદ્ધો તણી ભક્તિ કરે, ઉપલબ્ધિ જેથી મોક્ષની. ૧૬૯.

અર્થ:—માટે મોક્ષાર્થી જીવ નિઃસંગ અને નિર્મમ થઈને સિદ્ધોની ભક્તિ (-શુદ્ધાત્મદ્રવ્યમાં સ્થિરતારૂપ પારમાર્થિક સિદ્ધ-ભક્તિ) કરે છે, જેથી તે નિર્વાણને પામે છે.

सपयत्थं तित्थयरं अभिगदबुद्धिस्स सुत्तरोइस्स ।
दूरतरं णिव्वाणं संजमतवसंपउत्तस्स ॥ १७० ॥

સંયમ તથા તપયુક્તને પણ દૂરતર નિર્વાણ છે,
સૂત્રો, પદાર્થો, જિનવરો પ્રતિ ચિત્તમાં રુચિ જો રહે. ૧૭૦.

અર્થઃ—સંયમતપસંયુક્ત હોવા છતાં, નવ પદાર્થો તથા તીર્થંકર પ્રત્યે જેની બુદ્ધિનું જોડાણ વર્તે છે અને સૂત્રો પ્રત્યે જેને રુચિ ( પ્રીતિ ) વર્તે છે, તે જીવને નિર્વાણ દૂરતર ( વિશેષ દૂર) છે.

अरहंतसिद्धचेदियपवयणभत्तो परेण णियमेण ।
जो कुणदि तवोकम्मं सो सुरलोगं समादियदि ॥ १७१ ॥

જિન-સિદ્ધ-પ્રવચન-ચૈત્ય પ્રત્યે ભક્તિ ધારી મન વિષે,
સંયમ પરમ સહ તપ કરે, તે જીવ પામે સ્વર્ગને ૧૭૧.

અર્થઃ—જે ( જીવ ), અર્હંત, સિદ્ધ, ચૈત્ય ( -અર્હંતાદિની પ્રતિમા ) અને પ્રવચન ( -શાસ્ત્ર ) પ્રત્યે ભક્તિયુક્ત વર્તતો થકો, પરમ સંયમ સહિત તપકર્મ (-તપરૂપ કાર્ય) કરે છે, તે દેવલોકને સંપ્રાપ્ત કરે છે.

तम्हा णिव्वुदिकामो रागं सव्वत्थ कुणदु मा किंचि ।
सो तेण वीदरागो भविओ भवसायरं तरदि ॥ १७२ ॥

તેથી ન કરવો રાગ જરીયે ક્યાંય પણ મોક્ષેચ્છુએ;
વીતરાગ થઈને એ રીતે તે ભવ્ય ભવસાગર તરે. ૧૭૨.

અર્થઃ—તેથી મોક્ષાભિલાષી જીવ સર્વત્ર કિંચિત્ પણ રાગ

ન કરો; એમ કરવાથી તે ભવ્ય જીવ વીતરાગ થઈ ભવસાગરને તરે છે.

मग्गप्पभावणट्ठं पवयणभत्तिप्पचोदिदेण मया ।
भणियं पवयणसारं पंचत्थियसंगहं सुत्तं ॥ १७३ ॥

મેં માર્ગ-ઉદ્યોતાર્થ, પ્રવચનભક્તિથી પ્રેરાઈને,
કહ્યું સર્વપ્રવચન-સારભૂત 'પંચાસ્તિસંગ્રહ' સૂત્રને. ૧૭૩.

અર્થઃ—પ્રવચનની ભક્તિથી પ્રેરિત એવા મેં માર્ગની પ્રભાવના અર્થે પ્રવચનના સારભૂત 'પંચાસ્તિકાયસંગ્રહ' સૂત્ર કહ્યું.





परमात्मने नमः ।

श्रीमद्‌भगवत्कुंदकुंदाचार्यदेवप्रणीत

श्री

# નિયમસાર



## ૧. જીવ અધિકાર

णमिऊण जिणं वीरं अणंतवरणाणदंसणसहावं ।
वोच्छामि णियमसारं केवलिसुदकेवलीभणिदं ॥ १ ॥

( હરિગીત )

નમીને અનંતોત્કૃષ્ટ દર્શનજ્ઞાનમય જિન વીરને,
કહું નિયમસાર હું કેવળીશ્રુતકેવળીપરિકથિતને. ૧.

અર્થ:—અનંત અને ઉત્કૃષ્ટ જ્ઞાનદર્શન જેમનો સ્વભાવ છે એવા (–કેવળજ્ઞાની અને કેવળદર્શની) જિન વીરને નમીને કેવળી અને શ્રુતકેવળીઓએ કહેલું નિયમસાર હું કહીશ.

मग्गो मग्गफलं ति य दुविहं जिणसासणे समक्खादं ।
मग्गो मोक्खउवाओ तस्स फलं होइ णिव्वाणं ॥ २ ॥

છે માર્ગનું ને માર્ગફળનું કથન જિનવરશાસને;
ત્યાં માર્ગ મોક્ષોપાય છે ને માર્ગફળ નિર્વાણ છે. ૨.

અર્થ:—માર્ગ અને માર્ગફળ એમ બે પ્રકારનું જિન-શાસનમાં કથન કરવામાં આવ્યું છે; માર્ગ મોક્ષોપાય છે અને તેનું ફળ નિર્વાણ છે.

णियमेण य जं कज्जं तं णियमं णाणदंसणचरित्तं ।
विवरीयपरिहरत्थं भणिदं खलु सारमिदि वयणं ॥ ३ ॥

જે નિયમથી કર્તવ્ય એવાં રત્નત્રય તે નિયમ છે;
વિપરીતના પરિહાર અર્થે 'સાર' પદ યોજેલ છે. ૩.

અર્થ:—નિયમ એટલે નિયમથી (નક્કી) જે કરવાયોગ્ય હોય તે અર્થાત્ જ્ઞાનદર્શનચારિત્ર. વિપરીતના પરિહાર અર્થે (-જ્ઞાનદર્શનચારિત્રથી વિરુદ્ધ ભાવોના ત્યાગ માટે) ખરેખર 'સાર' એવું વચન કહ્યું છે.

णियमं मोक्खउवाओ तस्स फलं हवदि परमणिव्वाणं ।
एदेसिं तिण्हं पि य पत्तेयपरूवणा होइ ॥ ४ ॥

છે નિયમ મોક્ષોપાય, તેનું ફળ પરમ નિર્વાણ છે;
વળી આ ત્રણેનું ભેદપૂર્વક ભિન્ન નિરૂપણ હોય છે. ૪.

અર્થ:—(રત્નત્રયરૂપ) નિયમ મોક્ષનો ઉપાય છે; તેનું ફળ પરમ નિર્વાણ છે. વળી (ભેદકથન દ્વારા અભેદ સમજાવવા અર્થે) આ ત્રણનું ભેદ પાડીને જુદું જુદું-નિરૂપણ હોય છે.

अत्तागमतच्चाणं सद्दहणादो हवेइ सम्मत्तं ।
ववगयअसेसदोसो सयलगुणप्पा हवे अत्तो ॥ ५ ॥

રે ! આપ્ત-આગમ-તત્ત્વની શ્રદ્ધાથી સમકિત હોય છે;
નિઃશેષદોષવિહીન જે ગુણસકળમય તે આપ્ત છે. ૫.

અર્થ:—આપ્ત, આગમ અને તત્ત્વોની શ્રદ્ધાથી સમ્યક્ત્વ હોય છે; જેના અશેષ (સમસ્ત) દોષો દૂર થયા છે એવો જે સકળગુણમય પુરુષ તે આપ્ત છે.

छुहतण्हभीरुरोसो रागो मोहो चिंता जरा रुजा मिच्चू ।
सेदखेदमदो रई विम्हियणिद्दा जणुव्वेगो ॥ ६ ॥

ભય, રોષ, રાગ, ક્ષુધા, તૃષા, મદ, મોહ, ચિંતા, જન્મ ને
રતિ, રોગ, નિદ્રા, સ્વેદ, ખેદ, જરાદિ દોષ અઢાર છે. ૬.

અર્થ:—ક્ષુધા, તૃષા, ભય, રોષ (ક્રોધ). રાગ, મોહ, ચિંતા, જરા, રોગ, મૃત્યુ, સ્વેદ (પરસેવો), ખેદ, મદ, રતિ, વિસ્મય, નિદ્રા, જન્મ અને ઉદ્વેગ (—આ અઢાર દોષ છે).

णिस्सेसदोसरहिओ केवलणाणाइपरमविभवजुदो ।
सो परमप्पा उच्चइ तव्विवरीओ ण परमप्पा ॥ ७ ॥

સૌ દોષ રહિત, અનંતજ્ઞાનદૃગાદિ વૈભવયુક્ત જે,
પરમાત્મ તે કહેવાય, તદ્વિપરીત નહિ પરમાત્મ છે. ૭.

અર્થ:—(એવા) નિઃશેષ દોષથી જે રહિત છે અને કેવળજ્ઞાનાદિ પરમ વૈભવથી જે સંયુક્ત છે, તે પરમાત્મા કહેવાય છે; તેનાથી વિપરીત તે પરમાત્મા નથી.

तस्स मुहुग्गदवयणं पुव्वावरदोसविरहियं सुद्धं ।
आगममिदि परिकहियं तेण दु कहिया हवंति तच्चत्था ॥ ८ ॥

પરમાત્મવાણી શુદ્ધ ને પૂર્વાપરે નિર્દોષ જે,
તે વાણીને આગમ કહી; તેણે કહ્યા તત્ત્વાર્થને. ૮.

અર્થ:—તેમના મુખમાંથી નીકળેલી વાણી કે જે પૂર્વાપર દોષ રહિત (-આગળપાછળ વિરોધ રહિત) અને શુદ્ધ છે, તેને આગમ કહેલ છે; અને તેણે તત્ત્વાર્થો કહ્યા છે.

जीवा पोग्गलकाया धम्माधम्मा य काल आयासं ।
तच्चत्था इदि भणिदा णाणागुणपज्जएहिं संजुत्ता ॥ ९ ॥

જીવદ્રવ્ય, પુદ્ગલ, કાળ તેમ જ આભ, ધર્મ, અધર્મ—એ
ભાખ્યા જિને તત્ત્વાર્થ, ગુણપર્યાય વિધવિધ યુક્ત જે. ૯.

અર્થ:—જીવો, પુદ્ગલકાયો, ધર્મ, અધર્મ, કાળ અને આકાશ—એ તત્ત્વાર્થો કહ્યા છે, કે જેઓ વિવિધ ગુણપર્યાયોથી સંયુક્ત છે.

जीवो उवओगमओ उवओगो णाणदंसणो होइ ।
णाणुवओगो दुविहो सहावणाणं विहावणाणं त्ति ॥ १० ॥

ઉપયોગમય છે જીવ ને ઉપયોગ દર્શન-જ્ઞાન છે;
જ્ઞાનોપયોગ સ્વભાવ તેમ વિભાવરૂપ દ્વિવિધ છે ૧૦.

અર્થ:—જીવ ઉપયોગમય છે. ઉપયોગ જ્ઞાન અને દર્શન છે. જ્ઞાનોપયોગ બે પ્રકારનો છે: સ્વભાવજ્ઞાન અને વિભાવજ્ઞાન.

केवलमिंदियरहियं असहायं तं सहावणाणं त्ति ।
सण्णाणिदरवियप्पे विहावणाणं हवे दुविहं ॥ ११ ॥

सण्णाणं चउभेयं मदिसुदओही तहेव मणपज्जं ।
अण्णाणं तिवियप्पं मदियाई भेददो चेव ॥ १२ ॥

અસહાય, ઇંદ્રિવિહીન, કેવળ, તે સ્વભાવિક જ્ઞાન છે;
સુજ્ઞાન ને અજ્ઞાન—એમ વિભાવજ્ઞાન દ્વિવિધ છે. ૧૧.

મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યય—ભેદ છે સુજ્ઞાનના;
કુમતિ, કુઅવધિ, કુશ્રુત—એ ત્રણ ભેદ છે અજ્ઞાનના. ૧૨.

અર્થઃ—જે (જ્ઞાન) કેવળ, ઇન્દ્રિયરહિત અને અસહાય છે, તે સ્વભાવજ્ઞાન છે; સમ્યગ્જ્ઞાન અને મિથ્યાજ્ઞાનરૂપ ભેદ પાડવામાં આવતાં, વિભાવજ્ઞાન બે પ્રકારનું છે.

સમ્યગ્જ્ઞાન ચાર ભેદવાળું છેઃ મતિ, શ્રુત, અવધિ તથા મનઃપર્યય; અને અજ્ઞાન (-મિથ્યાજ્ઞાન) મતિ આદિના ભેદથી ત્રણ ભેદવાળું છે.

तह दंसणउवओगो ससहावेदरवियप्पदो दुविहो ।
केवलमिंदियरहियं असहायं तं सहावमिदि भणिदं ॥ १३ ॥

ઉપયોગ દર્શનનો સ્વભાવ-વિભાવરૂપ દ્વિવિધ છે;
અસહાય, ઇંદ્રિવિહીન, કેવળ, તે સ્વભાવ કહેલ છે. ૧૩.

અર્થઃ—તેવી રીતે દર્શનોપયોગ સ્વભાવ અને વિભાવના ભેદથી બે પ્રકારનો છે. જે કેવળ, ઇંદ્રિયરહિત અને અસહાય છે, તે સ્વભાવદર્શનોપયોગ કહ્યો છે.

चक्खु अचक्खू ओही तिण्णि वि भणिदं विहावदिट्ठि त्ति ।
पज्जाओ दुवियप्पो सपरावेक्खो य णिरवेक्खो ॥ १४ ॥

ચક્ષુ, અચક્ષુ, અવધિ—ત્રણ દર્શન વિભાવિક છે કહ્યાં;
નિરપેક્ષ, સ્વપરાપેક્ષ—એ બે ભેદ છે પર્યાયના. ૧૪.

અર્થઃ—ચક્ષુ, અચક્ષુ અને અવધિ એ ત્રણે વિભાવદર્શન કહેવામાં આવ્યાં છે. પર્યાય દ્વિવિધ છેઃ સ્વપરાપેક્ષ (સ્વ ને પરની અપેક્ષા યુક્ત) અને નિરપેક્ષ.

णरणारयतिरियसुरा पज्जाया ते विहावमिदि भणिदा ।
कम्मोपाधिविवज्जियपज्जाया ते सहावमिदि भणिदा ॥ १५ ॥

તિર્યંચ-નારક-દેવ-નર પર્યાય વૈભાવિક કહ્યા;
પર્યાય કર્મોપાધિવર્જિત તે સ્વભાવિક ભાખિયા. ૧૫.

અર્થઃ—મનુષ્ય, નારક, તિર્યંચ ને દેવરૂપ પર્યાયો તે વિભાવપર્યાયો કહેવામાં આવ્યા છે; કર્મોપાધિ રહિત પર્યાયો તે સ્વભાવપર્યાયો કહેવામાં આવ્યા છે.

माणुस्सा दुवियप्पा कम्ममहीभोगभूमिसंजादा ।
सत्तविहा णेरइया णादव्वा पुढविभेदेण ॥ १६ ॥
चउदहभेदा भणिदा तेरिच्छा सुरगणा चउब्भेदा ।
एदेसिं वित्थारं लोयविभागेसु णादव्वं ॥ १७ ॥

છે કર્મભૂમિજ ભોગભૂમિજ—ભેદ બે મનુજો તણા,
ને પૃથ્વીભેદે સાત ભેદો જાણવા નારક તણા; ૧૬.
તિર્યંચના છે ચૌદ ભેદો, ચાર ભેદો દેવના;
આ સર્વનો વિસ્તાર છે નિર્દિષ્ટ લોકવિભાગમાં. ૧૭.

**અર્થ:**—મનુષ્યોના બે ભેદ છે: કર્મભૂમિમાં જન્મેલા અને ભોગભૂમિમાં જન્મેલા; પૃથ્વીના ભેદથી નારકો સાત પ્રકારના જાણવા; તિર્યંચોના ચૌદ ભેદ કહ્યા છે; દેવસમૂહોના ચાર ભેદ છે. આમનો વિસ્તાર લોકવિભાગમાંથી જાણી લેવો.

कत्ता भोत्ता आदा पोग्गलकम्मस्स होदि ववहारा ।
कम्मजभावेणादा कत्ता भोत्ता दु णिच्छयदो ॥ १८ ॥

આત્મા કરે, વળી ભોગવે પુદ્‌ગલકરમ વ્યવહારથી;
ને કર્મજનિત વિભાવનો કર્તાદિ છે નિશ્ચય થકી. ૧૮.

**અર્થ:**—આત્મા પુદ્‌ગલકર્મનો કર્તા-ભોક્તા વ્યવહારથી છે અને આત્મા કર્મજનિત ભાવનો કર્તા-ભોક્તા (અશુદ્ધ) નિશ્ચયથી છે.

दव्वत्थिएण जीवा वदिरित्ता पुव्वभणिदपज्जाया ।
पज्जयणएण जीवा संजुत्ता होंति दुविहेहिं ॥ १९ ॥

પૂર્વોક્ત પર્યાયોથી છે વ્યતિરિક્ત જીવ દ્રવ્યાર્થિકે;
ને ઉક્ત પર્યાયોથી છે સંયુક્ત પર્યાયાર્થિકે. ૧૯.

**અર્થ:**—દ્રવ્યાર્થિક નયે જીવો પૂર્વકથિત પર્યાયથી *વ્યતિરિક્ત છે; પર્યાયનયે જીવો તે પર્યાયથી સંયુક્ત છે. આ રીતે જીવો બન્ને નયોથી સંયુક્ત છે.



---

* વ્યતિરિક્ત=ભિન્ન, રહિત, શૂન્ય

# २. અજીવ અધિકાર

अणुखंधवियप्पेण दु पोग्गलदव्वं हवेइ दुवियप्पं ।
खंधा हु छप्पयारा परमाणू चेव दुवियप्पो ॥ २० ॥

પરમાણુ તેમ જ સ્કંધ એ બે ભેદ પુદ્‌ગલદ્રવ્યના;
છ વિકલ્પ છે સ્કંધો તણા ને ભેદ બે પરમાણુના. ૨૦.

અર્થ:—પરમાણુ અને સ્કંધ એવા બે ભેદથી પુદ્‌ગલદ્રવ્ય બે ભેદવાળું છે; સ્કંધો ખરેખર છ પ્રકારના છે અને પરમાણુના બે ભેદ છે.

अइथूलथूल थूलं थूलसुहुमं च सुहुमथूलं च ।
सुहुमं अइसुहुमं इदि धरादियं होदि छब्भेयं ॥ २१ ॥
भूपव्वदमादीया भणिदा अइथूलथूलमिदि खंधा ।
थूला इदि विण्णेया सप्पीजलतेल्लमादीया ॥ २२ ॥
छायातवमादीया थूलेदरखंधमिदि वियाणाहि ।
सुहुमथूलेदि भणिया खंधा चउरक्खविसया य ॥ २३ ॥
सुहुमा हवंति खंधा पाओग्गा कम्मवग्गणस्स पुणो ।
तव्विवरीया खंधा अइसुहुमा इदि परूवेंति ॥ २४ ॥

અતિથૂલથૂલ, થૂલ, થૂલસૂક્ષ્મ, સૂક્ષ્મથૂલ, વળી સૂક્ષ્મ ને
અતિસૂક્ષ્મ—એમ ધરાદિ પુદ્‌ગલસ્કંધના છ વિકલ્પ છે. ૨૧.

ભૂપર્વતાદિક સ્કંધને અતિથૂલથૂલ જિને કહ્યા,
ઘી-તેલ-જળ ઇત્યાદિને વળી થૂલ સ્કંધો જાણવા; ૨૨.
આતપ અને છાયાદિને સ્થૂલસૂક્ષ્મ સ્કંધો જાણજે,
ચતુરિંદ્રિના જે વિષય તેને સૂક્ષ્મથૂલ કહ્યા જિને; ૨૩.
વળી કર્મવર્ગણયોગ્ય સ્કંધો સૂક્ષ્મ સ્કંધો જાણવા,
તેનાથી વિપરીત સ્કંધને અતિસૂક્ષ્મ સ્કંધો વર્ણવ્યા. ૨૪.

અર્થ:—અતિસ્થૂલસ્થૂલ, સ્થૂલ, સ્થૂલસૂક્ષ્મ, સૂક્ષ્મસ્થૂલ, સૂક્ષ્મ અને અતિસૂક્ષ્મ એમ પૃથ્વી વગેરે સ્કંધોના છ ભેદ છે.

ભૂમિ, પર્વત વગેરે અતિસ્થૂલસ્થૂલ સ્કંધો કહેવામાં આવ્યા છે; ઘી, જળ, તેલ વગેરે સ્થૂલ સ્કંધો જાણવા.

છાયા, આતપ (તડકો) વગેરે સ્થૂલસૂક્ષ્મ સ્કંધો જાણ અને ચાર ઇંદ્રિયોના વિષયભૂત સ્કંધોને સૂક્ષ્મસ્થૂલ કહેવામાં આવ્યા છે.

વળી કર્મવર્ગણાને યોગ્ય સ્કંધો સૂક્ષ્મ છે; તેમનાથી વિપરીત (અર્થાત્ કર્મવર્ગણાને અયોગ્ય) સ્કંધો અતિસૂક્ષ્મ કહેવામાં આવે છે.

धाउचउक्कस्स पुणो जं हेऊ कारणं ति तं णेयो ।
खंधाणं अवसाणं णादव्वो कज्जपरमाणू ॥ २५ ॥

જે હેતુ ધાતુચતુષ્કનો તે કારણાણુ જાણવો;
સ્કંધો તણા અવસાનને વળી કાર્યપરમાણુ કહ્યો. ૨૫.

અર્થ:—વળી જે (પૃથ્વી, પાણી, તેજ ને વાયુ—એ) ચાર ધાતુઓનો હેતુ છે, તે કારણપરમાણુ જાણવો; સ્કંધોના

અવસાનને (-છૂટા પડેલા અવિભાગી અંતિમ અંશને) કાર્ય-પરમાણુ જાણવો.

अत्तादि अत्तमज्झं अत्तंतं णेव इंदियग्गेज्झं ।
अविभागी जं दव्वं परमाणू तं वियाणाहि ॥ २६ ॥

જે આદિ-મધ્યે અંતમાં પોતે જ છે, અવિભાગી છે,
જે ઇંદ્રિથી નહિ ગ્રાહ્ય છે, પરમાણુ જાણો તેહને. ૨૬.

અર્થ:—પોતે જ જેનો આદિ છે, પોતે જ જેનું મધ્ય છે અને પોતે જ જેનો અંત છે (અર્થાત્ જેના આદિમાં, મધ્યમાં અને અંતમા પરમાણુનું નિજ સ્વરૂપ જ છે), જે ઇંદ્રિયોથી ગ્રાહ્ય (જણાવાયોગ્ય) નથી અને જે અવિભાગી છે, તે પરમાણુદ્રવ્ય જાણ.

एयरसरूवगंधं दोफासं तं हवे सहावगुणं ।
विहावगुणमिदि भणिदं जिणसमये सव्वपयडत्तं ॥ २७ ॥

બે સ્પર્શ, રસ-રૂપ-ગંધ એક, સ્વભાવગુણમય તેહ છે;
જિનસમયમાંહી વિભાવગુણ સર્વાક્ષપ્રગટ કહેલ છે. ૨૭.

અર્થ:—જે એક રસવાળું, એક વર્ણવાળું, એક ગંધવાળું અને બે સ્પર્શવાળું હોય. તે સ્વભાવગુણવાળું છે; વિભાવ-ગુણવાળાને [1]જિનસમયમાં સર્વપ્રગટ (સર્વ ઇંદ્રિયોથી ગ્રાહ્ય) કહેલ છે.

अण्णणिरावेक्खो जो परिणामो सो सहावपज्जाओ ।
खंधसरूवेण पुणो परिणामो सो विहावपज्जाओ ॥ २८ ॥

---

૧. સમય = સિદ્ધાંત, શાસ્ત્ર; શાસન, દર્શન, મત.

પરિણામ પરનિરપેક્ષ તેહ સ્વભાવપર્યય જાણવો;
પરિણામ સ્કંધસ્વરૂપ તેહ વિભાવપર્યય જાણવો. ૨૮.

અર્થ:—અન્યનિરપેક્ષ (અન્યની અપેક્ષા વિનાનો) જે પરિણામ તે સ્વભાવપર્યાય છે અને સ્કંધરૂપે પરિણામ તે વિભાવપર્યાય છે.

पोग्गलदव्वं उच्चइ परमाणू णिच्छएण इदरेण ।
पोग्गलदव्वो त्ति पुणो ववदेसो होदि खंधस्स ॥ २९ ॥

પરમાણુને 'પુદ્ગલદરવ' વ્યપદેશ છે નિશ્ચય થકી;
ને સ્કંધને 'પુદ્ગલદરવ' વ્યપદેશ છે વ્યવહારથી. ૨૯.

અર્થ:—નિશ્ચયથી પરમાણુને 'પુદ્ગલદ્રવ્ય' કહેવાય છે અને વ્યવહારથી સ્કંધને 'પુદ્ગલદ્રવ્ય' એવું નામ હોય છે.

गमणणिमित्तं धम्ममधम्मं ठिदि जीवपोग्गलाणं च ।
अवगहणं आयासं जीवादीसव्वदव्वाणं ॥ ३० ॥

જીવ-પુદ્ગલોને ગમન-સ્થાનનિમિત્ત ધર્મ-અધર્મ છે;
જીવાદિ સર્વ પદાર્થને અવગાહહેતુ આભ છે. ૩૦.

અર્થ:—ધર્મ જીવ-પુદ્ગલોને ગમનનું નિમિત્ત છે અને અધર્મ (તેમને) સ્થિતિનું નિમિત્ત છે; આકાશ જીવાદિ સર્વ દ્રવ્યોને અવગાહનનું નિમિત્ત છે.

समयावलिभेदेण दु दुवियप्पं अहव होइ तिवियप्पं ।
तीदो संखेज्जावलिहदसंठाणप्पमाणं तु ॥ ३१ ॥

આવલિ-સમયના ભેદથી બે ભેદ વા ત્રણ ભેદ છે;
સંસ્થાનથી સંખ્યાતગુણ આવલિપ્રમાણ અતીત છે. ૩૧.

અર્થ:—સમય અને આવલિના ભેદથી વ્યવહારકાળના બે ભેદ છે અથવા (ભૂત, વર્તમાન અને ભવિષ્યના ભેદથી) ત્રણ ભેદ છે. અતીત કાળ (અતીત) સંસ્થાનોના અને સંખ્યાત આવલિના ગુણાકાર જેટલો છે.

जीवादु पोग्गलादो णंतगुणा चावि संपदा समया ।
लोयायासे संति य परमट्ठो सो हवे कालो ॥ ३२ ॥

જીવોથી ને પુદ્‌ગલથી પણ સમયો અનંતગુણા કહ્યા;
તે કાળ છે પરમાર્થ, જે છે સ્થિત લોકાકાશમાં. ૩૨.

અર્થ:—હવે, જીવથી તેમ જ પુદ્‌ગલથી પણ અનંતગુણા સમયો છે; અને જે (કાળાણુઓ) લોકાકાશમાં છે, તે પરમાર્થ કાળ છે.

जीवादीदव्वाणं परिवट्टणकारणं हवे कालो ।
धम्मादिचउण्हं णं सहावगुणपज्जया होंति ॥ ३३ ॥

જીવપુદ્‌ગલાદિ પદાર્થને પરિણમનકારણ કાળ છે;
ધર્માદિ ચાર સ્વભાવગુણપર્યાયવંત પદાર્થ છે. ૩૩.

અર્થ:—જીવાદિ દ્રવ્યોને પરિવર્તનનું કારણ (-વર્તનાનું નિમિત્ત) કાળ છે. ધર્માદિ ચાર દ્રવ્યોને સ્વભાવગુણપર્યાયો હોય છે.

एदे छद्दव्वाणि य कालं मोत्तूण अत्थिकाय त्ति ।
णिद्दिट्ठा जिणसमये काया हु बहुप्पदेसत्तं ॥ ३४ ॥

જિનસમયમાંહી કાળ છોડી શેષ પાંચ પદાર્થ જે
તે અસ્તિકાય કહ્યા: અનેકપ્રદેશયુત તે કાય છે. ૩૪.

અર્થ:—કાળ છોડીને આ છ દ્રવ્યોને (અર્થાત્ બાકીનાં પાંચ દ્રવ્યોને) જિનસમયમાં (જિનદર્શનમાં) 'અસ્તિકાય' કહેવામાં આવ્યાં છે. બહુપ્રદેશીપણું તે કાયત્વ છે.

संखेज्जासंखेज्जाणंतपदेसा हवंति मुत्तस्स ।
धम्माधम्मस्स पुणो जीवस्स असंखदेसा हु ॥ ३५ ॥
लोयायासे तावं इदरस्स अणंतयं हवे देसा ।
कालस्स ण कायत्तं एयपदेसो हवे जम्हा ॥ ३६ ॥

અણસંખ્ય, સંખ્ય, અનંત હોય પ્રદેશ મૂર્તિક દ્રવ્યને,
અણસંખ્ય જાણ પ્રદેશ ધર્મ, અધર્મ તેમ જ જીવને; ૩૫.
અણસંખ્ય લોકાકાશમાંહી, અનંત જાણ અલોકને,
છે કાળ એકપ્રદેશી. તેથી ન કાળને કાયત્વ છે. ૩૬.

અર્થ:—મૂર્ત દ્રવ્યને સંખ્યાત, અસંખ્યાત અને અનંત પ્રદેશો હોય છે; ધર્મ, અધર્મ તેમ જ જીવને ખરેખર અસંખ્યાત પ્રદેશો છે;

લોકાકાશને વિષે ધર્મ, અધર્મ તેમ જ જીવની માફક (અસંખ્યાત પ્રદેશો) છે; બાકીનું જે અલોકાકાશ તેને અનંત પ્રદેશો છે. કાળને કાયપણું નથી, કારણ કે તે એકપ્રદેશી છે.

पोग्गलदव्वं मुत्तं मुत्तिविरहिया हवंति सेसाणि ।
चेदणभावो जीवो चेदणगुणवज्जिया सेसा ॥ ३७ ॥

છે મૂર્ત પુદ્‍ગલદ્રવ્ય, શેષ પદાર્થ મૂર્તિવિહીન છે;
ચૈતન્યયુત છે જીવ ને ચૈતન્યવર્જિત શેષ છે. ૩૭.

અર્થઃ—પુદ્‍ગલદ્રવ્ય મૂર્ત છે, બાકીનાં દ્રવ્યો મૂર્તત્વ રહિત છે; જીવ ચૈતન્યભાવવાળો છે, બાકીનાં દ્રવ્યો ચૈતન્યગુણ રહિત છે.



# ૩. શુદ્ધભાવ અધિકાર

जीवादिबहित्तच्चं हेयमुवादेयमप्पणो अप्पा ।
कम्मोपाधिसमुब्भवगुणपज्जाएहिं वदिरित्तो ॥ ३८ ॥

છે બાહ્યતત્ત્વ જીવાદિ સર્વે હેય, આત્મા ગ્રાહ્ય છે,
—જે કર્મથી ઉત્પન્ન ગુણપર્યાયથી વ્યતિરિક્ત છે. ૩૮.

અર્થ:—જીવાદિ બાહ્યતત્ત્વ હેય છે; કર્મોપાધિજનિત ગુણપર્યાયોથી વ્યતિરિક્ત આત્મા આત્માને ઉપાદેય છે.

णो खलु सहावठाणा णो माणवमाणभावठाणा वा ।
णो हरिसभावठाणा णो जीवस्साहरिस्सठाणा वा ॥ ३९ ॥

જીવને ન સ્થાન સ્વભાવનાં, માનાપમાન તણાં નહીં,
જીવને ન સ્થાનો હર્ષનાં, સ્થાનો અહર્ષ તણાં નહીં. ૩૯.

અર્થ:—જીવને ખરેખર સ્વભાવસ્થાનો (-વિભાવસ્વભાવનાં સ્થાનો) નથી, માનાપમાનભાવનાં સ્થાનો નથી, હર્ષભાવનાં સ્થાનો નથી કે અહર્ષનાં સ્થાનો નથી.

णो ठिदिबंधट्ठाणा पयडिट्ठाणा पदेसठाणा वा ।
णो अणुभागट्ठाणा जीवस्स ण उदयठाणा वा ॥ ४० ॥

સ્થિતિબંધસ્થાનો, પ્રકૃતિસ્થાન, પ્રદેશનાં સ્થાનો નહીં,
અનુભાગનાં નહિ સ્થાન જીવને, ઉદયનાં સ્થાનો નહીં. ૪૦.

અર્થઃ—જીવને સ્થિતિબંધસ્થાનો નથી, પ્રકૃતિસ્થાનો નથી, પ્રદેશસ્થાનો નથી, અનુભાગસ્થાનો નથી કે ઉદયસ્થાનો નથી.

णो खइयभावठाणा णो खयउवसमसहावठाणा वा ।
ओदइयभावठाणा णो उवसमणे सहावठाणा वा ॥ ४१ ॥

સ્થાનો ન ક્ષાયિકભાવનાં, ક્ષાયોપશમિક તણાં નહીં,
સ્થાનો ન ઉપશમભાવનાં કે ઉદયભાવ તણાં નહીં. ૪૧.

અર્થઃ—જીવને ક્ષાયિકભાવનાં સ્થાનો નથી, ક્ષયોપશમ-સ્વભાવનાં સ્થાનો નથી, ઔદયિકભાવનાં સ્થાનો નથી કે ઉપશમસ્વભાવનાં સ્થાનો નથી.

चउगइभवसंभमणं जाइजरामरणरोगसोगा य ।
कुलजोणिजीवमग्गणठाणा जीवस्स णो संति ॥ ४२ ॥

ચઉગતિભ્રમણ નહિ, જન્મ-મરણ ન, રોગ-શોક-જરા નહીં,
કુળ, યોનિ કે જીવસ્થાન, માર્ગણસ્થાન જીવને છે નહીં. ૪૨.

અર્થઃ—જીવને ચાર ગતિના ભવોમાં પરિભ્રમણ, જન્મ, જરા, મરણ, રોગ, શોક, કુળ, યોનિ, જીવસ્થાનો અને માર્ગણાસ્થાનો નથી.

णिद्दंडो णिद्दंदो णिम्ममो णिक्कलो णिरालंबो ।
णीरागो णिद्दोसो णिम्मूढो णिब्भयो अप्पा ॥ ४३ ॥

નિર્દંડ ને નિર્દ્વંદ્વ, નિર્મમ. નિઃશરીર, નીરાગ છે,
નિર્દોષ, નિર્ભય, નિરવલંબન, આતમા નિર્મૂઢ છે. ૪૩.

અર્થ:—આત્મા *નિર્દંડ, નિર્દ્વંદ્વ. નિર્મમ, નિઃશરીર, નિરાલંબ, નીરાગ, નિર્દોષ, નિર્મૂઢ અને નિર્ભય છે.

णिग्गंथो णीरागो णिस्सल्लो सयलदोसणिम्मुक्को ।
णिक्कामो णिक्कोहो णिम्माणो णिम्मदो अप्पा ॥ ४४ ॥

નિર્ગ્રંથ છે, નિષ્કામ છે. નિઃક્રોધ, જીવ નિર્માન છે,
નિઃશલ્ય તેમ નીરાગ, નિર્મદ, સર્વદોષવિમુક્ત છે. ૪૪.

અર્થ:—આત્મા નિર્ગ્રંથ, નીરાગ, નિઃશલ્ય, સર્વદોષ-વિમુક્ત, નિષ્કામ, નિઃક્રોધ, નિર્માન અને નિર્મદ છે.

वण्णरसगंधफासा थीपुंसणउंसयादिपज्जाया ।
संठाणा संहणणा सव्वे जीवस्स णो संति ॥ ४५ ॥
अरसमरूवमगंधं अव्वत्तं चेदणागुणमसद्दं ।
जाण अलिंगग्गहणं जीवमणिद्दिट्ठसंठाणं ॥ ४६ ॥

સ્ત્રી-પુરુષ આદિક પર્યયો, રસવર્ણગંધસ્પર્શ ને
સંસ્થાન તેમ જ સંહનન સૌ છે નહીં જીવદ્રવ્યને. ૪૫.
જીવ ચેતનાગુણ, અરસરૂપ, અગંધશબ્દ, અવ્યક્ત છે,
વળી લિંગગ્રહણવિહીન છે, સંસ્થાન ભાખ્યું ન તેહને. ૪૬.

* નિર્દંડ=દંડ રહિત (જે મનવચનકાયાશ્રિત પ્રવર્તનથી આત્મા દંડાય છે તે પ્રવર્તનને દંડ કહેવામાં આવે છે.)

અર્થ:—વર્ણ-રસ-ગંધ-સ્પર્શ, સ્ત્રી-પુરુષ-નપુંસકાદિ પર્યાયો; સંસ્થાનો અને સંહનનો—એ બધાં જીવને નથી.

જીવને અરસ, અરૂપ, અગંધ, અવ્યક્ત, ચેતનાગુણવાળો, અશબ્દ, અલિંગગ્રહણ (લિંગથી અગ્રાહ્ય) અને જેને કોઈ સંસ્થાન કહ્યું નથી એવો જાણ.

जारिसिया सिद्धप्पा भवमल्लिय जीव तारिसा होंति ।
जरमरणजम्ममुक्का अट्ठगुणालंकिया जेण ॥ ४७ ॥

જેવા જીવો છે સિદ્ધિગત તેવા જીવો સંસારી છે,
જેથી જનમમરણાદિહીન ને અષ્ટગુણસંયુક્ત છે. ૪૭.

અર્થ:—જેવા સિદ્ધ આત્માઓ છે તેવા ભવલીન (સંસારી) જીવો છે, જેથી (તે સંસારી જીવો સિદ્ધાત્માઓની માફક) જન્મ-જરા-મરણથી રહિત અને આઠ ગુણોથી અલંકૃત છે.

असरीरा अविणासा अणिंदिया णिम्मला विसुद्धप्पा ।
जह लोयग्गे सिद्धा तह जीवा संसिदी णेया ॥ ४८ ॥

અશરીર ને અવિનાશ છે, નિર્મળ, અતીંદ્રિય, શુદ્ધ છે,
જ્યમ લોક-અગ્રે સિદ્ધ, તે રીત જાણ સૌ સંસારીને. ૪૮.

અર્થ:—જેમ લોકાગ્રે સિદ્ધભગવંતો અશરીરી, અવિનાશી, અતીન્દ્રિય, નિર્મળ અને વિશુદ્ધાત્મા (વિશુદ્ધસ્વરૂપી) છે, તેમ સંસારમાં (સર્વ) જીવો જાણવા.

एदे सव्वे भावा ववहारणयं पडुच्च भणिदा हु ।
सव्वे सिद्धसहावा सुद्धणया संसिदी जीवा ॥ ४९ ॥

આ સર્વ ભાવ કહેલ છે વ્યવહારનયના આશ્રયે;
સંસારી જીવ સમસ્ત સિદ્ધસ્વભાવી શુદ્ધનયાશ્રયે. ૪૯.

અર્થ:—આ (પૂર્વોક્ત) બધા ભાવો ખરેખર વ્યવહારનયનો આશ્રય કરીને (સંસારી જીવોમાં વિદ્યમાન) કહેવામાં આવ્યા છે; શુદ્ધનયથી સંસારમાં રહેલા સર્વ જીવો સિદ્ધસ્વભાવી છે.

पुव्वुत्तसयलभावा परदव्वं परसहावमिदि हेयं ।
सगदव्वमुवादेयं अंतरतच्चं हवे अप्पा ॥ ५० ॥

પૂર્વોક્ત ભાવો પર-દરવ પરભાવ. તેથી હેય છે;
આત્મા જ છે આદેય, અંત:તત્ત્વરૂપ નિજદ્રવ્ય જે. ૫૦.

અર્થ:—પૂર્વોક્ત સર્વ ભાવો પરસ્વભાવો છે, પરદ્રવ્ય છે, તેથી હેય છે; અંત:તત્ત્વ એવું સ્વદ્રવ્ય—આત્મા—ઉપાદેય છે.

विवरीयाभिणिवेसविवज्जियसद्दहणमेव सम्मत्तं ।
संसयविमोहविब्भमविवज्जियं होदि सण्णाणं ॥ ५१ ॥

चलमलिणमगाढत्तविवज्जियसद्दहणमेव सम्मत्तं ।
अधिगमभावो णाणं हेयोवादेयतच्चाणं ॥ ५२ ॥

सम्मत्तस्स णिमित्तं जिणसुत्तं तस्स जाणया पुरिसा ।
अंतरहेऊ भणिदा दंसणमोहस्स खयपहुदी ॥ ५३ ॥

सम्मत्तं सण्णाणं विज्जदि मोक्खस्स होदि सुण चरणं ।
ववहारणिच्छएण दु तम्हा चरणं पवक्खामि ॥ ५४ ॥

ववहारणयचरित्ते ववहारणयस्स होदि तवचरणं ।
णिच्छयणयचारित्ते तवचरणं होदि णिच्छयदो ॥ ५५ ॥

શ્રદ્ધાન વિપરીત-અભિનિવેશવિહીન તે સમ્યક્ત્વ છે;
સંશય-વિમોહ-વિભ્રાંતિ વિરહિત જ્ઞાન સમ્યગ્જ્ઞાન છે. ૫૧.

ચલ-મલ-અગાઢપણા રહિત શ્રદ્ધાન તે સમ્યક્ત્વ છે;
આદેય-હેય પદાર્થનો અવબોધ સમ્યગ્જ્ઞાન છે. ૫૨.

જિનસૂત્ર સમકિતહેતુ છે, ને સૂત્રજ્ઞાતા પુરુષ જે
તે જાણ અંતર્હેતુ, દૃગ્મોહક્ષયાદિક જેમને. ૫૩.

સમ્યક્ત્વ, સમ્યગ્જ્ઞાન તેમ જ ચરણ મુક્તિપંથ છે;
તેથી કહીશ હું ચરણને વ્યવહાર ને નિશ્ચય વડે. ૫૪.

વ્યવહારનયચારિત્રમાં વ્યવહારનું તપ હોય છે;
તપ હોય છે નિશ્ચય થકી, ચારિત્ર જ્યાં નિશ્ચયનયે. ૫૫.

**અર્થઃ—વિપરીત *અભિનિવેશ રહિત શ્રદ્ધાન તે જ સમ્યક્ત્વ છે; સંશય, વિમોહ ને વિભ્રમ રહિત ( જ્ઞાન ) તે સમ્યગ્જ્ઞાન છે.**

**ચળતા, મલિનતા અને અગાઢતા રહિત શ્રદ્ધાન તે જ સમ્યક્ત્વ છે; હેય અને ઉપાદેય તત્ત્વોને જાણવારૂપ ભાવ તે ( સમ્યક્ ) જ્ઞાન છે.**

**સમ્યક્ત્વનું નિમિત્ત જિનસૂત્ર છે; જિનસૂત્રના જાણનારા**

---

* અભિનિવેશ = અભિપ્રાય, આગ્રહ.

પુરુષોને (સમ્યક્ત્વના) અંતરંગ હેતુઓ કહ્યા છે, કારણ કે તેમને દર્શનમોહના ક્ષયાદિક છે.

સાંભળ, મોક્ષને માટે સમ્યક્ત્વ હોય છે, સમ્યગ્જ્ઞાન હોય છે, ચારિત્ર (પણ) હોય છે; તેથી હું વ્યવહાર અને નિશ્ચયથી ચારિત્ર કહીશ.

વ્યવહારનયના ચારિત્રમાં વ્યવહારનયનું તપશ્ચરણ હોય છે; નિશ્ચયનયના ચારિત્રમાં નિશ્ચયથી તપશ્ચરણ હોય છે.



# ૪. વ્યવહારચારિત્ર અધિકાર

कुलजोणिजीवमग्गणठाणाइसु जाणिऊण जीवाणं ।
तस्सारंभणियत्तणपरिणामो होइ पढमवदं ॥ ५६ ॥

જીવસ્થાન, માર્ગણુસ્થાન, યોનિ, કુલાદિ જીવનાં જાણીને,
આરંભથી નિવૃત્તિરૂપ પરિણામ તે વ્રત પ્રથમ છે. ૫૬.

અર્થ.—જીવોનાં કુળ, યોનિ, જીવસ્થાન, માર્ગણાસ્થાન વગેરે જાણીને તેમના આરંભથી નિવૃત્તિરૂપ પરિણામ તે પહેલું વ્રત છે.

रागेण व दोसेण व मोहेण व मोसभासपरिणामं ।
जो पजहदि साहु सया बिदियवदं होइ तस्सेव ॥ ५७ ॥

વિદ્વેષ-રાગ-વિમોહજનિત મૃષા તણા પરિણામને
જે છોડતા મુનિરાજ, તેને સર્વદા વ્રત દ્વિતીય છે. ૫૭.

અર્થ:—રાગથી, દ્વેષથી અથવા મોહથી થતા મૃષા ભાષાના પરિણામને જે સાધુ છોડે છે, તેને જ સદા બીજું વ્રત છે.

गामे वा णयरे वाऽरण्णे वा पेच्छिऊण परमत्थं ।
जो मुयदि गहणभावं तिदियवदं होदि तस्सेव ॥ ५८ ॥

નગરે, અરણ્યે, ગ્રામમાં કો વસ્તુ પરની દેખીને
છોડે ગ્રહણપરિણામ જે, તે પુરુષને વ્રત તૃતીય છે. ૫૮.

અર્થ:—ગ્રામમાં, નગરમાં કે વનમાં પારકી વસ્તુને દેખીને જે (સાધુ) તેને ગ્રહવાના ભાવને છોડે છે, તેને જ ત્રીજું વ્રત છે.

दट्ठूण इत्थिरूवं वांछाभावं णियत्तदे तासु ।
मेहुणसण्णविवज्जियपरिणामो अहव तुरियवदं ॥ ५९ ॥

સ્ત્રીરૂપ દેખી સ્ત્રી પ્રતિ અભિલાષભાવનિવૃત્તિ જે,
વા મિથુનસંજ્ઞારહિત જે પરિણામ તે વ્રત તુર્ય છે. ૫૯.

અર્થ:—સ્ત્રીઓનું રૂપ દેખીને તેમના પ્રત્યે વાંછાભાવની નિવૃત્તિ તે અથવા મૈથુનસંજ્ઞારહિત જે પરિણામ તે ચોથું વ્રત છે.

सव्वेसिं गंथाणं चागो णिरवेक्खभावणापुव्वं ।
पंचमवदमिदि भणिदं चारित्तभरं वहंतस्स ॥ ६० ॥

નિરપેક્ષ ભાવન સહિત સર્વ પરિગ્રહોનો ત્યાગ જે,
તે જાણવું વ્રત પાંચમું ચારિત્રભર વહનારને. ૬૦.

અર્થ:—*નિરપેક્ષ ભાવનાપૂર્વક (અર્થાત્ જે ભાવનામાં

* મુનિને મુનિત્વોચિત નિરપેક્ષ શુદ્ધ પરિણતિની સાથે વર્તતો જે (હઠ વગરનો) સર્વપરિગ્રહત્યાગસંબંધી શુભોપયોગ તે વ્યવહાર અપરિગ્રહવ્રત કહેવાય છે. શુદ્ધ પરિણતિ ન હોય ત્યાં શુભોપયોગ હઠ સહિત હોય છે, તે શુભોપયોગ તો વ્યવહાર વ્રત પણ કહેવાતો નથી. [આ પાંચમા વ્રતની માફક અન્ય વ્રતોનું પણ સમજી લેવું.]

પરની અપેક્ષા નથી એવી શુદ્ધ નિરાલંબન ભાવના સહિત) સર્વ પરિગ્રહોનો ત્યાગ (સર્વપરિગ્રહત્યાગસંબંધી શુભભાવ) તે, *ચારિત્રભર વહનારને પાંચમું વ્રત કહ્યું છે.

पासुगमग्गेण दिवा अवलोगंतो जुगप्पमाणं हि ।
गच्छइ पुरदो समणो इरियासमिदी हवे तस्स ॥ ६१ ॥

અવલોકી માર્ગ ધુરાપ્રમાણ કરે ગમન મુનિરાજ જે
દિવસે જ પ્રાસુક માર્ગમાં, ઈર્યાસમિતિ તેહને ૬૧.

અર્થ:—જે શ્રમણ પ્રાસુક માર્ગે દિવસે ધુરાપ્રમાણ આગળ જોઈને ચાલે છે, તેને ઈર્યાસમિતિ હોય છે.

पेसुण्णहासकक्कसपरणिंदप्पप्पसंसियं वयणं ।
परिचत्ता सपरहिदं भासासमिदी वदंतस्स ॥ ६२ ॥

નિજસ્તવન, પરનિંદા, પિશુનતા, હાસ્ય, કર્કશ વચનને
છોડી સ્વપરહિત જે વદે, ભાષાસમિતિ તેહને. ૬૨.

અર્થ:—પૈશૂન્ય (ચાડી), હાસ્ય, કર્કશ ભાષા, પરનિંદા અને આત્મપ્રશંસારૂપ વચનો પરિત્યાગીને જે સ્વપરહિતરૂપ વચનો બોલે છે, તેને ભાષાસમિતિ હોય છે.

कदकारिदाणुमोदणरहिदं तह पासुगं पसत्थं च ।
दिण्णं परेण भत्तं समभुत्ती एसणासमिदी ॥ ६३ ॥

અનુમનન-કૃત-કારિતવિહીન, પ્રશસ્ત, પ્રાસુક અશનને
—પરદત્તને મુનિ જે ગ્રહે, એષણાસમિતિ તેહને. ૬૩.

---

* ચારિત્રભર = ચારિત્રનો ભાર; ચારિત્રસમૂહ; ચારિત્રની અતિશયતા.

અર્થ:—પર વડે દેવામાં આવેલું, કૃત-કારિત-અનુમોદન રહિત, પ્રાસુક અને *પ્રશસ્ત ભોજન કરવારૂપ જે સમ્યક્ આહારગ્રહણ તે એષણાસમિતિ છે.

पोत्थइकमंडलाइग्गहणविसग्गेसु पयतपरिणामो ।
आदावणणिक्खेवणसमिदी होदि त्ति णिद्दिट्ठा ॥ ६४ ॥

શાસ્ત્રાદિ ગ્રહતાં-મૂકતાં મુનિના પ્રયત પરિણામને
આદાનનિક્ષેપણ સમિતિ કહેલ છે આગમ વિષે. ૬૪.

અર્થ:—પુસ્તક, કમંડળ વગેરે લેવા-મૂકવા સંબંધી પ્રયત્નપરિણામ તે આદાનનિક્ષેપણસમિતિ છે એમ કહ્યું છે.

पासुगभूमिपदेसे गूढे रहिए परोपरोहेण ।
उच्चारादिच्चागो पइट्ठासमिदी हवे तस्स ॥ ६५ ॥

જે ભૂમિ પ્રાસુક, ગૂઢ ને ઉપરોધ જ્યાં પરનો નહીં,
મળત્યાગ ત્યાં કરનારને સમિતિ પ્રતિષ્ઠાપન તણી. ૬૫.

અર્થ:—જેને પરના ઉપરોધ વિનાના (–બીજાથી રોકવામાં ન આવે એવા), ગૂઢ અને પ્રાસુક ભૂમિપ્રદેશમાં મળાદિનો ત્યાગ હોય, તેને પ્રતિષ્ઠાપન સમિતિ હોય છે.

कालुस्समोहसण्णारागद्दोसाइअसुहभावाणं ।
परिहारो मणुगुत्ती ववहारणयेण परिकहियं ॥ ६६ ॥

---

* પ્રશસ્ત = સારું, શાસ્ત્રમાં પ્રશંસેલું, જે વ્યવહારે પ્રમાદાદિનું કે રોગાદિનું નિમિત્ત ન હોય એવું

કાલુષ્ય, સંજ્ઞા, મોહ, રાગ, દ્વેષ આદિ અશુભના
પરિહારને મનગુપ્તિ છે ભાખેલ નય વ્યવહારમાં. ૬૬.

અર્થ:—કલુષતા, મોહ, સંજ્ઞા, રાગ, દ્વેષ વગેરે અશુભ ભાવોના પરિહારને વ્યવહારનયથી મનોગુપ્તિ કહેલ છે.

थीराजचोरभत्तकहादिवयणस्स पावहेउस्स ।
परिहारो वयगुत्ती अलियादिणियत्तिवयणं वा ॥ ६७ ॥

સ્ત્રી-રાજ-ભોજન-ચોરકથની હેતુ છે જે પાપની
તસુ ત્યાગ, વા અલીકાદિનો જે ત્યાગ, ગુપ્તિ વચનની. ૬૭.

અર્થ:—પાપનાં હેતુભૂત એવાં સ્ત્રીકથા, રાજકથા, ચોરકથા, ભક્તકથા ઇત્યાદિરૂપ વચનોનો પરિહાર અથવા અસત્યાદિકની નિવૃત્તિવાળાં વચનો તે વચનગુપ્તિ છે.

बंधणछेदणमारणआकुंचण तह पसारणादीया ।
कायकिरियाणियत्ती णिद्दिट्ठा कायगुत्ति त्ति ॥ ६८ ॥

વધ, બંધ ને છેદનમયી, વિસ્તરણ-સંકોચનમયી
ઇત્યાદિ કાયક્રિયા તણી નિવૃત્તિ તનગુપ્તિ કહી. ૬૮.

અર્થ:—બંધન, છેદન, મારણ (-મારી નાખવું), આકુંચન (-સંકોચવું) તથા પ્રસારણ (-વિસ્તારવું) ઇત્યાદિ કાયક્રિયાઓની નિવૃત્તિને કાયગુપ્તિ કહી છે.

जा रायादिणियत्ती मणस्स जाणीहि तं मणोगुत्ती ।
अलियादिणियत्तिं वा मोणं वा होइ वइगुत्ती ॥ ६९ ॥

મનમાંથી જે રાગાદિની નિવૃત્તિ તે મનગુપ્તિ છે;
અલીકાદિની નિવૃત્તિ અથવા મૌન વાચાગુપ્તિ છે. ૬૯.

અર્થ:—મનમાંથી જે રાગાદિની નિવૃત્તિ તેને મનોગુપ્તિ જાણ. અસત્યાદિની નિવૃત્તિ અથવા મૌન તે વચનગુપ્તિ છે.

कायकिरियाणियत्ती काउस्सग्गो सरीरगे गुत्ती ।
हिंसाइणियत्ती वा सरीरगुत्ति त्ति णिद्दिट्ठा ॥ ७० ॥

જે કાયકર્મનિવૃત્તિ કાયોત્સર્ગ તે તનગુપ્તિ છે;
હિંસાદિની નિવૃત્તિને વળી કાયગુપ્તિ કહેલ છે. ૭૦.

અર્થ:—કાયક્રિયાઓની નિવૃત્તિરૂપ કાયોત્સર્ગ શરીરસંબંધી ગુપ્તિ છે; અથવા હિંસાદિની નિવૃત્તિને શરીરગુપ્તિ કહી છે.

घणघाइकम्मरहिया केवलणाणाइपरमगुणसहिया ।
चोत्तिसअदिसयजुत्ता अरिहंता एरिसा होंति ॥ ७१ ॥

ઘનઘાતિકર્મ વિહીન ને ચોત્રીશ અતિશય યુક્ત છે,
કૈવલ્યજ્ઞાનાદિક પરમગુણ યુક્ત શ્રી અર્હંત છે. ૭૧.

અર્થ:—ઘનઘાતીકર્મ રહિત, કેવળજ્ઞાનાદિ પરમ ગુણો સહિત અને ચોત્રીશ અતિશય સંયુક્ત;—આવા, અર્હંતો હોય છે.

णट्ठट्ठकम्मबंधा अट्ठमहागुणसमण्णिया परमा ।
लोयग्गठिदा णिच्चा सिद्धा ते एरिसा होंति ॥ ७२ ॥

છે અષ્ટ કર્મ વિનષ્ટ. અષ્ટ મહાગુણે સંયુક્ત છે,
શાશ્વત, પરમ ને લોક-અગ્રવિરાજમાન શ્રી સિદ્ધ છે. ૭૨.

અર્થ:—આઠ કર્મના બંધને જેમણે નષ્ટ કરેલ છે એવા, આઠ મહાગુણો સહિત, પરમ, લોકના અગ્રે સ્થિત અને નિત્ય;—આવા, તે સિદ્ધો હોય છે.

पंचाचारसमग्गा पंचिंदियदंतिदप्पणिद्दलणा ।
धीरा गुणगंभीरा आयरिया एरिसा होंति ॥ ७३ ॥

પરિપૂર્ણ પંચાચારમાં, વળી ધીર, ગુણગંભીર છે,
પંચેંદ્રિગજના દર્પદલને દક્ષ શ્રી આચાર્ય છે. ૭૩.

અર્થ:—પંચાચારોથી પરિપૂર્ણ, પંચેંદ્રિયરૂપી હાથીના મદનું દલન કરનારા, ધીર અને ગુણગંભીર;—આવા, આચાર્યો હોય છે.

रयणत्तयसंजुत्ता जिणकहियपयत्थदेसया सूरा ।
णिक्कंखभावसहिया उवज्झाया एरिसा होंति ॥ ७४ ॥

રત્નત્રયે સંયુક્ત ને નિ:કાંક્ષભાવથી યુક્ત છે,
જિનવરકથિત અર્થોપદેશે શૂર શ્રી ઉવઝાય છે. ૭૪.

અર્થ:—રત્નત્રયથી સંયુક્ત, જિનકથિત પદાર્થોના શૂરવીર ઉપદેશક અને નિ:કાંક્ષભાવ સહિત;—આવા, ઉપાધ્યાયો હોય છે.

वावारविप्पमुक्का चउव्विहाराहणासयारत्ता ।
णिग्गंथा णिम्मोहा साहू दे एरिसा होंति ॥ ७५ ॥

નિર્ગ્રંથ છે, નિર્મોહ છે, વ્યાપારથી પ્રવિમુક્ત છે,
ચઉવિધ આરાધન વિષે નિત્યાનુરક્ત શ્રી સાધુ છે. ૭૫.

અર્થ:—વ્યાપારથી વિમુક્ત (-સમસ્ત વ્યાપાર રહિત),

ચતુર્વિધ આરાધનામાં સદા રક્ત, નિર્ગ્રંથ અને નિર્મોહ;—આવા, સાધુઓ હોય છે.

एरिसयभावणाए ववहारणयस्स होदि चारित्तं ।
णिच्छयणयस्स चरणं एत्तो उड्ढं पवक्खामि ॥ ७६ ॥

આ ભાવનામાં જાણવું ચારિત્ર નય વ્યવહારથી;
આના પછી ભાખીશ હું ચારિત્ર નિશ્ચયનય થકી. ૭૬.

અર્થ:—આવી (પૂર્વોક્ત) ભાવનામાં વ્યવહારનયના અભિપ્રાયે ચારિત્ર છે; નિશ્ચયનયના અભિપ્રાયે ચારિત્ર આના પછી કહીશ.



# ૫. પરમાર્થ-પ્રતિક્રમણ અધિકાર

णाहं णारयभावो तिरियत्थो मणुवदेवपज्जाओ ।
कत्ता ण हि कारइदा अणुमंता णेव कत्तीणं ॥ ७७ ॥

णाहं मग्गणठाणो णाहं गुणठाण जीवठाणो ण ।
कत्ता ण हि कारइदा अणुमंता णेव कत्तीणं ॥ ७८ ॥

णाहं वालो वुड्ढो ण चेव तरुणो ण कारणं तेसिं ।
कत्ता ण हि कारइदा अणुमंता णेव कत्तीणं ॥ ७९ ॥

णाहं रागो दोसो ण चेव मोहो ण कारणं तेसिं ।
कत्ता ण हि कारइदा अणुमंता णेव कत्तीणं ॥ ८० ॥

णाहं कोहो माणो ण चेव माया ण होमि लोहो हं ।
कत्ता ण हि कारइदा अनुमंता णेव कत्तीणं ॥ ८१ ॥

નારક નહીં, તિર્યંચ-માનવ-દેવપર્યય હું નહીં;
કર્તા ન, કારયિતા ન, અનુમંતા હું કર્તાનો નહીં. ૭૭.

હું માર્ગણાસ્થાનો નહીં, ગુણસ્થાન-જીવસ્થાનો નહીં;
કર્તા ન, કારયિતા ન, અનુમંતા હું કર્તાનો નહીં. ૭૮.

હું બાળ-વૃદ્ધ-યુવાન નહિ, હું તેમનું કારણ નહીં;
કર્તા ન, કારયિતા ન, અનુમંતા હું કર્તાનો નહીં. ૭૯.

હું રાગ-દ્વેષ ન, મોહ નહિ, હું તેમનું કારણ નહીં;
કર્તા ન, કારયિતા ન. અનુમંતા હું કર્તાનો નહી. ૮૦.
હું ક્રોધ નહિ, નહિ માન, તેમ જ લોભ-માયા છું નહીં;
કર્તા ન, કારયિતા ન. અનુમંતા હું કર્તાનો નહી. ૮૧.

અર્થઃ—હું નારકપર્યાય, તિર્યંચપર્યાય, મનુષ્યપર્યાય કે દેવપર્યાય નથી; તેમનો (હું) કર્તા નથી, કારયિતા (-કરાવનાર) નથી, કર્તાનો અનુમોદક નથી.

હું માર્ગણાસ્થાનો નથી, હું ગુણસ્થાનો કે જીવસ્થાનો નથી; તેમનો હું કર્તા નથી, કારયિતા નથી, કર્તાનો અનુમોદક નથી.

હું બાળ નથી, વૃદ્ધ નથી, તેમ જ તરુણ નથી; તેમનું (હું) કારણ નથી; તેમનો (હું) કર્તા નથી, કારયિતા નથી, કર્તાનો અનુમોદક નથી.

હું રાગ નથી. દ્વેષ નથી, તેમ જ મોહ નથી; તેમનું (હું) કારણ નથી; તેમનો (હું) કર્તા નથી, કારયિતા નથી, કર્તાનો અનુમોદક નથી.

હું ક્રોધ નથી. માન નથી, તેમ જ હું માયા નથી, લોભ નથી; તેમનો (હું) કર્તા નથી, કારયિતા નથી, કર્તાનો અનુમોદક નથી.

एरिसभेदब्भासे मज्झत्थो होदि तेण चारित्तं ।
तं दिढकरणणिमित्तं पडिक्कमणादी पवक्खामि ॥ ८२ ॥

આ ભેદના અભ્યાસથી માધ્યસ્થ થઈ ચારિત બને;
પ્રતિક્રમણ આદિ કહીશ હું ચારિત્રદઢતા કારણે. ૮૨.

અર્થ:—આવો ભેદ-અભ્યાસ થતાં જીવ મધ્યસ્થ થાય છે, તેથી ચારિત્ર થાય છે. તેને (ચારિત્રને) દૃઢ કરવા નિમિત્તે હું પ્રતિક્રમણાદિ કહીશ.

मोत्तूण वयणरयणं रागादीभाववारणं किच्चा ।
अप्पाणं जो झायदि तस्स दु होदि त्ति पडिकमणं ॥ ८३ ॥

રચના વચનની છોડીને, રાગાદિભાવ નિવારીને,
જે જીવ ધ્યાવે આત્મને, તે જીવને પ્રતિક્રમણ છે. ૮૩.

અર્થ:—વચનરચનાને છોડીને, રાગાદિભાવોનું નિવારણ કરીને, જે આત્માને ધ્યાવે છે, તેને પ્રતિક્રમણ હોય છે.

आराहणाइ वट्टइ मोत्तूण विराहणं विसेसेण ।
सो पडिकमणं उच्चइ पडिकमणमओ हवे जम्हा ॥ ८४ ॥

છોડી સમસ્ત વિરાધના આરાધનામાં જે રહે,
તે પ્રતિક્રમણ કહેવાય છે પ્રતિક્રમણમયતા કારણે. ૮૪.

અર્થ:—જે (જીવ) વિરાધનને વિશેષત: છોડીને આરાધનામાં વર્તે છે, તે (જીવ) પ્રતિક્રમણ કહેવાય છે, કારણ કે તે પ્રતિક્રમણમય છે.

मोत्तूण अणायारं आयारे जो दु कुणदि थिरभावं ।
सो पडिकमणं उच्चइ पडिकमणमओ हवे जम्हा ॥ ८५ ॥

જે છોડી અણ-આચારને આચારમાં સ્થિરતા કરે,
તે પ્રતિક્રમણ કહેવાય છે પ્રતિક્રમણમયતા કારણે. ૮૫.

અર્થ:—જે (જીવ) અનાચાર છોડીને આચારમાં સ્થિર-

ભાવ કરે છે, તે (જીવ) પ્રતિક્રમણ કહેવાય છે, કારણ કે તે પ્રતિક્રમણમય છે.

उम्मग्गं परिचत्ता जिणमग्गे जो दु कुणदि थिरभावं ।
सो पडिकमणं उच्चइ पडिक्कमणमओ हवे जम्हा ॥ ८६ ॥

પરિત્યાગી જે ઉન્માર્ગને જિનમાર્ગમાં સ્થિરતા કરે,
તે પ્રતિક્રમણ કહેવાય છે પ્રતિક્રમણમયતા કારણે. ૮૬.

અર્થ:—જે (જીવ) ઉન્માર્ગને પરિત્યાગીને જિનમાર્ગમાં સ્થિરભાવ કરે છે, તે (જીવ) પ્રતિક્રમણ કહેવાય છે, કારણ કે તે પ્રતિક્રમણમય છે.

मोत्तूण सल्लभावं णिस्सल्ले जो दु साहु परिणमदि ।
सो पडिकमणं उच्चइ पडिक्कमणमओ हवे जम्हा ॥ ८७ ॥

જે સાધુ છોડી શલ્યને નિઃશલ્યભાવે પરિણમે,
તે પ્રતિક્રમણ કહેવાય છે પ્રતિક્રમણમયતા કારણે. ૮૭.

અર્થ:—જે સાધુ શલ્યભાવ છોડીને નિ:શલ્યભાવે પરિણમે છે, તે (સાધુ) પ્રતિક્રમણ કહેવાય છે, કારણ કે તે પ્રતિક્રમણમય છે.

चत्ता अगुत्तिभावं तिगुत्तिगुत्तो हवेइ जो साहू ।
सो पडिकमणं उच्चइ पडिक्कमणमओ हवे जम्हा ॥ ८८ ॥

જે સાધુ છોડી અગુપ્તિભાવ ત્રિગુપ્તિગુપ્તપણે રહે,
તે પ્રતિક્રમણ કહેવાય છે પ્રતિક્રમણમયતા કારણે. ૮૮.

અર્થ:—જે સાધુ અગુપ્તિભાવ તજીને ત્રિગુપ્તિગુપ્ત રહે છે,

તે (સાધુ) પ્રતિક્રમણ કહેવાય છે, કારણ કે તે પ્રતિક્રમણમય છે.

मोत्तूण अट्टरुद्दं झाणं जो झादि धम्मसुक्कं वा ।
सो पडिकमणं उच्चइ जिणवरणिद्दिट्ठसुत्तेसु ॥ ८९ ॥

તજી આર્ત તેમ જ રૌદ્રને, ધ્યાવે ધરમને, શુકલને,
તે પ્રતિક્રમણ કહેવાય છે જિનવરકથિત સૂત્રો વિષે. ૮૯.

અર્થ:—જે (જીવ) આર્ત અને રૌદ્ર ધ્યાન છોડીને ધર્મ અથવા શુકલ ધ્યાનને ધ્યાવે છે, તે (જીવ) જિનવરકથિત સૂત્રોમાં પ્રતિક્રમણ કહેવાય છે.

मिच्छत्तपहुदिभावा पुव्वं जीवेण भाविया सुइरं ।
सम्मत्तपहुदिभावा अभाविया होंति जीवेण ॥ ९० ॥

મિથ્યાત્વ-આદિક ભાવને ચિરકાળ ભાવ્યા છે જીવે;
સમ્યક્ત્વ-આદિક ભાવ રે! ભાવ્યા નથી પૂર્વે જીવે. ૯૦.

અર્થ:—મિથ્યાત્વાદિ ભાવો જીવે પૂર્વે સુચિર કાળ (બહુ દીર્ઘ કાળ) ભાવ્યા છે; સમ્યક્ત્વાદિ ભાવો જીવે ભાવ્યા નથી.

मिच्छादंसणणाणचरित्तं चइऊण णिरवसेसेण ।
सम्मत्तणाणचरणं जो भावइ सो पडिक्कमणं ॥ ९१ ॥

નિઃશેષ મિથ્યાજ્ઞાન-દર્શન-ચરણને પરિત્યાગીને
સુજ્ઞાન-દર્શન-ચરણ ભાવે, જીવ તે પ્રતિક્રમણ છે. ૯૧.

અર્થ:—મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્રને નિરવશેષપણે છોડીને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રને જે (જીવ) ભાવે છે, તે (જીવ) પ્રતિક્રમણ છે.

उत्तमअट्ठं आदा तम्हि ठिदा हणदि मुणिवरा कम्मं ।
तम्हा दु झाणमेव हि उत्तमअट्ठस्स पडिकमणं ॥ ९२ ॥

આત્મા જ ઉત્તમ-અર્થ છે, તત્રસ્થ મુનિ કર્મો હણે;
તે કારણે બસ ધ્યાન ઉત્તમ-અર્થનું પ્રતિક્રમણ છે. ૯૨.

અર્થઃ—ઉત્તમાર્થ (-ઉત્તમ પદાર્થ) આત્મા છે; તેમાં સ્થિત મુનિવરો કર્મને હણે છે. તેથી ધ્યાન જ ખરેખર ઉત્તમાર્થનું પ્રતિક્રમણ છે.

झाणणिलीणो साहू परिचागं कुणइ सव्वदोसाणं ।
तम्हा दु झाणमेव हि सव्वदिचारस्स पडिकमणं ॥ ९३ ॥

રહી ધ્યાનમાં તલ્લીન, છોડે સાધુ દોષ સમસ્તને;
તે કારણે બસ ધ્યાન સૌ અતિચારનું પ્રતિક્રમણ છે. ૯૩.

અર્થઃ—ધ્યાનમાં લીન સાધુ સર્વ દોષોનો પરિત્યાગ કરે છે; તેથી ધ્યાન જ ખરેખર સર્વ અતિચારનું પ્રતિક્રમણ છે.

पडिकमणणामधेये सुत्ते जह वण्णिदं पडिक्कमणं ।
तह णच्चा जो भावइ तस्स तदा होदि पडिक्कमणं ॥ ९४ ॥

પ્રતિક્રમણનામક સૂત્રમાં જ્યમ વર્ણવ્યું પ્રતિક્રમણને
ત્યમ જાણી ભાવે ભાવના, તેને તદા પ્રતિક્રમણ છે. ૯૪.

અર્થઃ—પ્રતિક્રમણ નામના સૂત્રમાં જે પ્રમાણે પ્રતિક્રમણ વર્ણવવામાં આવ્યું છે તે પ્રમાણે જાણીને જે ભાવે છે, તેને ત્યારે પ્રતિક્રમણ છે.



# ૬. નિશ્ચય-પ્રત્યાખ્યાન અધિકાર

मोत्तूण सयलजप्पमणागयसुहमसुहवारणं किच्चा ।
अप्पाणं जो झायदि पच्चक्खाणं हवे तस्स ॥ ९५ ॥

પરિત્યાગી જલ્પ સમસ્તને, ભાવી શુભાશુભ વારીને,
જે જીવ ધ્યાવે આત્મને, પચખાણ છે તે જીવને. ૯૫.

અર્થ:—સમસ્ત જલ્પને (-વચનવિસ્તારને) છોડીને અને અનાગત શુભ-અશુભનું નિવારણ કરીને જે આત્માને ધ્યાવે છે, તેને પ્રત્યાખ્યાન છે.

केवलणाणसहावो केवलदंसणसहावसुहमइओ ।
केवलसत्तिसहावो सो हं इदि चिंतए णाणी ॥ ९६ ॥

કેવલદરશ, કેવલવીરજ, કૈવલ્યજ્ઞાનસ્વભાવી છે,
વળી સૌખ્યમય છે જેહ તે હું—એમ જ્ઞાની ચિંતવે. ૯૬.

અર્થ:—કેવળજ્ઞાનસ્વભાવી, કેવળદર્શનસ્વભાવી, સુખમય અને કેવળશક્તિસ્વભાવી તે હું છું—એમ જ્ઞાની ચિંતવે છે.

णियभावं णवि मुच्चइ परभावं णेव गेण्हए केइं ।
जाणदि पस्सदि सव्वं सो हं इदि चिंतए णाणी ॥ ९७ ॥

નિજભાવને છોડે નહીં, પરભાવ કંઈ પણ નવ ગ્રહે,
જાણે-જુએ જે સર્વ, તે હું—એમ જ્ઞાની ચિંતવે. ૯૭.

અર્થ:—જે નિજભાવને છોડતો નથી, કાંઈ પણ પરભાવને ગ્રહતો નથી, સર્વને જાણે-દેખે છે, તે હું છું—એમ જ્ઞાની ચિંતવે છે.

पयडिट्ठिदिअणुभागप्पदेसबंधेहिं वज्जिदो अप्पा ।
सो हं इदि चिंतिज्जो तत्थेव य कुणदि थिरभावं ॥ ९८ ॥

પ્રકૃતિ-સ્થિતિ-પરદેશ-અનુભવબંધ વિરહિત જીવ જે
છું તે જ હું—ત્યમ ભાવતો, તેમાં જ તે સ્થિરતા કરે. ૯૮.

અર્થ:—પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, અનુભાગબંધ અને પ્રદેશબંધ રહિત જે આત્મા તે હું છું—એમ ચિંતવતો થકો, (જ્ઞાની) તેમાં જ સ્થિરભાવ કરે છે.

ममत्तिं परिवज्जामि णिम्ममत्तिमुवट्ठिदो ।
आलंबणं च मे आदा अवसेसं च वोसरे ॥ ९९ ॥

પરિવર્જું છું હું મમત્વ, નિર્મમ ભાવમાં સ્થિત હું રહું;
અવલંબું છું મુજ આત્મને, અવશેષ સર્વ હું પરિહરું. ૯૯.

અર્થ:—હું મમત્વને પરિવર્જું છું અને નિર્મમત્વમાં સ્થિત રહું છું; આત્મા મારું આલંબન છે અને બાકીનું હું તજું છું.

आदा खु मज्झ णाणे आदा मे दंसणे चरित्ते य ।
आदा पच्चक्खाणे आदा मे संवरे जोगे ॥ १०० ॥

મુજ જ્ઞાનમાં આત્મા ખરે, દર્શન-ચરિતમાં આતમા,
પચખાણમાં આત્મા જ, સંવર-યોગમાં પણ આતમા. ૧૦૦.

અર્થ:—ખરેખર મારા જ્ઞાનમાં આત્મા છે, મારા દર્શનમાં તથા ચારિત્રમાં આત્મા છે, મારા પ્રત્યાખ્યાનમાં આત્મા છે, મારા સંવરમાં તથા યોગમાં (—શુદ્ધોપયોગમાં) આત્મા છે.

एगो य मरदि जीवो एगो य जीवदि सयं ।
एगस्स जादि मरणं एगो सिज्झदि णीरओ ॥ १०१ ॥

જીવ એકલો જ મરે, સ્વયં જીવ એકલો જન્મે અરે!
જીવ એકનું નીપજે મરણ, જીવ એકલો સિદ્ધિ લહે. ૧૦૧.

અર્થ:—જીવ એકલો મરે છે અને સ્વયં એકલો જન્મે છે; એકલાનું મરણ થાય છે અને એકલો રજ રહિત થયો થકો સિદ્ધ થાય છે.

एगो मे सासदो अप्पा णाणदंसणलक्खणो ।
सेसा मे बाहिरा भावा सव्वे संजोगलक्खणा ॥ १०२ ॥

મારો સુશાશ્વત એક દર્શનજ્ઞાનલક્ષણ જીવ છે;
બાકી બધા સંયોગલક્ષણ ભાવ મુજથી બાહ્ય છે. ૧૦૨.

અર્થ:—જ્ઞાનદર્શનલક્ષણવાળો શાશ્વત એક આત્મા મારો છે; બાકીના બધા સંયોગલક્ષણવાળા ભાવો મારાથી બાહ્ય છે.

जं किंचि मे दुच्चरित्तं सव्वं तिविहेण वोसरे ।
सामाइयं तु तिविहं करेमि सव्वं णिरायारं ॥ १०३ ॥

જે કાંઈ પણ દુશ્ચરિત મુજ તે સર્વ હું ત્રિવિધે તજું;
કરું છું નિરાકાર જ સમસ્ત ચરિત્ર જે ત્રયવિધનું. ૧૦૩.

અર્થ:—મારું જે કાંઈ પણ દુઃચારિત્ર તે સર્વને હું ત્રિવિધે (મન-વચન-કાયાથી) તજું છું અને ત્રિવિધ જે સામાયિક (-ચારિત્ર) તે સર્વને નિરાકાર (-નિર્વિકલ્પ) કરું છું.

सम्मं मे सव्वभूदेसु वेरं मज्झं ण केणवि ।
आसाए वोसरित्ता णं समाहि पडिवज्जए ॥ १०४ ॥

સૌ ભૂતમાં સમતા મને, કો સાથ વેર મને નહીં;
આશા ખરેખર છોડીને પ્રાપ્તિ કરું છું સમાધિની. ૧૦૪.

અર્થ:—સર્વ જીવો પ્રત્યે મને સમતા છે, મારે કોઈ સાથે વેર નથી; ખરેખર આશાને છોડીને હું સમાધિને પ્રાપ્ત કરું છું.

णिक्कसायस्स दंतस्स सूरस्स ववसायिणो ।
संसारभयभीदस्स पच्चक्खाणं सुहं हवे ॥ १०५ ॥

અકષાય, ઉદ્યમી, દાન્ત છે, સંસારથી ભયભીત છે,
શૂરવીર છે, તે જીવને પચખાણ સુખમય હોય છે. ૧૦૫.

અર્થ:—જે નિઃકષાય છે, *દાન્ત છે, શૂરવીર છે, વ્યવસાયી (-શુદ્ધતા પ્રત્યે ઉદ્યમવંત) છે અને સંસારથી ભયભીત છે, તેને સુખમય પ્રત્યાખ્યાન (અર્થાત્ નિશ્ચયપ્રત્યાખ્યાન) હોય છે.

---

* દાન્ત = જેણે ઇન્દ્રિયોનું દમન કર્યું હોય એવો, જેણે ઇન્દ્રિયોને વશ કરી હોય એવો, સંયમી

एवं भेदब्भासं जो कुव्वइ जीवकम्मणो णिच्चं ।
पच्चक्खाणं सक्कदि धरिदुं सो संजदो णियमा ॥ १०६ ॥

જીવ-કર્મ કેરા ભેદનો અભ્યાસ જે નિત્યે કરે,
તે સંયમી પચખાણ-ધારણમાં અવશ્ય સમર્થ છે. ૧૦૬.

અર્થઃ—એ રીતે જે સદા જીવ અને કર્મના ભેદનો અભ્યાસ કરે છે, તે સંયત નિયમથી પ્રત્યાખ્યાન ધારણ કરવાને શક્તિમાન છે.



## ૭. પરમ-આલોચના અધિકાર

णोकम्मकम्मरहियं विहावगुणपज्जएहिं वदिरित्तं ।
अप्पाणं जो झायदि समणस्सालोयणं होदि ॥ १०७ ॥

તે શ્રમણને આલોચના, જે શ્રમણ ધ્યાવે આત્મને,
નોકર્મકર્મ-વિભાવગુણપર્યાયથી વ્યતિરિક્તને. ૧૦૭.

અર્થ:—નોકર્મ ને કર્મથી રહિત તથા વિભાવગુણપર્યાયોથી [1]વ્યતિરિક્ત આત્માને જે ધ્યાવે છે, તે શ્રમણને આલોચના છે.

आलोयणमालुंछण वियडीकरणं च भावसुद्धी य ।
चउविहमिह परिकहियं आलोयणलक्खणं समए ॥ १०८ ॥

આલોચનાનું રૂપ ચઉવિધ વર્ણવ્યું છે શાસ્ત્રમાં,
—આલોચના, આલુંછના, અવિકૃતિકરણ ને શુદ્ધતા. ૧૦૮.

અર્થ:—હવે, આલોચનાનું સ્વરૂપ [2]આલોચન, [3]આલુંછન,

---

૧ વ્યતિરિક્ત = રહિત, ભિન્ન

૨. પોતે પોતાના દોષો સૂક્ષ્મતાથી જોઈ જવા અથવા ગુરુ પાસે પોતાના દોષોનુ નિવેદન કરવુ તે વ્યવહાર-આલોચન છે નિશ્ચય-આલોચનનુ સ્વરૂપ ૧૦૯ મી ગાથામા કહેવામાં આવશે

૩, આલુંછન = (દોષોનુ) આલુચન અર્થાત્ ઉખેડી નાખવુ તે,

¹અવિકૃતિકરણ અને ²ભાવશુદ્ધિ એમ ચાર પ્રકારનું શાસ્ત્રમાં કહ્યું છે.

जो पस्सदि अप्पाणं समभावे संठवित्तु परिणामं ।
आलोयणमिदि जाणह परमजिणंदस्स उवएसं ॥ १०९ ॥

સમભાવમાં પરિણામ સ્થાપી દેખતો જે આત્મને,
તે જીવ છે આલોચના—જિનવરવૃષભ-ઉપદેશ છે. ૧૦૯.

અર્થઃ—જે (જીવ) પરિણામને સમભાવમાં સ્થાપીને (નિજ) આત્માને દેખે છે, તે આલોચન છે એમ પરમ જિનેંદ્રનો ઉપદેશ જાણ.

कम्ममहीरुहमूलच्छेदसमत्थो सकीयपरिणामो ।
साहीणो समभावो आलुंछणमिदि समुद्दिट्ठं ॥ ११० ॥

છે કર્મતરુમૂળછેદનું સામર્થ્ય જે પરિણામમાં,
સ્વાધીન તે સમભાવ-નિજપરિણામ આલુંછન કહ્યા. ૧૧૦.

અર્થઃ—કર્મરૂપી વૃક્ષનું મૂળ છેદવામાં સમર્થ એવો જે સમભાવરૂપ સ્વાધીન નિજ પરિણામ તેને આલુંછન કહેલ છે.

कम्मादो अप्पाणं भिण्णं भावेइ विमलगुणणिलयं ।
मज्झत्थभावणाए वियडीकरणं ति विण्णेयं ॥ १११ ॥

અવિકૃતિકરણ તેને કહ્યું જે ભાવતાં માધ્યસ્થને
ભાવે વિમળગુણધામ કર્મવિભક્ત આતમરામને. ૧૧૧.

---

૧. અવિકૃતિકરણ=વિકારરહિતતા કરવી તે.

૨. ભાવશુદ્ધિ=ભાવોને શુદ્ધ કરવા તે.

અર્થ:—જે મધ્યસ્થભાવનામાં કર્મથી ભિન્ન આત્માને—કે જે વિમળ ગુણોનું રહેઠાણ છે તેને—ભાવે છે, તે જીવને અવિકૃતિકરણ જાણવું.

मदमाणमायलोहविवज्जियभावो दु भावसुद्धि त्ति ।
परिकहियं भव्वाणं लोयालोयप्पदरिसीहिं ॥ ११२ ॥

ત્રણ લોક તેમ અલોકના દ્રષ્ટા કહે છે ભવ્યને
—મદમાનમાયાલોભવર્જિત ભાવ ભાવવિશુદ્ધિ છે. ૧૧૨.

અર્થ:—મદ (મદન), માન, માયા અને લોભ રહિત ભાવ તે ભાવશુદ્ધિ છે એમ ભવ્યોને લોકાલોકના દ્રષ્ટાઓએ કહ્યું છે.



## ૮. શુદ્ધનિશ્ચય-પ્રાયશ્ચિત્ત અધિકાર

वदसमिदिसीलसंजमपरिणामो करणणिग्गहो भावो ।
सो हवदि पायछित्तं अणवरयं चेव कायव्वो ॥ ११३ ॥

વ્રત, સમિતિ, સંયમ, શીલ, ઇંદ્રિયરોધરૂપ છે ભાવ જે
તે ભાવ પ્રાયશ્ચિત્ત છે, જે અનવરત કર્તવ્ય છે. ૧૧૩.

અર્થ:—વ્રત, સમિતિ, શીલ ને સંયમરૂપ પરિણામ તથા ઇંદ્રિયનિગ્રહરૂપ ભાવ તે પ્રાયશ્ચિત્ત છે અને તે નિરંતર કર્તવ્ય છે.

कोहादिसगब्भावक्खयपहुदिभावणाए णिग्गहणं ।
पायच्छित्तं भणिदं णियगुणचिंता य णिच्छयदो ॥ ११४ ॥

ક્રોધાદિ નિજ ભાવો તણા ક્ષય આદિની જે ભાવના
ને આત્મગુણની ચિંતના નિશ્ચયથી પ્રાયશ્ચિત્તમાં. ૧૧૪.

અર્થ:—ક્રોધ વગેરે સ્વકીય ભાવોના (-પોતાના વિભાવભાવોના) ક્ષયાદિકની ભાવનામાં રહેવું અને નિજ ગુણોનું ચિંતન કરવું તે નિશ્ચયથી પ્રાયશ્ચિત્ત કહ્યું છે.

कोहं खमया माणं समद्दवेणज्जवेण मायं च ।
संतोसेण य लोहं जयदि खु ए चहुविहकसाए ॥ ११५ ॥

જીતે ક્ષમાથી ક્રોધને, નિજ માર્દવેથી માનને,
આર્જવ થકી માયા ખરે, સંતોષ દ્વારા લોભને. ૧૧૫.

અર્થ:—ક્રોધને ક્ષમાથી. માનને નિજ માર્દવથી, માયાને આર્જવથી તથા લોભને સંતોષથી—એમ ચતુર્વિધ કષાયોને (યોગી) ખરેખર જીતે છે.

उक्किट्ठो जो बोहो णाणं तस्सेव अप्पणो चित्तं ।
जो धरइ मुणी णिच्चं पायच्छित्तं हवे तस्स ॥ ११६ ॥

ઉત્કૃષ્ટ નિજ અવબોધને વા જ્ઞાનને વા ચિત્તને
ધારણ કરે છે નિત્ય, પ્રાયશ્ચિત્ત છે તે સાધુને. ૧૧૬.

અર્થ:—તે જ (અનંતધર્મવાળા) આત્માનો જે ઉત્કૃષ્ટ બોધ, જ્ઞાન અથવા ચિત્ત તેને જે મુનિ નિત્ય ધારણ કરે છે, તેને પ્રાયશ્ચિત્ત છે.

किं वहुणा भणिएण दु वरतवचरणं महेसिणं सव्वं ।
पायच्छित्तं जाणह अणेयकम्माण खयहेऊ ॥ ११७ ॥

બહુ કથન શું કરવું? અરે! સૌ જાણ પ્રાયશ્ચિત્ત તું,
નાનાકરમક્ષયહેતુ ઉત્તમ તપચરણ ઋષિરાજનું. ૧૧૭.

અર્થ:—બહુ કહેવાથી શું? અનેક કર્મોના ક્ષયનો હેતુ એવું જે મહર્ષિઓનું ઉત્તમ તપશ્ચરણ તે બધું પ્રાયશ્ચિત્ત જાણ.

णंताणंतभवेण समज्जियसुहअसुहकम्मसंदोहो ।
तवचरणेण विणस्सदि पायच्छित्तं तवं तम्हा ॥ ११८ ॥

રે! ભવ અનંતાનંતથી અર્જિત શુભાશુભ કર્મ જે
તે નાશ પામે તપ થકી; તપ તેથી પ્રાયશ્ચિત્ત છે. ૧૧૮.

અર્થ:—અનંતાનંત ભવો વડે ઉપાર્જિત શુભાશુભ કર્મરાશિ તપશ્ચરણથી વિનાશ પામે છે; તેથી તપ પ્રાયશ્ચિત્ત છે.

अप्पसरूवालंवणभावेण दु सव्वभावपरिहारं ।
सक्कदि कादुं जीवो तम्हा झाणं हवे सव्वं ॥ ११९ ॥

આત્મસ્વરૂપ અવલંબનારા ભાવથી સૌ ભાવને
ત્યાગી શકે છે જીવ, તેથી ધ્યાન તે સર્વસ્વ છે. ૧૧૯.

અર્થ:—આત્મસ્વરૂપ જેનું આલંબન છે એવા ભાવથી જીવ સર્વભાવોનો પરિહાર કરી શકે છે, તેથી ધ્યાન તે સર્વસ્વ છે.

सुहअसुहवयणरयणं रायादीभाववारणं किच्चा ।
अप्पाणं जो झायदि तस्स दु णियमं हवे णियमा ॥ १२० ॥

છોડી શુભાશુભ વચનને, રાગાદિભાવ નિવારીને,
જે જીવ ધ્યાવે આત્મને, તેને નિયમથી નિયમ છે. ૧૨૦.

અર્થ:—શુભાશુભ વચનરચનાનું અને રાગાદિભાવોનું નિવારણ કરીને જે આત્માને ધ્યાવે છે, તેને નિયમથી (-નિશ્ચિતપણે) નિયમ છે.

कायाईपरदव्वे थिरभावं परिहरत्तु अप्पाणं ।
तस्स हवे तणुसग्गं जो झायइ णिव्वियप्पेण ॥ १२१ ॥

કાયાદિ પરદ્રવ્યો વિષે સ્થિરભાવ છોડી આત્મને
ધ્યાવે વિકલ્પવિમુક્ત, કાયોત્સર્ગ છે તે જીવને. ૧૨૧.

અર્થ:—કાયાદિ પરદ્રવ્યમાં સ્થિરભાવ છોડીને જે આત્માને નિર્વિકલ્પપણે ધ્યાવે છે, તેને કાયોત્સર્ગ છે.



# ૯. પરમ-સમાધિ અધિકાર

वयणोच्चारणकिरियं परिचत्ता वीयरायभावेण ।
जो झायदि अप्पाणं परमसमाही हवे तस्स ॥ १२२ ॥

વચનોચ્ચરણક્રિયા તજી, વીતરાગ નિજ પરિણામથી
ધ્યાવે નિજાત્મા જેહ, પરમ સમાધિ તેને જાણવી. ૧૨૨.

અર્થ:—વચનોચ્ચારણની ક્રિયા પરિત્યાગીને વીતરાગ ભાવથી જે આત્માને ધ્યાવે છે, તેને પરમ સમાધિ છે.

संजमणियमतवेण दु धम्मज्झाणेण सुक्कझाणेण ।
जो झायइ अप्पाणं परमसमाही हवे तस्स ॥ १२३ ॥

સંયમ, નિયમ ને તપ થકી, વળી ધર્મ-શુક્લધ્યાનથી,
ધ્યાવે નિજાત્મા જેહ, પરમ સમાધિ તેને જાણવી. ૧૨૩.

અર્થ:—સંયમ, નિયમ ને તપથી તથા ધર્મધ્યાન ને શુક્લધ્યાનથી જે આત્માને ધ્યાવે છે, તેને પરમ સમાધિ છે.

किं काहदि वणवासो कायकिलेसो विचित्तउववासो ।
अज्झयणमोणपहुदी समदारहियस्स समणस्स ॥ १२४ ॥

વનવાસ વા તનક્લેશરૂપ ઉપવાસ વિધવિધ શું કરે?
રે! મૌન વા પઠનાદિ શું કરે સામ્યવિરહિત શ્રમણને? ૧૨૪.

અર્થ:—વનવાસ, કાયક્લેશરૂપ અનેક પ્રકારના ઉપવાસ, અધ્યયન, મૌન વગેરે ( કાર્યો ) સમતારહિત શ્રમણને શું કરે છે (-શો લાભ કરે છે)?

विरदो सव्वसावज्जे तिगुत्तो पिहिदिंदिओ ।
तस्स सामाइगं ठाइ इदि केवलिसासणे ॥ १२५ ॥

સાવદ્યવિરત, ત્રિગુપ્ત છે, ઇંદ્રિયસમૂહ નિરુદ્ધ છે,
સ્થાયી સમાયિક તેહને ભાખ્યું શ્રી કેવળીશાસને. ૧૨૫.

અર્થ:—જે સર્વ સાવદ્યમાં વિરત છે, જે ત્રણ ગુપ્તિવાળો છે અને જેણે ઇંદ્રિયોને બંધ ( નિરુદ્ધ ) કરી છે, તેને સામાયિક સ્થાયી છે એમ કેવળીના શાસનમાં કહ્યું છે.

जो समो सव्वभूदेसु थावरेसु तसेसु वा ।
तस्स सामाइगं ठाइ इदि केवलिसासणे ॥ १२६ ॥

સ્થાવર અને ત્રસ સર્વ ભૂતસમૂહમાં સમભાવ છે,
સ્થાયી સમાયિક તેહને ભાખ્યું શ્રી કેવળીશાસને. ૧૨૬.

અર્થ:—જે સ્થાવર કે ત્રસ સર્વ જીવો પ્રત્યે સમભાવવાળો છે, તેને સામાયિક સ્થાયી છે એમ કેવળીના શાસનમાં કહ્યું છે.

जस्स संणिहिदो अप्पा संजमे णियमे तवे ।
तस्स सामाइगं ठाइ इदि केवलिसासणे ॥ १२७ ॥

સંયમ, નિયમ ને તપ વિષે આત્મા સમીપ છે જેહને,
સ્થાયી સમાયિક તેહને ભાખ્યું શ્રી કેવળીશાસને. ૧૨૭.

અર્થ:—જેને સંયમમાં. નિયમમાં અને તપમાં આત્મા

સમીપ છે, તેને સામાયિક સ્થાયી છે એમ કેવળીના શાસનમાં કહ્યું છે.

जस्स रागो दु दोसो दु विगडिं ण जणेइ दु ।
तस्स सामाइगं ठाइ इदि केवलिसासणे ॥ १२८ ॥

નહિ રાગ અથવા દ્વેષરૂપ વિકાર જન્મે જેહને,
સ્થાયી સમાયિક તેહને ભાખ્યું શ્રી કેવળીશાસને. ૧૨૮.

અર્થ:—જેને રાગ કે દ્વેષ (નહિ ઊપજતો થકો) વિકૃતિ ઉત્પન્ન કરતો નથી, તેને સામાયિક સ્થાયી છે એમ કેવળીના શાસનમાં કહ્યું છે.

जो दु अट्टं च रुद्दं च झाणं वज्जेदि णिच्चसो ।
तस्स सामाइगं ठाइ इदि केवलिसासणे ॥ १२९ ॥

જે નિત્ય વર્જે આર્ત તેમ જ રૌદ્ર બન્ને ધ્યાનને,
સ્થાયી સમાયિક તેહને ભાખ્યું શ્રી કેવળીશાસને. ૧૨૯.

અર્થ:—જે આર્ત અને રૌદ્ર ધ્યાનને નિત્ય વર્જે છે, તેને સામાયિક સ્થાયી છે એમ કેવળીના શાસનમાં કહ્યું છે.

जो दु पुण्णं च पावं च भावं वज्जेदि णिच्चसो ।
तस्स सामाइगं ठाइ इदि केवलिसासणे ॥ १३० ॥

જે નિત્ય વર્જે પુણ્ય તેમ જ પાપ બન્ને ભાવને,
સ્થાયી સમાયિક તેહને ભાખ્યું શ્રી કેવળીશાસને. ૧૩૦.

અર્થ:—જે પુણ્ય તથા પાપરૂપ ભાવને નિત્ય વર્જે છે, તેને સામાયિક સ્થાયી છે એમ કેવળીના શાસનમાં કહ્યું છે.

जो दु हस्सं रइं सोगं अरइं वज्जेदि णिच्चसो ।
तस्स सामाइगं ठाइ इदि केवलिसासणे ॥ १३१ ॥
जो दुगंछा भयं वेदं सव्वं वज्जेदि णिच्चसो ।
तस्स सामाइगं ठाइ इदि केवलिसासणे ॥ १३२ ॥

જે નિત્ય વર્જે હાસ્યને, રતિ અરતિ તેમ જ શોકને,
સ્થાયી સમાયિક તેહને ભાખ્યું શ્રી કેવળીશાસને. ૧૩૧.
જે નિત્ય વર્જે ભય જુગુપ્સા, વર્જતો સૌ વેદને,
સ્થાયી સમાયિક તેહને ભાખ્યું શ્રી કેવળીશાસને. ૧૩૨.

અર્થ:—જે હાસ્ય, રતિ, શોક અને અરતિને નિત્ય વર્જે છે, તેને સામાયિક સ્થાયી છે એમ કેવળીના શાસનમાં કહ્યું છે.

જે જુગુપ્સા, ભય અને સર્વ વેદને નિત્ય વર્જે છે, તેને સામાયિક સ્થાયી છે એમ કેવળીના શાસનમાં કહ્યું છે.

जो दु धम्मं च सुक्कं च झाणं झाएदि णिच्चसो ।
तस्स सामाइगं ठाइ इदि केवलिसासणे ॥ १३३ ॥

જે નિત્ય ધ્યાવે ધર્મ તેમ જ શુક્લ ઉત્તમ ધ્યાનને,
સ્થાયી સમાયિક તેહને ભાખ્યું શ્રી કેવળીશાસને. ૧૩૩.

અર્થ:—જે ધર્મધ્યાન અને શુક્લધ્યાનને નિત્ય ધ્યાવે છે, તેને સામાયિક સ્થાયી છે એમ કેવળીના શાસનમાં કહ્યું છે.



# १०. પરમ-ભક્તિ અધિકાર

सम्मत्तणाणचरणे जो भत्तिं कुणइ सावगो समणो ।
तस्स दु णिव्वुदिभत्ती होदि त्ति जिणेहि पण्णत्तं ॥ १३४ ॥

શ્રાવક શ્રમણ સમ્યક્ત્વ-જ્ઞાન-ચરિત્રની ભક્તિ કરે,
નિર્વાણની છે ભક્તિ તેને એમ જિનદેવો કહે. ૧૩૪.

અર્થ:—જે શ્રાવક અથવા શ્રમણ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની ભક્તિ કરે છે. તેને નિર્વૃતિભક્તિ (નિર્વાણની ભક્તિ) છે એમ જિનોએ કહ્યું છે.

मोक्खंगयपुरिसाणं गुणभेदं जाणिऊण तेसिं पि ।
जो कुणदि परमभत्तिं ववहारणयेण परिकहियं ॥ १३५ ॥

વળી મોક્ષગત પુરુષો તણો ગુણભેદ જાણી તેમની
જે પરમ ભક્તિ કરે, કહી શિવભક્તિ ત્યાં વ્યવહારથી. ૧૩૫.

અર્થ:—જે જીવ મોક્ષગત પુરુષોનો ગુણભેદ જાણીને તેમની પણ પરમ ભક્તિ કરે છે. તે જીવને વ્યવહારનયે નિર્વાણભક્તિ કહી છે.

मोक्खपहे अप्पाणं ठविऊण य कुणदि णिव्वुदी भत्ती ।
तेण दु जीवो पावइ असहायगुणं णियप्पाणं ॥ १३६ ॥

શિવપંથ સ્થાપી આત્મને નિર્વાણની ભક્તિ કરે,
તે કારણે અસહાયગુણ નિજ આત્મને આત્મા વરે. ૧૩૬.

અર્થ:—મોક્ષમાર્ગમાં (પોતાના) આત્માને સમ્યક્ પ્રકારે સ્થાપીને નિર્વૃતિની (નિર્વાણની) ભક્તિ કરે છે, તેથી જીવ *અસહાયગુણવાળા નિજ આત્માને પ્રાપ્ત કરે છે.

रायादीपरिहारे अप्पाणं जो दु जुंजदे साहू ।
सो जोगभत्तिजुत्तो इदरस्स य किह हवे जोगो ॥ १३७ ॥

રાગાદિના પરિહારમાં જે સાધુ જોડે આત્મને,
છે યોગભક્તિ તેહને; કઈ રીત સંભવ અન્યને? ૧૩૭.

અર્થ:—જે સાધુ રાગાદિના પરિહારમાં આત્માને જોડે છે (અર્થાત્ આત્મામાં આત્માને જોડીને રાગ વગેરેનો ત્યાગ કરે છે), તે યોગભક્તિયુક્ત (યોગની ભક્તિવાળો) છે; બીજાને યોગ કઈ રીતે હોય?

सव्ववियप्पाभावे अप्पाणं जो दु जुंजदे साहू ।
सो जोगभत्तिजुत्तो इदरस्स य किह हवे जोगो ॥ १३८ ॥

સઘળા વિકલ્પ અભાવમાં જે સાધુ જોડે આત્મને,
છે યોગભક્તિ તેહને; કઈ રીત સંભવ અન્યને? ૧૩૮.

અર્થ:—જે સાધુ સર્વ વિકલ્પોના અભાવમાં આત્માને જોડે છે (અર્થાત્ આત્મામાં આત્માને જોડીને સર્વ વિકલ્પોનો

* અસહાયગુણવાળો = જેને કોઈની સહાય નથી એવા ગુણવાળો [આત્મા સ્વતઃસિદ્ધ સહજ સ્વતંત્ર ગુણવાળો હોવાથી અસહાયગુણવાળો છે.]

અભાવ કરે છે), તે યોગભક્તિવાળો છે; બીજાને યોગ કઈ રીતે હોય?

विवरीयाभिणिवेसं परिचत्ता जोण्हकहियतच्चेसु ।
जो जुंजदि अप्पाणं णियभावो सो हवे जोगो ॥ १३९ ॥

વિપરીત આગ્રહ છોડીને, જૈનાભિહિત તત્ત્વો વિષે
જે જીવ જોડે આત્મને, નિજ ભાવ તેનો યોગ છે. ૧૩૯.

અર્થઃ—વિપરીત અભિનિવેશનો પરિત્યાગ કરીને જે જૈનકથિત તત્ત્વોમાં આત્માને જોડે છે, તેનો નિજ ભાવ તે યોગ છે.

उसहादिजिणवरिंदा एवं काऊण जोगवरभत्तिं ।
णिव्वुदिसुहमावण्णा तम्हा धरु जोगवरभत्तिं ॥ १४० ॥

વૃષભાદિ જિનવર એ રીતે કરી શ્રેષ્ઠ ભક્તિ યોગની,
શિવસૌખ્ય પામ્યા; તેથી કર તું ભક્તિ ઉત્તમ યોગની. ૧૪૦.

અર્થઃ—વૃષભાદિ જિનવરેંદ્રો એ રીતે યોગની ઉત્તમ ભક્તિ કરીને નિર્વૃતિસુખને પામ્યા; તેથી યોગની ઉત્તમ ભક્તિને તું ધારણ કર.



## ૧૧. નિશ્ચય-પરમાવશ્યક અધિકાર

जो ण हवदि अण्णवसो तस्स दु कम्मं भणंति आवासं ।
कम्मविणासणजोगो णिव्वुदिमग्गो त्ति णिज्जुत्तो ॥ १४१ ॥

નથી અન્યવશ જે જીવ, આવશ્યક કરમ છે તેહને;
આ કર્મનાશનયોગને નિર્વાણમાર્ગ કહેલ છે. ૧૪૧.

અર્થઃ—જે અન્યવશ નથી (અર્થાત્ જે જીવ અન્યને વશ નથી) તેને આવશ્યક કર્મ કહે છે (અર્થાત્ તે જીવને આવશ્યક કર્મ છે એમ પરમ યોગીશ્વરો કહે છે). કર્મનો વિનાશ કરનારો યોગ (-એવું જે આ આવશ્યક કર્મ) તે નિર્વાણનો માર્ગ છે એમ કહ્યું છે.

ण वसो अवसो अवसस्स कम्म वावस्सयं ति बोद्धव्वं ।
जुत्ति त्ति उवाअं ति य णिरवयवो होदि णिज्जुत्ती ॥ १४२ ॥

વશ જે નહી તે 'અવશ', 'આવશ્યક' અવશનું કર્મ છે;
તે યુક્તિ અગર ઉપાય છે, અશરીર તેથી થાય છે. ૧૪૨.

અર્થઃ—જે (અન્યને) વશ નથી તે 'અવશ' છે અને અવશનું કર્મ તે 'આવશ્યક' છે એમ જાણવું; તે (અશરીર થવાની) યુક્તિ છે, તે (અશરીર થવાનો) ઉપાય છે, તેનાથી જીવ નિરવયવ (અર્થાત્ અશરીર) થાય છે. આમ નિરુક્તિ છે.

वट्टदि जो सो समणो अण्णवसो होदि असुहभावेण ।
तम्हा तस्स दु कम्मं आवस्सयलक्खणं ण हवे ॥ १४३ ॥

વર્તે અશુભ પરિણામમાં, તે શ્રમણ છે વશ અન્યને;
તે કારણે આવશ્યકાત્મક કર્મ છે નહિ તેહને. ૧૪૩.

**અર્થઃ—**જે અશુભ ભાવ સહિત વર્તે છે, તે શ્રમણ અન્યવશ છે; તેથી તેને આવશ્યકસ્વરૂપ કર્મ નથી.

जो चरदि संजदो खलु सुहभावे सो हवेइ अण्णवसो ।
तम्हा तस्स दु कम्मं आवासयलक्खणं ण हवे ॥ १४४ ॥

સંયત રહી શુભમાં ચરે, તે શ્રમણ છે વશ અન્યને;
તે કારણે આવશ્યકાત્મક કર્મ છે નહિ તેહને. ૧૪૪.

**અર્થઃ—**જે (જીવ) સંયત રહેતો થકો ખરેખર શુભ ભાવમાં ચરે—પ્રવર્તે છે, તે અન્યવશ છે; તેથી તેને આવશ્યક-સ્વરૂપ કર્મ નથી.

दव्वगुणपज्जयाणं चित्तं जो कुणइ सो वि अण्णवसो ।
मोहंधयारववगयसमणा कहयंति एरिसयं ॥ १४५ ॥

જે ચિત્ત જોડે દ્રવ્ય-ગુણ-પર્યાયની ચિંતા વિષે,
તેનેય મોહવિહીન શ્રમણો અન્યવશ ભાખે અરે! ૧૪૫.

**અર્થઃ—**જે દ્રવ્ય-ગુણ-પર્યાયોમાં (અર્થાત્ તેમના વિકલ્પોમાં) મન જોડે છે, તે પણ અન્યવશ છે; મોહાન્ધકાર રહિત શ્રમણો આમ કહે છે.

परिचत्ता परभावं अप्पाणं झादि णिम्मलसहावं ।
अप्पवसो सो होदि हु तस्स दु कम्मं भणंति आवासं ॥ १४६ ॥

પરભાવ છોડી, આત્મને ધ્યાવે વિશુદ્ધસ્વભાવને,
છે આત્મવશ તે સાધુ, આવશ્યક કરમ છે તેહને. ૧૪૬.

અર્થઃ—જે પરભાવને પરિત્યાગીને નિર્મળ સ્વભાવવાળા આત્માને ધ્યાવે છે, તે ખરેખર આત્મવશ છે અને તેને આવશ્યક કર્મ (જિનો) કહે છે.

आवासं जइ इच्छसि अप्पसहावेसु कुणदि थिरभावं ।
तेण दु सामण्णगुणं संपुण्णं होदि जीवस्स ॥ १४७ ॥

આવશ્યકાર્થે તું નિજાત્મસ્વભાવમાં સ્થિરતા કરે;
તેનાથી સામાયિક તણો ગુણ પૂર્ણ થાયે જીવને. ૧૪૭.

અર્થ:—જો તું આવશ્યકને ઇચ્છે છે તો તું આત્મસ્વભાવોમાં સ્થિરભાવ કરે છે; તેનાથી જીવને સામાયિકગુણ સંપૂર્ણ થાય છે.

आवासएण हीणो पब्भट्ठो होदि चरणदो समणो ।
पुव्वुत्तकमेण पुणो तम्हा आवासयं कुज्जा ॥ १४८ ॥

આવશ્યકે વિરહિત શ્રમણ ચારિત્રથી પ્રભ્રષ્ટ છે;
તેથી યથોક્ત પ્રકાર આવશ્યક કરમ કર્તવ્ય છે. ૧૪૮.

અર્થ:—આવશ્યક રહિત શ્રમણ ચરણથી પ્રભ્રષ્ટ (અતિ ભ્રષ્ટ) છે; અને તેથી પૂર્વોક્ત ક્રમથી (પૂર્વે કહેલી વિધિથી) આવશ્યક કરવું,

आवासएण जुत्तो समणो सो होदि अंतरंगप्पा ।
आवासयपरिहीणो समणो सो होदि बहिरप्पा ॥ १४९ ॥

આવશ્યકે સંયુક્ત યોગી અંતરાત્મા જાણવો;
આવશ્યકે વિરહિત શ્રમણ બહિરંગ આત્મા જાણવો. ૧૪૯.

અર્થ:—આવશ્યક સહિત શ્રમણ તે અંતરાત્મા છે; આવશ્યક રહિત શ્રમણ તે બહિરાત્મા છે.

अंतरबाहिरजप्पे जो वट्टइ सो हवेइ बहिरप्पा ।
जप्पेसु जो ण वट्टइ सो उच्चइ अंतरंगप्पा ॥ १५० ॥

જે બાહ્ય-અંતર જલ્પમાં વર્તે, અરે ! બહિરાત્મ છે;
જલ્પો વિષે વર્તે નહીં, તે અંતરાત્મા જીવ છે. ૧૫૦.

અર્થ:—જે અંતર્બાહ્ય જલ્પમાં વર્તે છે, તે બહિરાત્મા છે; જે જલ્પોમાં વર્તતો નથી, તે અંતરાત્મા કહેવાય છે.

जो धम्मसुक्कझाणम्हि परिणदो सो वि अंतरंगप्पा ।
झाणविहीणो समणो बहिरप्पा इदि विजाणीहि ॥ १५१ ॥

વળી ધર્મશુક્લધ્યાનપરિણત અંતરાત્મા જાણજે;
ને ધ્યાનવિરહિત શ્રમણને બહિરંગ આત્મા જાણજે. ૧૫૧.

અર્થ:—જે ધર્મધ્યાન અને શુક્લધ્યાનમાં પરિણત છે તે પણ અંતરાત્મા છે; ધ્યાનવિહીન શ્રમણ બહિરાત્મા છે એમ જાણ.

पडिकमणपहुदिकिरियं कुव्वंतो णिच्छयस्स चारित्तं ।
तेण दु विरागचरिए समणो अब्भुट्ठिदो होदि ॥ १५२ ॥

પ્રતિક્રમણ આદિ ક્રિયા—ચરણ નિશ્ચય તણું—કરતો રહે,
તેથી શ્રમણ તે વીતરાગ ચરિત્રમાં આરૂઢ છે. ૧૫૨.

અર્થ:—પ્રતિક્રમણાદિ ક્રિયાને—નિશ્ચયના ચારિત્રને—(નિરંતર) કરતો રહે છે તેથી તે શ્રમણ વીતરાગ ચારિત્રમાં આરૂઢ છે.

वयणमयं पडिकमणं वयणमयं पच्चखाण णियमं च ।
आलोयण वयणमयं तं सव्वं जाण सज्झायं ॥ १५३ ॥

રે! વચનમય પ્રતિક્રમણ, નિયમો, વચનમય પચખાણ જે,
જે વચનમય આલોચના, સઘળુંય તે સ્વાધ્યાય છે. ૧૫૩.

અર્થ:—વચનમય પ્રતિક્રમણ, વચનમય પ્રત્યાખ્યાન, (વચનમય) નિયમ અને વચનમય આલોચના—એ બધું (પ્રશસ્ત અધ્યવસાયરૂપ) સ્વાધ્યાય જાણ.

जदि सक्कदि कादुं जे पडिकमणादिं करेज्ज झाणमयं ।
सत्तिविहीणो जा जइ सद्दहणं चेव कायव्वं ॥ १५४ ॥

કરી જો શકે, પ્રતિક્રમણ આદિ ધ્યાનમય કરજે અહો!
કર્તવ્ય છે શ્રદ્ધા જ, શક્તિવિહીન જો તું હોય તો. ૧૫૪.

અર્થ:—જો કરી શકાય તો અહો! ધ્યાનમય પ્રતિક્રમણાદિ કર; જો તું શક્તિવિહીન હોય તો ત્યાં સુધી શ્રદ્ધાન જ કર્તવ્ય છે.

जिणकहियपरमसुत्ते पडिकमणादिय परीक्खऊण फुडं ।
मोणव्वएण जोई णियकज्जं साहए णिच्चं ॥ १५५ ॥

પ્રતિક્રમણ-આદિ સ્પષ્ટ પરખી જિન-પરમસૂત્રો વિષે,
મુનિએ નિરંતર મૌનવ્રત સહ સાધવું નિજ કાર્યને. ૧૫૫.

અર્થ:—જિનકથિત પરમ સૂત્રને વિષે પ્રતિક્રમણાદિકની સ્પષ્ટ પરીક્ષા કરીને મૌનવ્રત સહિત યોગીએ નિજ કાર્યને નિત્ય સાધવું.

णाणाजीवा णाणाकम्मं णाणाविहं हवे लद्धी ।
तम्हा वयणविवादं सगपरसमएहिं वज्जिज्जो ॥ १५६ ॥

છે જીવ વિધવિધ, કર્મ વિધવિધ. લબ્ધિ છે વિધવિધ અરે!
તે કારણે નિજપરસમય સહ વાદ પરિહર્તવ્ય છે. ૧૫૬.

અર્થ:—નાના પ્રકારના જીવો છે, નાના પ્રકારનું કર્મ છે, નાના પ્રકારની લબ્ધિ છે; તેથી સ્વસમયો અને પરસમયો સાથે (સ્વધર્મીઓ અને પરધર્મીઓ સાથે) વચનવિવાદ વર્જવાયોગ્ય છે.

लद्धूणं णिहि एक्को तस्स फलं अणुहवेइ सुजणत्ते ।
तह णाणी णाणणिहिं भुंजेइ चइत्तु परतत्तिं ॥ १५७ ॥

નિધિ પામીને જન કોઈ નિજ વતને રહી ફળ ભોગવે,
ત્યમ જ્ઞાની પરજનસંગ છોડી જ્ઞાનનિધિને ભોગવે. ૧૫૭.

અર્થ:—જેમ કોઈ એક (દરિદ્ર માણસ) નિધિને પામીને પોતાના વતનમાં (ગુપ્તપણે) રહી તેના ફળને ભોગવે છે, તેમ જ્ઞાની પર જનોના સમૂહને છોડીને જ્ઞાનનિધિને ભોગવે છે.

## * ૧૨. શુદ્ધોપયોગ અધિકાર *

जाणदि पस्सदि सव्वं ववहारणएण केवली भगवं ।
केवलणाणी जाणदि पस्सदि णियमेण अप्पाणं ॥ १५९ ॥

જાણે અને દેખે બધું પ્રભુ કેવળી વ્યવહારથી;
જાણે અને દેખે સ્વને પ્રભુ કેવળી નિશ્ચય થકી. ૧૫૯.

અર્થ:—વ્યવહારનયથી કેવળી ભગવાન બધું જાણે છે અને દેખે છે; નિશ્ચયથી કેવળજ્ઞાની આત્માને (પોતાને) જાણે છે અને દેખે છે.

जुगवं वट्टइ णाणं केवलणाणिस्स दंसणं च तहा ।
दिणयरपयासतावं जह वट्टइ तह मुणेयव्वं ॥ १६० ॥

જે રીત તાપ-પ્રકાશ વર્તે યુગપદે આદિત્યને,
તે રીત દર્શન-જ્ઞાન યુગપદ હોય કેવળજ્ઞાનીને. ૧૬૦.

અર્થ:—કેવળજ્ઞાનીને જ્ઞાન તેમ જ દર્શન યુગપદ્ વર્તે છે. સૂર્યના પ્રકાશ અને તાપ જેવી રીતે (યુગપદ્) વર્તે છે તેવી રીતે જાણવું.

णाणं परप्पयासं दिट्ठी अप्पप्पयासया चेव ।
अप्पा सपरपयासो होदि त्ति हि मण्णसे जदि हि ॥ १६१ ॥

દર્શન પ્રકાશક આત્મનું, પરનું પ્રકાશક જ્ઞાન છે,
નિજપરપ્રકાશક જીવ.—એ તુજ માન્યતા અયથાર્થ છે. ૧૬૧.

અર્થ:—જ્ઞાન પરપ્રકાશક જ છે અને દર્શન સ્વપ્રકાશક જ છે તથા આત્મા સ્વપરપ્રકાશક છે એમ જો ખરેખર તું માનતો હોય તો તેમાં વિરોધ આવે છે.

णाणं परप्पयासं तइया णाणेण दंसणं भिण्णं ।
ण हवदि परदव्वगयं दंसणमिदि वण्णिदं तम्हा ॥ १६२ ॥

પરને જ જાણે જ્ઞાન તો દગ જ્ઞાનથી ભિન્ન જ ઠરે,
દર્શન નથી પરદ્રવ્યગત—એ માન્યતા તુજ હોઈને. ૧૬૨.

અર્થ:—જો જ્ઞાન (કેવળ) પરપ્રકાશક હોય તો જ્ઞાનથી દર્શન ભિન્ન ઠરે, કારણ કે દર્શન પરદ્રવ્યગત (પરપ્રકાશક) નથી એમ (પૂર્વ સૂત્રમાં તારું મન્તવ્ય) વર્ણવવામાં આવ્યું છે.

अप्पा परप्पयासो तइया अप्पेण दंसणं भिण्णं ।
ण हवदि परदव्वगयं दंसणमिदि वण्णिदं तम्हा ॥ १६३ ॥

પરને જ જાણે જીવ તો દગ જીવથી ભિન્ન જ ઠરે,
દર્શન નથી પરદ્રવ્યગત—એ માન્યતા તુજ હોઈને. ૧૬૩.

અર્થ:—જો આત્મા (કેવળ) પરપ્રકાશક હોય તો આત્માથી દર્શન ભિન્ન ઠરે, કારણ કે દર્શન પરદ્રવ્યગત (પર-પ્રકાશક) નથી એમ (પૂર્વે તારું મન્તવ્ય) વર્ણવવામાં આવ્યું છે.

णाणं परप्पयासं ववहारणयेण दंसणं तम्हा ।
अप्पा परप्पयासो ववहारणयेण दंसणं तम्हा ॥ १६४ ॥

વ્યવહારથી છે પરપ્રકાશક જ્ઞાન, તેથી દૃષ્ટિ છે;
વ્યવહારથી છે પરપ્રકાશક જીવ, તેથી દૃષ્ટિ છે. ૧૬૪.

અર્થ:—વ્યવહારનયથી જ્ઞાન પરપ્રકાશક છે; તેથી દર્શન પરપ્રકાશક છે. વ્યવહારનયથી આત્મા પરપ્રકાશક છે; તેથી દર્શન પરપ્રકાશક છે.

णाणं अप्पपयासं णिच्छयणयएण दंसणं तम्हा ।
अप्पा अप्पपयासो णिच्छयणयएण दंसणं तम्हा ॥ १६५ ॥

નિશ્ચયનયે છે નિજપ્રકાશક જ્ઞાન, તેથી દૃષ્ટિ છે;
નિશ્ચયનયે છે નિજપ્રકાશક જીવ, તેથી દૃષ્ટિ છે. ૧૬૫.

અર્થ:—નિશ્ચયનયથી જ્ઞાન સ્વપ્રકાશક છે; તેથી દર્શન સ્વપ્રકાશક છે. નિશ્ચયનયથી આત્મા સ્વપ્રકાશક છે; તેથી દર્શન સ્વપ્રકાશક છે.

अप्पसरूवं पेच्छदि लोयालोयं ण केवली भगवं ।
जइ कोइ भणइ एवं तस्स य किं दूसणं होइ ॥ १६६ ॥

પ્રભુ કેવળી દેખે નિજાત્માને, ન લોકાલોકને,
—જો કોઈ ભાખે એમ તો તેમાં કહો શો દોષ છે? ૧૬૬.

અર્થ:—(નિશ્ચયથી) કેવળી ભગવાન આત્મસ્વરૂપને દેખે છે, લોકાલોકને નહિ—એમ જો કોઈ કહે તો તેને શો દોષ છે? (અર્થાત્ કાંઈ દોષ નથી.)

मुत्तममुत्तं दव्वं चेयणमियरं सगं च सव्वं च ।
पेच्छंतस्स दु णाणं पच्चक्खमणिंदियं होइ ॥ १६७ ॥

મૂર્તિક-અમૂર્તિક ચેતનાચેતન સ્વપર સૌ દ્રવ્યને
જે દેખતો તેને અતીંદ્રિય જ્ઞાન છે, પ્રત્યક્ષ છે. ૧૬૭.

અર્થ:—મૂર્ત-અમૂર્ત ચેતન-અચેતન દ્રવ્યોને—સ્વને તેમ જ સમસ્તને—દેખનારનું (જાણનારનું) જ્ઞાન અતીંદ્રિય છે, પ્રત્યક્ષ છે.

पुव्वुत्तसयलदव्वं णाणागुणपज्जएण संजुत्तं ।
जो ण य पेच्छइ सम्मं परोक्खदिट्ठी हवे तस्स ॥ १६८ ॥

વિધવિધ ગુણો ને પર્યયો સંયુક્ત દ્રવ્ય સમસ્તને
દેખે ન જે સમ્યક્ પ્રકાર, પરોક્ષ દૃષ્ટિ તેહને. ૧૬૮.

અર્થ:—વિધવિધ ગુણો અને પર્યાયોથી સંયુક્ત પૂર્વોક્ત સમસ્ત દ્રવ્યોને જે સમ્યક્ પ્રકારે (બરાબર) દેખતો નથી, તેને પરોક્ષ દર્શન છે.

लोयालोयं जाणइ अप्पाणं णेव केवली भगवं ।
जइ कोइ भणइ एवं तस्स य किं दूसणं होइ ॥ १६९ ॥

પ્રભુ કેવળી જાણે ત્રિલોક-અલોકને, નહિ આત્મને,
—જો કોઈ ભાખે એમ તો તેમાં કહો શો દોષ છે? ૧૬૯.

અર્થ:—(વ્યવહારથી) કેવળી ભગવાન લોકાલોકને જાણે છે, આત્માને નહિ—એમ જો કોઈ કહે તો તેને શો દોષ છે? (અર્થાત્ કાંઈ દોષ નથી.)

णाणं जीवसरूवं तम्हा जाणेइ अप्पगं अप्पा ।
अप्पाणं ण वि जाणदि अप्पादो होदि विदिरित्तं ॥ १७० ॥

છે જ્ઞાન જીવસ્વરૂપ, તેથી જીવ જાણે જીવને;
જીવને ન જાણે જ્ઞાન તો એ જીવથી જુદું ઠરે! ૧૭૦.

અર્થ:—જ્ઞાન જીવનું સ્વરૂપ છે, તેથી આત્મા આત્માને જાણે છે; જો જ્ઞાન આત્માને ન જાણે તો આત્માથી વ્યતિરિક્ત (જુદું) ઠરે!

अप्पाणं विणु णाणं णाणं विणु अप्पगो ण संदेहो ।
तम्हा सपरपयासं णाणं तह दंसणं होदि ॥ १७१ ॥

રે! જીવ છે તે જ્ઞાન છે, ને જ્ઞાન છે તે જીવ છે;
તે કારણે નિજપરપ્રકાશક જ્ઞાન તેમ જ દૃષ્ટિ છે. ૧૭૧.

અર્થ:—આત્માને જ્ઞાન જાણ, અને જ્ઞાન આત્મા છે એમ જાણ;—આમાં સંદેહ નથી. તેથી જ્ઞાન તેમ જ દર્શન સ્વપરપ્રકાશક છે.

जाणंतो पस्संतो ईहापुव्वं ण होइ केवलिणो ।
केवलिणाणी तम्हा तेण दु सोऽवंधगो भणिदो ॥ १७२ ॥

જાણે અને દેખે છતાં ઇચ્છા ન કેવળીજિનને;
ને તેથી 'કેવળજ્ઞાની' તેમ 'અબંધ' ભાખ્યા તેમને. ૧૭૨.

અર્થ:—જાણતા અને દેખતા હોવા છતાં, કેવળીને

ઇચ્છાપૂર્વક (વર્તન) હોતું નથી; તેથી તેમને 'કેવળજ્ઞાની' કહ્યા છે; વળી તેથી અબંધક કહ્યા છે.

परिणामपुव्ववयणं जीवस्स य वंधकारणं होइ ।
परिणामरहियवयणं तम्हा णाणिस्स ण हि वंधो ॥ १७३ ॥

ईहापुव्वं वयणं जीवस्स य वंधकारणं होइ ।
ईहारहियं वयणं तम्हा णाणिस्स ण हि वंधो ॥ १७४ ॥

પરિણામપૂર્વક વચન જીવને બંધકારણ થાય છે;
પરિણામ વિરહિત વચન તેથી બંધ થાય ન જ્ઞાનીને. ૧૭૩.

અભિલાષપૂર્વક વચન જીવને બંધકારણ થાય છે;
અભિલાષ વિરહિત વચન તેથી બંધ થાય ન જ્ઞાનીને. ૧૭૪.

અર્થ:—પરિણામપૂર્વક (મનપરિણામપૂર્વક) વચન જીવને બંધનું કારણ છે; (જ્ઞાનીને) પરિણામરહિત વચન હોય છે તેથી જ્ઞાનીને (કેવળજ્ઞાનીને) ખરેખર બંધ નથી.

ઇચ્છાપૂર્વક વચન જીવને બંધનું કારણ છે; (જ્ઞાનીને) ઇચ્છારહિત વચન હોય છે તેથી જ્ઞાનીને (કેવળજ્ઞાનીને) ખરેખર બંધ નથી.

ठाणणिसेज्जविहारा ईहापुव्वं ण होइ केवलिणो ।
तम्हा ण होइ वंधो साक्खट्ठं मोहणीयस्स ॥ १७५ ॥

અભિલાષપૂર્વ વિહાર, આસન, સ્થાન નહિ જિનદેવને,
તેથી નથી ત્યાં બંધ; બંધન મોહવશ સાક્ષાર્થને. ૧૭૫.

અર્થઃ—કેવળીને ઊભા રહેવું, બેસવું અને વિહાર ઇચ્છાપૂર્વક હોતાં નથી, તેથી તેમને બંધ નથી; મોહનીયવશ જીવને ઇંદ્રિયવિષયસહિતપણે બંધ થાય છે.

आउस्स खयेण पुणो णिण्णासो होइ सेसपयडीणं ।
पच्छा पावइ सिग्घं लोयग्गं समयमेत्तेण ॥ १७६ ॥

આયુક્ષયે ત્યાં શેષ સર્વે કર્મનો ક્ષય થાય છે;
પછી સમયમાત્રે શીઘ્ર તે લોકાગ્ર પહોંચી જાય છે. ૧૭૬.

અર્થઃ—વળી (કેવળીને) આયુના ક્ષયથી શેષ પ્રકૃતિઓનો સંપૂર્ણ નાશ થાય છે; પછી તે શીઘ્ર સમયમાત્રમાં લોકાગ્રે પહોંચે છે.

जाइजरमरणरहियं परमं कम्मट्ठवज्जियं सुद्धं ।
णाणाइचउसहावं अक्खयमविणासमच्छेयं ॥ १७७ ॥

કર્માષ્ટવર્જિત, પરમ, જન્મજરામરણહીન, શુદ્ધ છે,
જ્ઞાનાદિ ચાર સ્વભાવ છે. અક્ષય, અનાશ, અછેદ્ય છે. ૧૭૭.

અર્થઃ—(પરમાત્મતત્ત્વ) જન્મ-જરા-મરણ રહિત, પરમ, આઠ કર્મ વિનાનું, શુદ્ધ, જ્ઞાનાદિક ચાર સ્વભાવવાળું, અક્ષય, અવિનાશી અને અચ્છેદ્ય છે.

अव्वाबाहमणिंदियमणोवमं पुण्णपावणिम्मुक्कं ।
पुणरागमणविरहियं णिच्चं अचलं अणालंबं ॥ १७८ ॥

અનુપમ, અતીંદ્રિય, પુણ્યપાપવિમુક્ત, અવ્યાબાધ છે,
પુનરાગમન વિરહિત, નિરાલંબન, સુનિશ્ચળ, નિત્ય છે. ૧૭૮.

અર્થ:—(પરમાત્મતત્ત્વ) અવ્યાબાધ, અતીંદ્રિય, અનુપમ, પુણ્યપાપ વિનાનું, પુનરાગમન રહિત, નિત્ય, અચળ અને નિરાલંબ છે.

णवि दुक्खं णवि सुक्खं णवि पीडा णेव विज्जदे बाहा ।
णवि मरणं णवि जणणं तत्थेव य होइ णिव्वाणं ॥ १७९ ॥

જ્યાં દુઃખ નહિ, સુખ જ્યાં નહી, પીડા નહીં, બાધા નહીં,
જ્યાં મરણ નહિ, જ્યાં જન્મ છે નહિ, ત્યાં જ મુક્તિ જાણવી.

અર્થ:—જ્યાં દુઃખ નથી, સુખ નથી, પીડા નથી, બાધા નથી, મરણ નથી, જન્મ નથી, ત્યાં જ નિર્વાણ છે (અર્થાત્ દુઃખાદિરહિત પરમતત્ત્વમાં જ નિર્વાણ છે).

णवि इंदिय उवसग्गा णवि मोहो विम्हिओ ण णिद्दा य ।
ण य तिण्हा णेव छुहा तत्थेव य होइ णिव्वाणं ॥ १८० ॥

નહિ ઇંદ્રિયો, ઉપસર્ગ નહિ, નહિ મોહ, વિસ્મય જ્યાં નહી,
નિદ્રા નહી, ન ક્ષુધા, તૃષા નહિ, ત્યાં જ મુક્તિ જાણવી.

અર્થ:—જ્યાં ઇંદ્રિયો નથી, ઉપસર્ગો નથી, મોહ નથી, વિસ્મય નથી, નિદ્રા નથી, તૃષા નથી, ક્ષુધા નથી, ત્યાં જ નિર્વાણ છે (અર્થાત્ ઇંદ્રિયાદિરહિત પરમતત્ત્વમાં જ નિર્વાણ છે).

णवि कम्मं णोकम्मं णवि चिंता णेव अट्टरुद्दाणि ।
णवि धम्मसुक्कझाणे तत्थेव य होइ णिव्वाणं ॥ १८१ ॥

જ્યાં કર્મ નહિ, નોકર્મ, ચિંતા, આર્તરૌદ્રોભય નહીં,
જ્યાં ધર્મશુક્લધ્યાન છે નહિ ત્યાં જ મુક્તિ જાણવી. ૧૮૧.

અર્થઃ—જ્યાં કર્મ ને નોકર્મ નથી, ચિંતા નથી, આર્ત ને રૌદ્ર ધ્યાન નથી, ધર્મ ને શુક્લ ધ્યાન નથી, ત્યાં જ નિર્વાણ છે (અર્થાત્ કર્માદિરહિત પરમતત્ત્વમાં જ નિર્વાણ છે).

विज्जदि केवलणाणं केवलसोक्खं च केवलं विरियं ।
केवलदिट्ठि अमुत्तं अत्थित्तं सप्पदेसत्तं ॥ १८२ ॥

દૃગ-જ્ઞાન કેવળ, સૌખ્ય કેવળ, વીર્ય કેવળ હોય છે,
અસ્તિત્વ, મૂર્તિવિહીનતા, સપ્રદેશમયતા હોય છે. ૧૮૨.

અર્થઃ—(સિદ્ધભગવાનને) કેવળજ્ઞાન, કેવળદર્શન, કેવળસુખ, કેવળવીર્ય, અમૂર્તત્વ, અસ્તિત્વ અને સપ્રદેશત્વ હોય છે.

णिव्वाणमेव सिद्धा सिद्धा णिव्वाणमिदि समुद्दिट्ठा ।
कम्मविमुक्को अप्पा गच्छइ लोयग्गपज्जंतं ॥ १८३ ॥

નિર્વાણ છે તે સિદ્ધ છે ને સિદ્ધ તે નિર્વાણ છે;
સૌ કર્મથી પ્રવિમુક્ત આત્મા લોક-અગ્રે જાય છે. ૧૮૩

અર્થઃ—નિર્વાણ તે જ સિદ્ધો છે અને સિદ્ધો તે નિર્વાણ

છે એમ (શાસ્ત્રમાં) કહ્યું છે. કર્મથી વિમુક્ત આત્મા લોકાગ્ર પર્યંત જાય છે.

जीवाण पुग्गलाणं गमणं जाणेहि जाव धम्मत्थी ।
धम्मत्थिकायभावे तत्तो परदो ण गच्छंति ।। १८४ ।।

ધર્માસ્તિ જ્યાં લગી, ત્યાં લગી જીવ-પુદ્ગલોનું ગમન છે;
ધર્માસ્તિકાય-અભાવમાં આગળ ગમન નહિ થાય છે. ૧૮૪.

અર્થ:—જ્યાં સુધી ધર્માસ્તિકાય છે ત્યાં સુધી જીવોનું અને પુદ્ગલોનું ગમન જાણ; ધર્માસ્તિકાયના અભાવે તેથી આગળ તેઓ જતાં નથી.

णियमं णियमस्स फलं णिद्दिट्ठं पवयणस्स भत्तीए ।
पुव्वावरविरोधो जदि अवणीय पूरयंतु समयण्हा ।। १८५ ।।

પ્રવચન-સુભક્તિ થકી કહ્યાં મેં નિયમ ને તત્ફળ અહો !
યદિ પૂર્વ-અપર વિરોધ હો, સમયજ્ઞ તેહ સુધારજો. ૧૮૫.

અર્થ:—નિયમ અને નિયમનું ફળ પ્રવચનની ભક્તિથી દર્શાવવામાં આવ્યાં. જો (તેમાં કાંઈ) પૂર્વાપર (આગળપાછળ) વિરોધ હોય તો સમયજ્ઞો (આગમના જ્ઞાતાઓ) તેને દૂર કરી પૂર્તિ કરજો.

ईसाभावेण पुणो केई णिंदंति सुंदरं मग्गं ।
तेसिं वयणं सोच्चाऽभत्तिं मा कुणह जिणमग्गे ।। १८६ ।।

પણ કોઈ સુંદર માર્ગની નિંદા કરે ઈર્ષા વડે,
તેનાં સૂણી વચનો કરો ન અભક્તિ જિનમારગ વિષે. ૧૮૬.

અર્થ·—પરંતુ ઈર્ષાભાવથી કોઈ લોકો સુંદર માર્ગને નિંદે છે તેમનાં વચન સાંભળીને જિનમાર્ગ પ્રત્યે અભક્તિ ન કરજો.

णियभावणाणिमित्तं मए कदं णियमसारणामसुदं ।
णच्चा जिणोवदेसं पुव्वावरदोसणिम्मुक्कं ॥ १८७ ॥

નિજભાવના અર્થે રચ્યું મેં નિયમસાર-સુશાસ્ત્રને,
સૌ દોષ પૂર્વાપર રહિત ઉપદેશ જિનનો જાણીને. ૧૮૭.

અર્થ:—પૂર્વાપર દોષ રહિત જિનોપદેશને જાણીને મેં નિજભાવનાનિમિત્તે નિયમસાર નામનું શાસ્ત્ર કર્યું છે.





नमः सिद्धेभ्यः ।

श्रीमद्‌भगवत्‌कुंदकुंदाचार्यदेवप्रणीत

શ્રી

# અષ્ટપ્રાભૃત



## ૧. દર્શનપ્રાભૃત

काऊण णमुक्कारं जिणवरवसहस्स वड्ढमाणस्स ।
दंसणमग्गं वोच्छामि जहाकम्मं समासेण ॥ १ ॥

( હરિગીત )

પ્રારંભમાં કરીને નમન ¹જિનવરવૃષભ મહાવીરને,
સંક્ષેપથી હું યથાક્રમે ભાખીશ દર્શનમાર્ગને. ૧.

૧. જિનવરવૃષભ = તીર્થંકર.

दंसणमूलो धम्मो उवइट्ठो जिणवरेहिं सिस्साणं ।
तं सोऊण सकण्णे दंसणहीणो ण वंदिव्वो ॥ २ ॥

રે! ધર્મ [1]દર્શનમૂલ ઉપદેશ્યો જિનોએ શિષ્યને;
તે ધર્મ નિજ કર્ણે સુણી દર્શનરહિત નહિ વંદ્ય છે. ૨.

૧ દર્શનમૂલ = સમ્યગ્દર્શન જેનું મૂળ છે એવો

दंसणभट्टा भट्टा दंसणभट्टस्स णत्थि णिव्वाणं ।
सिज्झंति चरियभट्टा दंसणभट्टा ण सिज्झंति ॥ ३ ॥

[1]દૃગ્ભ્રષ્ટ જીવો ભ્રષ્ટ છે, દૃગ્ભ્રષ્ટનો નહિ મોક્ષ છે;
ચારિત્રભ્રષ્ટ મુકાય છે, દૃગ્ભ્રષ્ટ નહિ મુક્તિ લહે. ૩.

૧. દૃગ્ભ્રષ્ટ = સમ્યગ્દર્શનરહિત

सम्मत्तरयणभट्टा जाणंता बहुविहाइं सत्थाइं ।
आराहणाविरहिया भमंति तत्थेव तत्थेव ॥ ४ ॥

સમ્યક્ત્વરત્નવિહીન જાણે શાસ્ત્ર બહુવિધને ભલે,
પણ શૂન્ય છે આરાધનાથી તેથી ત્યાં ને ત્યાં ભમે. ૪.

सम्मत्तविरहिया णं सुट्ठु वि उग्गं तवं चरंता णं ।
ण लहंति बोहिलाहं अवि वाससहस्सकोडीहिं ॥ ५ ॥

સમ્યક્ત્વ વિણ જીવો ભલે તપ ઉગ્ર [1]સુષ્ઠુ આચરે,
પણ લક્ષ કોટિ વર્ષમાંયે બોધિલાભ નહીં લહે. ૫.

૧ સુષ્ઠુ = સારી રીતે

सम्मत्तणाणदंसणबलवीरियवड्ढमाण जे सव्वे ।
कलिकलुसपावरहिया वरणाणी होंति अइरेण ॥ ६ ॥

સમ્યક્ત્વ-દર્શન-જ્ઞાન-બળ-વીર્યે અહો! વર્ધતા રહે
કલિમલરહિત જે જીવ, તે [1]વરજ્ઞાનને અચિરે લહે. ૬.

૧. વરજ્ઞાન = ઉત્કૃષ્ટ જ્ઞાન અર્થાત્ કેવળજ્ઞાન.

सम्मत्तसलिलपवहो णिच्चं हियए पवट्टए जस्स ।
कम्मं वालुयवरणं बंधुच्चिय णासए तस्स ॥ ७ ॥

સમ્યક્ત્વનીરપ્રવાહ જેના હૃદયમાં નિત્યે વહે,
તસ બદ્ધકર્મો [1]વાલુકા-આવરણ સમ ક્ષયને લહે. ૭.

૧. વાલુકા-આવરણ = વેળુનું આવરણ, રેતીની પાળ.

जे दंसणेसु भट्ठा णाणे भट्ठा चरित्तभट्ठा य ।
एदे भट्ठ वि भट्ठा सेसं पि जणं विणासंति ॥ ८ ॥

દૃગભ્રષ્ટ, જ્ઞાને ભ્રષ્ટ ને ચારિત્રમાં છે ભ્રષ્ટ જે,
તે ભ્રષ્ટથી પણ ભ્રષ્ટ છે ને નાશ અન્ય તણો કરે. ૮.

जो को वि धम्मसीलो संजमतवणियमजोगगुणधारी ।
तस्स य दोस कहंता भग्गा भग्गत्तणं दिंति ॥ ९ ॥

જે ધર્મશીલ. સંયમ-નિયમ-તપ-યોગ-ગુણ ધરનાર છે,
તેનાય ભાખી દોષ, ભ્રષ્ટ મનુષ્ય દે ભ્રષ્ટત્વને. ૯.

जह मूलम्मि विणट्ठे दुमस्स परिवार णत्थि परिवड्ढी ।
तह जिणदंसणभट्ठा मूलविणट्ठा ण सिज्झंति ॥ १० ॥

જ્યમ મૂળનાશે વૃક્ષના પરિવારની વૃદ્ધિ નહીં,
જિનદર્શનાત્મક મૂળ હોય વિનષ્ટ તો સિદ્ધિ નહીં. ૧૦.

जह मूलाओ खंधो साहापरिवार बहुगुणो होइ ।
तह जिणदंसण मूलो णिद्दिट्ठो मोक्खमग्गस्स ॥ ११ ॥

જ્યમ મૂળ દ્વારા સ્કંધ ને શાખાદિ બહુગુણ થાય છે,
ત્યમ મોક્ષપથનું મૂળ જિનદર્શન કહ્યું જિનશાસને. ૧૧.

जे दंसणेसु भट्ठा पाए पाडंति दंसणधराणं ।
ते होंति लल्लमूआ बोही पुण दुल्लहा तेसिं ॥ १२ ॥

દૃગ્ભ્રષ્ટ જે નિજ પાય પાડે દૃષ્ટિના ધરનારને,
તે થાય મૂંગા, [1]ખંડભાષી. બોધિ દુર્લભ તેમને. ૧૨.

૧ ખંડભાષી = અસ્પષ્ટ ભાષાવાળા; તૂટક-ભાષાવાળા

जे वि पडंति य तेसिं जाणंता लज्जगारवभयेण ।
तेसिं पि णत्थि बोही पावं अणुमोयमाणाणं ॥ १३ ॥

વળી જાણીને પણ તેમને [1]ગારવ-શરમ-ભયથી નમે,
તેનેય બોધિ-અભાવ છે પાપાનુમોદન હોઈને. ૧૩.

૧ ગારવ = (રસ-ઋદ્ધિ-શાતા સંબંધી) ગર્વ; મસ્તાઈ

दुविहं पि गंथचायं तीसु वि जोएसु संजमो ठादि ।
णाणम्मि करणसुद्धे उब्भसणे दंसणं होदि ॥ १४ ॥

જ્યાં જ્ઞાન ને સંયમ [1]ત્રિયોગે, ઉભયપરિગ્રહત્યાગ છે,
જે [2]શુદ્ધ સ્થિતિભોજન કરે, દર્શન તદાશ્રિત હોય છે. ૧૪.

૧ ત્રિયોગ = (મનવચનકાયના) ત્રણ યોગ

૨. શુદ્ધ સ્થિતિભોજન = ત્રણ કરણથી શુદ્ધ (કૃત-કારિત-અનુમોદન વિનાનું) એવું ઊભાં ઊભા ભોજન.

सम्मत्तादो णाणं णाणादो सव्वभावउवलद्धी ।
उवलद्धपयत्थे पुण सेयासेयं वियाणेदि ॥ १५ ॥

સમ્યક્ત્વથી સુજ્ઞાન, જેથી સર્વ ભાવ જણાય છે,
ને સૌ પદાર્થો જાણતાં અશ્રેય-શ્રેય જણાય છે. ૧૫.

सेयासेयविदण्हू उद्धुददुस्सील सीलवंतो वि ।
सीलफलेणब्भुदयं तत्तो पुण लहइ णिव्वाणं ॥ १६ ॥

અશ્રેય-શ્રેયસુજાણ છોડી કુશીલ ધારે શીલને,
ને શીલફળથી હોય [1]અભ્યુદય, પછી મુક્તિ લહે. ૧૬.

૧. અભ્યુદય = તીર્થંકરત્વાદિની પ્રાપ્તિ.

जिणवयणमोसहमिणं विसयसुहविरेयणं अमिदभूदं ।
जरमरणवाहिहरणं खयकरणं सव्वदुक्खाणं ॥ १७ ॥

જિનવચનરૂપ દવા [1]વિષયસુખરેચિકા, અમૃતમયી,
છે વ્યાધિ-મરણ-જરાદિહરણી, સર્વ દુઃખવિનાશિની. ૧૭.

૧. વિષયસુખરેચિકા = વિષયસુખનું વિરેચન કરનારી

एगं जिणस्स रूवं विदियं उक्किट्ठसावयाणं तु ।
अवरट्ठियाण तइयं चउत्थ पुण लिंगदंसणं णत्थि ॥ १८ ॥

છે એક [1]જિનનું રૂપ, બીજું શ્રાવકોત્તમ-લિંગ છે,
ત્રીજું કહ્યું આર્યાદિનું, ચોથું ન કોઈ કહેલ છે. ૧૮.

૧. જિનનું રૂપ = જિનના રૂપ સમાન મુનિનું યથાજાત રૂપ

छह दव्व णव पयत्था पंचत्थी सत्त तच्च णिद्दिट्ठा ।
सद्दहइ ताण रूवं सो सद्दिट्ठी मुणेयव्वो ॥ १९ ॥

પંચાસ્તિકાય, છ દ્રવ્ય ને નવ અર્થ, તત્ત્વો સાત છે,
શ્રદ્ધે સ્વરૂપો તેમનાં, જાણો સુદૃષ્ટિ તેહને. ૧૯.

जीवादीसद्दहणं सम्मत्तं जिणवरेहिं पण्णत्तं ।
ववहारा णिच्छयदो अप्पा णं हवइ सम्मत्तं ॥ २० ॥

જીવાદિના શ્રદ્ધાનને સમ્યક્ત્વ ભાખ્યું છે જિને
વ્યવહારથી, પણ નિશ્ચયે આત્મા જ નિજ સમ્યક્ત્વ છે. ૨૦.

एवं जिणपण्णत्तं दंसणरयणं धरेह भावेण ।
सारं गुणरयणत्तय सोवाणं पढम मोक्खस्स ॥ २१ ॥

એ જિનકથિત દર્શનરતનને ભાવથી ધારો તમે,
ગુણરત્નત્રયમાં સાર ને જે [1]પ્રથમ શિવસોપાન છે. ૨૧.

૧ પ્રથમ શિવસોપાન = મોક્ષનું પહેલું પગથિયું.

जं सक्कइ तं कीरइ जं च ण सक्केइ तं च सद्दहणं ।
केवलिजिणेहिं भणियं सद्दहमाणस्स सम्मत्तं ॥ २२ ॥

થઈ જે શકે કરવું અને નવ થઈ શકે તે શ્રદ્ધવું;
સમ્યક્ત્વ શ્રદ્ધાવંતને સર્વજ્ઞ જિનદેવે કહ્યું. ૨૨.

दंसणणाणचरित्ते तवविणये णिच्चकालसुपसत्था ।
एदे दु वंदणीया जे गुणवादी गुणधराणं ॥ २३ ॥

દગ, જ્ઞાન ને ચારિત્ર, તપ, વિનયે સદાય [1]સુનિષ્ઠ જે,
તે જીવ વંદનયોગ્ય છે—[2]ગુણધર તણા [3]ગુણવાદી જે. ૨૩.

૧. સુનિષ્ઠ = સુસ્થિત ૨. ગુણધર = ગુણના ધરનારા
૩ ગુણવાદી = ગુણોને પ્રકાશનારા

सहजुप्पण्णं रूवं दट्ठुं जो मण्णए ण मच्छरिओ ।
सो संजमपडिवण्णो मिच्छाइट्ठी हवइ एसो ॥ २४ ॥

જ્યાં રૂપ દેખી [1]સાહજિક, આદર નહીં [2]મત્સર વડે,
સંયમ તણો ધારક ભલે તે હોય પણ કુદૃષ્ટિ છે. ૨૪.

૧ સાહજિક = સ્વાભાવિક, નૈસર્ગિક, યથાજાત
૨ મત્સર = ઈર્ષા, દ્વેષ, ગુમાન

अमराण वंदियाणं रूवं दट्ठूण सीलसहियाणं ।
जे गारवं करेंति य सम्मत्तविवज्जिया होंति ॥ २५ ॥

જે [1]અમરવંદિત શીલયુત મુનિઓ તણું રૂપ જોઈને
મિથ્યાભિમાન કરે અરે! તે જીવ દૃષ્ટિવિહીન છે. ૨૫.

૧ અમરવંદિત = દેવોથી વંદિત

अस्संजदं ण वंदे वत्थविहीणो वि सो ण वंदिज्ज ।
दोण्णि वि होंति समाणा एगो वि ण संजदो होदि ॥ २६ ॥

વંદો ન અણુસંયત, ભલે હો નગ્ન પણ નહિ વંદ્ય તે;
બંને સમાનપણું ધરે, એકે ન સંયમવંત છે. ૨૬.

ण वि देहो वंदिज्जइ ण वि य कुलो ण वि य जाइसंजुत्तो ।
को वंदमि गुणहीणो ण हु सवणो णेव सावओ होइ ॥ २७ ॥

નહિ દેહ વંદ્ય, ન વંદ્ય કુલ, નહિ વંદ્ય જન જાતિ થકી;
ગુણહીન કયમ વંદાય? તે સાધુ નથી, શ્રાવક નથી. ૨૭.

वंदमि तवसावण्णा सीलं च गुणं च बंभचेरं च ।
सिद्धिगमणं च तेसिं सम्मत्तेण सुद्धभावेण ॥ २८ ॥

સમ્યક્ત્વસંયુત શુદ્ધભાવે વંદું છું મુનિરાજને,
તસ બ્રહ્મચર્ય, સુશીલને, ગુણને તથા [1]શિવગમનને. ૨૮.

[1] શિવગમન = મોક્ષપ્રાપ્તિ

चउसट्ठि चमरसहिओ चउतीसहि अइसएहिं संजुत्तो ।
अणवरबहुसत्तहिओ कम्मक्खयकारणणिमित्तो ॥ २९ ॥

ચોસઠ ચમર સંયુક્ત ને ચોત્રીસ અતિશય યુક્ત જે,
બહુજીવહિતકર સતત, કર્મવિનાશકારણ-હેતુ છે. ૨૯.

णाणेण दंसणेण य तवेण चरियेण संजमगुणेण ।
चउहिं पि समाजोगे मोक्खो जिणसासणे दिट्ठो ॥ ३० ॥

સંયમ થકી, વા જ્ઞાન-દર્શન-ચરણ-તપ છે ચાર જે
એ ચાર કેરા યોગથી, મુક્તિ કહી જિનશાસને. ૩૦.

णाणं णरस्स सारो सारो वि णरस्स होइ सम्मत्तं ।
सम्मत्ताओ चरणं चरणाओ होइ णिव्वाणं ॥ ३१ ॥

રે! જ્ઞાન નરને સાર છે, સમ્યક્ત્વ નરને સાર છે;
સમ્યક્ત્વથી ચારિત્ર ને ચારિત્રથી મુક્તિ લહે. ૩૧.

णाणम्मि दंसणम्मि य तवेण चरिएण सम्मसहिएण ।
चउण्हं पि समाजोगे सिद्धा जीवा ण संदेहो ॥ ३२ ॥

[1]દગ-જ્ઞાનથી, સમ્યક્ત્વયુત ચારિત્રથી ને તપ થકી,
—એ ચારના યોગે જીવો સિદ્ધિ વરે, શંકા નથી. ૩૨.

૧ દગ-જ્ઞાન = દર્શન અને જ્ઞાન

कल्लाणपरंपरया लहंति जीवा विसुद्धसम्मत्तं ।
सम्मद्दंसणरयणं अग्घेदि सुरासुरे लोए ॥ ३३ ॥

[1]કલ્યાણશ્રેણી સાથ પામે જીવ સમકિત શુદ્ધને;
સુર-અસુર કેરા લોકમાં સમ્યક્ત્વરત્ન પુજાય છે. ૩૩.

૧ કલ્યાણશ્રેણી = સુખોની પરંપરા, વિભૂતિની હારમાળા

लद्धूण य मणुयत्तं सहियं तह उत्तमेण गोत्तेण ।
लद्धूण य सम्मतं अक्खयसोक्खं च लहदि मोक्खं च ॥ ३४ ॥

રે! ગોત્ર ઉત્તમથી સહિત [1]મનુજત્વને જીવ પામીને,
સંપ્રાપ્ત કરી સમ્યક્ત્વ, અક્ષય સૌખ્ય ને મુક્તિ લહે. ૩૪.

૧ મનુજત્વ = મનુષ્યપણું

विहरदि जाव जिणिंदो सहसट्ठसुलक्खणेहिं संजुत्तो ।
चउतीसअइसयजुदो सा पडिमा थावरा भणिया ॥ ३५ ॥

ચોત્રીસ અતિશયયુક્ત, [1]અષ્ટ સહસ્ર લક્ષણધરપણે
જિનચંદ્ર વિહરે જ્યાં લગી, તે [2]બિંબ સ્થાવર ઉક્ત છે. ૩૫.

૧ અષ્ટ સહસ્ર = એક હજાર ને આઠ ૨ બિંબ = પ્રતિમા

वारसविहतवजुत्ता कम्मं खविऊण विहिवलेणं सं ।
वोसट्टचत्तदेहा णिव्वाणमणुत्तरं पत्ता ॥ ३६ ॥

[1]દ્વાદશ તપે સંયુક્ત, નિજ કર્મો ખપાવી વિધિબળે,
[2]વ્યુત્સર્ગથી તનને તજી, પામ્યા [3]અનુત્તમ મોક્ષને. ૩૬.

૧. દ્વાદશ = બાર

૨ વ્યુત્સર્ગથી = (શરીર પ્રત્યે) સંપૂર્ણ ઉપેક્ષાપૂર્વક

૩ અનુત્તમ = સર્વોત્તમ



# ૨. સૂત્રપ્રાભૃત

अरहंतभासियत्थं गणहरदेवेहिं गंथियं सम्मं ।
सुत्तत्थमग्गणत्थं सवणा साहंति परमत्थं ॥ १ ॥

અર્હંતભાષિત-અર્થમય, ગણધરસુવિરચિત સૂત્ર છે;
[1]સૂત્રાર્થના [2]શોધન વડે સાધે શ્રમણ પરમાર્થને. ૧.

૧. સૂત્રાર્થ = સૂત્રોના અર્થ. ૨ શોધન = શોધવુ–ખોજવુ તે

सुत्तम्मि जं सुदिट्ठं आइरियपरंपरेण मग्गेण ।
णाऊण दुविह सुत्तं वट्टदि सिवमग्गे जो भव्वो ॥ २ ॥

સૂત્રે [1]સુદર્શિત જેહ, તે [2]સૂરિગણપરંપર માર્ગથી
જાણી [3]દ્વિધા, શિવપંથ વર્તે જીવ જે તે ભવ્ય છે. ૨.

૧. સુદર્શિત = સારી રીતે દર્શાવવામાં–કહેવામા આવેલુ
૨ સૂરિગણપરંપર માર્ગ = આચાર્યોની પરંપરામય માર્ગ
૩ દ્વિધા = (શબ્દથી અને અર્થથી–એમ) બે પ્રકારે

सुत्तं हि जाणमाणो भवस्स भवणासणं च सो कुणदि ।
सूई जहा असुत्ता णासदि सुत्ते सहा णो वि ॥ ३ ॥

[1]સૂત્રજ્ઞ જીવ કરે વિનષ્ટ ભવો તણા ઉત્પાદને;
ખોવાય સોય [2]અસૂત્ર, સોય સસૂત્ર નહિ ખોવાય છે; ૩.

૧ સૂત્રજ્ઞ = શાસ્ત્રનો જાણનાર ૨ અસૂત્ર = દોરા વિનાની.

पुरिसो वि जो ससुत्तो ण विणासइ सो गओ वि संसारे ।
सच्चेयणपच्चक्खं णासदि तं सो अदिस्समाणो वि ॥ ४ ॥

આત્માય તેમ [1]સસૂત્ર નહિ ખોવાય, હો ભવમાં ભલે;
[2]અદૃષ્ટ પણ તે સ્વાનુભવપ્રત્યક્ષથી ભવને હણે. ૪.

૧ સસૂત્ર = શાસ્ત્રનો જાણનાર　૨ અદૃષ્ટ પણ = દેખાતો નહિ હોવા છતાં (અર્થાત્ ઇંદ્રિયોથી નહિ જણાતો હોવા છતાં).

सुत्तत्थं जिणभणियं जीवाजीवादिबहुविहं अत्थं ।
हेयाहेयं च तहा जो जाणइ सो हु सद्दिट्ठी ॥ ५ ॥

જિનસૂત્રમાં ભાખેલ જીવ-અજીવ આદિ પદાર્થને
હેયત્વ-અણહેયત્વ સહ જાણે, સુદૃષ્ટિ તેહ છે. ૫.

जं सुत्तं जिणउत्तं ववहारो तह य जाण परमत्थो ।
तं जाणिऊण जोई लहइ सुहं खवइ मलपुंजं ॥ ६ ॥

જિન-ઉક્ત છે જે સૂત્ર તે વ્યવહાર ને પરમાર્થ છે;
તે જાણી યોગી સૌખ્યને પામે, દહે મળપુંજને. ૬.

सुत्तत्थपयविणट्ठो मिच्छादिट्ठी हु सो मुणेयव्वो ।
खेडे वि ण कायव्वं पाणिप्पत्तं सचेलस्स ॥ ७ ॥

[1]સૂત્રાર્થપદથી ભ્રષ્ટ છે તે જીવ મિથ્યાદૃષ્ટિ છે;
[2]કરપાત્રભોજન રમતમાંય ન યોગ્ય હોય [3]સચેલને. ૭.

૧ સૂત્રાર્થપદ = સૂત્રોના અર્થો અને પદો
૨ કરપાત્રભોજન = હાથરૂપી પાત્રમા ભોજન કરવુ તે
૩. સચેલ = વસ્ત્રસહિત.

हरिहरतुल्लो वि णरो सग्गं गच्छेइ एइ भवकोडी ।
तह वि ण पावइ सिद्धिं संसारत्थो पुणो भणिदो ॥ ८ ॥

[1]હરિતુલ્ય હો પણ સ્વર્ગ પામે, કોટિ કોટિ ભવે ભમે,
પણ સિદ્ધિ નવ પામે, રહે સંસારસ્થિત—આગમ કહે. ૮.

૧. હરિ = નારાયણ

उक्किट्ठसीहचरियं वहुपरियम्मो य गरुयभारो य ।
जो विहरइ सच्छंदं पावं गच्छेदि होदि मिच्छत्तं ॥ ९ ॥

સ્વચ્છંદ વર્તે તેહ પામે પાપને મિથ્યાત્વને,
ગુરુભારધર, ઉત્કૃષ્ટ સિંહચરિત્ર, બહુતપકર ભલે. ૯.

णिच्चेलपाणिपत्तं उवइट्ठं परमजिणवरिंदेहिं ।
एक्को वि मोक्खमग्गो सेसा य अमग्गया सव्वे ॥ १० ॥

[1]નિશ્ચેલ-કરપાત્રત્વ પરમજિનેન્દ્રથી ઉપદિષ્ટ છે;
તે એક મુક્તિમાર્ગ છે ને શેષ સર્વ અમાર્ગ છે. ૧૦.

૧ નિશ્ચેલ-કરપાત્રત્વ = વસ્ત્રરહિતપણું અને હાથરૂપી પાત્રમાં ભોજન કરવાપણું

जो संजमेसु सहिओ आरंभपरिग्गहेसु विरओ वि ।
सो होइ वंदणीओ ससुरासुरमाणुसे लोए ॥ ११ ॥

જે જીવ સંયમયુક્ત ને આરંભપરિગ્રહવિરત છે,
તે દેવ-દાનવ-માનવોના લોકત્રયમાં વંદ્ય છે. ૧૧.

जे वावीसपरीसह सहंति सत्तीसएहिं संजुत्ता ।
ते होंति वंदणीया कम्मक्खयणिज्जरासाहू ॥ १२ ॥

બાવીશ પરિષહને સહે છે, [1]શક્તિશતસંયુક્ત જે,
તે કર્મક્ષય ને નિર્જરામાં નિપુણ મુનિઓ વંદ્ય છે. ૧૨.

૧. શક્તિશત = સેંકડો શક્તિઓ.

अवसेसा जे लिंगी दंसणणाणेण सम्म संजुत्ता ।
चेलेण य परिगहिया ते भणिया इच्छणिज्जा य ॥ १३ ॥

[1]અવશેષ લિંગી જેહ સમ્યક્ જ્ઞાન-દર્શનયુક્ત છે
ને વસ્ત્ર ધારે જેહ, તે છે યોગ્ય ઇચ્છાકારને. ૧૩.

૧. અવશેષ = બાકીના (અર્થાત્ મુનિ સિવાયના)

इच्छायारमहत्थं सुत्तठिओ जो हु छंडए कम्मं ।
ठाणे ट्ठियसम्मत्तं परलोयसुहंकरो होदि ॥ १४ ॥

[1]સૂત્રસ્થ સમ્યગ્દષ્ટિયુત જે જીવ છોડે કર્મને,
[2]'ઇચ્છામિ'યોગ્ય [3]પદસ્થ તે પરલોકગત સુખને લહે. ૧૪.

૧ સૂત્રસ્થ = શાસ્ત્રોનો જાણનાર અને યથાશક્તિ તદનુસાર વર્તનાર.
૨ 'ઇચ્છામિ'યોગ્ય = ઇચ્છાકારને યોગ્ય ૩ પદસ્થ = પ્રતિમાધારી

अह पुण अप्पा णिच्छदि धम्माइं करेइ णिरवसेसाइं ।
तह वि ण पावदि सिद्धिं संसारत्थो पुणो भणिदो ॥ १५ ॥

પણ આત્મને ઇચ્છયા વિના ધર્મો અશેષ કરે ભલે,
તોપણ લહે નહિ સિદ્ધિને, ભવમાં ભમે—આગમ કહે. ૧૫.

एएण कारणेण य तं अप्पा सद्दहेह तिविहेण ।
जेण य लहेह मोक्खं तं जाणिज्जह पयत्तेण ॥ १६ ॥

આ કારણે તે આત્મની ત્રિવિધે તમે શ્રદ્ધા કરો,
તે આત્મને જાણો પ્રયત્ને, મુક્તિને જેથી વરો. ૧૬.

वालग्गकोडिमेत्तं परिगहगहणं ण होइ साहूणं ।
भुंजेइ पाणिपत्ते दिण्णण्णं इक्कठाणम्मि ॥ १७ ॥

રે! હોય નહિ [1]બાલાગ્રની અણીમાત્ર પરિગ્રહ સાધુને:
કરપાત્રમાં પરદત્ત ભોજન એક સ્થાન વિષે કરે. ૧૭.

૧ બાલાગ્ર = વાળની ટોચ.

जहजायरूवसरिसो तिलतुसमेत्तं ण गिहदि हत्थेसु ।
जइ लेइ अप्पबहुयं तत्तो पुण जाइ णिग्गोदं ॥ १८ ॥

જન્મ્યા પ્રમાણે રૂપ, [1]તલતુષમાત્ર કરમાં નવ ગ્રહે,
થોડું ઘણું પણ જો ગ્રહે તો પ્રાપ્ત થાય નિગોદને. ૧૮.

૧. તલતુષમાત્ર = તલના ફોતરા જેટલું પણ

जस्स परिग्गहगहणं अप्पं बहुयं च हवइ लिंगस्स ।
सो गरहिउ जिणवयणे परिगहरहिओ णिरायारो ॥ १९ ॥

રે! હોય બહુ વા અલ્પ પરિગ્રહ સાધુને જેના મતે,
તે નિંદ્ય છે; જિનવચનમાં મુનિ નિષ્પરિગ્રહ હોય છે. ૧૯.

पंचमहव्वयजुत्तो तिहिं गुत्तिहिं जो स संजदो होइ ।
णिग्गंथमोक्खमग्गो सो होदि हु वंदणिज्जो य ॥ २० ॥

ત્રણ ગુપ્તિ, પંચ મહાવ્રતે જે યુક્ત, સંયત તેહ છે;
નિર્ગ્રંથ મુક્તિમાર્ગ છે તે; તે ખરેખર વંદ્ય છે. ૨૦.

दुइयं च उत्त लिंगं उक्किट्ठं अवरसावयाणं च ।
भिक्खं भमेइ पत्ते समिदीभासेण मोणेण ॥ २१ ॥

બીજું કહ્યું છે લિંગ ઉત્તમ શ્રાવકોનું શાસને;
તે [1]વાક્સમિતિ વા મૌનયુક્ત સપાત્ર ભિક્ષાટન કરે. ૨૧.

૧ વાક્સમિતિ = વચનસમિતિ

लिंगं इत्थीण हवदि भुंजइ पिंडं सुएयकालम्मि ।
अज्जिय वि एक्कवत्था वत्थावरणेण भुंजेदि ॥ २२ ॥

છે લિંગ એક સ્ત્રીઓ તણું, [1]એકાશની તે હોય છે;
આર્યાય એક ધરે [2]વસન, વસ્ત્રાવૃતા ભોજન કરે. ૨૨.

૧ એકાશની = એક વખત ભોજન કરનાર
૨ વસન = વસ્ત્ર

ण वि सिज्झदि वत्थधरो जिणसासणे जइ वि होइ तित्थयरो ।
णग्गो विमोक्खमग्गो सेसा उम्मग्गया सव्वे ॥ २३ ॥

નહિ વસ્ત્રધર સિદ્ધિ લહે, તે હોય તીર્થંકર ભલે;
બસ નગ્ન મુક્તિમાર્ગ છે, બાકી બધા ઉન્માર્ગ છે. ૨૩.

लिंगम्मि य इत्थीणं थणंतरे णाहिकक्खदेसेसु ।
भणिओ सुहुमो काओ तासिं कह होइ पव्वज्जा ॥ २४ ॥

સ્ત્રીને સ્તનોની પાસ, કક્ષે, યોનિમાં, નાભિ વિષે,
બહુ સૂક્ષ્મ જીવ કહેલ છે; કયમ હોય દીક્ષા તેમને? ૨૪.

जइ दंसणेण सुद्धा उत्ता मग्गेण सावि संजुत्ता ।
घोरं चरिय चरित्तं इत्थीसु ण पव्वया भणिया ॥ २५ ॥

જો હોય દર્શનશુદ્ધ તો તેનેય [1]માર્ગયુતા કહી;
છો ચરણ ઘોર ચરે છતાં સ્ત્રીને નથી દીક્ષા કહી. ૨૫.

૧ માર્ગયુતા = માર્ગથી સંયુક્ત.

चित्तासोहि ण तेसिं ढिल्लं भावं तहा सहावेण ।
विज्जदि मासा तेसिं इत्थीसु णऽसंकया झाणं ॥ २६ ॥

મનશુદ્ધિ પૂરી ન નારીને, પરિણામ શિથિલ સ્વભાવથી,
વળી હોય માસિક ધર્મ, સ્ત્રીને ધ્યાન નહિ નિઃશંકથી ૨૬.

गाहेण अप्पगाहा समुद्दसलिले सचेलअत्थेण ।
इच्छा जाहु णियत्ता ताह णियत्ताइं सव्वदुक्खाइं ॥ २७ ॥

[1]પટશુદ્ધિમાત્ર સમુદ્રજલવત્ ગ્રાહ્ય પણ અલ્પ જ ગ્રહે,
ઇચ્છા નિવર્તી જેમને, દુખ સૌ નિવર્ત્યાં તેમને. ૨૭.

૧. પટશુદ્ધિમાત્ર = વસ્ત્ર ધોવા પૂરતુ થોડુ જ



# ૩. ચારિત્રપ્રાભૃત

सव्वण्हु सव्वदंसी णिम्मोहा वीयराय परमेट्ठी ।
वंदित्तु तिजगवंदा अरहंता भव्वजीवेहिं ॥ १ ॥

णाणं दंसण सम्मं चारित्तं सोहिकारणं तेसिं ।
मोक्खाराहणहेउं चारित्तं पाहुडं वोच्छे ॥ २ ॥

સર્વજ્ઞ છે, પરમેષ્ઠી છે, નિર્મોહ ને વીતરાગ છે,
તે ત્રિજગવંદિત, ભવ્યપૂજિત અર્હંતોને વંદીને; ૧.

ભાખીશ હું ચારિત્રપ્રાભૃત મોક્ષને આરાધવા,
જે હેતુ છે સુજ્ઞાન-દૃગ-ચારિત્ર કેરી શુદ્ધિમાં. ૨.

जं जाणइ तं णाणं जं पेच्छइ तं च दंसणं भणियं ।
णाणस्स पिच्छियस्स य समवण्णा होइ चारित्तं ॥ ३ ॥

જે જાણતું તે જ્ઞાન, દેખે તેહ દર્શન ઉક્ત છે;
ને જ્ઞાન-દર્શનના સમાયોગે [1]સુચારિત હોય છે. ૩.

૧ સુચારિત = સમ્યક્ચારિત્ર

एए तिण्णि वि भावा हवंति जीवस्स अक्खयामेया ।
तिण्हं पि सोहणत्थे जिणभणियं दुविह चारित्तं ॥ ४ ॥

આ ભાવ ત્રણ આત્મા તણા અવિનાશ તેમ [1]અમેય છે;
એ ભાવત્રયની શુદ્ધિ અર્થે દ્વિવિધ ચરણ જિનોક્ત છે. ૪.

૧. અમેય = અમાપ

जिणणाणदिट्ठिसुद्धं पढमं सम्मत्तचरणचारित्तं ।
विदियं संजमचरणं जिणणाणसदेसियं तं पि ॥ ५ ॥

સમ્યક્ત્વચરણ છે પ્રથમ, જિનજ્ઞાનદર્શનશુદ્ધ જે;
બીજું ચરિત સંયમચરણ, જિનજ્ઞાનભાષિત તેય છે. ૫.

एवं चिय णाऊण य सव्वे मिच्छत्तदोस संकाइ ।
परिहर सम्मत्तमला जिणभणिया तिविहजोएण ॥ ६ ॥

ઈમ જાણીને છોડો ત્રિવિધ યોગે સકળ શંકાદિને,
—મિથ્યાત્વમય દોષો તથા સમ્યક્ત્વમળ જિન-ઉક્તને. ૬.

णिस्संकिय णिक्कंखिय णिव्विदिगिंछा अमूढदिट्ठी य ।
उवगूहण ठिदिकरणं वच्छल्ल पहावणा य ते अट्ठ ॥ ७ ॥

નિઃશંકતા. નિઃકાંક્ષ, નિર્વિચિકિત્સ. અવિમૂઢત્વ ને
ઉપગૂહન. થિતિ. વાત્સલ્યભાવ, પ્રભાવના—ગુણ અષ્ટ છે. ૭.

तं चेव गुणविसुद्धं जिणसम्मत्तं सुमुक्खठाणाए ।
जं चरइ णाणजुत्तं पढमं सम्मत्तचरणचारित्तं ॥ ८ ॥

તે [1]અષ્ટગુણસુવિશુદ્ધ જિનસમ્યક્ત્વને—[2]શિવહેતુને
આચરવું જ્ઞાન સમેત, તે સમ્યક્ત્વચરણ ચરિત્ર છે. ૮.

૧. અષ્ટગુણસુવિશુદ્ધ = આઠ ગુણોથી નિર્મળ.
૨ શિવહેતુ = મોક્ષનું કારણ.

सम्मत्तचरणसुद्धा संजमचरणस्स जइ व सुपसिद्धा ।
णाणी अमूढदिट्ठी अचिरे पावंति णिव्वाणं ॥ ९ ॥

સમ્યક્ત્વચરણવિશુદ્ધ ને નિષ્પન્નસંયમચરણ જે,
નિર્વાણને અચિરે વરે અવિમૂઢદૃષ્ટિ જ્ઞાનીઓ. ૯.

सम्मत्तचरणभट्ठा संजमचरणं चरंति जे वि णरा ।
अण्णाणणाणमूढा तह वि ण पावंति णिव्वाणं ॥ १० ॥

સમ્યક્ત્વચરણવિહીન છો સંયમચરણ જન આચરે,
તોપણ લહે નહિ મુક્તિને [1]અજ્ઞાનજ્ઞાનવિમૂઢ એ ૧૦

૧ અજ્ઞાનજ્ઞાનવિમૂઢ = અજ્ઞાનતત્ત્વ અને જ્ઞાનતત્ત્વનો ભેદ નહિ જાણનારા

वच्छल्लं विणएण य अणुकंपाए सुदाणदच्छाए ।
मग्गगुणसंसणाए अवगूहण रक्खणाए य ॥ ११ ॥

एएहिं लक्खणेहिं य लक्खिज्जइ अज्जवेहिं भावेहिं ।
जीवो आराहंतो जिणसम्मत्तं अमोहेण ॥ १२ ॥

વાત્સલ્ય-વિનય થકી, સુદાને દક્ષ અનુકંપા થકી,
વળી [1]માર્ગગુણસ્તવના થકી, ઉપગૂહન ને સ્થિતિકરણથી;

—આ લક્ષણોથી તેમ [2]આર્જવભાવથી [3]લક્ષાય છે,
વણમોહ જિનસમ્યક્ત્વને આરાધનારો જીવ જે. ૧૨.

૧ માર્ગગુણસ્તવના = નિર્ગ્રંથ માર્ગના ગુણની પ્રશંસા.

૨ આર્જવભાવ = સરળ પરિણામ

૩. લક્ષાય = ઓળખાય

उच्छाहभावणासंपसंससेवा कुदंसणे सद्धा ।
अण्णाणमोहमग्गे कुव्वंतो जहदि जिणसम्मं ॥ १३ ॥

અજ્ઞાનમોહપથે કુમતમાં ભાવના, ઉત્સાહ ને
શ્રદ્ધા, સ્તવન, સેવા કરે જે, તે તજે સમ્યક્ત્વને. ૧૩.

उच्छाहभावणासंपसंससेवा सुदंसणे सद्धा ।
ण जहदि जिणसम्मत्तं कुव्वंतो णाणमग्गेण ॥ १४ ॥

સદ્દર્શને ઉત્સાહ, શ્રદ્ધા, ભાવના, સેવા અને
સ્તુતિ જ્ઞાનમાર્ગથી જે કરે, છોડે ન જિનસમ્યક્ત્વને. ૧૪.

अण्णाणं मिच्छत्तं वज्जह णाणे विसुद्धसम्मत्ते ।
अह मोहं सारंभं परिहर धम्मे अहिंसाए ॥ १५ ॥

અજ્ઞાન ને મિથ્યાત્વ તજ, લહી જ્ઞાન, સમકિત શુદ્ધને;
વળી મોહ તજ [1]સારંભ તુ, લહીને અહિંસાધર્મને. ૧૫.

૧ સારંભ = આરંભયુક્ત

पव्वज्ज संगचाए पयट्ट सुतवे सुसंजमे भावे ।
होइ सुविसुद्धझाणं णिम्मोहे वीयरायत्ते ॥ १६ ॥

નિઃસંગ લહી દીક્ષા, પ્રવર્ત સુસંયમે, સત્તપ વિષે;
નિર્મોહ વીતરાગત્વ હોતાં ધ્યાન નિર્મળ હોય છે. ૧૬.

मिच्छादंसणमग्गे मलिणे अण्णाणमोहदोसेहिं ।
वज्झंति मूढजीवा मिच्छत्ता बुद्धिदोसेण ॥ १७ ॥

જે વર્તતા [1]અજ્ઞાનમોહમલે મલિન મિથ્યામતે,
તે મૂઢજીવ મિથ્યાત્વ ને મતિદોષથી બંધાય છે. ૧૭.

૧. અજ્ઞાનમોહમલે મલિન = અજ્ઞાન અને મોહના દોષો વડે મલિન.

सम्मद्दंसण पस्सदि जाणदि णाणेण दव्वपज्जाया ।
सम्मेण य सद्दहदि य परिहरदि चरित्तजे दोसे ॥ १८ ॥

દેખે દરશથી, જ્ઞાનથી જાણે દરવ-પર્યાયને,
સમ્યક્ત્વથી શ્રદ્ધા કરે, ચારિત્રદોષો પરિહરે. ૧૮.

एए तिण्णि वि भावा हवंति जीवस्स मोहरहियस्स ।
णियगुणमाराहंतो अचिरेण य कम्म परिहरइ ॥ १९ ॥

રે! હોય છે ભાવો ત્રણે આ, મોહવિરહિત જીવને;
નિજ આત્મગુણ આરાધતો તે કર્મને [1]અચિરે તજે. ૧૯.

૧ અચિરે = અલ્પ કાળમાં

संखिज्जमसंखिज्जगुणं च संसारिमेरुमेत्ता णं ।
सम्मत्तमणुचरंता करेंति दुक्खक्खयं धीरा ॥ २० ॥

સંસારસીમિત નિર્જરા અણસંખ્ય-સંખ્યગુણી કરે,
સમ્યક્ત્વ આચરનાર ધીરા દુઃખના ક્ષયને કરે. ૨૦.

दुविहं संजमचरणं सायारं तह हवे णिरायारं ।
सायारं सग्गंथं परिग्गहा रहिय खलु णिरायारं ॥ २१ ॥

સાગાર અણુ-આગાર એમ દ્વિભેદ સંયમચરણ છે;
સાગાર છે સગ્રંથ, અણ-આગાર પરિગ્રહરહિત છે. ૨૧.

दंसण वय सामाइय पोसह सचित्तरायभत्ते य ।
बंभारंभपरिग्गह अणुमण उद्दिट्ठ देसविरदो य ॥ २२ ॥

દર્શન, વ્રત, સામાયિક, પ્રોષધ, સચિત, ²નિશિભુક્તિ ને
વળી બ્રહ્મ ને આરંભ આદિક દેશવિરતિસ્થાન છે. ૨૨.

૨ નિશિભુક્તિ = રાત્રિભોજનત્યાગ

पंचेव णुव्वयाइं गुणव्वयाइं हवंति तह तिण्णि ।
सिक्खावय चत्तारि य संजमचरणं च सायारं ॥ २३ ॥

અણુવ્રત કહ્યાં છે પાંચ ને ત્રણ ગુણવ્રતો નિર્દિષ્ટ છે,
શિક્ષાવ્રતો છે ચાર;—એ સંયમચરણ સાગાર છે. ૨૩.

थूले तसकायवहे थूले मोषे अदत्तथूले य ।
परिहारो परमहिला परिग्गहारंभपरिमाणं ॥ २४ ॥

ત્યાં સ્થૂલ ત્રસહિંસા-અસત્ય-અદત્તના, પરનારીના
પરિહારને, આરંભપરિગ્રહમાનને અણુવ્રત કહ્યાં. ૨૪.

दिसिविदिसिमाण पढमं अणत्थदंडस्स वज्जणं बिदियं ।
भोगोपभोगपरिमा इयमेव गुणव्वया तिण्णि ॥ २५ ॥

દિશવિદિશગતિ-પરિમાણ હોય, અનર્થદંડ પરિત્યજે,
ભોગોપભોગ તણું કરે પરિમાણ,—ગુણવ્રત ત્રણ્ય છે. ૨૫.

सामाइयं च पढमं बिदियं च तहेव पोसहं भणियं ।
तइयं च अतिहिपुज्जं चउत्थ सल्लेहणा अंते ॥ २६ ॥

સામાયિકં, વ્રત પ્રોષધં, અતિથિ તણી પૂજા અને
અંતે કરે સલ્લેખના—શિક્ષાવ્રતો એ ચાર છે. ૨૬.

एवं सावयधम्मं संजमचरणं उदेसियं सयलं ।
सुद्धं संजमचरणं जइधम्मं णिक्कलं वोच्छे ॥ २७ ॥

શ્રાવકધરમરૂપ દેશસંયમચરણ ભાખ્યું એ રીતે;
યતિધર્મ-આત્મક પૂર્ણસંયમચરણ શુદ્ધ કહું હવે. ૨૭.

पंचेंदियसंवरणं पंच वया पंचविंसकिरियासु ।
पंच समिदि तय गुत्ती संजमचरणं णिरायारं ॥ २८ ॥

પંચેન્દ્રિસંવર, પાંચ વ્રત પચ્ચીશક્રિયાસંબદ્ધ જે,
વળી પાંચ સમિતિ, ત્રિગુપ્તિ—અણ-આગાર સંયમચરણ છે.

अमणुण्णे य मणुण्णे सजीवदव्वे अजीवदव्वे य ।
ण करेदि रायदोसे पंचेंदियसंवरो भणिओ ॥ २९ ॥

સુમનોજ્ઞ ને અમનોજ્ઞ જીવ-અજીવદ્રવ્યોને વિષે
કરવા ન [1]રાગવિરોધ તે પંચેન્દ્રિસંવર ઉક્ત છે. ૨૯.

૧. રાગવિરોધ = રાગદ્વેષ

हिंसाविरइ अहिंसा असच्चविरई अदत्तविरई य ।
तुरियं अबंभविरई पंचम संगम्मि विरई य ॥ ३० ॥

હિંસાવિરામ, અસત્ય તેમ અદત્તથી વિરમણ અને
અબ્રહ્મવિરમણ, સંગવિરમણ—છે મહાવ્રત પાંચ એ. ૩૦.

साहंति जं महल्ला आयरियं जं महल्लपुव्वेहिं ।
जं च महल्लाणि तदो महव्वयाइं तहेयाइं ॥ ३१ ॥

મોટા પુરુષ સાધે, પૂરવ મોટા જનોએ આચર્યાં,
સ્વયમેવ વળી મોટાં જ છે, તેથી મહાવ્રત તે ઠર્યાં. ૩૧.

वयगुत्ती मणगुत्ती इरियासमिदी सुदाणणिक्खेवो ।
अवलोयभोयणाए अहिंसए भावणा होंति ॥ ३२ ॥

મન-વચનગુપ્તિ, ગમનસમિતિ, સુદાનનિક્ષેપણ અને
અવલોકીને ભોજન—અહિંસાભાવના એ પાંચ છે. ૩૨.

कोहभयहासलोहा मोहा विवरीयभावणा चेव ।
विदियस्स भावणाए ए पंचेव य तहा होंति ॥ ३३ ॥

જે ક્રોધ, ભય ને હાસ્ય તેમ જ લોભ-મોહ—કુભાવ છે,
તેના [1]વિપર્યયભાવ તે છે ભાવના બીજા વ્રતે. ૩૩.

૧ વિપર્યયભાવ = વિપરીત ભાવ.

सुण्णायारणिवासो विमोचियावास जं परोधं च ।
एसणसुद्धिसउत्तं साहम्मीसंविसंवादो ॥ ३४ ॥

સૂના અગર તો ત્યક્ત સ્થાને વાસ, [1]પર-ઉપરોધ ના,
આહાર એષણશુદ્ધિયુત, સાધર્મી સહ વિખવાદ ના. ૩૪.

૧ પર-ઉપરોધ ના = બીજાને નડતર થાય એમ ન રહેવું તે.

महिलालोयणपुव्वरइसरणसंसत्तवसहिविकहाहिं ।
पुट्ठियरसेहिं विरओ भावण पंचावि तुरियम्मि ॥ ३५ ॥

મહિલાનિરીક્ષણ-પૂર્વરતિસ્મૃતિ-નિકટવાસ, [1]ત્રિયાકથા,
પૌષ્ટિક રસોથી વિરતિ—તે વ્રત [2]તુર્યની છે ભાવના. ૩૫.

૧ ત્રિયાકથા = સ્ત્રીકથા　　૨ તુર્ય = ચતુર્થ

अपरिग्गह समणुण्णेसु सद्दपरिसरसरूवगंधेसु ।
रायद्दोसाईणं परिहारो भावणा होंति ॥ ३६ ॥

મનહર-અમનહર સ્પર્શ-રસ-રૂપ-ગંધ તેમ જ શબ્દમાં
કરવા ન રાગવિરોધ, વ્રત પંચમ તણી એ ભાવના. ૩૬.

इरिया भासा एसण जा सा आदाण चेव णिक्खेवो ।
संजमसोहिणिमित्ते खंति जिणा पंच समिदीओ ॥ ३७ ॥

ઈર્યા, સુભાષા, એષણા, આદાન ને નિક્ષેપ—એ,
સંયમ તણી શુદ્ધિ નિમિત્તે સમિતિ પાંચ જિનો કહે. ૩૭.

भव्वजणवोहणत्थं जिणमग्गे जिणवरेहि जह भणियं ।
णाणं णाणसरूवं अप्पाणं तं वियाणेहि ॥ ३८ ॥

રે! [1]ભવ્યજનબોધાર્થ જિનમાર્ગે કહ્યું જિન જે રીતે,
તે રીત જાણો જ્ઞાન ને [2]જ્ઞાનાત્મ આત્માને તમે. ૩૮.

૧ ભવ્યજનબોધાર્થ = ભવ્યજનોને બોધવા માટે
૨ જ્ઞાનાત્મ = જ્ઞાનસ્વરૂપ

जीवाजीवविभत्ती जो जाणइ सो हवेइ सण्णाणी ।
रायादिदोसरहिओ जिणसासणे मोक्खमग्गो त्ति ॥ ३९ ॥

જે જાણતો જીવ-અજીવના સુવિભાગને, સદ્જ્ઞાની તે
રાગાદિવિરહિત થાય છે—જિનશાસને શિવમાર્ગ જે. ૩૯.

दंसणणाणचरित्तं तिण्णि वि जाणेह परमसद्धाए ।
जं जाणिऊण जोई अइरेण लहंति णिव्वाणं ॥ ४० ॥

દગ, જ્ઞાન ને ચારિત્ર—ત્રણ જાણો પરમ શ્રદ્ધા વડે,
જે જાણીને યોગીજનો નિર્વાણને અચિરે વરે. ૪૦.

पीऊण णाणसलिलं णिम्मलसुविसुद्धभावसंजुत्ता ।
हौंति सिवालयवासी तिहुवणचूड़ामणी सिद्धा ॥ ४१ ॥

જે જ્ઞાનજળ પીને લહે સુવિશુદ્ધ નિર્મળ પરિણતિ,
શિવધામવાસી સિદ્ધ થાય—ત્રિલોકના ચૂડામણિ. ૪૧.

णाणगुणेहिं विहीणा ण लहंते ते सुइच्छियं लाहं ।
इय णाउं गुणदोसं तं सण्णाणं वियाणेहि ॥ ४२ ॥

જે જ્ઞાનગુણથી રહિત, તે પામે ન લાભ સુ-ઇષ્ટને;
ગુણદોષ જાણી એ રીતે, સદ્જ્ઞાનને જાણો તમે. ૪૨.

चारित्तसमारूढो अप्पासु परं ण ईहए णाणी ।
पावइ अइरेण सुहं अणोवमं जाण णिच्छयदो ॥ ४३ ॥

જ્ઞાની ચરિત્રારૂઢ થઈ નિજ આત્મમાં પર નવ ચહે,
અચિરે લહે શિવસૌખ્ય અનુપમ એમ જાણો નિશ્ચયે. ૪૩.

एवं संखेवेण य भणियं णाणेण वीयराएण ।
सम्मत्तसंजमासयदुण्हं पि उदेसियं चरणं ॥ ४४ ॥

વીતરાગદેવે જ્ઞાનથી સમ્યક્ત્વ-સંયમ-આશ્રયે
જે ચરણ ભાખ્યું, તે કહ્યું સંક્ષેપથી અહીં આ રીતે. ૪૪.

भावेह भावसुद्धं फुडु रइयं चरणपाहुडं चेव ।
लहु चउगइ चइऊणं अइरेणऽपुणब्भवा होह ॥ ४५ ॥

ભાવો વિમળ ભાવે ચરણપ્રાભૃત સુવિરચિત સ્પષ્ટ જે,
છોડી ચતુર્ગતિ શીઘ્ર પામો મોક્ષ શાશ્વતને તમે. ૪૫.



# ૪. બોધપ્રાભૃત

बहुसत्थअत्थजाणे संजमसम्मत्तसुद्धतवयरणे ।
वंदित्ता आयरिए कसायमलवज्जिदे सुद्धे ॥ १ ॥

सयलजणबोहणत्थं जिणमग्गे जिणवरेहिं जह भणियं ।
वोच्छामि समासेणं छक्कायसुहंकरं सुणह ॥ २ ॥

શાસ્ત્રાર્થ બહુ જાણે, [1]સુદગસંયમવિમળ તપ આચરે,
[2]વર્જિતકષાય, વિશુદ્ધ છે, તે [3]સૂરિગણને વંદીને; ૧.

ષટ્કાયસુખકર કથન કરું સંક્ષેપથી, સુણજો તમે,
જે સર્વજનબોધાર્થ જિનમાર્ગે કહ્યું છે જિનવરે. ૨.

૧ સુદગસંયમવિમળ તપ = સમ્યગ્દર્શન ને સંયમથી શુદ્ધ એવું તપ

૨ વર્જિતકષાય = કષાયરહિત

૩. સૂરિગણ = આચાર્યોનો સમૂહ

आयदणं चेदिहरं जिणपडिमा दंसणं च जिणबिंबं ।
भणियं सुवीयरायं जिणमुद्दा णाणमादत्थं ॥ ३ ॥

अरहंतेण सुदिट्ठं जं देवं तित्थमिह य अरहंतं ।
पावज्ज गुणविसुद्धा इय णायव्वा जहाकमसो ॥ ४ ॥

જે આયતન ને ચૈત્યગૃહ, પ્રતિમા તથા દર્શન અને
વીતરાગ જિનનું બિંબ, જિનમુદ્રા, સ્વહેતુક જ્ઞાન જે, ૩.
[1]અર્હંતદેશિત દેવ, તેમ જ તીર્થ, વળી અર્હંત ને
[2]ગુણશુદ્ધ પ્રવ્રજ્યા યથાક્રમશઃ અહીં જ્ઞાતવ્ય છે. ૪.

૧ અર્હંતદેશિત = અર્હંતભગવાને કહેલ
૨ ગુણશુદ્ધ પ્રવ્રજ્યા = ગુણથી શુદ્ધ એવી દીક્ષા

मणवयणकायदव्वा आयत्ता जस्स इंदिया विसया ।
आयदणं जिणमग्गे णिद्दिट्ठं संजयं रूवं ॥ ५ ॥

[1]આયત્ત છે મન-વચન-કાયા ઇન્દ્રિવિષયો જેહને,
તે સંયમીનું રૂપ ભાખ્યું આયતન જિનશાસને. ૫.

૧ આયત્ત = આધીન, વશીભૂત

मयरायदोस मोहो कोहो लोहो य जस्स आयत्ता ।
पंचमहव्वयधारी आयदणं महरिसी भणियं ॥ ६ ॥

આયત્ત જસ મદ-ક્રોધ-લોભ વિમોહ-રાગ-વિરોધ છે,
ઋષિવર્ય પંચમહાવ્રતી તે આયતન નિર્દિષ્ટ છે. ૬.

सिद्धं जस्स सदत्थं विसुद्धझाणस्स णाणजुत्तस्स ।
सिद्धायदणं सुद्धं मुणिवरवसहस्स मुणिदत्थं ॥ ७ ॥

સુવિશુદ્ધધ્યાની, જ્ઞાનયુત, જેને સુસિદ્ધ [1]સદર્થ છે,
મુનિવરવૃષભ તે મળરહિત સિદ્ધાયતન [2]વિદિતાર્થ છે. ૭.

૧ સદર્થ = સત્ અર્થ
૨. વિદિતાર્થ = જે સમસ્ત પદાર્થોને જાણે છે એવું.

बुद्धं जं वोहंतो अप्पाणं चेदयाइं अण्णं च ।
पंचमहव्वयसुद्धं णाणमयं जाण चेदिहरं ॥ ८ ॥

સ્વાત્મા-પરાત્મા-અન્યને જે જાણતાં જ્ઞાન જ રહે,
છે ચૈત્યગૃહ, તે જ્ઞાનમૂર્તિ, શુદ્ધ પંચમહાવ્રતે. ૮.

चेइय वंधं मोक्खं दुक्खं सुक्खं च अप्पयं तस्स ।
चेइहरं जिणमग्गे छक्कायहियंकरं भणियं ॥ ९ ॥

ચેતન સ્વયં, સુખ-દુઃખ-બંધન-મોક્ષ જેને [1]અલ્પ છે,
ષટ્કાયહિતકર તેહ ભાખ્યું ચૈત્યગૃહ જિનશાસને. ૯.

૧ અલ્પ = ગૌણ

सपरा जंगमदेहा दंसणणाणेण सुद्धचरणाणं ।
णिग्गंथवीयराया जिणमग्गे एरिसा पडिमा ॥ १० ॥

દગ-જ્ઞાન-નિર્મળચરણધરની ભિન્ન જંગમ કાય જે,
—નિર્ગ્રંથ ને વીતરાગ, તે પ્રતિમા કહી જિનશાસને. ૧૦.

जं चरदि सुद्धचरणं जाणइ पिच्छेइ सुद्धसम्मत्तं ।
सा होइ वंदणीया णिग्गंथा संजदा पडिमा ॥ ११ ॥

જાણે-જુએ નિર્મળ [1]સુદગ સહ, ચરણ નિર્મળ આચરે,
તે વંદનીય નિર્ગ્રંથ-સંયતરૂપ પ્રતિમા જાણજે. ૧૧.

૧ સુદગ = સમ્યગ્દર્શન

दंसणअणंतणाणं अणंतवीरिय अणंतसुक्खा य ।
सासयसुक्ख अदेहा मुक्का कम्मट्ठबंधेहिं ॥ १२ ॥
णिरुवममचलमखोहा णिम्मिविया जंगमेण रूवेण ।
सिद्धट्ठाणम्मि ठिया वोसरपडिमा धुवा सिद्धा ॥ १३ ॥

[1]નિઃસીમ દર્શન-જ્ઞાન ને સુખ-વીર્ય વર્તે જેમને,
શાશ્વતસુખી, અશરીર ને કર્માષ્ટબંધવિમુક્ત જે, ૧૨.

અક્ષોભ-નિરુપમ-અચલ-ધ્રુવ, ઉત્પન્ન જંગમ રૂપથી,
તે સિદ્ધ સિદ્ધિસ્થાનસ્થિત. [2]વ્યુત્સર્ગપ્રતિમા જાણવી. ૧૩.

૧ નિઃસીમ = અનંત
૨ વ્યુત્સર્ગપ્રતિમા = કાયોત્સર્ગમય પ્રતિમા

दंसेइ मोक्खमग्गं सम्मत्तं संजमं सुधम्मं च ।
णिग्गंथं णाणमयं जिणमग्गे दंसणं भणियं ॥ १४ ॥

દર્શાવતું સંયમ-સુદગ-સદ્ધર્મરૂપ, નિર્ગ્રંથ ને
[1]જ્ઞાનાત્મ મુક્તિમાર્ગ, તે દર્શન કહ્યું જિનશાસને. ૧૪.

૧. જ્ઞાનાત્મ = જ્ઞાનમય

जह फुल्लं गंधमयं भवदि हु खीरं स घियमयं चावि ।
तह दंसणं हि सम्मं णाणमयं होइ रूवत्थं ॥ १५ ॥

જ્યમ ફૂલ હોય સુગંધમય ને દૂધ ઘૃતમય હોય છે,
-રૂપસ્થ દર્શન હોય સમ્યગ્જ્ઞાનમય એવી રીતે. ૧૫

जिणबिंबं णाणमयं संजमसुद्धं सुवीयरायं च ।
जं देइ दिक्खसिक्खा कम्मक्खयकारणे सुद्धा ॥ १६ ॥

જિનબિંબ છે, જે જ્ઞાનમય, વીતરાગ, સંયમશુદ્ધ છે,
દીક્ષા તથા શિક્ષા કરમક્ષયહેતુ આપે શુદ્ધ જે. ૧૬.

तस्स य करह पणामं सव्वं पुज्जं च विणय वच्छल्लं ।
जस्स य दंसण णाणं अत्थि धुवं चेयणाभावो ॥ १७ ॥

તેની કરો પૂજા, વિનય-વાત્સલ્ય-પ્રણમન તેહને,
જેને સુનિશ્ચિત જ્ઞાન, દર્શન, ચેતનાપરિણામ છે. ૧૭.

तववयगुणेहिं सुद्धो जाणदि पिच्छेइ सुद्धसम्मत्तं ।
अरहंतमुद्द एसा दायारी दिक्खसिक्खा य ॥ १८ ॥

તપવ્રતગુણોથી શુદ્ધ, નિર્મળ સુદૃગ સહ જાણે-જુએ,
દીક્ષા-સુશિક્ષાદાયિની અર્હંતમુદ્રા તેહ છે. ૧૮.

दिढसंजममुद्दाए इंदियमुद्दा कसायदिढमुद्दा ।
मुद्दा इह णाणाए जिणमुद्दा एरिसा भणिया ॥ १९ ॥

ઇન્દ્રિય-કષાયનિરોધમય મુદ્રા સુદૃઢસંયમમયી,
—આ ઉક્ત મુદ્રા જ્ઞાનથી નિષ્પન્ન, જિનમુદ્રા કહી. ૧૯.

संजमसंजुत्तस्स य सुझाणजोयस्स मोक्खमग्गस्स ।
णाणेण लहदि लक्खं तम्हा णाणं च णायव्वं ॥ २० ॥

સંયમસહિત સદ્‌ધ્યાનયોગ્ય વિમુક્તિપથના લક્ષ્યને,
પામી શકે છે જ્ઞાનથી જીવ, તેથી તે જ્ઞાતવ્ય છે. ૨૦.

जह णवि लहदि हु लक्खं रहिओ कंडस्स वेज्झयविहीणो ।
तह णवि लक्खदि लक्खं अण्णाणी मोक्खमग्गस्स ॥ २१ ॥

[1]શર-અજ્ઞ [2]વેધ્ય-અજાણ જેમ કરે ન પ્રાપ્ત નિશાનને,
અજ્ઞાની તેમ કરે ન લક્ષિત મોક્ષપથના લક્ષ્યને. ૨૧.

૧ શર-અજ્ઞ = બાણવિદ્યાનો અજાણ
૨. વેધ્ય-અજાણ = નિશાનસંબંધી અજાણ

णाणं पुरिसस्स हवदि लहदि सुपुरिसो वि विणयसंजुत्तो ।
णाणेण लहदि लक्खं लक्खंतो मोक्खमग्गस्स ॥ २२ ॥

રે! જ્ઞાન નરને થાય છે; તે, સુજન તેમ વિનીતને;
તે જ્ઞાનથી, કરી લક્ષ, પામે મોક્ષપથના લક્ષ્યને. ૨૨.

मइधणुहं जस्स थिरं सुदगुण बाणा सुअत्थि रयणत्तं ।
परमत्थबद्धलक्खो णवि चुक्कदि मोक्खमग्गस्स ॥ २३ ॥

મતિ [1]ચાપ થિર, શ્રુત દોરી, જેને રત્નત્રય [2]શુભ બાણ છે,
પરમાર્થ જેનું લક્ષ્ય છે, તે મોક્ષમાર્ગે નવ ચૂકે. ૨૩.

૧. ચાપ = ધનુષ્ય   ૨. શુભ = સારુ

सो देवो जो अत्थं धम्मं कामं सुदेइ णाणं च ।
सो देइ जस्स अत्थि हु अत्थो धम्मो य पव्वज्जा ॥ २४ ॥

તે દેવ, જે સુરીતે ધરમ ને અર્થ, કામ, સુજ્ઞાન દે;
તે વસ્તુ દે છે તે જ, જેને ધર્મ-દીક્ષા-અર્થ છે. ૨૪.

धम्मो दयाविसुद्धो पव्वज्जा सव्वसंगपरिचत्ता ।
देवो ववगयमोहो उदयकरो भव्वजीवाणं ॥ २५ ॥

તે ધર્મ જેહ દયાવિમળ. દીક્ષા પરિગ્રહમુક્ત જે,
તે દેવ જે નિર્મોહ છે ને ઉદય ભવ્ય તણો કરે. ૨૫.

वयसम्मत्तविसुद्धे पंचेंदियसंजदे णिरावेक्खे ।
ण्हाएउ मुणी तित्थे दिक्खासिक्खासुण्हाणेण ॥ २६ ॥

વ્રત-સુદગનિર્મળ, ઇન્દ્રિસંયમયુક્ત ને [1]નિરપેક્ષ જે,
તે તીર્થમાં દીક્ષા-સુશિક્ષારૂપ સ્નાન કરો, મુને! ૨૬.

૧ નિરપેક્ષ = અભિલાષારહિત.

जं णिम्मलं सुधम्मं सम्मत्तं संजमं तवं णाणं ।
तं तित्थं जिणमग्गे हवेइ जदि संतिभावेण ॥ २७ ॥

નિર્મળ સુદર્શન-તપચરણ-સદ્ધર્મ-સંયમ-જ્ઞાનને,
જો શાન્તભાવે યુક્ત તો, તીરથ કહ્યું જિનશાસને. ૨૭.

णामे ठवणे हि य संदव्वे भावे हि सगुणपज्जाया ।
चउणागदि संपदिमे भावा भावंति अरहंतं ॥ २८ ॥

[1]અભિધાન-સ્થાપન-દ્રવ્ય-ભાવે, [2]સ્વીય ગુણપર્યાયથી,
અર્હંત જાણી શકાય છે આગતિ-ચ્યવન-સંપત્તિથી. ૨૮.

૧ અભિધાન = નામ ૨. સ્વીય = પોતાના

दंसण अणंत णाणे मोक्खो णट्ठट्ठकम्मबंधेण ।
णिरुवमगुणमारूढो अरहंतो एरिसो होइ ॥ २९ ॥

નિઃસીમ દર્શન-જ્ઞાન છે, [1]વસુબંધલયથી મોક્ષ છે,
નિરુપમ ગુણે આરૂઢ છે,—અર્હંત આવા હોય છે. ૨૯.

૧ વસુ = આઠ

जरवाहिजम्ममरणं चउगइगमणं च पुण्णपावं च ।
हंतूण दोसकम्मे हुउ णाणमयं च अरहंतो ॥ ३० ॥

જે પુણ્ય-પાપ, જરા-જનમ-વ્યાધિ-મરણ, ગતિભ્રમણ ને
વળી દોષકર્મ હણી થયા જ્ઞાનાત્મ, તે અર્હંત છે. ૩૦.

गुणठाणमग्गणेहिं य पज्जत्तीपाणजीवठाणेहिं ।
ठावण पंचविहेहिं पणयव्वा अरहपुरिसस्स ॥ ३१ ॥

છે સ્થાપના અર્હંતની કર્તવ્ય પાંચ પ્રકારથી.
—[1]'ગુણ', માર્ગણા, પર્યાપ્તિ તેમ જ પ્રાણ ને જીવસ્થાનથી.

૧ 'ગુણ' = ગુણસ્થાન

तेरहमे गुणठाणे सजोइकेवलिय होइ अरहंतो ।
चउतीस अइसयगुणा होंति हु तस्सट्ठ पडिहारा ॥ ३२ ॥

અર્હંત્ સયોગીકેવળીજિન તેરમે ગુણસ્થાન છે;
ચોત્રીશ અતિશયયુક્ત ને વસુ પ્રાતિહાર્યસમેત છે. ૩૨.

गइ इंदियं च काए जोए वेए कसाय णाणे य ।
संजम दंसण लेसा भविया सम्मत्त सण्णि आहारे ॥ ३३ ॥

ગતિ-ઇન્દ્રિ-કાયે, યોગ-વેદ-કષાય-સંયમ-જ્ઞાનમાં,
દૃગ-ભવ્ય-લેશ્યા-સંજ્ઞી-સમકિત-આ'રમાં એ સ્થાપવા. ૩૩.

आहारो य सरीरो इंदियमणआणपाणभासा य ।
पज्जत्तिगुणसमिद्धो उत्तमदेवो हवइ अरहो ॥ ३४ ॥

આહાર, કાયા, ઇન્દ્રિ, શ્વાસોચ્છ્‌વાસ, ભાષા, મન તણી,
અર્હંત ઉત્તમ દેવ છે સમૃદ્ધ પટ્‌ પર્યાપ્તિથી. ૩૪.

पंच वि इंदियपाणा मणवयकाएण तिण्णि बलपाणा ।
आणप्पाणप्पाणा आउगपाणेण होंति दह पाणा ॥ ३५ ॥

ઇન્દ્રિયપ્રાણો પાંચ,ત્રણ બળપ્રાણ મન-વચ-કાયના,
બે આયુ-શ્વાસોચ્છ્‌વાસપ્રાણો,—પ્રાણ એ દસ હોય ત્યાં.

मणुयभवे पंचिंदिय जीवट्ठाणेसु होइ चउदसमे ।
एदे गुणगणजुत्तो गुणमारूढो हवइ अरहो ॥ ३६ ॥

માનવભવે પંચેન્દ્રિ તેથી ચૌદમે જીવસ્થાન છે;
પૂર્વોક્ત ગુણગણયુક્ત, 'ગુણ'-આરૂઢ શ્રી અર્હંત છે. ૩૬.

जरवाहिदुक्खरहियं आहारणिहारवज्जियं विमलं ।
सिंहाण खेल सेओ णत्थि दुगुंछा य दोसो य ॥ ३७ ॥

दस पाणा पज्जत्ती अट्ठसहस्सा य लक्खणा भणिया ।
गोखीरसंखधवलं मंसं रुहिरं च सव्वंगे ॥ ३८ ॥

एरिसगुणेहिं सव्वं अइसयवंतं सुपरिमलामोयं ।
ओरालियं च कायं णायव्वं अरहपुरिसस्स ॥ ३९ ॥

વણવ્યાધિ-દુઃખ-જરા, અહાર-નિહારવર્જિત, વિમળ છે,
[1]અજુગુપ્સિતા, [2]વણનાસિકામળ-શ્લેષ્મ-સ્વેદ, અદોષ છે;
દસ પ્રાણ, ષટ્ પર્યાપ્તિ, અષ્ટ-સહસ્ર લક્ષણ યુક્ત છે,
સર્વાંગ ગોક્ષીર-શંખતુલ્ય [3]સુધવલ માંસ-રુધિર છે; ૩૮.
—આવા ગુણે સર્વાંગ અતિશયવંત, [4]પરિમલમ્હેકતી,
ઔદારિકી કાયા અહો! અર્હંતપુરુષની જાણવી. ૩૯.

૧ અજુગુપ્સિતા = જેના પ્રત્યે જુગુપ્સા ન થાય એવી
૨ વણનાસિકામળ-શ્લેષ્મ-સ્વેદ = નાકના મેલથી, કફથી ને પરસેવાથી રહિત
૩ સુધવલ = ધોળું.　　　　૪. પરિમલ = સુગંધ

मयरायदोसरहिओ कसायमलवज्जिओ य सुविसुद्धो ।
चित्तपरिणामरहिदो केवलभावे मुणेयव्वो ॥ ४० ॥

મદરાગદ્વેષવિહીન, [1]ત્યક્તકષાયમળ સુવિશુદ્ધ છે,
મનપરિણમનપરિમુક્ત, [2]કેવળભાવસ્થિત અર્હંત છે. ૪૦.

૧ ત્યક્તકષાયમળ = કષાયમળ રહિત.
૨. કેવળ = એકલો; નિર્ભેળ; શુદ્ધ

सम्मद्दंसणि पस्सदि जाणदि णाणेण दव्वपज्जाया ।
सम्मत्तगुणविसुद्धो भावो अरहस्स णायव्वो ॥ ४१ ॥

દેખે દરશથી, જ્ઞાનથી જાણે દરવ-પર્યાયને,
સમ્યક્ત્વગુણસુવિશુદ્ધ છે,—અર્હંતનો આ ભાવ છે. ૪૧.

सुण्णहरे तरुहिट्ठे उज्जाणे तह मसाणवासे वा ।
गिरिगुह गिरिसिहरे वा भीमवणे अहव वसिते वा ॥ ४२ ॥

सवसासत्तं तित्थं वचचइदालत्तयं च वुत्तेहिं ।
जिणभवणं अह वेज्झं जिणमग्गे जिणवरा वेंति ॥ ४३ ॥

पंचमहव्वयजुत्ता पंचिंदियसंजया णिरावेक्खा ।
सज्झायझाणजुत्ता मुणिवरवसहा णिइच्छन्ति ॥ ४४ ॥

મુનિ શૂન્યગૃહ, તરુતલ વસે, [1]ઉદ્યાન વા સમશાનમાં,
[2]ગિરિકંદરે, ગિરિશિખર પર, વિકરાળ વન વા વસતિમા. ૪૨.

નિજવશ શ્રમણના વાસ, તીરથ, શાસ્ત્રચૈત્યાલય અને
જિનભવન મુનિનાં લક્ષ્ય છે—જિનવર કહે જિનશાસને. ૪૩.

પંચેન્દ્રિસંયમવંત, પંચમહાવ્રતી, નિરપેક્ષ ને
સ્વાધ્યાય-ધ્યાને યુક્ત મુનિવરવૃષભ ઇચ્છે તેમને. ૪૪.

૧ ઉદ્યાન = બગીચો     ૨ ગિરિકંદર = પર્વતની ગુફા

गिहगंथमोहमुक्का बावीसपरीसहा जियकसाया ।
पावारंभविमुक्का पव्वज्जा एरिसा भणिया ॥ ४५ ॥

ગૃહ-ગ્રંથ-મોહવિમુક્ત છે, પરિષહજયી, અકષાય છે,
છે મુક્ત પાપારંભથી,—દીક્ષા કહી આવી જિને. ૪૫.

धणधण्णवत्थदाणं हिरण्णसयणासणाइ छत्ताइं ।
कुदाणविरहरहिया पव्वज्जा एरिसा भणिया ॥ ४६ ॥

ધન-ધાન્ય-[1]પટ, [2]કંચન-રજત, આસન-શયન, છત્રાદિનાં
સર્વે કુદાન વિહીન છે,—દીક્ષા કહી આવી જિને ૪૬.

૧. પટ = વસ્ત્ર     ૨. કંચન-રજત = સોનુ-રૂપુ

सत्तूमित्ते य समा पसंसणिंदा अलद्धिलद्धिसमा ।
तणकणए समभावा पव्वज्जा एरिसा भणिया ॥ ४७ ॥

નિંદા-પ્રશંસા, શત્રુ-મિત્ર, અલબ્ધિ ને [1]લબ્ધિ વિષે,
તૃણ-કંચને સમભાવ છે,—દીક્ષા કહી આવી જિને. ૪૭

૧. લબ્ધિ = લાભ

उत्तममज्झिमगेहे दारिद्दे ईसरे णिरावेक्खा ।
सव्वत्थ गिहिदपिंडा पव्वज्जा एरिसा भणिया ॥ ४८ ॥

નિર્ધન-સધન ને ઉચ્ચ-મધ્યમ [1]સદન અનપેક્ષિતપણે
સર્વત્ર [2]પિંડ ગ્રહાય છે,—દીક્ષા કહી આવી જિને. ૪૮

૧ સદન = ઘર.        ૨. પિંડ = આહાર

णिग्गंथा णिस्संगा णिम्माणासा अराय णिद्दोसा ।
णिम्मम णिरहंकारा पव्वज्जा एरिसा भणिया ॥ ४९ ॥

નિર્ગ્રંથ ને નિઃસંગ, [1]નિર્માનાશ, નિરહંકાર છે,
નિર્મમ, અરાગ, અદ્વેષ છે,—દીક્ષા કહી આવી જિને. ૪૯.

૧. નિર્માનાશ = માન ને આશા રહિત

णिण्णेहा णिल्लोहा णिम्मोहा णिव्वियार णिक्कलुसा ।
णिब्भय णिरासभावा पव्वज्जा एरिसा भणिया ॥ ५० ॥

નિઃસ્નેહ, નિર્ભય, નિર્વિકાર, અકલુષ ને નિર્મોહ છે,
આશારહિત, નિર્લોભ છે,—દીક્ષા કહી આવી જિને ૫૦.

जहजायरूवसरिसा अवलंबियभुय णिराउहा संता ।
परकियणिलयणिवासा पव्वज्जा एरिसा भणिया ॥ ५१ ॥

જન્મ્યા પ્રમાણે રૂપ, [1]લંબિતભુજ, [2]નિરાયુધ, શાંત છે,
પરકૃત [3]નિલયમાં વાસ છે,—દીક્ષા કહી આવી જિને. ૫૧.

૧ લંબિતભુજ = નીચે લટકતા હાથવાળી
૨ નિરાયુધ = શસ્ત્રરહિત ૩ નિલય = રહેઠાણ

उवसमखमदमजुत्ता सरीरसंकारवज्जिया रुक्खा ।
मयरायदोसरहिया पव्वज्जा एरिसा भणिया ॥ ५२ ॥

ઉપશમ-ક્ષમા-[1]દમયુક્ત, તનસંસ્કારવર્જિત [2]રૂક્ષ છે,
મદ-રાગ-દ્વેષવિહીન છે,—દીક્ષા કહી આવી જિને. ૫૨.

૧ દમ = ઇન્દ્રિયનિગ્રહ ૨ રૂક્ષ = તેલમર્દન રહિત

विवरीयमूढभावा पणट्ठकम्मट्ठ णट्ठमिच्छत्ता ।
सम्मत्तगुणविसुद्धा पव्वज्जा एरिसा भणिया ॥ ५३ ॥

જ્યાં મૂઢતા-મિથ્યાત્વ નહિ, જ્યાં કર્મ અષ્ટ વિનષ્ટ છે,
સમ્યક્ત્વગુણથી શુદ્ધ છે,—દીક્ષા કહી આવી જિને. ૫૩.

जिणमग्गे पव्वज्जा छहसंहणणेसु भणिय णिग्गंथा ।
भावंति भव्वपुरिसा कम्मक्खयकारणे भणिया ॥ ५४ ॥

નિર્ગ્રંથ દીક્ષા છે કહી ષટ્ સંહનનમાં જિનવરે;
ભવિ પુરુષ ભાવે તેહને; તે કર્મક્ષયનો હેતુ છે. ૫૪.

तिलतुसमत्तणिमित्तसम वाहिरग्गंथसंगहो णत्थि ।
पव्वज्ज हवइ एसा जह भणिया सव्वदरसीहिं ॥ ५५ ॥

તલતુષપ્રમાણ ન બાહ્ય પરિગ્રહ, રાગ તત્સમ છે નહીં;
—આવી પ્રવ્રજ્યા હોય છે સર્વજ્ઞજિનદેવે કહી. ૫૫.

उवसग्गपरिसहसहा णिज्जणदेसे हि णिच्च अत्थेइ ।
सिल कट्ठे भूमितले सव्वे आरुहइ सव्वत्थ ॥ ५६ ॥

ઉપસર્ગ-પરિષહ મુનિ સહે, નિર્જન સ્થળે નિત્યે રહે,
સર્વત્ર કાષ્ઠ, શિલા અને ભૂતલ ઉપર સ્થિતિ તે કરે. ૫૬.

पसुमहिलसंढसंगं कुसीलसंगं ण कुणइ विकहाओ ।
सज्झायझाणजुत्ता पव्वज्जा एरिसा भणिया ॥ ५७ ॥

સ્ત્રી-¹ષંઢ-પશુ-²દુઃશીલનો નહિ સંગ, નહિ વિકથા કરે,
સ્વાધ્યાય-ધ્યાને યુક્ત છે,—દીક્ષા કહી આવી જિને. ૫૭.

૧ ષંઢ = નપુંસક   ૨ દુઃશીલ = કુશીલ જનો

तववयगुणेहिं सुद्धा संजमसम्मत्तगुणविसुद्धा य ।
सुद्धा गुणेहिं सुद्धा पव्वज्जा एरिसा भणिया ॥ ५८ ॥

તપવ્રતગુણોથી શુદ્ધ, સંયમ-સુદૃગગુણસુવિશુદ્ધ છે,
છે ગુણવિશુદ્ધ,—સુનિર્મળા દીક્ષા કહી આવી જિને. ૫૮.

एवं आयत्तणगुणपव्वज्जंता वहुविसुद्धसम्मत्ते ।
णिग्गंथे जिणमग्गे संखेवेणं जहाखादं ॥ ५९ ॥

સંક્ષેપમાં આયતનથી [1]દીક્ષાંત ભાવ અહીં કહ્યા,
જ્યમ શુદ્ધસમ્યગ્દરશયુત નિર્ગ્રંથ જિનપથ વર્ણવ્યા ૫૯.

૧ દીક્ષાંત = પ્રવ્રજ્યા સુધીના

रूवत्थं सुद्धत्थं जिणमग्गे जिणवरेहिं जह भणियं ।
भव्वजणवोहणत्थं छक्कायहियंकरं उत्तं ॥ ६० ॥

રૂપસ્થ [1]સુવિશુદ્ધાર્થ વર્ણન જિનપથે જ્યમ જિન કર્યું,
ત્યમ ભવ્યજનબોધન અરથ ષટ્કાયહિતકર અહીં કહ્યું. ૬૦.

૧ સુવિશુદ્ધાર્થ = જેમાં શુદ્ધ સ્વરૂપ કહેલું છે એવું, તાત્ત્વિક

सद्दवियारो हूओ भासासुत्तेसु जं जिणे कहियं ।
सो तह कहियं णायं सीसेण य भद्दवाहुस्स ॥ ६१ ॥

જિનકથન ભાષાસૂત્રમય શાબ્દિક-વિકારરૂપે થયું;
તે જાણ્યું શિષ્યે ભદ્રબાહુ તણા અને એમ જ કહ્યું. ૬૧.

वारसअंगवियाणं चउदसपुव्वंगविउलवित्थरणं ।
सुयणाणि भद्दवाहू गमयगुरू भयवओ जयउ ॥ ६२ ॥

[1]જસ બોધ દ્વાદશ અંગનો, [2]ચઉદશપૂરવ-વિસ્તારનો,
જય હો [3]શ્રુતધર ભદ્રબાહુ ગમકગુરુ ભગવાનનો. ૬૨.

૧ જસ = જેમને ૨ ચઉદશ = ચૌદ

૩. શ્રુતધર = શ્રુતજ્ઞાની



# ૫. ભાવપ્રાભૃત

णमिऊण जिणवरिंदे णरसुरभवणिंदवंदिए सिद्धे ।
वोच्छामि भावपाहुडमवसेसे संजदे सिरसा ॥ १ ॥

સુર-અસુર-નરપતિવંદ્ય જિનવર-ઇન્દ્રને, શ્રી સિદ્ધને,
મુનિ શેષને શિરસા નમી કહું ભાવપ્રાભૃત-શાસ્ત્રને. ૧.

भावो हि पढमलिंगं ण दव्वलिंगं च जाण परमत्थं ।
भावो कारणभूदो गुणदोसाणं जिणा वेंति ॥ २ ॥

છે ભાવ પરથમ લિંગ, દ્રવમય લિંગ નહિ પરમાર્થ છે;
ગુણદોષનું કારણ કહ્યો છે ભાવને શ્રી જિનવરે. ૨.

भावविसुद्धिणिमित्तं बाहिरगंथस्स कीरए चाओ ।
बाहिरचाओ विहलो अब्भंतरगंथजुत्तस्स ॥ ३ ॥

રે! ભાવશુદ્ધિનિમિત્ત બાહિર-ગ્રંથ ત્યાગ કરાય છે;
છે [1]વિફળ બાહિર-ત્યાગ [2]આંતર-ગ્રંથથી સંયુક્તને. ૩.

૧ વિફળ = નિષ્ફળ ૨ આંતર-ગ્રંથ = અભ્યંતર પરિગ્રહ

भावरहिओ ण सिज्झइ जइ वि तवं चरइ कोडिकोडीओ ।
जम्मंतराइ बहुसो लंबियहत्थो गलियवत्थो ॥ ४ ॥

છો કોટિકોટિ ભવો વિષે નિર્વસ્ત્ર [1]લંબિતકર રહી
પુષ્કળ કરે તપ, તોય ભાવવિહીનને સિદ્ધિ નહીં. ૪.

૧ લંબિતકર = નીચે લટકાવેલા હાથવાળા

परिणामम्मि असुद्धे गंथे मुंचेइ वाहिरे य जई ।
वाहिरगंथच्चाओ भावविहूणस्स किं कुणइ ॥ ५ ॥

પરિણામ હોય અશુદ્ધ ને જો બાહ્ય ગ્રંથ પરિત્યજે,
તો શું કરે એ બાહ્યનો પરિત્યાગ ભાવવિહીનને? ૫.

जाणहि भावं पढमं किं ते लिंगेण भावरहिएण ।
पंथिय सिवपुरिपंथं जिणउवइट्ठं पयत्तेण ॥ ६ ॥

છે ભાવ પરથમ, ભાવવિરહિત લિંગથી શું કાર્ય છે?
હે પથિક! શિવનગરી તણો પથ [1]યત્નપ્રાપ્ય કહ્યો જિને. ૬.

૧ યત્ન = પ્રયત્ન, (શુદ્ધભાવરૂપ) ઉદ્યમ.

भावरहिएण सपुरिस अणाइकालं अणंतसंसारे ।
गहिउज्झियाइं वहुसो वाहिरणिग्गंथरूवाइं ॥ ७ ॥

સત્પુરુષ! કાળ અનાદિથી નિઃસીમ આ સંસારમાં
બહુ વાર ભાવ વિના બહિર્નિર્ગ્રંથ રૂપ ગ્રહ્યાં-તજ્યાં. ૭.

भीसणणरयगईए तिरियगईए कुदेवमणुगइए ।
पत्तो सि तिव्वदुक्खं भावहि जिणभावणा जीव ॥ ८ ॥

ભીષણ નરક, તિર્યંચ તેમ કુદેવ-માનવજન્મમાં,
તેં જીવ! તીવ્ર દુખો સહ્યાં; તું ભાવ રે! જિનભાવના. ૮.

सत्तसु णरयावासे दारुणभीसाइं असहणीयाइं ।
भुत्ताइं सुइरकालं दुक्खाइं णिरंतरं सहियं ॥ ९ ॥

ભીષણ સુતીવ્ર અસહ્ય દુઃખો સપ્ત નરકાવાસમાં
બહુ દીર્ઘ કાળપ્રમાણ તેં વેદ્યાં, [1]અછિન્નપણે સહ્યાં. ૯.

૧ અછિન્ન = સતત, નિરંતર

खणणुत्तावणवालणवेयणविच्छेयणाणिरोहं च ।
पत्तो सि भावरहिओ तिरियगईए चिरं कालं ॥ १० ॥

રે ! [1]ખનન-[2]ઉત્તાપન-[3]પ્રજ્વલન-[4]વીજન-[5]છેદ-[6]નિરોધનાં
ચિરકાળ પામ્યો દુઃખ ભાવવિહીન તું તિર્યંચમાં. ૧૦.

૧ ખનન = ખોદવાની ક્રિયા
૨ ઉત્તાપન = તપાવવાની ક્રિયા
૩ પ્રજ્વલન = પ્રજાળવાની ક્રિયા
૪ વીજન = પંખાથી પવન નાખવાની ક્રિયા
૫ છેદ = કાપવાની ક્રિયા
૬ નિરોધ = બંધનમાં રાખવાની ક્રિયા

आगंतुक माणसियं सहजं सारीरियं च चत्तारि ।
दुक्खाइं मणुयजम्मे पत्तो सि अणंतयं कालं ॥ ११ ॥

તેં સહજ, કાયિક, માનસિક, [1]આગંતુ—ચાર પ્રકારનાં
દુઃખો લહ્યાં નિઃસીમ કાળ મનુષ્ય કેરા જન્મમાં. ૧૧.

૧ આગંતુ = આગંતુક, બહારથી આવી પડેલ

सुरणिलएसु सुरच्छरविओयकाले य माणसं तिव्वं ।
संपत्तो सि महाजस दुक्खं सुहभावणारहिओ ॥ १२ ॥

સુર-અપ્સરાના વિરહકાળે હે મહાયશ! સ્વર્ગમાં
[1]શુભભાવનાવિરહિતપણે તેં તીવ્ર [2]માનસ દુખ સહ્યાં. ૧૨.

૧ શુભભાવના = સારી ભાવના અર્થાત્ શુદ્ધ પરિણતિ
૨ માનસ = માનસિક

कंदप्पमाइयाओ पंच वि असुहादिभावणाई य ।
भाऊण दव्वलिंगी पहीणदेवो दिवे जाओ ॥ १३ ॥

તું સ્વર્ગલોકે હીન દેવ થયો, દરવલિંગીપણે
કાંદર્પી-આદિક પાંચ ભૂરી ભાવનાને ભાવીને. ૧૩.

पासत्थभावणाओ अणाइकालं अणेयवाराओ ।
भाऊण दुहं पत्तो कुभावणाभावबीएहिं ॥ १४ ॥

બહુ વાર કાળ અનાદિથી પાર્શ્વસ્થ-આદિક ભાવના
તેં ભાવીને દુર્ભાવનાત્મક બીજથી દુઃખો લહ્યાં. ૧૪.

देवाण गुणविहूई इड्ढी माहप्प बहुविहं दट्ठुं ।
होऊण हीणदेवो पत्तो बहु माणसं दुक्खं ॥ १५ ॥

રે! હીન દેવ થઈ તું પામ્યો તીવ્ર માનસ દુઃખને,
દેવો તણા ગુણવિભવ, ઋદ્ધિ, મહાત્મ્ય બહુવિધ દેખીને. ૧૫.

चउविहविकहासत्तो मयमत्तो असुहभावपयडत्थो ।
होऊण कुदेवत्तं पत्तो सि अणेयवाराओ ॥ १६ ॥

મદમત્ત ને આસક્ત ચાર પ્રકારની વિકથા મહીં.
[1]બહુશઃ કુદેવપણું લહ્યું તેં, અશુભ ભાવે પરિણમી ૧૬.

૧ બહુશઃ = અનેક વાર

असुईवीहत्थेहि य कलिमलबहुलाहि गब्भवसहीहि ।
वसिओ सि चिरं कालं अणेयजणणीण मुणिपवर ॥ १७ ॥

હે મુનિપ્રવર ! તું ચિર વસ્યો બહુ જનનીના ગર્ભોપણે
નિકૃષ્ટમળભરપૂર, અશુચિ, બીભત્સ ગર્ભાશય વિષે. ૧૭.

पीओ सि थणच्छीरं अणंतजम्मंतराइं जणणीणं ।
अण्णण्णाण महाजस सायरसलिलादु अहिययरं ॥ १८ ॥

જન્મો અનંત વિષે અરે ! જનની અનેરી અનેરીનું
સ્તનદૂધ તેં પીધું મહાયશ ! [1]ઉદધિજળથી અતિ ઘણું. ૧૮.

૧ ઉદધિજળ=સમુદ્રનું પાણી

तुह मरणे दुक्खेणं अण्णण्णाणं अणेयजणणीणं ।
रुण्णाण णयणणीरं सायरसलिलादु अहिययरं ॥ १९ ॥

તુજ મરણથી દુઃખાર્ત બહુ જનની અનેરી અનેરીનાં
નયનો થકી જળ જે વહ્યાં તે ઉદધિજળથી અતિ ઘણાં ૧૯.

भवसायरे अणंते छिण्णुज्झिय केसणहरणालट्ठी ।
पुंजइ जइ को वि जए हवदि य गिरिसमधिया रासी ॥ २० ॥

નિઃસીમ ભવમાં ત્યક્ત તુજ નખ-નાળ-અસ્થિ-કેશને
સુર કોઈ એકત્રિત કરે તો [1]ગિરિઅધિક રાશિ બને. ૨૦.

૧ ગિરિઅધિક રાશિ=પર્વતથી પણ વધુ મોટો ઢગલો

जलथलसिहिपवणंबरगिरिसरिदरितरुवणाइ सव्वत्थ ।
वसिओ सि चिरं कालं तिहुवणमज्झे अणप्पवसो ॥ २१ ॥

જલ-થલ-અનલ-પવને, નદી-ગિરિ-આભ-વન-વૃક્ષાદિમાં
વણ આત્મવશતા ચિર વસ્યો સર્વત્ર તું ત્રણ ભુવનમાં. ૨૧.

गसियाइं पुग्गलाइं भुवणोदरवत्तियाइं सव्वाइं ।
पत्तो सि तो ण तित्तिं पुणरुत्तं ताइं भुंजंतो ॥ २२ ॥

ભક્ષણ કર્યાં તેં લોકવર્તી પુદ્‌ગલોને સર્વને,
ફરી ફરી કર્યાં ભક્ષણ છતાં પામ્યો નહી તું તૃપ્તિને. ૨૨.

तिहुयणसलिलं सयलं पीयं तण्हाइ पीडिएण तुमे ।
तो वि ण तण्हाछेओ जाओ चिंतेह भवमहणं ॥ २३ ॥

પીડિત તૃષાથી તેં પીધાં છે સર્વ [1]ત્રિભુવનનીરને,
તોપણ તૃષા છેદાઈ ના; ચિંતવ અરે! [2]ભવછેદને. ૨૩.

૧ ત્રિભુવનનીર = ત્રણ લોકનું બધું પાણી

૨ ભવછેદ = ભવનો નાશ

गहिउज्झियाइं मुणिवर कलेवराइं तुमे अणेयाइं ।
ताणं णत्थि पमाणं अणंतभवसायरे धीर ॥ २४ ॥

હે ધીર! હે મુનિવર! ગ્રહ્યાં-છોડયાં શરીર અનેક તેં,
તેનું નથી પરિમાણ કંઈ નિઃસીમ ભવસાગર વિષે. ૨૪.

विसवेयणरत्तक्खयभयसत्थग्गहणसंकिलेसेण ।
आहारुस्सासाणं णिरोहणा खिज्जए आऊ ॥ २५ ॥

हिमजलणसलिलगुरुयरपव्वयतरुरुहणपडणभंगेहिं ।
रसविज्जजोयधारण अणयपसंगेहिं विविहेहिं ॥ २६ ॥

इय तिरियमणुयजम्मे सुइरं उववज्जिऊण वहुवारं ।
अवमिच्चुमहादुक्खं तिव्वं पत्तो सि तं मित्त ॥ २७ ॥

[૧]વિષ-વેદનાથી, રક્તક્ષય-ભય-શસ્ત્રથી, સંકલેશથી,
આયુષ્યનો ક્ષય થાય છે [૨]આહાર-શ્વાસનિરોધથી; ૨૫.
હિમ-અગ્નિ-જળથી, [૩]ઉચ્ચ-પર્વતવૃક્ષરોહણપતનથી,
અન્યાય-રસવિજ્ઞાન-યોગપ્રધારણાદિ પ્રસંગથી ૨૬.
હે મિત્ર! એ રીત જન્મીને ચિર કાળ નર-તિર્યંચમાં,
બહુ વાર તું પામ્યો મહાદુખ આકરાં અપમૃત્યુનાં. ૨૭.

૧ વિષ-વેદનાથી = ઝેર ખાવાથી તથા પીડાથી.

૨ આહાર-શ્વાસનિરોધ = આહારનો ને શ્વાસનો નિરોધ

૩ ઉચ્ચ-પર્વતવૃક્ષરોહણપતનથી = ઊંચા પર્વત ને વૃક્ષ પર ચડતા પડી જવાથી

छत्तीसं तिण्णि सया छावट्ठिसहस्सवारमरणाणि ।
अंतोमुहुत्तमज्झे पत्तो सि णिगोयवासम्मि ॥ २८ ॥

છાસઠ હજાર ત્રિશત અધિક છત્રીશ તેં મરણો કર્યાં
અંતર્મુહૂર્તપ્રમાણ કાળ વિષે નિગોદનિવાસમાં. ૨૮.

वियलिंदिए असीदी सट्ठी चालीसमेव जाणेह ।
पंचिंदिय चउवीसं खुद्दभवंतोमुहुत्तस्स ॥ २९ ॥

રે! જાણ એંશી સાઠ ચાળીશ ક્ષુદ્રભવ વિકલેંદ્રિના,
અંતર્મુહૂર્તે ક્ષુદ્રભવ ચોવીશ પંચેંદ્રિય તણા. ૨૯.

रयणत्तये अलद्धे एवं भमिओ सि दीहसंसारे ।
इय जिणवरेहिं भणियं तं रयणत्तय समायरह ॥ ३० ॥

વણ રત્નત્રયપ્રાપ્તિ તું એ રીત દીર્ઘ સંસારે ભમ્યો,
—ભાખ્યું જિનોએ આમ; તેથી રત્નત્રયને આચરો. ૩૦.

अप्पा अप्पम्मि रओ सम्माइट्ठी हवेइ फुडु जीवो ।
जाणइ तं सण्णाणं चरदिह चारित्त मग्गो त्ति ॥ ३१ ॥

નિજ આત્મમાં રત જીવ જે તે પ્રગટ સમ્યગ્દૃષ્ટિ છે,
[1]તદ્બોધ છે સુજ્ઞાન, ત્યાં ચરવું [2]ચરણ છે;—માર્ગ એ. ૩૧.

૧ તદ્બોધ = તેનું જ્ઞાન, નિજ આત્માને જાણવું તે
૨ ચરણ = ચારિત્ર, સમ્યક્ચારિત્ર

अण्णे कुमरणमरणं अणेयजम्मंतराइं मरिओ सि ।
भावहि सुमरणमरणं जरमरणविणासणं जीव ॥ ३२ ॥

હે જીવ! [1]કુમરણમરણથી તું મર્યો અનેક ભવો વિષે;
તું ભાવ સુમરણમરણને [2]જર-મરણના હરનારને. ૩૨.

૧ કુમરણમરણ = કુમરણરૂપ મરણ   ૨ જર = જરા.

सो णत्थि दव्वसवणो परमाणुपमाणमेत्तओ णिलओ ।
जत्थ ण जाओ ण मओ तियलोयपमाणिओ सव्वो ॥ ३३ ॥

ત્રણ લોકમાં પરમાણુ સરખું સ્થાન કોઈ રહ્યું નથી,
જ્યાં દ્રવ્યશ્રમણ થયેલ જીવ મર્યો નથી, જન્મ્યો નથી. ૩૩.

कालमणंतं जीवो जम्मजरामरणपीडिओ दुक्खं ।
जिणलिंगेण वि पत्तो परंपराभावरहिएण ॥ ३४ ॥

જીવ [1]જનિ-જરા-મૃતતપ્ત કાળ અનંત પામ્યો દુઃખને,
જિનલિંગને પણ ધારી [2]પારંપર્યભાવવિહીનને. ૩૪.

૧ જનિ-જરા-મૃતતપ્ત = જન્મ, જરા અને મરણથી પીડિત વર્તતો થકો

૨ પારંપર્યભાવવિહીન = પરંપરાગત ભાવલિંગથી રહિત; આચાર્યોની પરંપરાથી ચાલ્યા આવતા ભાવલિંગ રહિત

पडिदेससमयपुग्गलआउगपरिणामणामकालट्ठं ।
गहिउज्झियाइं बहुसो अणंतभवसायरे जीव ॥ ३५ ॥

પ્રતિદેશ-પુદ્‌ગલ-કાળ-આયુષ-નામ-પરિણામસ્થ તેં
[1]બહુશઃ શરીર ગ્રહ્યાં-તજ્યાં નિઃસીમ ભવસાગર વિષે. ૩૫.

૧ બહુશ = અનેક વાર.

तेयाला तिण्णि सया रज्जूणं लोयखेत्तपरिमाणं ।
मुत्तूणट्ठ पएसा जत्थ ण ढुरुढुल्लिओ जीवो ॥ ३६ ॥

ત્રણશત-અધિક ચાળીસ-ત્રણ રજ્જુપ્રમિત આ લોકમાં
તજી આઠ કોઈ પ્રદેશ ના, પરિભ્રમિત નહિ આ જીવ જ્યાં.

एक्केकंगुलि वाही छण्णवदी होंति जाण मणुयाणं ।
अवसेसे य सरीरे रोया भण कित्तिया भणिया ॥ ३७ ॥

પ્રત્યેક અંગુલ છન્નું જાણો રોગ માનવદેહમાં;
તો કેટલા રોગો, કહો, આ અખિલ દેહ વિષે, ભલા! ૩૭.

ते रोया वि य सयला सहिया ते परवसेण पुव्वभवे ।
एवं सहसि महाजस किं वा बहुएहिं लविएहिं ॥ ३८ ॥

એ રોગ પણ સઘળા સહ્યા તેં પૂર્વભવમાં પરવશે;
તું સહી રહ્યો છે આમ, યશધર; અધિક શું કહીએ તને? ૩૮.

पित्तंतमुत्तफेफसकालिज्जयरुहिरखरिसकिमिजाले ।
उयरे वसिओ सि चिरं णवदसमासेहिं पत्तेहिं ॥ ३९ ॥

મળ-મૂત્ર-[1]શોણિત-પિત્ત, [2]કરમ, બરોળ, [3]યકૃત, [4]આંત્ર જ્યાં,
ત્યાં માસ નવ-દશ તું વસ્યો બહુ વાર જનની-ઉદરમાં. ૩૯.

૧ શોણિત = લોહી  ૨ કરમ = કૃમિ  ૩ યકૃત = કલેજું.
૪. આંત્ર = આતરડા

दियसंगट्ठियमसणं आहारिय मायभुत्तमण्णांते ।
छद्दिखरिसाण मज्झे जढरे वसिओ सि जणणीए ॥ ४० ॥

જનની તણું ચાવેલ ને ખાધેલ એઠું ખાઈને,
તું જનની કેરા જઠરમાં વમનાદિમધ્ય વસ્યો અરે! ૪૦.

सिसुकाले य अयाणे असुईमज्झम्मि लोलिओ सि तुमं ।
असुई असिया बहुसो मुणिवर बालत्तपत्तेण ॥ ४१ ॥

તું અશુચિમાં લોટ્યો ઘણું શિશુકાળમાં અણસમજમાં,
મુનિવર! અશુચિ આરોગી છે બહુ વાર તેં બાલત્વમાં. ૪૧.

मंसट्ठिसुक्कसोणियपित्तंतसवत्तकुणिमदुग्गंधं ।
खरिसवसपूयखिब्भिसभरियं चिंतेहि देहउडं ॥ ४२ ॥

[1]પલ-પિત્ત-શોણિત-આંત્રથી દુર્ગંધ શબ સમ જ્યાં સ્રવે,
ચિંતવ તું [2]પીપ-વસાદિ-અશુચિભરેલ કાયાકુંભને. ૪૨.

૧ પલ = માસ  ૨ પીપ-વસાદિ = પરુ, ચરબી વગેરે

भावविमुत्तो मुत्तो ण य मुत्तो बंधवाइमित्तेण ।
इय भाविऊण उज्झसु गंथं अब्भंतरं धीर ॥ ४३ ॥

રે! ભાવમુક્ત વિમુક્ત છે, સ્વજનાદિમુક્ત ન મુક્ત છે,
ઇમ ભાવીને હે ધીર! તુ પરિત્યાગ [1]આંતર ગ્રંથને. ૪૩.

૧ આંતર = અભ્યંતર

देहादिचत्तसंगो माणकसाएण कलुसिओ धीर ।
अत्तावणेण जादो बाहुबली कित्तियं कालं ॥ ४४ ॥

દેહાદિસંગ તજ્યો અહો! પણ મલિન માનકષાયથી
આતાપના કરતા રહ્યા બાહુબલી મુનિ ક્યાં લગી? ૪૪.

महुपिंगो णाम मुणी देहाहारादिचत्तवावारो ।
सवणत्तणं ण पत्तो णियाणमित्तेण भवियणुय ॥ ४५ ॥

તન-ભોજનાદિપ્રવૃત્તિના તજનાર મુનિ મધુપિંગલે,
હે [1]ભવ્યનૂત! નિદાનથી જ લહ્યું નહી [2]શ્રમણત્વને. ૪૫.

૧ ભવ્યનૂત = ભવ્યજીવો જેની પ્રશંસા કરે છે એવા, ભવ્યજીવો વડે જેને નમવામા આવે છે એવા

૨. શ્રમણત્વને = ભાવમુનિપણાને

अण्णं च वसिट्ठमुणी पत्तो दुक्खं णियाणदोसेण ।
सो णत्थि वासठाणो जत्थ ण ढुरुढुल्लिओ जीवो ॥ ४६ ॥

બીજાય સાધુ વસિષ્ઠ પામ્યા દુઃખને નિદાનથી;
એવું નથી કો સ્થાન કે જે સ્થાન જીવ ભમ્યો નથી. ૪૬.

सो णत्थि तप्पएसो चउरासीलक्खजोणिवासम्मि ।
भावविरओ वि सवणो जत्थ ण डुरुडुल्लिओ जीव ॥ ४७ ॥

એવો ન કોઈ પ્રદેશ લખ ચોરાશી યોનિનિવાસમાં,
રે! ભાવવિરહિત શ્રમણ પણ પરિભ્રમણને પામ્યો ન જ્યાં. ૪૭.

भावेण होइ लिंगी ण हु लिंगी होइ दव्वमित्तेण ।
तम्हा कुणिज्ज भावं किं कीरइ दव्वलिंगेण ॥ ४८ ॥

છે ભાવથી લિંગી, ન લિંગી દ્રવ્યલિંગથી હોય છે;
તેથી ધરો રે! ભાવને, દ્રવલિંગથી શું સાધ્ય છે? ૪૮.

दंडयणयरं सयलं डहिओ अब्भंतरेण दोसेण ।
जिणलिंगेण वि बाहू पडिओ सो रउरवे णरए ॥ ४९ ॥

દંડકનગર કરી દગ્ધ સઘળું દોષ અભ્યંતર વડે,
જિનલિંગથી પણ બાહુ એ ઊપજ્યા નરક રૌરવ વિષે. ૪૯.

अवरो वि दव्वसवणो दंसणवरणाणचरणपब्भट्ठो ।
दीवायणो त्ति णामो अणंतसंसारिओ जाओ ॥ ५० ॥

વળી એ રીતે બીજા દરવસાધુ દ્વીપાયન નામના
વરજ્ઞાનદર્શનચરણભ્રષ્ટ, અનંતસંસારી થયા. ૫૦.

भावसमणो य धीरो जुवईजणवेढिओ विसुद्धमई ।
णामेण सिवकुमारो परित्तसंसारिओ जादो ॥ ५१ ॥

બહુયુવતિજનવેષ્ટિત[1] છતાં પણ ધીર શુદ્ધમતિ અહા!
એ ભાવસાધુ શિવકુમાર [2]પરીતસંસારી થયા. ૫૧.

૧ વેષ્ટિત = વિંટળાયેલા
૨ પરીતસંસારી = પરિમિત સંસારવાળા, અલ્પસંસારી

केवलिजिणपण्णत्तं एयादसअंग सयलसुयणाणं ।
पढिओ अभव्वसेणो ण भावसवणत्तणं पत्तो ॥ ५२ ॥

જિનવરકથિત [1]એકાદશાંગમયી સકલ શ્રુતજ્ઞાનને
ભણવા છતાંય અભવ્યસેન ન પ્રાપ્ત ભાવમુનિત્વને. ૫૨.

૧ એકાદશાંગ = અગિયાર અંગ

तुसमासं घोसंतो भावविसुद्धो महाणुभावो य ।
णामेण य सिवभूई केवलणाणी फुडं जाओ ॥ ५३ ॥

શિવભૂતિનામક ભાવશુદ્ધ મહાનુભાવ મુનિવરા
"[1]તુષમાષ" પદને ગોખતા પામ્યા પ્રગટ સર્વજ્ઞતા. ૫૩.

૧ તુષમાષ = ફોતરાં અને અડદ

भावेण होइ णग्गो बाहिरलिंगेण किं च णग्गेण ।
कम्मपयडीण णियरं णासइ भावेण दव्वेण ॥ ५४ ॥

નગ્નત્વ તો છે ભાવથી; શું નગ્ન [1]બાહિર-લિંગથી?
રે! નાશ કર્મસમૂહ કેરો હોય ભાવથી દ્રવ્યથી. ૫૪.

૧. બાહિર = બાહ્ય.

णग्गत्तणं अकज्जं भावणरहियं जिणेहिं पण्णत्तं ।
इय णाऊण य णिच्चं भाविज्जहि अप्पयं धीर ॥ ५५ ॥

નગ્નત્વ ભાવવિહીન ભાખ્યું અકાર્ય દેવ જિનેશ્વરે,
—ઈમ જાણીને હે ધીર! નિત્યે ભાવ તું નિજ આત્મને. ૫૫.

देहादिसंगरहिओ माणकसाएहिं सयलपरिचत्तो ।
अप्पा अप्पम्मि रओ स भावलिंगी हवे साहू ॥ ५६ ॥

દેહાદિસંગવિહીન છે, વર્જ્યા સકળ માનાદિ છે,
આત્મા વિષે રત આત્મ છે, તે ભાવલિંગી શ્રમણ છે. ૫૬.

ममत्तिं परिवज्जामि णिम्ममत्तिमुवट्ठिदो ।
आलंवणं च मे आदा अवसेसाइं वोसरे ॥ ५७ ॥

પરિવર્જું છું હું મમત્વ, નિર્મમ ભાવમાં સ્થિત હું રહું;
અવલંબું છું મુજ આત્મને, અવશેષ સર્વ હું પરિહરું. ૫૭.

आदा खु मज्झ णाणे आदा मे दंसणे चरित्ते य ।
आदा पच्चक्खाणे आदा मे संवरे जोगे ॥ ५८ ॥

મુજ જ્ઞાનમાં આત્મા ખરે, દર્શન-ચરિતમાં આતમા,
પચખાણમાં આત્મા જ, સંવર-યોગમાં પણ આતમા. ૫૮.

एगो मे सस्सदो अप्पा णाणदंसणलक्खणो ।
सेसा मे वाहिरा भावा सव्वे संजोगलक्खणा ॥ ५९ ॥

મારો સુશાશ્વત એક દર્શનજ્ઞાનલક્ષણ જીવ છે;
બાકી બધા સંયોગલક્ષણ ભાવ મુજથી બાહ્ય છે. ૫૯.

अयसाण भायणेण य किं ते णग्गेण पावमलिणेण ।
पेसुण्णहासमच्छरमायाबहुलेण सवणेण ॥ ६९ ॥

શું સાધ્ય તારે અયશભાજન પાપયુત નગ્નત્વથી,
—બહુ હાસ્ય-મત્સર-પિશુનતા-માયાભર્યા શ્રમણત્વથી ? ૬૯.

पयडहि जिणवरलिंगं अब्भिंतरभावदोसपरिसुद्धो ।
भावमलेण य जीवो बाहिरसंगम्मि मयलियइ ॥ ७० ॥

થઈ શુદ્ધ [1]આંતર-ભાવમળવિણ, પ્રગટ કર જિનલિંગને;
જીવ ભાવમળથી મલિન બાહિર-સંગમાં [2]મલિનિત બને. ૭૦.

૧ આંતર ભાવમળવિણ = અભ્યંતર ભાવમલિનતા રહિત.
૨ મલિનિત = મલિન

धम्मम्मि णिप्पवासो दोसावासो य उच्छुफुल्लसमो ।
णिप्फलणिग्गुणयारो णडसवणो णग्गरूवेण ॥ ७१ ॥

નગ્નત્વધર પણ ધર્મમાં નહિ વાસ, [1]દોષાવાસ છે,
તે [2]ઇક્ષુફૂલસમાન નિષ્ફળ-નિર્ગુણી, નટશ્રમણ છે. ૭૧.

૧. દોષાવાસ = દોષોનું ઘર          ૨. ઇક્ષુફૂલ = શેરડીનાં ફૂલ.

जे रायसंगजुत्ता जिणभावणरहियदव्वणिग्गंथा ।
ण लहंति ते समाहिं बोहिं जिणसासणे विमले ॥ ७२ ॥

જે રાગયુત જિનભાવનાવિરહિત-દરવનિર્ગ્રંથ છે,
પામે ન બોધિ-સમાધિને તે વિમળ જિનશાસન વિષે. ૭૨.

भावेण होइ णग्गो मिच्छत्ताई य दोस चइऊणं ।
पच्छा दव्वेण मुणी पयडदि लिंगं जिणाणाए ॥ ७३ ॥

મિથ્યાત્વ આદિક દોષ છોડી નગ્ન ભાવ થકી બને,
પછી દ્રવ્યથી મુનિલિંગ ધારે જીવ જિન-આજ્ઞા વડે. ૭૩.

भावो वि दिव्वसिवसुक्खभायणो भाववज्जिओ सवणो ।
कम्ममलमलिणचित्तो तिरियालयभायणो पावो ॥ ७४ ॥

છે ભાવ [1]દિવશિવસૌખ્યભાજન; ભાવવર્જિત શ્રમણ જે
પાપી [2]કરમમળમલિનમન, તિર્યંચગતિનું પાત્ર છે. ૭૪.

૧ દિવશિવસૌખ્યભાજન = સ્વર્ગ અને મોક્ષનાં સુખનું ભાજન
૨ કરમમળમલિનમન = કર્મમળથી મલિન મનવાળો.

खयरामरमणुयकरंजलिमालाहिं च संथुया विउला ।
चक्कहररायलच्छी लब्भइ बोही सुभावेण ॥ ७५ ॥

નર-[1]અમર-વિદ્યાધર વડે [2]સંસ્તુત [3]કરાંજલિપંક્તિથી
[4]ચક્રી-વિશાળવિભૂતિ બોધિ પ્રાપ્ત થાય [5]સુભાવથી. ૭૫.

૧ અમર = દેવ
૨ સંસ્તુત = જેની સારી રીતે પ્રશંસા કરવામાં આવે છે એવી
૩ કરાંજલિપંક્તિ = હાથની અંજલિની (અર્થાત્ જોડેલા બે હાથની) હારમાળા
૪ ચક્રી વિશાળવિભૂતિ = ચક્રવર્તીની ઘણી મોટી ઋદ્ધિ
૫ સુભાવથી = સારા ભાવથી

भावं तिविहपयारं सुहासुहं सुद्धमेव णायव्वं ।
असुहं अट्टरउद्दं सुह धम्मं जिणवरिंदेहिं ॥ ७६ ॥

શુભ, અશુભ તેમ જ શુદ્ધ—ત્રણવિધ ભાવ જિનપ્રજ્ઞપ્ત છે;
ત્યાં 'અશુભ' [1]આરત-રૌદ્ર ને 'શુભ' ધર્મ્ય છે—ભાખ્યું જિને.

૧. આરત-રૌદ્ર = આર્ત અને રૌદ્ર

सुद्धं सुद्धसहावं अप्पा अप्पम्मि तं च णायव्वं ।
इदि जिणवरेहिं भणियं जं सेयं तं समायरह ॥ ७७ ॥

આત્મા વિશુદ્ધસ્વભાવ આતમ મહીં રહે તે 'શુદ્ધ' છે;
—આ જિનવરે ભાખેલ છે; જે શ્રેય, આચર તેહને. ૭૭.

पयलियमाणकसाओ पयलियमिच्छत्तमोहसमचित्तो ।
पावइ तिहुवणसारं बोही जिणसासणे जीवो ॥ ७८ ॥

છે [1]ગલિતમાનકષાય, મોહ વિનષ્ટ થઈ [2]સમચિત્ત છે,
તે જીવ [3]ત્રિભુવનસાર બોધિ લહે જિનેશ્વરશાસને. ૭૮.

૧ ગલિતમાનકષાય = જેનો માનકષાય નષ્ટ થયો છે એવો
૨ સમચિત્ત = જેનું ચિત્ત સમભાવવાળું છે એવો
૩ ત્રિભુવનસાર = ત્રણ લોકમાં સારભૂત

विसयविरत्तो समणो छद्दसवरकारणाइं भाऊण ।
तित्थयरणामकम्मं बंधइ अइरेण कालेण ॥ ७९ ॥

વિષયે વિરત મુનિ સોળ ઉત્તમ કારણોને ભાવીને,
બાંધે [1]અચિર કાળે કરમ તીર્થંકરત્વ-સુનામને. ૭૯.

૧ અચિર કાળે = અલ્પ કાળે

बारसविहतवयरणं तेरसकिरियाउ भाव तिविहेण ।
धरहि मणमत्तदुरियं णाणंकुसएण मुणिपवर ॥ ८० ॥

તું ભાવ બાર-પ્રકાર તપ ને તેર કિરિયા [1]ત્રણવિધે,
વશ રાખ [2]મન-ગજ મત્તને મુનિપ્રવર! જ્ઞાનાંકુશ વડે. ૮૦.

૧ ત્રણવિધે = ત્રણ પ્રકારે અર્થાત્ મન-વચન-કાયાથી

૨. મન-ગજ મત્તને = મનરૂપી મદમાતા હાથીને

पंचविहचेलचायं खिदिसयणं दुविहसंजमं भिक्खू ।
भावं भावियपुव्वं जिणलिंगं णिम्मलं सुद्धं ॥ ८१ ॥

[1]ભૂશયન, ભિક્ષા, દ્વિવિધ સંયમ, [2]પંચવિધ-પટત્યાગ છે,
[3]છે ભાવ ભાવિતપૂર્વ, તે જિનલિંગ નિર્મળ શુદ્ધ છે. ૮૧.

૧ ભૂશયન = ભૂમિ પર સૂવું તે

૨ પંચવિધ-પટત્યાગ = પાંચ પ્રકારના વસ્ત્રોનો ત્યાગ

૩ છે ભાવ ભાવિતપૂર્વ = જ્યાં ભાવ (શુદ્ધ ભાવ) પૂર્વે ભાવવામાં આવ્યો હોય છે, જ્યાં પહેલાં યથોચિત શુદ્ધભાવરૂપ પરિણમન થયું હોય છે

जह रयणाणं पवरं वज्जं जह तरुगणाण गोसीरं ।
तह धम्माणं पवरं जिणधम्मं भाविभवमहणं ॥ ८२ ॥

રત્નો વિષે જ્યમ શ્રેષ્ઠ [1]હીરક, તરુગણે [2]ગોશીર્ષ છે,
જિનધર્મ [3]ભાવિભવમથન ત્યમ શ્રેષ્ઠ છે ધર્મો વિષે. ૮૨.

૧ હીરક = હીરો ૨ ગોશીર્ષ = બાવનાચંદન

૩ ભાવિભવમથન = ભાવી ભવોને હણનાર

पूयादिसु वयसहियं पुण्णं हि जिणेहिं सासणे भणियं ।
मोहक्खोहविहीणो परिणामो अप्पणो धम्मो ॥ ८३ ॥

પૂજાદિમાં વ્રતમાં જિનોએ પુણ્ય ભાખ્યું શાસને;
છે ધર્મ ભાખ્યો મોહક્ષોભવિહીન નિજ પરિણામને. ૮૩.

सद्दहदि य पत्तेदि य रोचेदि य तह पुणो वि फासेदि ।
पुण्णं भोयणिमित्तं ण हु सो कम्मक्खयणिमित्तं ॥ ८४ ॥

પરતીત, રુચિ, શ્રદ્ધાન ને સ્પર્શન કરે છે પુણ્યનું
તે ભોગ કેરું નિમિત્ત છે, ન નિમિત્ત કર્મક્ષય તણું. ૮૪.

अप्पा अप्पम्मि रओ रायादिसु सयलदोसपरिचत्तो ।
संसारतरणहेदू धम्मो त्ति जिणेहिं णिद्दिट्ठं ॥ ८५ ॥

રાગાદિ દોષ સમસ્ત છોડી આતમા નિજરત રહે
[1]ભવતરણકારણ ધર્મ છે તે—એમ જિનદેવો કહે. ૮૫.

૧ ભવતરણકારણ = સંસારને તરી જવાના કારણભૂત.

अह पुण अप्पा णिच्छदि पुण्णाइं करेदि णिरवसेसाइं ।
तह वि ण पावदि सिद्धिं संसारत्थो पुणो भणिदो ॥ ८६ ॥

પણ આત્મને ઇચ્છયા વિના પુણ્યો અશેષ કરે ભલે,
તોપણ લહે નહિ સિદ્ધિને, ભવમાં ભમે—આગમ કહે. ૮૬.

एएण कारणेण य तं अप्पा सद्दहेह तिविहेण ।
जेण य लहेह मोक्खं तं जाणिज्जह पयत्तेण ॥ ८७ ॥

આ કારણે તે આત્મની ત્રિવિધે તમે શ્રદ્ધા કરો,
તે આત્મને જાણો પ્રયત્ને, મુક્તિને જેથી વરો. ૮૭.

मच्छो वि सालिसित्थो असुद्धभावो गओ महाणरयं ।
इय णाउं अप्पाणं भावह जिणभावणं णिच्चं ॥ ८८ ॥

અવિશુદ્ધ ભાવે મત્સ્ય તંદુલ પણ ગયો મહા નરકમાં,
તેથી નિજાત્મા જાણી નિત્ય તું ભાવ રે ! જિનભાવના. ૮૮.

बाहिरसंगच्चाओ गिरिसरिदरिकंदराइ आवासो ।
सयलो णाणज्झयणो णिरत्थओ भावरहियाणं ॥ ८९ ॥

રે ! બાહ્યપરિગ્રહત્યાગ, પર્વત-કંદરાદિનિવાસ ને
જ્ઞાનાધ્યયન સઘળું નિરર્થક ભાવવિરહિત શ્રમણને. ૮૯.

भंजसु इंदियसेणं भंजसु मणमक्कडं पयत्तेण ।
मा जणरंजणकरणं बाहिरवयवेस तं कुणसु ॥ ९० ॥

તું ઇન્દ્રિસેના તોડ, [1]મનમર્કટ તું વશ કર યત્નથી,
નહિ કર તું જનરંજનકરણ બહિરંગ-વ્રતવેશી બની. ૯૦.

૧ મનમર્કટ = મનરૂપી માંકડું, મનરૂપી વાંદરું

णवणोकसायवग्गं मिच्छत्तं चयसु भावसुद्धीए ।
चेइयपवयणगुरुणं करेहि भत्तिं जिणाणाए ॥ ९१ ॥

મિથ્યાત્વ ને નવ નોકષાય તું છોડ ભાવવિશુદ્ધિથી;
કર ભક્તિ જિન-આજ્ઞાનુસાર તું ચૈત્ય-પ્રવચન-ગુરુ તણી.

तित्थयरभासियत्थं गणहरदेवेहिं गंथियं सम्मं ।
भावहि अणुदिणु अतुलं विसुद्धभावेण सुयणाणं ॥ ९२ ॥

[1]તીર્થેશભાષિત-અર્થમય, ગણધરસુવિરચિત જેહ છે,
પ્રતિદિન તું ભાવ વિશુદ્ધભાવે તે અતુલ શ્રુતજ્ઞાનને. ૯૨.

૧ તીર્થેશભાષિત = તીર્થંકરદેવે કહેલ

पीऊण णाणसलिलं णिम्महतिसडाहसोसउम्मुक्का ।
होंति सिवालयवासी तिहुवणचूडामणी सिद्धा ॥ ९३ ॥

જીવ જ્ઞાનજળ પી, તીવ્રતૃષ્ણાદાહશોષ થકી છૂટી,
શિવધામવાસી સિદ્ધ થાય—ત્રિલોકના ચૂડામણિ. ૯૩.

दस दस दो सुपरीसह सहहि मुणी सयलकाल काएण ।
सुत्तेण अप्पमत्तो संजमघादं पमोत्तूण ॥ ९४ ॥

બાવીશ પરિષહ સર્વકાળ સહો મુને! કાયા વડે,
અપ્રમત્ત રહી, સૂત્રાનુસાર, નિવારી સંયમઘાતને. ૯૪.

जह पत्थरो ण भिज्जइ परिट्ठिओ दीहकालमुदएण ।
तह साहू वि ण भिज्जइ उवसग्गपरीसहेहिंतो ॥ ९५ ॥

પથ્થર રહ્યો ચિર પાણીમાં ભેદાય નહિ પાણી વડે,
ત્યમ સાધુ પણ ભેદાય નહિ ઉપસર્ગ ને પરિષહ વડે. ૯૫.

भावहि अणुवेक्खाओ अवरे पणवीसभावणा भावि ।
भावरहिएण किं पुण बाहिरलिंगेण कायव्वं ॥ ९६ ॥

તું ભાવ દ્વાદશ ભાવના, વળી ભાવના પચ્ચીશને;
શું છે પ્રયોજન ભાવવિરહિત બાહ્યલિંગ થકી અરે! ૯૬.

सव्वविरओ वि भावहि णव य पयत्थाइं सत्त तच्चाइं ।
जीवसमासाइं मुणी चउदसगुणठाणणामाइं ॥ ९७ ॥

[1]પૂરણવિરત પણ ભાવ તું નવ અર્થ, તત્ત્વો સાતને,
મુનિ! ભાવ જીવસમાસને, ગુણસ્થાન ભાવ તું ચૌદને. ૯૭.

૧ પૂરણવિરત = પૂર્ણવિરત, સર્વવિરત

णवविहबंभं पयडहि अब्बंभं दसविहं पमोत्तूण ।
मेहुणसण्णासत्तो भमिओ सि भवण्णवे भीमे ॥ ९८ ॥

અબ્રહ્મ દશવિધ ટાળી તું પ્રગટાવ નવવિધ બ્રહ્મને;
રે! [1]મિથુનસંજ્ઞાસક્ત તેં કર્યું ભ્રમણ [2]ભીમ ભવાર્ણવે. ૯૮.

૧ મિથુનસંજ્ઞાસક્ત = મૈથુનસંજ્ઞામાં આસક્ત

૨ ભીમ ભવાર્ણવ = ભયંકર સંસારસમુદ્ર

भावसहिदो य मुणिणो पावइ आराहणाचउक्कं च ।
भावरहिदो य मुणिवर भमइ चिरं दीहसंसारे ॥ ९९ ॥

ભાવે સહિત મુનિવર લહે આરાધના ચતુરંગને;
ભાવે રહિત તો હે શ્રમણ! ચિર દીર્ઘસંસારે ભમે. ૯૯.

पावंति भावसवणा कल्लाणपरंपराइं सोक्खाइं ।
दुक्खाइं दव्वसवणा णरतिरियकुदेवजोणीए ॥ १०० ॥

રે! ભાવમુનિ કલ્યાણકોની શ્રેણિયુત સૌખ્યો લહે;
ને દ્રવ્યમુનિ તિર્યંચ-મનુજ-કુદેવમાં દુઃખો સહે. ૧૦૦.

छायालदोसदूसियमसणं गसिउं असुद्धभावेण ।
पत्तो सि महावसणं तिरियगईए अणप्पवसो ॥ १०१ ॥

અવિશુદ્ધ ભાવે દોષ છેંતાળીસ સહ ગ્રહી અશનને,
તિર્યંચગતિ મધ્યે તું પામ્યો દુ:ખ બહુ પરવશપણે. ૧૦૧.

सच्चित्तभत्तपाणं गिद्धी दप्पेणऽधी पभुत्तूण ।
पत्तो सि तिव्वदुक्खं अणाइकालेण तं चिंत ॥ १०२ ॥

તું વિચાર રે!—તેં દુઃખ તીવ્ર લહ્યાં અનાદિ કાળથી,
કરી અશન-પાન સચિત્તનાં અજ્ઞાન-ગૃદ્ધિ-દર્પથી[1]. ૧૦૨.

૧ દર્પ = ઉદ્ધતાઈ, ગર્વ

कंदं मूलं वीयं पुप्फं पत्तादि किंचि सच्चित्तं ।
असिऊण माणगव्वं भमिओ सि अणंतसंसारे ॥ १०३ ॥

કંઈ કંદ-મૂલો, પત્ર-પુષ્પો, બીજ આદિ સચિત્તને
તું માન-મદથી ખાઈને ભટકયો અનંત ભવાર્ણવે. ૧૦૩.

विणयं पंचपयारं पालहि मणवयणकायजोएण ।
अविणयणरा सुविहियं तत्तो मुत्तिं ण पावंति ॥ १०४ ॥

રે! વિનય પાંચ પ્રકારનો તું પાળ મન-વચ-તન વડે;
નર હોય જે અવિનીત તે પામે ન સુવિહિત મુક્તિને. ૧૦૪.

णियसत्तीए महाजस भत्तीराएण णिच्चकालम्मि ।
तं कुण जिणभत्तिपरं विज्जावच्चं दसवियप्पं ॥ १०५ ॥

તું હે મહાયશ ! ભક્તિરાગ વડે સ્વશક્તિપ્રમાણમાં
જિનભક્તિરત [1]દશભેદ વૈયાવૃત્ત્યને આચર સદા. ૧૦૫.

૧ દશભેદ = દશવિધ

जं किंचि कयं दोसं मणवयकाएहिं असुहभावेणं ।
तं गरहि गुरुसयासे गारव मायं च मोत्तूण ॥ १०६ ॥

તેં અશુભ ભાવે મન-વચન-તનથી કર્યો કંઈ દોષ જે,
કર ગર્હણા ગુરુની સમીપે ગર્વ-માયા છોડીને. ૧૦૬.

दुज्जणवयणचडक्कं णिट्ठुरकडुयं सहंति सप्पुरिसा ।
कम्ममलणासणट्ठं भावेण य णिम्ममा सवणा ॥ १०७ ॥

દુર્જન તણી નિષ્ઠુર-કટુક વચનોરૂપી થપ્પડ સહે
સત્પુરુષ નિર્મમભાવયુત-મુનિ [1]કર્મમળલયહેતુએ. ૧૦૭.

૧. કર્મમળલયહેતુએ = કર્મમળનો નાશ કરવા માટે.

पावं खवइ असेसं खमाए पडिमंडिओ य मुणिपवरो ।
खेयरअमरणराणं पसंसणीओ धुवं होइ ॥ १०८ ॥

મુનિપ્રવર [1]પરિમંડિત ક્ષમાથી પાપ નિઃશેષે દહે,
નર-અમર-વિદ્યાધર તણા સ્તુતિપાત્ર છે નિશ્ચિતપણે. ૧૦૮.

૧. પરિમંડિત ક્ષમાથી = ક્ષમાથી સર્વતઃ શોભિત.

इय णाऊण खमागुण खमेहि तिविहेण सयल जीवाणं ।
चिरसंचियकोहसिहिं वरखमसलिलेण सिंचेह ॥ १०९ ॥

તેથી ક્ષમાગુણધર ! ક્ષમા કર જીવ સૌને [1]ત્રણવિધે;
ઉત્તમક્ષમાજળ સીંચ તું ચિરકાળના ક્રોધાગ્નિને. ૧૦૯.

૧ ત્રણવિધે = ત્રણ પ્રકારે અર્થાત્ મન-વચન-કાયાથી

दिक्खाकालाईयं भावहि अवियारदंसणविसुद्धो ।
उत्तमवोहिणिमित्तं असारसाराणि मुणिऊण ॥ ११० ॥

સુવિશુદ્ધદર્શનધરપણે [1]વરબોધિ કેરા હેતુએ
ચિંતવ તું દીક્ષાકાળ-આદિક, જાણી સાર-અસારને. ૧૧૦.

૧. વરબોધિ કેરા હેતુએ = ઉત્તમબોધિનિમિત્તે, ઉત્તમ સમ્યગ્દર્શન જ્ઞાન-ચારિત્ર અર્થે

सेवहि चउविहलिंगं अब्भंतरलिंगसुद्धिमावण्णो ।
वाहिरलिंगमकज्जं होइ फुडं भावरहियाणं ॥ १११ ॥

કરી પ્રાપ્ત [1]આંતરલિંગશુદ્ધિ સેવ ચઉવિધ લિંગને;
છે બાહ્યલિંગ અકાર્ય ભાવવિહીનને નિશ્ચિતપણે. ૧૧૧

૧. આંતર = અભ્યંતર

आहारभयपरिग्गहमेहुणसण्णाहि मोहिओ सि तुमं ।
भमिओ संसारवणे अणाइकालं अणप्पवसो ॥ ११२ ॥

આહાર-ભય-પરિગ્રહ-મિથુનસંજ્ઞા થકી મોહિતપણે
તું પરવશે ભટક્યો અનાદિ કાળથી [1]ભવકાનને. ૧૧૨.

૧ ભવકાનને = સંસારરૂપી વનમાં

बाहिरसयणत्तावणतरुमूलाईणि उत्तरगुणाणि ।
पालहि भावविसुद्धो पूयालाहं ण ईहंतो ॥ ११३ ॥

[1]તરુમૂલ, આતાપન, [2]બહિઃશયનાદિ ઉત્તરગુણને
તું શુદ્ધ ભાવે પાળ, પૂજાલાભથી નિઃસ્પૃહપણે. ૧૧૩.

૧. તરુમૂલ = વર્ષાકાળે વૃક્ષ નીચે સ્થિતિ કરવી તે

૨ બહિઃશયન = શીતકાળે બહાર સૂવુ તે.

भावहि पढमं तच्चं विदियं तदियं चउत्थ पंचमयं ।
तियरणसुद्धो अप्पं अणाइणिहणं तिवग्गहरं ॥ ११४ ॥

તું ભાવ પ્રથમ, દ્વિતીય, ત્રીજા, [1]તુર્ય, પંચમ તત્ત્વને,
[2]આદ્યંતરહિત [3]ત્રિવર્ગહર જીવને, [4]ત્રિકરણવિશુદ્ધિએ. ૧૧૪.

૧. તુર્ય = ચતુર્થ     ૨ આદ્યંતરહિત = અનાદિ અનંત

૩ ત્રિવર્ગહર = ધર્મ-અર્થ-કામનો નાશ કરનાર અર્થાત્ અપવર્ગને–મોક્ષને–ઉત્પન્ન કરનાર

૪ ત્રિકરણવિશુદ્ધિએ = ત્રણ કરણની શુદ્ધિપૂર્વક, શુદ્ધ મન-વચન-કાયાથી

जाव ण भावइ तच्चं जाव ण चिंतेइ चिंतणीयाइं ।
ताव ण पावइ जीवो जरमरणविवज्जियं ठाणं ॥ ११५ ॥

ભાવે ન જ્યાં લગી તત્ત્વ, જ્યાં લગી [1]ચિંતનીય ન ચિંતવે,
જીવ ત્યાં લગી પામે નહીં [2]જર-મરણવર્જિત સ્થાનને. ૧૧૫.

૧. ચિંતનીય = ચિંતવવાયોગ્ય     ૨ જર = જરા

पावं हवइ असेसं पुण्णमसेसं च हवइ परिणामा ।
परिणामादो बंधो मुक्खो जिणसासणे दिट्ठो ॥ ११६ ॥

રે ! પાપ સઘળું, પુણ્ય સઘળું, થાય છે પરિણામથી;
પરિણામથી છે બંધ તેમ જ મોક્ષ જિનશાસન મહીં. ૧૧૬.

मिच्छत्त तह कसायासंजमजोगेहिं असुहलेसेहिं ।
बंधइ असुहं कम्मं जिणवयणपरम्मुहो जीवो ॥ ११७ ॥

[1]મિથ્યા-કષાય-અવિરતિ-યોગ [2]અશુભલેશ્યાન્વિત વડે
જિનવચપરાઙ્મુખ આતમા બાંધે અશુભરૂપ કર્મને. ૧૧૭

૧ મિથ્યા = મિથ્યાત્વ

૨ અશુભલેશ્યાન્વિત = અશુભ લેશ્યાયુક્ત, અશુભ લેશ્યાવાળા

तव्विवरीओ बंधइ सुहकम्मं भावसुद्धिमावण्णो ।
दुविहपयारं बंधइ संखेवेणेव वज्जरियं ॥ ११८ ॥

વિપરીત તેથી ભાવશુદ્ધિપ્રાપ્ત બાંધે શુભને;
—એ રીત બાંધે અશુભ-શુભ; સંક્ષેપથી જ કહેલ છે. ૧૧૮

णाणावरणादीहिं य अट्ठहिं कम्मेहिं वेढिओ य अहं ।
डहिऊण इण्हिं पयडमि अणंतणाणाइगुणचित्तां ॥ ११९ ॥

[1]વેષ્ટિત છું હું જ્ઞાનાવરણકર્માદિ કર્માષ્ટક વડે;
બાળી, હું પ્રગટાવું [2]અમિતજ્ઞાનાદિગુણચેતન હવે. ૧૧૯

૧. વેષ્ટિત = ઘેરાયેલો, આચ્છાદિત, રુકાવટ પામેલો

૨ અમિત = અનંત

सीलसहस्सट्ठारस चउरासीगुणगणाण लक्खाइं ।
भावहि अणुदिणु णिहिलं असप्पलावेण किं बहुणा ॥ १२० ॥

ચોરાશી લાખ ગુણો, અઢાર હજાર ભેદો શીલના,
—સઘળુંય પ્રતિદિન ભાવ; બહુ પ્રલપન [1]નિરર્થથી શું ભલા?

૧. નિરર્થ = નિરર્થક, જેનાથી કોઈ અર્થ સરે નહિ એવા

झायहि धम्मं सुक्कं अट्ट रउद्दं च झाण मुत्तूण ।
रुद्दट्ट झाइयाइं इमेण जीवेण चिरकालं ॥ १२१ ॥

ધ્યા ધર્મ્ય તેમ જ શુક્લને, તજી આર્ત તેમ જ રૌદ્રને;
ચિરકાળ ધ્યાયાં આર્ત તેમ જ રૌદ્ર ધ્યાનો આ જીવે. ૧૨૧.

जे के वि दव्वसवणा इंदियसुहआउला ण छिंदंति ।
छिंदंति भावसवणा झाणकुढारेहिं भवरुक्खं ॥ १२२ ॥

દ્રવ્યે શ્રમણ ઇન્દ્રિયસુખાકુલ હોઈને છેદે નહીં;
ભવવૃક્ષ છેદે ભાવશ્રમણો ધ્યાનરૂપ [1]કુઠારથી. ૧૨૨.

૧. કુઠાર = કુહાડો

जह दीवो गब्भहरे मारुयबाहाविवज्जिओ जलइ ।
तह रायाणिलरहिओ झाणपईवो वि पज्जलइ ॥ १२३ ॥

જ્યમ [1]ગર્ભગૃહમાં પવનની બાધા રહિત દીપક બળે,
તે રીત [2]રાગાનિલવિવર્જિત ધ્યાનદીપક પણ જળે. ૧૨૩.

૧ ગર્ભગૃહ = મકાનની અંદરનો ભાગ.

૨ રાગાનિલવિવર્જિત = રાગરૂપી પવન રહિત

झायहि पंच वि गुरवे मंगलचउसरणलोयपरियरिए ।
णरसुरखेयरमहिए आराहणणायगे वीरे ॥ १२४ ॥

ધ્યા પંચ ગુરુને, શરણ-મંગલ-લોકઉત્તમ જેહ છે;
આરાધનાનાયક, [1]અમર-નર-ખચરપૂજિત, વીર છે. ૧૨૪.

૧. અમર-નર-ખચરપૂજિત = દેવો, મનુષ્યો અને વિદ્યાધરોથી પૂજિત.

**णाणमयविमलसीयलसलिलं पाऊण भविय भावेण ।**
**वाहिजरमरणवेयणडाहविमुक्का सिवा होंति ॥ १२५ ॥**

જ્ઞાનાત્મ નિર્મળ નીર શીતળ પ્રાપ્ત કરીને, [1]ભાવથી
[2]ભવિ થાય છે [3]જર-મરણ-વ્યાધિદાહવર્જિત, [4]શિવમયી.

૧. ભાવથી = શુદ્ધ ભાવથી　　૨ ભવિ = ભવ્ય જીવો
૩ જર-મરણ-વ્યાધિદાહવર્જિત = જરા-મરણ-રોગસંબંધી બળતરાથી મુક્ત.
૪. શિવમયી = આત્યંતિક સૌખ્યમય અર્થાત્ સિદ્ધ.

**जह बीयम्मि य दड्ढे ण वि रोहइ अंकुरो य महिवीढे ।**
**तह कम्मबीयदड्ढे भवंकुरो भावसवणाणं ॥ १२६ ॥**

જ્યમ બીજ હોતાં દગ્ધ, અંકુર ભૂતળે ઊગે નહીં,
ત્યમ કર્મબીજ બળ્યે ભવાંકુર ભાવશ્રમણોને નહીં. ૧૨૬.

**भावसवणो वि पावइ सुक्खाइं दुहाइं दव्वसवणो य ।**
**इय णाउं गुणदोसे भावेण य संजुदो होह ॥ १२७ ॥**

રે! ભાવશ્રમણ સુખો લહે ને દ્રવ્યમુનિ દુઃખો લહે;
તું ભાવથી સંયુક્ત થા, ગુણદોષ જાણી એ રીતે. ૧૨૭.

**तित्थयरगणहराइं- अब्भुदयपरंपराइं सोक्खाइं ।**
**पावंति भावसहिया संखेवि जिणेहिं वज्जरियं ॥ १२८ ॥**

[1]તીર્થેશ-ગણનાથાદિગત અભ્યુદયયુત સૌખ્યો તણી
પ્રાપ્તિ કરે છે ભાવમુનિ;—ભાખ્યું જિને સંક્ષેપથી. ૧૨૮.

૧. તીર્થેશ-ગણનાથાદિગત = તીર્થંકર-ગણધરાદિસંબંધી.

ते धण्णा ताण णमो दंसणवरणाणचरणसुद्धाणं ।
भावसहियाण णिच्चं तिविहेण पणट्ठमायाणं ॥ १२९ ॥

તે છે સુધન્ય, [1]ત્રિધા સદૈવ નમસ્કરણ હો તેમને,
જે [2]ભાવયુત, દગજ્ઞાનચરણવિશુદ્ધ, માયામુક્ત છે. ૧૨૯.

૧. ત્રિધા = ત્રણ પ્રકારે અર્થાત્ મન-વચન-કાયાથી.
૨. ભાવયુત = શુદ્ધ ભાવ સહિત.

इड्ढिमतुलं विउव्विय किण्णरकिंपुरिसअमरखयरेहिं ।
तेहिं वि ण जाइ मोहं जिणभावणभाविओ धीरो ॥ १३० ॥

[1]ખેચર-સુરાદિક વિક્રિયાથી ઋદ્ધિ અતુલ કરે ભલે,
જિનભાવનાપરિણત સુધીર લહે ન ત્યાં પણ મોહને. ૧૩૦.

૧. ખેચર-સુરાદિક = વિદ્યાધર, દેવ વગેરે.

किं पुण गच्छइ मोहं णरसुरसुक्खाण अप्पसाराणं ।
जाणंतो पस्संतो चिंतंतो मोक्ख मुणिधवलो ॥ १३१ ॥

તો દેવ-નરનાં તુચ્છ સુખ પ્રત્યે લહે શું મોહને
મુનિપ્રવર જે જાણે, [1]જુએ ને ચિંતવે છે મોક્ષને? ૧૩૧.

૧. જુએ = દેખે, શ્રદ્ધે.

उत्थरइ जा ण जरओ रोयग्गी जा ण डहइ देहउडिं ।
इंदियबलं ण वियलइ ताव तुमं कुणहि अप्पहियं ॥ १३२ ॥

રે! [1]આક્રમે ન જરા, [2]ગદાગ્નિ દહે ન [3]તનકુટિ જ્યાં લગી,
બળ ઇન્દ્રિયોનું નવ ઘટે, કરી લે તું નિજહિત ત્યાં લગી.

૧. આક્રમે = આક્રમણ કરે, હુમલો કરે, ઘેરી વળે, પકડે.
૨. ગદાગ્નિ = રોગરૂપી અગ્નિ. ૩. તનકુટિ = કાયારૂપી ઝૂંપડી.

छज्जीव छडायदणं णिच्चं मणवयणकायजोएहिं ।
कुरु दय परिहर मुणिवर भावि अपुव्वं महासत्तं ॥ १३३ ॥

છ અનાયતન તજ, કર દયા ષટ્જીવની [1]ત્રિવિધે સદા,
મહાસત્ત્વને તું ભાવ રે! [2]અપૂરવપણે હે મુનિવરા! ૧૩૩.

૧. ત્રિવિધે = મન-વચન-કાયયોગથી. ૨. અપૂરવપણે = અપૂર્વપણે.

दसविहपाणाहारो अणंतभवसायरे भमंतेण ।
भोयसुहकारणट्ठं कदो य तिविहेण सयलजीवाणं ॥ १३४ ॥

ભમતાં [1]અમિત ભવસાગરે, તેં ભોગસુખના હેતુએ
સહુજીવ-દશવિધપ્રાણનો આહાર કીધો ત્રણવિધે. ૧૩૪.

૧. અમિત = અનંત.

पाणिवहेहि महाजस चउरासीलक्खजोणिमज्झम्मि ।
उप्पज्जंत मरंतो पत्तो सि णिरंतरं दुक्खं ॥ १३५ ॥

પ્રાણીવધોથી હે મહાયશ! યોનિ લખ ચોરાશીમાં
ઉત્પત્તિનાં ને મરણનાં દુઃખો નિરંતર તેં લહ્યાં. ૧૩૫.

जीवाणमभयदाणं देहि मुणी पाणिभूयसत्ताणं ।
कल्लाणसुहणिमित्तं परंपरा तिविहसुद्धीए ॥ १३६ ॥

તું ભૂત-પ્રાણી-સત્ત્વ-જીવને ત્રિવિધ શુદ્ધિ વડે મુનિ !
દે [1]અભય, જે [2]કલ્યાણસૌખ્યનિમિત્ત [3]પારંપર્યથી. ૧૩૬.

૧. અભય = અભયદાન. ૨. કલ્યાણ = તીર્થંકરદેવના કલ્યાણક.
૩. પારંપર્યથી = પરંપરાએ.

असियसय किरियवाई अक्किरियाणं च होइ चुलसीदी ।
सत्तट्ठी अण्णाणी वेणइया होंति वत्तीसा ॥ १३७ ॥

શત-એંશી કિરિયાવાદીના, ચોરાશી [1]તેથી વિપક્ષના,
બત્રીશ સડસઠ ભેદ છે વૈનયિક ને અજ્ઞાનીના. ૧૩૭.

૧. તેથી વિપક્ષના = અક્રિયાવાદીના.

ण मुयइ पयडि अभव्वो सुट्ठु वि आयण्णिऊण जिणधम्मं ।
गुडदुद्धं पि पिवंता ण पण्णया णिव्विसा होंति ॥ १३८ ॥

સુરીતે સુણી જિનધર્મ પણ પ્રકૃતિ અભવ્ય નહીં તજે,
સાકરસહિત ક્ષીરપાનથી પણ સર્પ નહિ નિર્વિષ બને. ૧૩૮.

मिच्छत्तछण्णदिट्ठी दुद्धीए दुम्मएहिं दोसेहिं ।
धम्मं जिणपण्णत्तं अभव्वजीवो ण रोचेदि ॥ १३९ ॥

[1]દુર્બુદ્ધિ-દુર્મતદોષથી [2]મિથ્યાત્વઆવૃતદગ રહે,
આત્મા અભવ્ય જિનેંદ્રજ્ઞાપિત ધર્મની રુચિ નવ કરે. ૧૩૯.

૧. દુર્બુદ્ધિ-દુર્મતદોષથી = દુર્બુદ્ધિને લીધે તથા કુમત-અનુરૂપ દોષોને લીધે.
૨. મિથ્યાત્વઆવૃતદગ = મિથ્યાત્વથી આચ્છાદિત દૃષ્ટિવાળો.

कुच्छियधम्मम्मि रओ कुच्छियपासंडिभत्तिसंजुत्तो ।
कुच्छियतवं कुणंतो कुच्छियगइभायणो होइ ॥ १४० ॥

કુત્સિતધરમ-રત, ભક્તિ જે [1]પાખંડી કુત્સિતની કરે,
કુત્સિત કરે તપ, તેહ કુત્સિત ગતિ તણું ભાજન બને. ૧૪૦.

૧. પાખંડી કુત્સિતની = કુત્સિત (નિંદિત, ધિક્કારવા યોગ્ય, ખરાબ, અધમ) એવા પાખંડીઓની

इय मिच्छत्तावासे कुणयकुसत्थेहिं मोहिओ जीवो ।
भमिओ अणाइकालं संसारे धीर चिंतेहि ॥ १४१ ॥

હે ધીર ! ચિંતવ—જીવ આ મોહિત કુનય-દુઃશાસ્ત્રથી
[1]મિથ્યાત્વઘર સંસારમાં રખડ્યો અનાદિ કાળથી. ૧૪૧.

૧. મિથ્યાત્વઘર = (૧) મિથ્યાત્વનું ઘર એવા, અથવા (૨) મિથ્યાત્વ જેનુ ઘર છે એવા

पासंडी तिण्णि सया तिसट्ठि भेया उमग्ग मुत्तूण ।
रुंभहि मणु जिणमग्गे असप्पलावेण किं बहुणा ॥ १४२ ॥

ઉન્માર્ગને છોડી ત્રિશત-તેસઠપ્રમિત પાખંડીના,
જિનમાર્ગમાં મન રોક; બહુ પ્રલપન [1]નિરર્થથી શું ભલા ?

૧. નિરર્થ = નિરર્થક, વ્યર્થ

जीवविमुक्को सवओ दंसणमुक्को य होइ चलसवओ ।
सवओ लोयअपुज्जो लोउत्तरयम्मि चलसवओ ॥ १४३ ॥

જીવમુક્ત શબ કહેવાય, [1]'ચલ શબ' જાણ દર્શનમુક્તને;
શબ લોક માંહી અપૂજ્ય, ચલ શબ હોય લોકોત્તર વિષે,

૧. ચલ શબ = હાલતું-ચાલતુ- મડદું.

जह तारयाण चंदो मयराओ मयउलाण सव्वाणं ।
अहिओ तह सम्मत्तो रिसिसावयदुविहधम्माणं ॥ १४४ ॥

જ્યમ ચંદ્ર તારાગણ વિષે, [1]મૃગરાજ સૌ [2]મૃગકુલ વિષે,
ત્યમ અધિક છે સમ્યક્ત્વ ઋષિશ્રાવક-દ્વિવિધ ધર્મો વિષે

૧ મૃગરાજ = સિંહ ૨ મૃગકુલ = પશુસમૂહ

ज़ह फणिराओ सोहइ फणमणिमाणिक्किकिरणविप्फुरिओ ।
तह विमलदंसणधरो जिणभत्ती पवयणे जीवो ॥ १४५ ॥

નાગેંદ્ર શોભે ફેણમણિમાણિક્યકિરણે ચમકતો,
તે રીત શોભે શાસને જિનભક્ત દર્શનનિર્મળો. ૧૪૫.

जह तारायणसहियं ससहरबिंबं खमंडले विमले ।
भाविय तववयविमलं जिणलिंगं दंसणविसुद्धं ॥ १४६ ॥

શશિબિંબ તારકવૃંદ સહ નિર્મળ નભે શોભે ઘણું,
ત્યમ શોભતું તપવ્રતવિમળ જિનલિંગ દર્શનનિર્મળું. ૧૪૬.

इय णाउं गुणदोसं दंसणरयणं धरेह भावेण ।
सारं गुणरयणाणं सोवाणं पढम मोक्खस्स ॥ १४७ ॥

ઇમ જાણીને ગુણદોષ ધારો ભાવથી દગરત્નને,
જે સાર ગુણરત્નો વિષે ને પ્રથમ શિવસોપાન છે. ૧૪૭.

कत्ता भोइ अमुत्तो सरीरमित्तो अणाइणिहणो य ।
दंसणणाणुवओगो णिद्दिट्ठो जिणवरिंदेहिं ॥ १४८ ॥

કર્તા તથા ભોક્તા, અનાદિ-અનંત, દેહપ્રમાણ ને
[1]વણમૂર્તિ, દગજ્ઞાનોપયોગી જીવ ભાખ્યો જિનવરે. ૧૪૮.

૧ વણમૂર્તિ = અમૂર્ત, અરૂપી

दंसणणाणावरणं मोहणियं अंतराइयं कम्मं ।
णिट्ठवइ भवियजीवो सम्मं जिणभावणाजुत्तो ॥ १४९ ॥

[1]દગજ્ઞાનઆવૃતિ, મોહ તેમ જ અંતરાયક કર્મને
સમ્યક્‌પણે જિનભાવનાથી ભવ્ય આત્મા ક્ષય કરે. ૧૪૯.

૧ દગજ્ઞાનઆવૃતિ = દર્શનાવરણ ને જ્ઞાનાવરણ.

बलसोक्खणाणदंसण चत्तारि वि पायडा गुणा होंति ।
णट्ठे घाइचउक्के लोयालोयं पयासेदि ॥ १५० ॥

ચઉઘાતિનાશે જ્ઞાન-દર્શન-સૌખ્ય-બળ ચારે ગુણો
[1]પ્રાકટ્ય પામે જીવને, પરકાશ લોકાલોકનો. ૧૫૦.

૧ પ્રાકટ્ય = પ્રગટપણું

णाणी सिव परमेट्ठी सव्वण्हू विण्हु चउमुहो बुद्धो ।
अप्पो वि य परमप्पो कम्मविमुक्को य होइ फुडं ॥ १५१ ॥

તે જ્ઞાની, શિવ, પરમેષ્ઠી છે, વિષ્ણુ, ચતુર્મુખ, બુદ્ધ છે,
આત્મા તથા પરમાતમા, સર્વજ્ઞ, કર્મવિમુક્ત છે. ૧૫૧.

इय घाइकम्ममुक्को अट्ठारहदोसवज्जिओ सयलो ।
तिहुवणभवणपदीवो देउ ममं उत्तमं बोहिं ॥ १५२ ॥

ચઉઘાતિકર્મવિમુક્ત. દોષ અઢાર રહિત, સદેહ એ
[1]ત્રિભુવનભવનના દીપ જિનવર બોધિ દો ઉત્તમ મને. ૧૫૨.

૧ ત્રિભુવનભવનના દીપ = ત્રણ લોકરૂપી ઘરના દીપક અર્થાત્ દીવારૂપ.

जिणवरचरणंवुरुहं णमंति जे परमभत्तिराएण ।
ते जम्मवेल्लिमूलं खणंति वरभावसत्थेण ॥ १५३ ॥

જે પરમભક્તિરાગથી જિનવરપદાંબુજને નમે,
તે જન્મવેલીમૂળને [1]વર ભાવશસ્ત્ર વડે [2]ખણે. ૧૫૩

૧ વર = ઉત્તમ ૨ ખણે = ખોદે છે

जह सलिलेण ण लिप्पइ कमलिणिपत्तं सहावपयडीए ।
तह भावेण ण लिप्पइ कसायविसएहिं सप्पुरिसो ॥ १५४ ॥

જ્યમ કમલિનીના પત્રને નહિ [1]સલિલલેપ સ્વભાવથી,
ત્યમ સત્પુરુષને લેપ વિષયકષાયનો નહિ ભાવથી. ૧૫૪.

૧. સલિલ = પાણી.

ते च्चिय भणामि हं जे सयलकलासीलसंजमगुणेहिं ।
वहुदोसाणावासो सुमलिणचित्तो ण सावयसमो सो ॥ १५५ ॥

કહું તે જ મુનિ જે શીલસંયમગુણ—સમસ્ત કળા—ધરે;
જે [1]મલિનમન બહુદોષધર, તે તો ન શ્રાવકતુલ્ય છે. ૧૫૫.

૧ મલિનમન = મલિન ચિત્તવાળો.

ते धीरवीरपुरिसा खमदमखग्गेण विप्फुरंतेण ।
दुज्जयपवलवलुद्धरकसायभड णिज्जिया जेहिं ॥ १५६ ॥

તે ધીરવીર નરો, [1]ક્ષમાદમ-તીક્ષ્ણખડ્ગે જેમણે
જીત્યા સુદુર્જય-ઉગ્રબળ-મદમત્ત-સુભટ[2] —કષાયને. ૧૫૬.

૧ ક્ષમાદમ-તીક્ષ્ણખડ્ગે = ક્ષમા (પ્રશમ) અને જિતેંદ્રિયતારૂપી તીક્ષ્ણ તરવારથી
૨ સુભટ = યોદ્ધા.

धण्णा ते भयवंता दंसणणाणग्गपवरहत्थेहिं ।
विसयमयरहरपडिया भविया उत्तारिया जेहिं ॥ १५७ ॥

છે ધન્ય તે ભગવંત, [1]દર્શનજ્ઞાન-ઉત્તમકર વડે
જે પાર કરતા [2]વિષયમકરાકરપતિત [3]ભવિ જીવને. ૧૫૭.

૧ દર્શનજ્ઞાન-ઉત્તમકર = દર્શન અને જ્ઞાનરૂપ (બે) ઉત્તમ હાથ.
૨. વિષયમકરાકર = વિષયોરૂપી સમુદ્ર (મગરોનું સ્થાન)
૩ ભવિ = ભવ્ય

मायावेल्लि असेसा मोहमहातरुवरम्मि आरूढा ।
विसयविसपुप्फफुल्लिय लुणंति मुणि णाणसत्थेहिं ॥ १५८ ॥

મુનિ જ્ઞાનશસ્ત્રે છેદતા સંપૂર્ણ માયાવેલને,
—બહુ વિષય-વિષપુષ્પે ખીલી, [1]આરૂઢ મોહમહાદ્રુમે. ૧૫૮.

૧. આરૂઢ મોહમહાદ્રુમે = મોહરૂપી મહાવૃક્ષ પર ચડેલી.

मोहमयगारवेहिं य मुक्का जे करुणभावसंजुत्ता ।
ते सव्वदुरियखंभं हणंति चारित्तखग्गेण ॥ १५९ ॥

મદ-મોહ-ગારવમુક્ત ને જે યુક્ત કરુણાભાવથી,
સઘળા [1]દુરિતરૂપ થંભને [2]ઘાતે ચરણ-તરવારથી. ૧૫૯.

૧ દુરિત = દુષ્કર્મ, પાપ.
૨. ઘાતે = નાશ કરે

गुणगणमणिमालाए जिणमयगयणे णिसायरमुणिंदो ।
तारावलिपरियरिओ पुण्णिमइंदु व्व पवणपहे ॥ १६० ॥

તારાવલી સહ જે રીતે પૂર્ણેન્દુ શોભે આભમાં,
ગુણવૃંદમણિમાળા સહિત મુનિચંદ્ર જિનમતગગનમાં. ૧૬૦.

चक्कहररामकेसवसुरवरजिणगणहराइसोक्खाइं ।
चारणमुणिरिद्धीओ विसुद्धभावा णरा पत्ता ॥ १६१ ॥

[1]ચક્રેશ-કેશવ-રામ-જિન-ગણી-સુરવરાદિક-સૌખ્યને,
ચારણમુનીંદ્રસુઋદ્ધિને, [2]સુવિશુદ્ધભાવ નરો લહે. ૧૬૧.

૧. ચક્રેશ-કેશવ-રામ-જિન-ગણી સુરવરાદિક-સૌખ્યને = ચક્રવર્તી, નારાયણ, બલભદ્ર, તીર્થંકર, ગણધર, દેવેન્દ્ર વગેરેના સુખને.
૨. સુવિશુદ્ધભાવ = શુદ્ધ ભાવવાળા.

सिवमजरामरलिंगमणोवममुत्तम परमविमलमतुलं ।
पत्ता वरसिद्धिसुहं जिणभावणभाविया जीवा ॥ १६२ ॥

જિનભાવનાપરિણત જીવો વરસિદ્ધિસુખ અનુપમ લહે,
શિવ, અતુલ, ઉત્તમ. પરમ નિર્મળ, અજર-અમરસ્વરૂપ જે.

ते मे तिहुवणमहिया सिद्धा सुद्धा णिरंजणा णिच्चा ।
दिंतु वरभावसुद्धिं दंसण णाणे चरित्ते य ॥ १६३ ॥

ભગવંત સિદ્ધો—ત્રિજગપૂજિત, નિત્ય, શુદ્ધ, નિરંજના
—વર ભાવશુદ્ધિ દો મને દગ, જ્ઞાન ને ચારિત્રમાં. ૧૬૩.

किं जंपिएण बहुणा अत्थो धम्मो य काममोक्खो य ।
अण्णे वि य वावारा भावम्मि परिट्ठिया सव्वे ॥ १६४ ॥

# ૬. મોક્ષપ્રાભૃત

णाणमयं अप्पाणं उवलद्धं जेण झडियकम्मेण ।
चइऊण य परदव्वं णमो णमो तस्स देवस्स ॥ १ ॥

કરીને [1]ક્ષપણ કર્મો તણું, પરદ્રવ્ય પરિહરી જેમણે
જ્ઞાનાત્મ આત્મા પ્રાપ્ત કીધો, નમું નમું તે દેવને. ૧.

૧ ક્ષપણ = ક્ષય

णमिऊण य तं देवं अणंतवरणाणदंसणं सुद्धं ।
वोच्छं परमप्पाणं परमपयं परमजोईणं ॥ २ ॥

તે દેવને નમી—[1]અમિત-વર-દૃગજ્ઞાનધરને શુદ્ધને,
કહું પરમપદ—પરમાતમા—પ્રકરણ પરમયોગીન્દ્રને. ૨.

૧ અમિત-વર = અનંત અને પ્રધાન

जं जाणिऊण जोई जोअत्थो जोइऊण अणवरयं ।
अव्वावाहमणंतं अणोवमं लहइ णिव्वाणं ॥ ३ ॥

જે જાણીને, યોગસ્થ યોગી, સતત દેખી જેહને,
ઉપમાવિહીન અનંત અવ્યાબાધ શિવપદને લહે. ૩.

तिपयारो सो अप्पा परमंतरबाहिरो हु देहीणं ।
तत्थ परो झाइज्जइ अंतोवाएण चयहि बहिरप्पा ॥ ४ ॥

તે આતમા છે [1]પરમ-અંતર-બહિર ત્રણુધા દેહીમાં;
[2]અંતર-ઉપાયે [3]પરમને ધ્યાઓ, તજો બહિરાતમા. ૪.

૧ પરમ-અંતર-બહિર ત્રણધા = પરમાત્મા અંતરાત્મા અને બહિરાત્મા —એમ ત્રણ પ્રકારે

૨ અંતર-ઉપાયે = અંતરાત્મારૂપ સાધનથી; અંતરાત્મારૂપ જે પરિણામ તે પરિણામરૂપ સાધનથી

૩ પરમને = પરમાત્માને

अक्खाणि बाहिरप्पा अंतरअप्पा हु अप्पसंकप्पो ।
कम्मकलंकविमुक्को परमप्पा भण्णए देवो ॥ ५ ॥

છે [1]અક્ષધી બહિરાત્મ, આતમબુદ્ધિ અંતર-આતમા,
જે મુક્ત કર્મકલંકથી તે દેવ છે પરમાતમા. ૫.

૧ અક્ષધી = ઇંદ્રિયબુદ્ધિ, 'ઇન્દ્રિયો તે જ આત્મા છે' એવી બુદ્ધિવાળો.

मलरहिओ कलचत्तो अणिंदिओ केवलो विसुद्धप्पा ।
परमेट्ठी परमजिणो सिवंकरो सासओ सिद्धो ॥ ६ ॥

તે છે વિશુદ્ધાત્મા, અનિંદ્રિય, મળરહિત, તનમુક્ત છે,
પરમેષ્ઠી, કેવળ, પરમજિન, શાશ્વત, [1]શિવંકર, સિદ્ધ છે. ૬.

૧. શિવંકર = સુખકર, કલ્યાણકર.

आरुहवि अंतरप्पा बहिरप्पा छंडिऊण तिविहेण ।
झाइज्जइ परमप्पा उवइट्ठं जिणवरिंदेहिं ॥ ७ ॥

થઈ [1]અંતરાત્મારૂઢ, બહિરાત્મા તજીને ત્રણુવિધે,
[2]ધ્યાતવ્ય છે પરમાતમા—જિનવરવૃષભ-ઉપદેશ છે. ૭.

૧ અંતરાત્મારૂઢ = અંતરાત્મામાં આરૂઢ, અંતરાત્મારૂપે પરિણત
૨. ધ્યાતવ્ય = ધ્યાવાયોગ્ય, ધ્યાન કરવાયોગ્ય

बहिरत्थे फुरियमणो इंदियदारेण णियसरूवचुओ ।
णियदेहं अप्पाणं अज्झवसदि मूढदिट्ठीओ ॥ ८ ॥

[1]બાહ્યાર્થ પ્રત્યે [2]સ્ફુરિતમન, [3]સ્વભ્રષ્ટ ઇંદ્રિયદ્વારથી,
નિજદેહ [4]અધ્યવસિત કરે આત્માપણે [5]જીવ મૂઢધી. ૮.

૧ બાહ્યાર્થ = બહારના પદાર્થો
૨ સ્ફુરિતમન = સ્ફુરાયમાન (તત્પર) મનવાળો
૩ સ્વભ્રષ્ટ ઇંદ્રિયદ્વારથી = ઇંદ્રિયો દ્વારા આત્મસ્વરૂપથી ચ્યુત
૪ અધ્યવસિત કરે = માને
૫ જીવ મૂઢધી = મૂઢ બુદ્ધિવાળો જીવ, મૂઢબુદ્ધિ (અર્થાત્ બહિરાત્મા) જીવ

णियदेहसरिच्छं पिच्छिऊण परविग्गहं पयत्तेण ।
अच्चेयणं पि गहियं झाइज्जइ परमभावेण ॥ ९ ॥

નિજદેહ સમ પરદેહ દેખી મૂઢ ત્યાં ઉદ્યમ કરે,
[1]તે છે અચેતન તોય માને તેહને [2]આત્માપણે. ૯.

૧ તે = પરનો દેહ ૨ આત્માપણે = પરના આત્મા તરીકે.

सपरज्झवसाएणं देहेसु य अविदिदत्थमप्पाणं ।
सुयदाराईविसए मणुयाणं वड्ढए मोहो ॥ १० ॥

વસ્તુસ્વરૂપ જાણ્યા વિના [1]દેહે સ્વ-અધ્યવસાયથી
અજ્ઞાની જનને મોહ ફાલે પુત્રદારાદિક મહીં. ૧૦.

૧. દેહે સ્વ-અધ્યવસાયથી = 'દેહ તે જ આત્મા છે' એવા મિથ્યા અભિપ્રાયથી.

मिच्छाणाणेसु रओ मिच्छाभावेण भाविओ संतो ।
मोहोदएण पुणरवि अंगं सं मण्णए मणुओ ॥ ११ ॥

રહી લીન મિથ્યાજ્ઞાનમાં, મિથ્યાત્વભાવે પરિણમી,
તે દેહ માને 'હું'પણે [1]ફરીનેય મોહોદય થકી. ૧૧.

૧ ફરીનેય = આગામી ભવમાં પણ.

जो देहे णिरवेक्खो णिद्दंदो णिम्ममो णिरारंभो ।
आदसहावे सुरओ जोई सो लहइ णिव्वाणं ॥ १२ ॥

નિર્દ્વન્દ્વ, નિર્મમ, દેહમાં નિરપેક્ષ, [1]મુક્તારંભ જે,
જે લીન આત્મસ્વભાવમાં, તે યોગી પામે મોક્ષને. ૧૨.

૧. મુક્તારંભ = નિરારંભ, આરંભ રહિત.

परदव्वरओ वज्झदि विरओ मुच्चेइ विविहकम्मेहिं ।
एसो जिणउवदेसो समासदो वंधमुक्खस्स ॥ १३ ॥

પરદ્રવ્યરત બંધાય, [1]વિરત મુકાય વિધવિધ કર્મથી;
—આ, બંધમોક્ષ વિષે જિનેશ્વરદેશના સંક્ષેપથી. ૧૩.

૧ વિરત = પરદ્રવ્યથી વિરમેલ; પરદ્રવ્યથી વિરામ પામેલ.

सद्दव्वरओ सवणो सम्माइट्ठी हवेइ णियमेण ।
सम्मत्तपरिणदो उण खवेइ दुट्ठट्ठकम्माइं ॥ १४ ॥

રે! નિયમથી નિજદ્રવ્યરત સાધુ સુદૃષ્ટિ હોય છે,
સમ્યક્ત્વપરિણત વર્તતો [1]દુષ્ટાષ્ટ કર્મો ક્ષય કરે. ૧૪.

૧ દુષ્ટાષ્ટ કર્મો = દુષ્ટ આઠ કર્મોને, ખરાબ એવાં આઠ કર્મોને.

जो पुण परदव्वरओ मिच्छादिट्ठी हवेइ सो साहू ।
मिच्छत्तपरिणदो पुण वज्झदि दुट्ठट्ठकम्मेहिं ॥ १५ ॥

પરદ્રવ્યમાં રત સાધુ તો મિથ્યાદરશયુત હોય છે,
મિથ્યાત્વપરિણત વર્તતો બાંધે કરમ દુષ્ટાષ્ટને. ૧૫.

परदव्वादो दुग्गइ सद्दव्वादो हु सुग्गई होइ ।
इय णाऊण सदव्वे कुणह रई विरइ इयरम्मि ॥ १६ ॥

પરદ્રવ્યથી દુર્ગતિ, ખરે સુગતિ સ્વદ્રવ્યથી થાય છે;
—એ જાણી, નિજદ્રવ્યે રમો, પરદ્રવ્યથી વિરમો તમે. ૧૬.

आदसहावादण्णं सच्चित्ताचित्तमिस्सियं हवदि ।
तं परदव्वं भणियं अवितत्थं सव्वदरिसीहिं ॥ १७ ॥

[1]આત્મસ્વભાવેતર સચિત્ત, અચિત્ત, તેમ જ મિશ્ર જે,
તે જાણવું પરદ્રવ્ય—સર્વજ્ઞે કહ્યું [2]અવિતથપણે. ૧૭.

૧. આત્મસ્વભાવેતર = આત્મસ્વભાવથી અન્ય.
૨. અવિતથપણે = સત્યપણે, યથાર્થપણે

दुट्ठट्ठकम्मरहियं अणोवमं णाणविग्गहं णिच्चं ।
सुद्धं जिणेहिं कहियं अप्पाणं हवदि सद्दव्वं ॥ १८ ॥

દુષ્ટાષ્ટકર્મવિહીન, અનુપમ, [1]જ્ઞાનવિગ્રહ, નિત્ય ને
જે શુદ્ધ ભાખ્યો જિનવરે, તે આતમા સ્વદ્રવ્ય છે. ૧૮.

૧. જ્ઞાનવિગ્રહ = જ્ઞાનરૂપ શરીરવાળો

जे झायंति सदव्वं परदव्वपरम्मुहा हु सुचरित्ता ।
ते जिणवराण मग्गे अणुलग्गा लहहिं णिव्वाणं ॥ १९ ॥

પરવિમુખ થઈ નિજદ્રવ્ય જે ધ્યાવે સુચારિત્રીપણે,
જિનદેવના મારગ મહીં [1]સંલગ્ન તે શિવપદ લહે. ૧૯

૧. સંલગ્ન = લાગેલ; વળગેલ; જોડાયેલ

जिणवरमएण जोई झाणे झाएइ सुद्धमप्पाणं ।
जेण लहइ णिव्वाणं ण लहइ किं तेण सुरलोयं ॥ २० ॥

જિનદેવમત-અનુસાર ધ્યાવે યોગી નિજશુદ્ધાત્મને,
જેથી લહે નિર્વાણ, તો શું નવ લહે [1]સુરલોકને? ૨૦

૧ સુરલોક = દેવલોક; સ્વર્ગ.

जो जाइ जोयणसयं दियहेणेक्केण लेवि गुरुभारं ।
सो किं कोसद्धं पि हु ण सक्कए जाउ भुवणयले ॥ २१ ॥

બહુ ભાર લઈ દિન એકમાં જે ગમન સો યોજન કરે,
તે વ્યક્તિથી [1]ક્રોશાર્ધ પણ નવ જઈ શકાય શું ભૂતળે? ૨૧

૧. ક્રોશાર્ધ = અર્ધ કોસ, અર્ધો ગાઉ.

जो कोडिए ण जिप्पइ सुहडो संगामएहिं सव्वेहिं ।
सो किं जिप्पइ इक्किं णरेण संगामए सुहडो ॥ २२ ॥

જે સુભટ હોય [1]અજેય કોટિ નરોથી—સૈનિક સર્વથી,
તે વીર સુભટ જિતાય શું સંગ્રામમાં નર એકથી? ૨૨.

૧. અજેય = ન જીતી શકાય એવો.

सग्गं तवेण सव्वो वि पावए तहिं वि झाणजोएण ।
जो पावइ सो पावइ परलोए सासयं सोक्खं ॥ २३ ॥

તપથી લહે સુરલોક સૌ, પણ ધ્યાનયોગે જે લહે
તે આતમા પરલોકમાં પામે સુશાશ્વત સૌખ્યને. ૨૩.

अइसोहणजोएणं सुद्धं हेमं हवेइ जह तह य ।
कालाईलद्धीए अप्पा परमप्पओ हवदि ॥ २४ ॥

જ્યમ શુદ્ધતા પામે સુવર્ણ [1]અતીવ શોભન યોગથી,
આત્મા બને પરમાતમા ત્યમ કાળ-આદિક લબ્ધિથી. ૨૪.

૧. અતીવ શોભન = અતિ સારા.

वर वयतवेहि सग्गो मा दुक्खं होउ णिरइ इयरेहिं ।
छायातवट्ठियाणं पडिवालंताण गुरुभेयं ॥ २५ ॥

[1]દિવ ઠીક વ્રતતપથી, ન હો દુખ [2]ઇતરથી નરકાદિકે;
છાંયે અને તડકે [3]પ્રતીક્ષાકરણમાં બહુ ભેદ છે. ૨૫.

૧. દિવ ઠીક વ્રતતપથી = (અવ્રત અને અતપથી નરકાદિ દુખ પ્રાપ્ત થાય તેના કરતા) વ્રતતપથી સ્વર્ગ પ્રાપ્ત થાય તે મુકાબલે સારુ છે
૨. ઇતરથી = બીજાથી (અર્થાત્ અવ્રત અને અતપથી).
૩. પ્રતીક્ષાકરણમા = રાહ જોવામાં

जो इच्छइ णिस्सरिदुं संसारमहण्णवाउ रुंद्दाओ ।
कम्मिंधणाण डहणं सो झायइ अप्पयं सुद्धं ॥ २६ ॥

[1]સંસાર-અર્ણવ રુદ્રથી [2]નિઃસરણ ઇચ્છે જીવ જે,
ધ્યાવે [3]કરમ-ઇન્ધન તણા દહનાર નિજ શુદ્ધાત્મને. ૨૬.

૧ સંસાર-અર્ણવ રુદ્રથી = ભયકર સંસારસમુદ્રથી.
૨ નિઃસરણ = બહાર નીકળવુ તે
૩. કરમ-ઇન્ધન તણા દહનાર = કર્મરૂપી ઇંધણાને બાળી નાખનાર.

सव्वे कसाय मोत्तुं गारवमयरायदोसवामोहं ।
लोयववहारविरदो अप्पा झाएइ झाणत्थो ॥ २७ ॥

સઘળા કષાયો, [1]મોહરાગવિરોધ-મદ-ગારવ તજી,
ધ્યાનસ્થ ધ્યાવે આત્મને, વ્યવહાર લૌકિકથી છૂટી. ૨૭.

૧. મોહરાગવિરોધ = મોહરાગદ્વેષ.

मिच्छत्तं अण्णाणं पावं पुण्णं चएवि तिविहेण ।
मोणव्वएण जोई जोयत्थो जोयए अप्पा ॥ २८ ॥

ત્રિવિધે તજી મિથ્યાત્વને, અજ્ઞાનને, [1]અઘ-પુણ્યને,
યોગસ્થ યોગી મૌનવ્રતસંપન્ન ધ્યાવે આત્મને. ૨૮.

૧. અઘ-પુણ્યને = પાપને તથા પુણ્યને.

जं मया दिस्सदे रूवं तं ण जाणादि सव्वहा ।
जाणगं दिस्सदे णेव तम्हा जंपेमि केण हं ॥ २९ ॥

દેખાય મુજને રૂપ જે તે જાણતું નહિ સર્વથા,
ને જાણનાર ન [1]દૃશ્યમાન; હું બોલું કોની સાથમાં? ૨૯.

૧ ન દૃશ્યમાન = દેખાતો નથી

सव्वासवणिरोहेण कम्मं खवदि संचिदं ।
जोयत्थो जाणए जोई जिणदेवेण भासियं ॥ ३० ॥

આસ્રવ સમસ્ત નિરોધીને ક્ષય પૂર્વકર્મ તણો કરે,
જ્ઞાતા જ બસ રહી જાય છે યોગસ્થ યોગી;—જિન કહે. ૩૦.

जो सुत्तो ववहारे सो जोई जग्गए सकज्जम्मि ।
जो जग्गदि ववहारे सो सुत्तो अप्पणो कज्जे ॥ ३१ ॥

યોગી સૂતા વ્યવહારમાં તે જાગતા નિજકાર્યમાં;
જે જાગતા વ્યવહારમાં તે સુપ્ત આતમકાર્યમાં. ૩૧.

इय जाणिऊण जोई ववहारं चयइ सव्वहा सव्वं ।
झायइ परमप्पाणं जह भणियं जिणवरिंदेहिं ॥ ३२ ॥

ઇમ જાણી યોગી સર્વથા છોડે સકળ વ્યવહારને,
પરમાત્મને ધ્યાવે યથા ઉપદિષ્ટ જિનદેવો વડે. ૩૨.

पंचमहव्वयजुत्तो पंचसु समिदीसु तीसु गुत्तीसु ।
रयणत्तयसंजुत्तो झाणज्झयणं सदा कुणह ॥ ३३ ॥

તું [1]પંચસમિત, [2]ત્રિગુપ્ત ને સંયુક્ત પંચમહાવ્રતે,
[3]રત્નત્રયીસંયુતપણે કર નિત્ય [4]ધ્યાનાધ્યયનને. ૩૩.

૧. પંચસમિત = પાંચ સમિતિથી યુક્ત (વર્તતો થકો)
૨ ત્રિગુપ્ત = ત્રણ ગુપ્તિ સહિત (વર્તતો થકો)
૩. રત્નત્રયીસંયુતપણે = રત્નત્રયસંયુક્તપણે.
૪. ધ્યાનાધ્યયન = ધ્યાન તથા અધ્યયન; ધ્યાન તથા શાસ્ત્રાભ્યાસ.

रयणत्तयमाराहं जीवो आराहओ मुणेयव्वो ।
आराहणाविहाणं तस्स फलं केवलं णाणं ॥ ३४ ॥

રત્નત્રયી આરાધનારો જીવ આરાધક કહ્યો;
આરાધનાનું વિધાન કેવલજ્ઞાનફળદાયક અહો! ૩૪.

सिद्धो सुद्धो आदा सव्वण्हू सव्वलोयदरिसी य ।
सो जिणवरेहिं भणियो जाण तुमं केवलं णाणं ॥ ३५ ॥

છે સિદ્ધ, આત્મા શુદ્ધ છે ને સર્વજ્ઞાનીદર્શી છે,
તું જાણ રે!—જિનવરકથિત આ જીવ કેવળ જ્ઞાન છે. ૩૫.

रयणत्तयं पि जोई आराहइ जो हु जिणवरमएण ।
सो झायदि अप्पाणं परिहरइ परं ण संदेहो ॥ ३६ ॥

જે યોગી આરાધે રતનત્રય પ્રગટ જિનવરમાર્ગથી,
તે આત્મને ધ્યાવે અને પર પરિહરે;—શંકા નથી. ૩૬.

जं जाणइ तं णाणं जं पिच्छइ तं च दंसणं णेयं ।
तं चारित्तं भणियं परिहारो पुण्णपावाणं ॥ ३७ ॥

જે જાણતું તે જ્ઞાન, દેખે તેહ દર્શન જાણવું,
જે પાપ તેમ જ પુણ્યનો પરિહાર તે ચારિત કહ્યું. ૩૭.

तच्चरुई सम्मत्तं तच्चग्गहणं च हवइ सण्णाणं ।
चारित्तं परिहारो परूवियं जिणवरिंदेहिं ॥ ३८ ॥

છે તત્ત્વરુચિ સમ્યક્ત્વ. તત્ત્વ તણું [1]ગ્રહણ [2]સદ્જ્ઞાન છે,
પરિહાર તે ચારિત્ર છે;—જિનવરવૃષભનિર્દિષ્ટ છે. ૩૮.

૧. ગ્રહણ = સમજણ; જાણવું તે, જ્ઞાન.
૨. સદ્જ્ઞાન = સમ્યગ્જ્ઞાન.

दंसणसुद्धो सुद्धो दंसणसुद्धो लहेइ णिव्वाणं ।
दंसणविहीणपुरिसो ण लहइ तं इच्छियं लाहं ॥ ३९ ॥

[1]દગશુદ્ધ આત્મા શુદ્ધ છે, દગશુદ્ધ તે મુક્તિ લહે,
દર્શનરહિત જે પુરુષ તે પામે ન ઇચ્છિત લાભને. ૩૯.

૧. દગશુદ્ધ = દર્શનશુદ્ધ, સમ્યગ્દર્શનથી શુદ્ધ.

इय उवएसं सारं जरमरणहरं खु मण्णए जं तु ।
तं सम्मत्तं भणियं सवणाणं सावयाणं पि ॥ ४० ॥

[1]જરમરણહર આ સારભૂત ઉપદેશ શ્રદ્ધે સ્પષ્ટ જે,
સમ્યક્ત્વ ભાખ્યું તેહને, હો શ્રમણ કે શ્રાવક ભલે. ૪૦.

૧. જરમરણહર = જરા અને મરણનો નાશક.

जीवाजीवविहत्ती जोई जाणेइ जिणवरमएणं ।
तं सण्णाणं भणियं अवियत्थं सव्वदरिसीहिं ॥ ४१ ॥

જીવ-અજીવ કેરો ભેદ જાણે યોગી જિનવરમાર્ગથી,
સર્વજ્ઞદેવે તેહને સદ્જ્ઞાન ભાખ્યું [1]તથ્યથી. ૪૧.

૧. તથ્યથી = સત્યપણે, અવિતથપણે.

जं जाणिऊण जोई परिहारं कुणइ पुण्णपावाणं ।
तं चारित्तं भणियं अवियप्पं कम्मरहिएहिं ॥ ४२ ॥

તે જાણી યોગી પરિહરે છે પાપ તેમ જ પુણ્યને,
ચારિત્ર તે [1]અવિકલ્પ ભાખ્યું કર્મરહિત જિનેશ્વરે. ૪૨.

૧. અવિકલ્પ = નિર્વિકલ્પ, વિકલ્પ રહિત.

जो रयणत्तयजुत्तो कुणइ तवं संजदो ससत्तीए ।
सो पावइ परमपयं झायंतो अप्पयं सुद्धं ॥ ४३ ॥

રત્નત્રયીયુત સંયમી [1]નિજશક્તિતઃ તપને કરે,
શુદ્ધાત્મને ધ્યાતો થકો [2]ઉત્કૃષ્ટ પદને તે વરે. ૪૩.

૧. નિજશક્તિત = પોતાની શક્તિ પ્રમાણે.
૨. ઉત્કૃષ્ટ પદ = પરમ પદ (અર્થાત્ મુક્તિ).

तिहि तिण्णि धरवि णिच्चं तियरहिओ तह तिएण परियरिओ ।
दोदोसविप्पमुक्को परमप्पा झायए जोई ॥ ४४ ॥

[1]ત્રણથી [2]ધરી ત્રણ, નિત્ય [3]ત્રિકવિરહિતપણે, [4]ત્રિકયુતપણે,
રહી [5]દોષયુગલવિમુક્ત ધ્યાવે યોગી નિજ પરમાત્મને. ૪૪.

૧. ત્રણથી = ત્રણ વડે (અર્થાત્ મન-વચન-કાયાથી)
૨ ધરી ત્રણ = ત્રણને ધારણ કરીને (અર્થાત્ વર્ષાકાળયોગ, શીતકાળયોગ તથા ગ્રીષ્મકાળયોગને ધારણ કરીને)
૩ ત્રિકવિરહિતપણે = ત્રણથી (અર્થાત્ શલ્યત્રયથી) રહિતપણે,
૪ ત્રિકયુતપણે = ત્રણથી સંયુક્તપણે (અર્થાત્ રત્નત્રયથી સહિતપણે)
૫. દોષયુગલવિમુક્ત = બે દોષોથી રહિત (અર્થાત્ રાગ-દ્વેષથી રહિત).

मयमायकोहरहिओ लोहेण विवज्जिओ य जो जीवो ।
णिम्मलसहावजुत्तो सो पावइ उत्तमं सोक्खं ॥ ४५ ॥

જે જીવ માયા-ક્રોધ-મદ પરિવર્જીને, તજી લોભને,
નિર્મળ સ્વભાવે પરિણમે, તે સૌખ્ય ઉત્તમને લહે. ૪૫.

विसयकसाएहि जुदो रुद्दो परमप्पभावरहियमणो ।
सो ण लहइ सिद्धिसुहं जिणमुद्दपरम्मुहो जीवो ॥ ४६ ॥

[1]પરમાત્મભાવનહીન, [2]રુદ્ર, કષાયવિષયે યુક્ત જે,
તે જીવ [3]જિનમુદ્રાવિમુખ પામે નહીં શિવસૌખ્યને. ૪૬.

૧. પરમાત્મભાવનહીન = પરમાત્મભાવના રહિત, નિજ પરમાત્મતત્ત્વની ભાવનાથી રહિત ૨. રુદ્ર = રૌદ્ર પરિણામવાળો

૩ જિનમુદ્રાવિમુખ = જિનસદ્રશ યથાજાત મુનિરૂપથી પરાઙ્મુખ.

जिणमुद्दं सिद्धिसुहं हवेइ णियमेण जिणवरुद्दिट्ठं ।
सिविणे वि ण रुच्चइ पुण जीवा अच्छंति भवगहणे ॥ ४७ ॥

જિનવરવૃષભ-ઉપદિષ્ટ જિનમુદ્રા જ શિવસુખ નિયમથી;
તે નવ રુચે સ્વપ્નેય જેને, તે રહે ભવવન મહીં. ૪૭.

परमप्पय झायंतो जोई मुच्चेइ मलदलोहेण ।
णादियदि णवं कम्मं णिद्दिट्ठं जिणवरिंदेहिं ॥ ४८ ॥

પરમાત્મને ધ્યાતાં શ્રમણ મળજનક લોભ થકી છૂટે,
નૂતન કરમ નહિ આસ્રવે—જિનદેવથી નિર્દિષ્ટ છે. ૪૮.

होऊण दिढचरित्तो दिढसम्मत्तेण भावियमईओ ।
झायंतो अप्पाणं परमपयं पावए जोई ॥ ४९ ॥

પરિણત સુદ્રઢ-સમ્યક્ત્વરૂપ, લહી સુદ્રઢ-ચારિત્રને,
નિજ આત્મને ધ્યાતાં થકાં યોગી પરમ પદને લહે. ૪૯.

चरणं हवइ सधम्मो धम्मो सो हवइ अप्पसमभावो ।
सो रागरोसरहिओ जीवस्स अणण्णपरिणामो ॥ ५० ॥

ચારિત્ર તે નિજ ધર્મ છે ને ધર્મ નિજ સમભાવ છે,
[1]તે જીવના [2]વણરાગરોષ અનન્યમય પરિણામ છે. ૫૦.

૧ તે = નિજ સમભાવ  ૨. વણરાગરોષ = રાગદ્વેષરહિત.

जह फलिहमणि विसुद्धो परदव्वजुदो हवेइ अण्णं सो ।
तह रागादिविजुत्तो जीवो हवदि हु अणण्णविहो ॥ ५१ ॥

નિર્મળ સ્ફટિક પરદ્રવ્યસંગે અન્યરૂપે થાય છે,
ત્યમ જીવ છે નીરાગ પણ અન્યાન્યરૂપે પરિણમે. ૫૧.

देवगुरुम्मि य भत्तो साहम्मियसंजदेसु अणुरत्तो ।
सम्मत्तमुव्वहंतो झाणरओ होदि जोई सो ॥ ५२ ॥

જે દેવ-ગુરુના ભક્ત ને સહધર્મીમુનિ-અનુરક્ત[1] છે,
[2]સમ્યક્ત્વના વહનાર યોગી ધ્યાનમાં [3]રત હોય છે. ૫૨.

૧. અનુરક્ત = અનુરાગવાળા; વાત્સલ્યવાળા.
૨. સમ્યક્ત્વના વહનાર = સમ્યક્ત્વને ધારી રાખનાર, સમ્યક્ત્વપરિણતિએ પરિણમ્યા કરનાર.
૩. રત = રતિવાળા; પ્રીતિવાળા, રુચિવાળા

उग्गतवेणण्णाणी जं कम्मं खवदि भवहि बहुएहिं ।
तं णाणी तिहि गुत्तो खवेइ अंतोमुहुत्तेण ॥ ५३ ॥

તપ ઉગ્રથી અજ્ઞાની જે કર્મો ખપાવે બહુ ભવે,
જ્ઞાની [1]ત્રિગુપ્તિક તે કરમ અંતર્મુહૂર્તે ક્ષય કરે. ૫૩.

૧. ત્રિગુપ્તિક = ત્રણ-ગુપ્તિવંત

सुहजोएण सुभावं परदव्वे कुणइ रागदो साहू ।
सो तेण दु अण्णाणी णाणी एत्तो दु विवरीओ ॥ ५४ ॥

[1]શુભ અન્ય દ્રવ્યે રાગથી મુનિ જો કરે [2]રુચિભાવને,
તો તેહ છે અજ્ઞાની, ને વિપરીત તેથી જ્ઞાની છે. ૫૪.

૧ શુભ અન્ય દ્રવ્યે = (શુભ ભાવના નિમિત્તભૂત) પ્રશસ્ત પરદ્રવ્યો પ્રત્યે.

૨. રુચિભાવ = 'આ સારુ છે, હિતકર છે' એમ એકાકારપણે પ્રીતિભાવ

आसवहेदू य तहा भावं मोक्खस्स कारणं हवदि ।
सो तेण दु अण्णाणी आदसहावा दु विवरीओ ॥ ५५ ॥

આસરવહેતુ ભાવ તે શિવહેતુ છે તેના મતે,
તેથી જ તે છે [1]અજ્ઞ, આત્મસ્વભાવથી વિપરીત છે. ૫૫.

૧ અજ્ઞ = અજ્ઞાની.

जो कम्मजादमइओ सहावणाणस्स खंडदूसयरो ।
सो तेण दु अण्णाणी जिणसासणदूसगो भणिदो ॥ ५६ ॥

[1]કર્મજમતિક જે [2]ખંડદૂષણકર સ્વભાવિકજ્ઞાનમાં,
તે જીવને અજ્ઞાની, [3]જિનશાસન તણા દૂષક કહ્યા. ૫૬.

૧ કર્મજમતિક = કર્મથી ઉત્પન્ન થયેલી બુદ્ધિવાળા, કર્મનિમિત્તક વૈભાવિક બુદ્ધિવાળા (જીવ)

૨ ખંડદૂષણકર સ્વભાવિકજ્ઞાનમા = સ્વભાવજ્ઞાનને ખંડખંડરૂપ કરીને દૂષિત કરનાર (અર્થાત્ તેને ખંડખંડરૂપ માનીને દૂષણ લગાડનાર)

૩ જિનશાસન તણા દૂષક = જિનશાસનને દૂષિત કરનાર અર્થાત્ દૂષણ લગાડનાર.

णाणं चरित्तहीणं दंसणहीणं तवेहिं संजुत्तं ।
अण्णेसु भावरहियं लिंगग्गहणेण किं सोक्खं ॥ ५७ ॥

જ્યાં જ્ઞાન ચરિતવિહીન છે, તપયુક્ત પણ [1]દગહીન છે,
વળી [2]અન્ય કાર્યો [3]ભાવહીન, તે લિંગથી સુખ શું અરે ?

१ દગહીન = સમ્યગ્દર્શન રહિત.
२ અન્ય કાર્યો = બીજી (આવશ્યકાદિ) ક્રિયાઓ
३ ભાવહીન = શુદ્ધભાવ રહિત.

अच्चेयणं पि चेदा जो मण्णइ सो हवेइ अण्णाणी ।
सो पुण णाणी भणिओ जो मण्णइ चेयणे चेदा ॥ ५८ ॥

છે [1]અજ્ઞ, જેહ અચેતને [2]ચેતક તણી શ્રદ્ધા ધરે;
જે ચેતને ચેતક તણી શ્રદ્ધા ધરે, તે જ્ઞાની છે. ૫૮.

१ અજ્ઞ = અજ્ઞાની. २ ચેતક = ચેતનાર, ચેતયિતા, આત્મા.

तवरहियं जं णाणं णाणविजुत्तो तवो वि अकयत्थो ।
तम्हा णाणतवेणं संजुत्तो लहइ णिव्वाणं ॥ ५९ ॥

તપથી રહિત જે જ્ઞાન, જ્ઞાનવિહીન તપ [1]અકૃતાર્થ છે,
તે કારણે જીવ જ્ઞાનતપસંયુક્ત શિવપદને લહે. ૫૯.

१ અકૃતાર્થ = પ્રયોજન સિદ્ધ ન કરે એવું, અસફળ.

धुवसिद्धी तित्थयरो चउणाणजुदो करेइ तवयरणं ।
णाऊण धुवं कुज्जा तवयरणं णाणजुत्तो वि ॥ ६० ॥

[1]ધ્રુવસિદ્ધિ શ્રી તીર્થેશ [2]જ્ઞાનચતુષ્કયુત તપને કરે,
એ જાણી [3]નિશ્ચિત જ્ઞાનયુત જીવેય તપ કર્તવ્ય છે. ૬૦.

૧ ધ્રુવસિદ્ધિ = જેમની સિદ્ધિ (તે જ ભવે) નિશ્ચિત છે એવા.

૨. જ્ઞાનચતુષ્કયુત = ચાર જ્ઞાન સહિત.

૩. નિશ્ચિત = નક્કી, અવશ્ય.

बाहिरलिंगेण जुदो अब्भंतरलिंगरहियपरियम्मो ।
सो सगचरित्तभट्ठो मोक्खपहविणासगो साहू ॥ ६१ ॥

જે બાહ્યલિંગે યુક્ત, આંતરલિંગરહિત ક્રિયા કરે,
તે [1]સ્વકચરિતથી ભ્રષ્ટ, શિવમારગવિનાશક શ્રમણ છે. ૬૧.

૧ સ્વકચરિત = સ્વચારિત્ર.

सुहेण भाविदं णाणं दुहे जादे विणस्सदि ।
तम्हा जहाबलं जोई अप्पा दुक्खेहि भावए ॥ ६२ ॥

[1]સુખસંગ [2]ભાવિત જ્ઞાન તો [3]દુખકાળમાં લય થાય છે,
તેથી [4]યથાબળ [5]દુઃખ સહ ભાવો શ્રમણ નિજ આત્મને.

૧. સુખસંગ = સુખ સહિત, શાતાના યોગમાં.

૨. ભાવિત = ભાવવામાં આવેલું.

૩. દુખકાળમાં = ઉપસર્ગાદિ દુઃખ આવી પડતાં.

૪. યથાબળ = શક્તિ પ્રમાણે.

૫. દુઃખ સહ = કાયક્લેશાદિ સહિત.

आहारासणणिद्दाजयं च काऊण जिणवरमएण ।
झायव्वो णियअप्पा णाऊणं गुरुपसाएण ॥ ६३ ॥

[1]આસન-અશન-નિદ્રા તણો કરી વિજય, જિનવરમાર્ગથી
ધ્યાતવ્ય છે નિજ આતમા, જાણી [2]શ્રીગુરુપરસાદથી. ૬૩.

૧. આસન-અશન-નિદ્રા તણો = આસનનો, આહારનો અને ઊંઘનો.
૨. શ્રીગુરુપરસાદથી = ગુરુપ્રસાદથી, ગુરુકૃપાથી.

अप्पा चरित्तवंतो दंसणणाणेण संजुदो अप्पा ।
सो झायव्वो णिच्चं णाऊणं गुरुपसाएण ॥ ६४ ॥

છે આતમા સંયુક્ત દર્શન-જ્ઞાનથી, ચારિત્રથી;
નિત્યે અહો! ધ્યાતવ્ય તે, જાણી શ્રીગુરુપરસાદથી. ૬૪.

दुक्खे णज्जइ अप्पा अप्पा णाऊण भावणा दुक्खं ।
भावियसहावपुरिसो विसयेसु विरच्चए दुक्खं ॥ ६५ ॥

જીવ જાણવો દુષ્કર પ્રથમ, પછી [1]ભાવના દુષ્કર અરે!
[2]ભાવિતનિજાત્મસ્વભાવને દુષ્કર વિષયવૈરાગ્ય છે. ૬૫.

૧ ભાવના = આત્માને ભાવવો તે, આત્મસ્વભાવનું ભાવન કરવું તે.
૨. ભાવિતનિજાત્મસ્વભાવને = જેણે નિજાત્મસ્વભાવને ભાવ્યો છે તે જીવને; જેણે નિજ આત્મસ્વભાવનું ભાવન પ્રાપ્ત કર્યું છે તે જીવને.

ताम ण णज्जइ अप्पा विसएसु णरो पवट्टए जाम ।
विसए विरत्तचित्तो जोई जाणेइ अप्पाणं ॥ ६६ ॥

આત્મા જણાય ન, જ્યાં લગી વિષયે પ્રવર્તન નર કરે;
[1]વિષયે વિરક્તમનસ્ક યોગી જાણતા નિજ આત્મને. ૬૬.

૧. વિષયે વિરક્તમનસ્ક = જેમનું મન વિષયોમાં વિરક્ત છે એવા; વિષયો પ્રત્યે વિરક્ત ચિત્તવાળા.

अप्पा णाऊण णरा केई सब्भावभावपब्भट्ठा ।
हिंडंति चाउरंगं विसएसु विमोहिया मूढा ॥ ६७ ॥

નર કોઈ, આતમ જાણી, આતમભાવનાપ્રચ્યુતપણે
[1]ચતુરંગ સંસારે ભમે વિષયે વિમોહિત મૂઢ એ. ૬૭.

૧. ચતુરંગ સંસારે = ચતુર્ગતિ સંસારમાં

जे पुण विसयविरत्ता अप्पा णाऊण भावणासहिया ।
छंडंति चाउरंगं तवगुणजुत्ता ण संदेहो ॥ ६८ ॥

પણ વિષયમાંહી વિરક્ત, આતમ જાણી [1]ભાવનયુક્ત જે,
[2]નિઃશંક તે તપગુણસહિત છોડે ચતુર્ગતિભ્રમણને. ૬૮.

૧. ભાવનયુક્ત = આત્મભાવનાથી યુક્ત.

૨. નિઃશંક = ચોક્કસ ખાતરીથી.

परमाणुपमाणं वा परदव्वे रदि हवेदि मोहादो ।
सो मूढो अण्णाणी आदसहावस्स विवरीओ ॥ ६९ ॥

પરદ્રવ્યમાં અણુમાત્ર પણ રતિ હોય જેને મોહથી,
તે મૂઢ છે, અજ્ઞાની છે, વિપરીત આત્મસ્વભાવથી. ૬૯.

अप्पा झायंताणं दंसणसुद्धीण दिढचरित्ताणं ।
होदि धुवं णिव्वाणं विसएसु विरत्तचित्ताणं ॥ ७० ॥

જે આત્મને ધ્યાવે, [1]સુદર્શનશુદ્ધ, [2]દ્રઢચારિત્ર છે,
વિષયે વિરક્તમનસ્ક તે શિવપદ લહે નિશ્ચિતપણે. ૭૦.

૧. સુદર્શનશુદ્ધ = સમ્યગ્દર્શનથી શુદ્ધ, દર્શનશુદ્ધિવાળા

૨. દ્રઢચારિત્ર = દ્રઢ ચારિત્રયુક્ત

जेण रागो परे दव्वे संसारस्स हि कारणं ।
तेणावि जोइणो णिच्चं कुज्जा अप्पे सभावणं ॥ ७१ ॥

પરદ્રવ્ય પ્રત્યે રાગ તો સંસારકારણ છે અરે;
તેથી શ્રમણ નિત્યે કરો નિજભાવના સ્વાત્મા વિષે. ૭૧.

णिंदाए य पसंसाए दुक्खे य सुहएसु य ।
सत्तूणं चेव बंधूणं चारित्तं समभावदो ॥ ७२ ॥

નિંદા-પ્રશંસાને વિષે, દુઃખો તથા સૌખ્યો વિષે,
શત્રુ તથા મિત્રો વિષે [1]સમતાથી ચારિત હોય છે. ૭૨.

૧. સમતા = સમભાવ, સામ્યપરિણામ.

चरियावरिया वदसमिदिवज्जिया सुद्धभावपब्भट्ठा ।
केई जंपंति णरा ण हु कालो झाणजोयस्स ॥ ७३ ॥

[1]આવૃતચરણ, વ્રતસમિતિવર્જિત, શુદ્ધભાવવિહીન જે,
તે કોઈ નર [2]જલ્પે અરે !—' નહિ ધ્યાનનો આ કાળ છે '.

૧. આવૃતચરણ = જેમનું ચારિત્ર અવરાયેલું છે એવા.

૨. જલ્પે = બકવાદ કરે છે, બબડે છે, કહે છે

सम्मत्तणाणरहिओ अभव्वजीवो हु मोक्खपरिमुक्को ।
संसारसुहे सुरदो ण हु कालो भणइ झाणस्स ॥ ७४ ॥

સમ્યક્ત્વજ્ઞાનવિહીન, [1]શિવપરિમુક્ત જીવ અભવ્ય જે,
તે [2]સુરત ભવસુખમાં કહે—'નહિ ધ્યાનનો આ કાળ છે'.

૧. શિવપરિમુક્ત = મોક્ષથી સર્વત રહિત.

૨ સુરત ભવસુખમાં = સંસારસુખમાં સારી રીતે રત (અર્થાત્ સંસાર-સુખમાં અભિપ્રાય-અપેક્ષાએ અતિ પ્રીતિવાળો જીવ).

पंचसु महव्वदेसु य पंचसु समिदीसु तीसु गुत्तीसु ।
जो मूढो अण्णाणी ण हु कालो भणइ झाणस्स ॥ ७५ ॥

ત્રણ ગુપ્તિ, પંચ સમિતિ, પંચ મહાવ્રતે જે મૂઢ છે,
તે મૂઢ [1]અજ્ઞ કહે અરે!—'નહિ ધ્યાનનો આ કાળ છે'. ૭૫.

૧ અજ્ઞ = અજ્ઞાની.

भरहे दुस्समकाले धम्मज्झाणं हवेइ साहुस्स ।
तं अप्पसहावठिदे ण हु मण्णइ सो वि अण्णाणी ॥ ७६ ॥

ભરતે [1]દુષમકાળેય ધર્મધ્યાન મુનિને હોય છે;
તે હોય છે [2]આત્મસ્થને; માને ન તે અજ્ઞાની છે. ૭૬.

૧. દુષમકાળ = દુ:ષમકાળ અર્થાત્ પંચમ કાળ
૨. આત્મસ્થ = સ્વાત્મામાં સ્થિત આત્મસ્વભાવમાં સ્થિત

अज्ज वि तिरयणसुद्धा अप्पा झाएवि लहहिं इंदत्तं ।
लोयंतियदेवत्तं तत्थ चुआ णिव्वुदिं जंति ॥ ७७ ॥

આજેય [1]વિમલત્રિરત્ન, નિજને ધ્યાઈ, ઇન્દ્રપણું લહે,
વા દેવ લૌકાંતિક બને, ત્યાંથી ચ્યવી સિદ્ધિ વરે. ૭૭.

૧. વિમલત્રિરત્ન = શુદ્ધરત્નત્રયવાળા' રત્નત્રય વડે શુદ્ધ એવા
મુનિઓ

जे पावमोहियमई लिंगं घेत्तूण जिणवरिंदाणं ।
पावं कुणंति पावा ते चत्ता मोक्खमग्गम्मि ॥ ७८ ॥

જે [1]પાપમોહિતબુદ્ધિઓ ગ્રહી જિનવરોના લિંગને
પાપો કરે છે, પાપીઓ તે મોક્ષમાર્ગે [2]ત્યક્ત છે. ૭૮.

૧. પાપમોહિતબુદ્ધિઓ = જેમની બુદ્ધિ પાપમોહિત છે એવા જીવો
૨. ત્યક્ત = તજાયેલા, અસ્વીકૃત. નહિ સ્વીકારાયેલા.

जे पंचचेलसत्ता गंथग्गाही य जायणासीला ।
आधाकम्मम्मि रया ते चत्ता मोक्खमग्गम्मि ॥ ७९ ॥

જે [1]પંચવસ્ત્રાસક્ત, પરિગ્રહધારી, [2]યાચનશીલ છે,
છે [3]લીન આધાકર્મમાં, તે મોક્ષમાર્ગે ત્યક્ત છે. ૭૯.

૧. પંચવસ્ત્રાસક્ત = પંચવિધ વસ્ત્રોમા આસક્ત (અર્થાત્ રેશમી, સુતરાઉ વગેરે પાંચ પ્રકારના વસ્ત્રો ધારણ કરનારા).
૨. યાચનશીલ = યાચનાસ્વભાવવાળા (અર્થાત્ માગીને—માગણી કરીને—આહારાદિ લેનારા).
૩. લીન આધાકર્મમાં = અધઃકર્મમાં રત (અર્થાત્ અધઃકર્મરૂપ દોષવાળો આહાર લેનારા).

णिग्गंथमोहमुक्का बावीसपरीसहा जियकसाया ।
पावारंभविमुक्का ते गहिया मोक्खमग्गम्मि ॥ ८० ॥

નિર્મોહ, વિજિતકષાય, [1]બાવીશ-પરિષહી, નિર્ગ્રંથ છે,
છે મુક્ત પાપારંભથી, તે મોક્ષમાર્ગે [2]ગૃહીત છે. ૮૦.

૧ બાવીશ-પરિષહી = બાવીશ પરિષહોને સહનારા.
૨ ગૃહીત = ગ્રહવામાં આવેલા, સ્વીકારવામાં આવેલા સ્વીકૃત; અંગીકૃત.

उद्धद्धमज्झलोए केई मज्झं ण अहयमेगागी ।
इय भावणाए जोई पावंति हु सासयं सोक्खं ॥ ८१ ॥

છું એકલો હું, કોઈ પણ મારાં નથી લોકત્રયે,
—એ ભાવનાથી યોગીઓ પામે સુશાશ્વત સૌખ્યને. ૮૧.

देवगुरूणं भत्ता णिव्वेयपरंपरा विचिंतिंता ।
झाणरया सुचरित्ता ते गहिया मोक्खमग्गम्मि ॥ ८२ ॥

જે દેવ-ગુરુના ભક્ત છે, [1]નિર્વેદશ્રેણી ચિંતવે,
જે ધ્યાનરત, [2]સુચરિત્ર છે. તે મોક્ષમાર્ગે ગૃહીત છે. ૮૨.

૧. નિર્વેદશ્રેણી = વૈરાગ્યની પરંપરા, વૈરાગ્યભાવનાઓની હારમાળા

૨. સુચરિત્ર = સારા ચારિત્રવાળા સત્ચારિત્રયુક્ત.

णिच्छयणयस्स एवं अप्पा अप्पम्मि अप्पणे सुरदो ।
सो होदि हु सुचरित्तो जोई सो लहइ णिव्वाणं ॥ ८३ ॥

નિશ્ચયનયે—જ્યાં આતમા [1]આત્માર્થ આત્મામાં રમે,
તે યોગી છે સુચરિત્રસંયુત; તે લહે નિર્વાણને. ૮૩.

૧. આત્માર્થ = આત્મા અર્થે, આત્મા માટે.

पुरिसायारो अप्पा जोई वरणाणदंसणसमग्गो ।
जो झायदि सो जोई पावहरो हवदि णिद्दंदो ॥ ८४ ॥

છે યોગી, [1]પુરુષાકાર, જીવ [2]વરજ્ઞાનદર્શનપૂર્ણ છે;
[3]ધ્યાનાર યોગી પાપનાશક [4]દ્વંદ્વવિરહિત હોય છે. ૮૪.

૧. પુરુષાકાર = પુરુષના આકારે.

૨. વરજ્ઞાનદર્શનપૂર્ણ = (સ્વભાવે) ઉત્તમ જ્ઞાનદર્શનથી પરિપૂર્ણ.

૩ ધ્યાનાર = એવા જીવને—આત્માને—જે ધ્યાવે છે તે.

૪ દ્વંદ્વવિરહિત = નિર્દ્વંદ્વ, (રાગદ્વેષાદિ) દ્વંદ્વથી રહિત.

एवं जिणेहि कहियं सवणाणं सावयाण पुण सुणसु ।
संसारविणासयरं सिद्धियरं कारणं परमं ॥ ८५ ॥

શ્રમણાર્થ જિન-ઉપદેશ ભાખ્યો, શ્રાવકાર્થ સુણો હવે,
સંસારનું હરનાર [1]શિવ-કરનાર કારણ પરમ એ. ૮૫.

૧ શિવ-કરનાર = મોક્ષનું કરનારું, સિદ્ધિકર.

गहिऊण य सम्मत्तं सुणिम्मलं सुरगिरीव णिक्कंपं ।
तं झाणे झाइज्जइ सावय दुक्खक्खयट्ठाए ॥ ८६ ॥

ગ્રહી મેરુપર્વત-સમ અકંપ સુનિર્મળા સમ્યક્ત્વને,
હે શ્રાવકો! દુખનાશ અર્થે ધ્યાનમાં ધ્યાતવ્ય તે. ૮૬.

सम्मत्तं जो झायइ सम्माइट्ठी हवेइ सो जीवो ।
सम्मत्तपरिणदो उण खवेइ दुट्ठट्ठकम्माणि ॥ ८७ ॥

સમ્યક્ત્વને જે જીવ ધ્યાવે તે સુદૃષ્ટિ હોય છે,
સમ્યક્ત્વપરિણત વર્તતો દુષ્ટાષ્ટકર્મો ક્ષય કરે. ૮૭.

किं बहुणा भणिएणं जे सिद्धा णरवरा गए काले ।
सिज्झिहहि जे वि भविया तं जाणइ सम्ममाहप्पं ॥ ८८ ॥

બહુ કથનથી શું? [1]નરવરો [2]ગત કાળ જે [3]સિદ્ધયા અહો!
જે સિદ્ધશે ભવ્યો હવે, સમ્યક્ત્વમહિમા જાણવો. ૮૮.

૧. નરવરો = ઉત્તમ પુરુષો. ૨. ગત કાળ = ભૂતકાળમાં, પૂર્વે.
૩. સિદ્ધયા = સિદ્ધ થયા; મોક્ષ પામ્યા.

**ते धण्णा सुकयत्था ते सूरा ते वि पंडिया मणुया ।**
**सम्मत्तं सिद्धियरं सिविणे वि ण मइलियं जेहिं ॥ ८९ ॥**

નર ધન્ય તે, [૧]સુકૃતાર્થ તે, પંડિત અને શૂરવીર તે,
સ્વપ્નેય મલિન કર્યું ન જેણે [૨]સિદ્ધિકર સમ્યક્ત્વને. ૮૯.

૧. સુકૃતાર્થ = જેમણે પ્રયોજનને સારી રીતે સિદ્ધ કર્યું છે એવા, સુકૃતકૃત્ય. ૨ સિદ્ધિકર = સિદ્ધિ કરનાર, મોક્ષ કરનાર.

**हिंसारहिए धम्मे अट्ठारहदोसवज्जिए देवे ।**
**णिग्गंथे पव्वयणे सद्दहणं होइ सम्मत्तं ॥ ९० ॥**

[૧]હિંસાસુવિરહિત ધર્મ, દોષ અઢાર વર્જિત દેવનું,
નિર્ગ્રંથ પ્રવચન કેરું જે શ્રદ્ધાન તે સમકિત કહ્યું. ૯૦.

૧ હિંસાસુવિરહિત = હિંસારહિત

**जहजायरूवरूवं सुसंजयं सव्वसंगपरिचत्तं ।**
**लिंगं ण परावेक्खं जो मण्णइ तस्स सम्मत्तं ॥ ९१ ॥**

સમ્યક્ત્વ તેને, જેહ માને [૧]લિંગ પરનિરપેક્ષને,
[૨]રૂપે યથાજાતક, [૩]સુસંયત, સર્વસંગવિમુક્તને. ૯૧.

૧ લિંગ પરનિરપેક્ષને = પરથી નિરપેક્ષ એવા (અંતર્બાહ્ય) લિંગને. પરને નહિ અવલંબનારા એવા લિંગને.

૨ રૂપે યથાજાતક = (અંતરલિંગ અપેક્ષાએ) યથાનિષ્પન્ન–સહજ–સ્વાભાવિક–નિરુપાધિક રૂપવાળા, (બાહ્યલિંગ અપેક્ષાએ) જન્મ્યા પ્રમાણેના રૂપવાળા

૩ સુસંયત = સારી રીતે સંયત, સુસંયમયુક્ત.

कुच्छियदेवं धम्मं कुच्छियलिंगं च वंदए जो दु ।
लज्जाभयगारवदो मिच्छादिट्ठी हवे सो हु ॥ ९२ ॥

જે દેવ [1]કુત્સિત, ધર્મ કુત્સિત, લિંગ કુત્સિત વંદતા,
ભય, શરમ વા ગારવ થકી, તે જીવ છે મિથ્યાત્વમાં. ૯૨.

૧ કુત્સિત = નિંદિત, ખરાબ, અધમ.

सपरावेक्खं लिंगं राई देवं असंजयं वंदे ।
मण्णइ मिच्छादिट्ठी ण हु मण्णइ सुद्धसम्मत्तो ॥ ९३ ॥

વંદન અસંયત, [1]રક્ત દેવો, લિંગ [2]સપરાપેક્ષને,
—એ માન્ય હોય કુદૃષ્ટિને, નહિ શુદ્ધ સમ્યગ્દૃષ્ટિને. ૯૩.

૧ રક્ત = રાગી ૨ સપરાપેક્ષ = પરની અપેક્ષાવાળા

सम्माइट्ठी सावय धम्मं जिणदेवदेसियं कुणदि ।
विवरीयं कुव्वंतो मिच्छादिट्ठी मुणेयव्वो ॥ ९४ ॥

સમ્યક્ત્વયુત શ્રાવક કરે જિનદેવદેશિત ધર્મને;
વિપરીત તેથી જે કરે, કુદૃષ્ટિ તે જ્ઞાતવ્ય છે ૯૪.

मिच्छादिट्ठी जो सो संसारे संसरेइ सुहरहिओ ।
जम्मजरमरणपउरे दुक्खसहस्साउले जीवो ॥ ९५ ॥

કુદૃષ્ટિ જે, તે સુખવિહીન પરિભ્રમે સંસારમાં,
જર-જન્મ-મરણપ્રચુરતા, દુખગણસહસ્ર ભર્યા જિહાં. ૯૫.

सम्म गुण मिच्छ दोसो मणेण परिभाविऊण तं कुणसु ।
जं ते मणस्स रुच्चइ किं बहुणा पलविएणं तु ॥ ९६ ॥

'સમ્યક્ત્વ ગુણ, મિથ્યાત્વ દોષ' તું એમ મન સુવિચારીને,
કર તે તને જે મન રુચે; બહુ કથન શું કરવું અરે? ૯૬.

वाहिरसंगविमुक्को ण वि मुक्को मिच्छभाव णिग्गंथो ।
किं तस्स ठाणमउणं ण वि जाणदि अप्पसमभावं ॥ ९७ ॥

નિર્ગ્રંથ, બાહ્ય અસંગ, પણ નહિ ત્યક્ત મિથ્યાભાવ જ્યાં,
જાણે ન તે સમભાવ નિજ; શું [1]સ્થાન-મૌન કરે તિહાં? ૯૭.

૧ સ્થાન = નિશ્ચળપણે ઊભા રહેવું તે. ઊભાં ઊભા કાયોત્સર્ગસ્થિત રહેવું તે; એક આસને નિશ્ચળ રહેવું તે.

मूलगुणं छित्तूण य वाहिरकम्मं करेइ जो साहू ।
सो ण लहइ सिद्धिसुहं जिणलिंगविराहगो णियदं ॥ ९८ ॥

જે મૂળગુણને છેદીને મુનિ બાહ્યકર્મો આચરે,
પામે ન શિવસુખ [1]નિશ્ચયે [2]જિનકથિત-લિંગ-વિરાધને. ૯૮.

૧ નિશ્ચયે = નક્કી

૨. જિનકથિત-લિંગ-વિરાધને = જિનકથિત લિંગની વિરાધના કરતો હોવાથી.

किं काहिदि वहिकम्मं किं काहिदि बहुविहं च खवणं तु ।
किं काहिदि आदावं आदसहावस्स विवरीदो ॥ ९९ ॥

બહિરંગ કર્મો શું કરે? ઉપવાસ બહુવિધ શું કરે?
રે! શું કરે આતાપના?—આત્મસ્વભાવવિરુદ્ધ જે. ૯૯.

जदि पढदि बहु सुदाणि य जदि काहिदि बहुविहं च चारित्तं ।
तं बालसुदं चरणं हवेइ अप्पस्स विवरीदं ॥ १०० ॥

પુષ્કળ ભણે શ્રુતને ભલે, ચારિત્ર બહુવિધ આચરે,
છે બાળશ્રુત ને બાળચારિત, આત્મથી વિપરીત જે. ૧૦૦.

वेरग्गपरो साहू परदव्वपरम्मुहो य जो होदि ।
संसारसुहविरत्तो सगसुद्धसुहेसु अणुरत्तो ॥ १०१ ॥

गुणगणविहूसियंगो हेयोपादेयणिच्छिदो साहू ।
झाणज्झयणे सुरदो सो पावइ उत्तमं ठाणं ॥ १०२ ॥

છે સાધુ જે વૈરાગ્યપર ને વિમુખ પરદ્રવ્યો વિષે,
ભવસુખવિરક્ત, સ્વકીય શુદ્ધ સુખો વિષે અનુરક્ત જે, ૧૦૧.
[1]આદેયહેય-સુનિશ્ચયી, [2]ગુણગણવિભૂષિત-અંગ જે,
ધ્યાનાધ્યયનરત જેહ, તે મુનિ સ્થાન ઉત્તમને લહે. ૧૦૨.

૧. આદેયહેય-સુનિશ્ચયી = ઉપાદેય અને હેયનો જેમણે નિશ્ચય કરેલો છે એવા.

૨ ગુણગણવિભૂષિત-અંગ = ગુણોના સમૂહથી સુશોભિત અંગવાળા.

णविएहिं जं णविज्जइ झाइज्जइ झाइएहिं अणवरयं ।
थुव्वंतेहिं थुणिज्जइ देहत्थं किं पि तं मुणह ॥ १०३ ॥

પ્રણમે [1]પ્રણત જન, [2]ધ્યાત જન ધ્યાવે નિરંતર જેહને,
તું જાણ તત્ત્વ [3]તનસ્થ તે, જે [4]સ્તવનપ્રાપ્ત જનો સ્તવે.

૧. પ્રણત જન = બીજાઓ વડે જેમને પ્રણમવામાં આવે છે તે જનો.

૨. ધ્યાત જન = બીજાઓ વડે જેમને ધ્યાવામાં આવે છે તે જનો

૩ તનસ્થ = દેહસ્થ શરીરમાં રહેલ

૪ સ્તવનપ્રાપ્ત જનો = બીજાઓ વડે જેમને સ્તવવામાં આવે છે તે જનો.

अरुहा सिद्धायरिया उज्झाया साहु पंच परमेट्ठी ।
ते वि हु चिट्ठहि आदे तम्हा आदा हु मे सरणं ॥ १०४ ॥

અર્હંન-સિદ્ધાચાર્ય-અધ્યાપક-શ્રમણ—પરમેષ્ઠી જે,
પાંચેય છે આત્મા મહીં; આત્મા શરણ મારું ખરે. ૧૦૪.

सम्मत्तं सण्णाणं सच्चारित्तं हि सत्तवं चेव ।
चउरो चिट्ठहि आदे तम्हा आदा हु मे सरणं ॥ १०५ ॥

સમ્યક્ત્વ, સમ્યગ્જ્ઞાન, સત્ચારિત્ર, સત્તપચરણ જે,
ચારેય છે આત્મા મહીં; આત્મા શરણ મારું ખરે. ૧૦૫.

एवं जिणपण्णत्तं मोक्खस्स य पाहुडं सुभत्तीए ।
जो पढइ सुणइ भावइ सो पावइ सासयं सोक्खं ॥ १०६ ॥

આ જિનનિરૂપિત મોક્ષપ્રાભૃત-શાસ્ત્રને સદ્ભક્તિએ,
જે પઠન-શ્રવણ કરે અને ભાવે, લહે સુખ નિત્યને. ૧૦૬.



# ૭. લિંગપ્રાભૃત

काऊण णमोक्कारं अरहंताणं तहेव सिद्धाणं ।
वोच्छामि समणलिंगं पाहुडसत्थं समासेण ॥ १ ॥

કરીને નમન ભગવંત શ્રી અર્હંતને, શ્રી સિદ્ધને,
ભાખીશ હું સંક્ષેપથી મુનિલિંગપ્રાભૃતશાસ્ત્રને. ૧.

धम्मेण होइ लिंगं ण लिंगमेत्तेण धम्मसंपत्ती ।
जाणेहि भावधम्मं किं ते लिंगेण कायव्वो ॥ २ ॥

હોયે ધરમથી લિંગ, ધર્મ ન લિંગમાત્રથી હોય છે;
રે! ભાવધર્મ તું જાણ, તારે લિંગથી શું કાર્ય છે? ૨.

जो पावमोहिदमदी लिंगं घेत्तूण जिणवरिंदाणं ।
उवहसदि लिंगिभावं लिंगं णासेदि लिंगीणं ॥ ३ ॥

જે [1]પાપમોહિતબુદ્ધિ, જિનવરલિંગ ધરી, [2]લિંગિત્વને
ઉપહસિત કરતો, તે [3]વિઘાતે [4]લિંગીઓના લિંગને. ૩.

૧ પાપમોહિતબુદ્ધિ = જેની બુદ્ધિ પાપમોહિત છે એવો પુરુષ.

૨. લિંગિત્વને ઉપહસિત કરતો = લિંગીપણાનો ઉપહાસ કરે છે, લિંગી-ભાવની મશ્કરી કરે છે, મુનિપણાની મજાક કરે છે

૩. વિઘાતે = ઘાત કરે છે, નષ્ટ કરે છે હાનિ પહોંચાડે છે

૪. લિંગીઓ = મુનિઓ, સાધુઓ, શ્રમણો

णच्चदि गायदि तावं वायं वाएदि लिंगरूवेण ।
सो पावमोहिदमदी तिरिक्खजोणी ण सो समणो ॥ ४ ॥

જે લિંગ ધારી નૃત્ય, ગાયન, વાદ્યવાદનને કરે,
તે પાપમોહિતબુદ્ધિ છે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૪.

सम्मूहदि रक्खेदि य अट्टं झाएदि बहुपयत्तेण ।
सो पावमोहिदमदी तिरिक्खजोणी ण सो समणो ॥ ५ ॥

જે સંગ્રહે, રક્ષે [1]બહુશ્રમપૂર્વ, ધ્યાવે [2]આર્તને,
તે પાપમોહિતબુદ્ધિ છે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૫.

૧. બહુશ્રમપૂર્વ = બહુ શ્રમપૂર્વક, ઘણા પ્રયત્નથી.

૨. આર્ત = આર્તધ્યાન.

कलहं वादं जूवा णिच्चं बहुमाणगव्विओ लिंगी ।
वच्चदि णरयं पावो करमाणो लिंगिरूवेण ॥ ६ ॥

[1]દ્યૂત જે રમે, બહુમાન-ગર્વિત વાદ-કલહ સદા કરે,
લિંગીરૂપે કરતો થકો પાપી નરકગામી બને. ૬.

૧. દ્યૂત = જુગાર.

पाओपहदंभावो सेवदि य अबंभु लिंगिरूवेण ।
सो पावमोहिदमदी हिंडदि संसारकंतारे ॥ ७ ॥

જે [1]પાપ-ઉપહતભાવ સેવે લિંગમાં અબ્રહ્મને,
તે પાપમોહિતબુદ્ધિને પરિભ્રમણ [2]સંસૃતિકાનને. ૭.

૧ પાપ-ઉપહતભાવ = પાપથી જેનો ભાવ હણાયેલો છે એવો પુરુષ.

૨ સંસૃતિકાનને = સંસારરૂપી વનમાં

दंसणणाणचरित्ते उवहाणे जइ ण लिंगरूवेण ।
अट्टं झायदि झाणं अणंतसंसारिओ होदि ॥ ८ ॥

જ્યાં લિંગરૂપે જ્ઞાનદર્શનચરણનું ધારણ નહીં,
ને ધ્યાન ધ્યાવે આર્ત, તેહ અનંતસંસારી મુનિ. ૮.

जो जोडेदि विवाहं किसिकम्मवणिज्जजीवघादं च ।
वच्चदि णरयं पाओ करमाणो लिंगिरूवेण ॥ ९ ॥

જોડે વિવાહ, કરે કૃષિ-વ્યાપાર-જીવવિઘાત જે,
લિંગીરૂપે કરતો થકો પાપી નરકગામી બને. ૯.

चोराण लाउराण य जुद्ध विवादं च तिव्वकम्मेहिं ।
जंतेण दिव्वमाणो गच्छदि लिंगी णरयवासं ॥ १० ॥

ચોરો-લબાડોને લડાવે, તીવ્ર પરિણામો કરે,
ચોપાટ-આદિક જે રમે, લિંગી નરકગામી બને. ૧૦.

दंसणणाणचरित्ते तवसंजमणियमणिच्चकम्मम्मि ।
पीडयदि वट्टमाणो पावदि लिंगी णरयवासं ॥ ११ ॥

દૃગજ્ઞાનચરણે, નિત્યકર્મે, તપનિયમસંયમ વિષે
જે વર્તતો પીડા કરે, લિંગી નરકગામી બને. ૧૧.

कंदप्पाइए वट्टइ करमाणो भोयणेसु रसगिद्धिं ।
मायी लिंगविवाई तिरिक्खजोणी ण सो समणो ॥ १२ ॥

જે ભોજને રસગૃદ્ધિ કરતો વર્તતો કામાદિકે,
માયાવી લિંગવિનાશી તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૨.

धावदि पिंडणिमित्तं कलहं काऊण भुंजदे पिंडं ।
अवरपरूई संतो जिणमग्गि ण होइ सो समणो ॥ १३ ॥

[1]પિંડાર્થ જે દોડે અને કરી કલહ ભોજન જે કરે,
ઈર્ષા કરે જે અન્યની, જિનમાર્ગનો નહિ શ્રમણ તે. ૧૩.

૧ પિંડાર્થ = આહાર અર્થે ભોજનપ્રાપ્તિ માટે

गिह्लदि अदत्तदाणं परणिंदा वि य परोक्खदूसेहिं ।
जिणलिंगं धारंतो चोरेण व होइ सो समणो ॥ १४ ॥

[1]અણદત્તનું જ્યાં ગ્રહણ, જે [2]અસમક્ષ પરનિંદા કરે,
જિનલિંગધારક હો છતાં તે શ્રમણ ચોર સમાન છે. ૧૪.

૧ અણદત્ત = અદત્ત. અણદીધેલ નહિ દેવામાં આવેલ

૨. અસમક્ષ = પરોક્ષપણે અપ્રત્યક્ષપણે, અસમીપપણે, છાની રીતે

उप्पडदि पडदि धावदि पुढवीओ खणदि लिंगरूवेण ।
इरियावह धारंतो तिरिक्खजोणी ण सो समणो ॥ १५ ॥

[1]લિંગાત્મ ઈર્યાસમિતિનો ધારક છતાં કૂદે, પડે,
દોડે, ઉખાડે ભોંય, તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૫.

૧ લિંગાત્મ = લિંગરૂપ મુનિલિંગસ્વરૂપ

बंधो णिरओ संतो सस्सं खंडेदि तह य वसुहं पि ।
छिंददि तरुगण बहुसो तिरिक्खजोणी ण सो समणो ॥ १६ ॥

જે અવગણીને બંધ, ખાંડે ધાન્ય, ખોદે પૃથ્વીને,
બહુ વૃક્ષ છેદે જેહ, તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૬.

रागं करेदि णिच्चं महिलावग्गं परं च दूसेदि ।
दंसणणाणविहीणो तिरिक्खजोणी ण सो समणो ॥ १७ ॥

સ્ત્રીવર્ગ પર નિત રાગ કરતો, દોષ દે છે અન્યને,
દગજ્ઞાનથી જે શૂન્ય, તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૭.

पव्वज्जहीणगहिणं णेहं सीसम्मि वट्टदे बहुसो ।
आयारविणयहीणो तिरिक्खजोणी ण सो समणो ॥ १८ ॥

દીક્ષાવિહીન ગૃહસ્થ ને શિષ્યે ધરે બહુ સ્નેહ જે,
આચાર-વિનયવિહીન, તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૮.

एवं सहिओ मुणिवर संजदमज्झम्मि वट्टदे णिच्चं ।
बहुलं पि जाणमाणो भावविणट्ठो ण सो समणो ॥ १९ ॥

ઈમ વર્તનારો સંયતોની મધ્ય નિત્ય રહે ભલે,
ને હોય [1]બહુશ્રુત, તોય [2]ભાવવિનષ્ટ છે, નહિ શ્રમણ છે. ૧૯.

૧. બહુશ્રુત = બહુ શાસ્ત્રોનો જાણનાર વિદ્વાન
૨ ભાવવિનષ્ટ = ભાવભ્રષ્ટ, ભાવશૂન્ય શુદ્ધભાવથી (દર્શનજ્ઞાનચારિત્રથી) રહિત.

दंसणणाणचरित्ते महिलावग्गम्मि देदि वीसट्ठो ।
पासत्थ वि हु णियट्ठो भावविणट्ठो ण सो समणो ॥ २० ॥

સ્ત્રીવર્ગમાં [1]વિશ્વસ્ત દે છે જ્ઞાન-દર્શન-ચરણ જે,
પાર્શ્વસ્થથી પણ હીન ભાવવિનષ્ટ છે, નહિ શ્રમણ છે. ૨૦.

૧ વિશ્વસ્ત = (૧) વિશ્વાસુપણે અર્થાત્ (સ્ત્રીવર્ગનો) વિશ્વાસ કરીને નિર્ભયપણે. (૨) વિશ્વસનીયપણે અર્થાત્ (સ્ત્રીવર્ગમાં) વિશ્વાસ ઉપજાવીને.

पुंच्छलिघरि जो भुंजइ णिच्चं संथुणदि पोसए पिंडं ।
पावदि बालसहावं भावविणट्ठो ण सो सवणो ॥ २१ ॥

[1]અસતીગૃહે ભોજન, [2]કરે સ્તુતિ નિત્ય, પોષે [3]પિંડ જે,
અજ્ઞાનભાવે યુક્ત ભાવવિનષ્ટ છે. નહિ શ્રમણ તે ૨૧.

૧. અસતીગૃહે = વ્યભિચારિણી સ્ત્રીના ઘરે.

૨. કરે સ્તુતિ નિત્ય = હમેશા તેની પ્રશંસા કરે છે.

૩. પિંડ = શરીર

इय लिंगपाहुडमिणं सव्वंबुद्धेहिं देसियं धम्मं ।
पालेइ कट्ठसहियं सो गाहदि उत्तमं ठाणं ॥ २२ ॥

એ રીત સર્વજ્ઞે કથિત આ લિંગપ્રાભૃત જાણીને,
જે ધર્મ પાળે [1]કષ્ટ સહ, તે સ્થાન ઉત્તમને લહે. ૨૨.

૧ કષ્ટ સહ = કષ્ટ સહિત પ્રયત્નપૂર્વક.



# ૮. શીલપ્રાભૃત

वीरं विसालणयणं रत्तुप्पलकोमलस्समप्पायं ।
तिविहेण पणमिऊणं सीलगुणाणं णिसामेह ॥ १ ॥

[1]વિસ્તીર્ણલોચન. [2]રક્તકજકોમલ-સુપદ શ્રી વીરને
ત્રિવિધે કરીને વંદના, હું વર્ણવું શીલગુણને. ૧.

૧. વિસ્તીર્ણલોચન = (૧) વિશાળ નેત્રવાળા (૨) વિસ્તૃત દર્શનજ્ઞાન-વાળા.

૨. રક્તકજકોમલ-સુપદ = લાલ કમળ જેવા કોમળ જેમનાં સુપદ (સુંદર ચરણો અથવા રાગદ્વેષરહિત વચનો) છે એવા.

सीलस्स य णाणस्स य णत्थि विरोहो बुधेहिं णिद्दिट्ठो ।
णवरि य सीलेण विणा विसया णाणं विणासंति ॥ २ ॥

ન વિરોધ ભાખ્યો જ્ઞાનીઓએ શીલને ને જ્ઞાનને;
વિષયો કરે છે નષ્ટ કેવળ શીલવિરહિત જ્ઞાનને. ૨.

दुक्खे णज्जदि णाणं णाणं णाऊण भावणा दुक्खं ।
भावियमई य जीवो विसएसु विरज्जए दुक्खं ॥ ३ ॥

દુષ્કર જણાવું જ્ઞાનનું, પછી ભાવના દુષ્કર અરે!
વળી ભાવનાયુત જીવને દુષ્કર વિષયવૈરાગ્ય છે. ૩.

तावं ण जाणदि णाणं विसयबलो जाव वट्टए जीवो ।
विसए विरत्तमेत्तो ण खवेइ पुराइयं कम्मं ॥ ४ ॥

જાણે ન આત્મા જ્ઞાનને, વર્તે વિષયવશ જ્યાં લગી;
નહિ [1]ક્ષપણ પૂરવકર્મનું કેવળ વિષયવૈરાગ્યથી. ૪.

૧. ક્ષપણ = ક્ષય કરવો તે, નાશ કરવો તે.

णाणं चरित्तहीणं लिंगग्गहणं च दंसणविहूणं ।
संजमहीणो य तवो जइ चरइ णिरत्थयं सव्वं ॥ ५ ॥

જે જ્ઞાન ચરણવિહીન, ધારણ લિંગનું દગહીન જે,
તપચરણ જે સંયમસુવિરહિત, તે બધુંય [1]નિરર્થ છે. ૫.

૧ નિરર્થ = નિરર્થક, નિષ્ફળ

णाणं चरित्तसुद्धं लिंगग्गहणं च दंसणविसुद्धं ।
संजमसहिदो य तवो थोओ वि महाफलो होइ ॥ ६ ॥

જે જ્ઞાન ચરણવિશુદ્ધ, ધારણ લિંગનું [1]દગશુદ્ધ જે,
તપ જે [2]સસંયમ, તે ભલે થોડું, મહાફળયુક્ત છે. ૬.

૧ દગશુદ્ધ = સમ્યગ્દર્શન વડે શુદ્ધ
૨ સસંયમ = સંયમ સહિત

णाणं णाऊण णरा केई विसयाइभावसंसत्ता ।
हिंडंति चादुरगदिं विसएसु विमोहिया मूढा ॥ ७ ॥

નર કોઈ, જાણી જ્ઞાનને, આસક્ત રહી વિષયાદિકે,
ભટકે ચતુર્ગતિમાં અરે! વિષયે વિમોહિત મૂઢ એ ૭.

जे पुण विसयविरत्ता णाणं णाऊण भावणासहिदा ।
छिंदंति चादुरगदिं तवगुणजुत्ता ण संदेहो ॥ ८ ॥

પણ વિષયમાંહી વિરક્ત, જાણી જ્ઞાન, ભાવનયુક્ત જે,
નિઃશંક તે તપગુણસહિત છેદે ચતુર્ગતિભ્રમણને. ૮.

जह कंचणं विसुद्धं धम्मइयं खडियलवणलेवेण ।
तह जीवो वि विसुद्धं णाणविसलिलेण विमलेण ॥ ९ ॥

ધમતાં લવણ-ખડીલેપપૂર્વક કનક નિર્મળ થાય છે,
ત્યમ જીવ પણ સુવિશુદ્ધ [1]જ્ઞાનસલિલથી નિર્મળ બને. ૯.

૧. જ્ઞાનસલિલ = જ્ઞાનજળ, જ્ઞાનરૂપી નીર.

णाणस्स णत्थि दोसो कुप्पुरिसाणं वि मंदबुद्धीणं ।
जे णाणगव्विदा होऊणं विसएसु रज्जंति ॥ १० ॥

જે જ્ઞાનથી ગર્વિત બની વિષયો મહીં રાચે જનો,
તે જ્ઞાનનો નહિ દોષ, દોષ કુપુરુષ મંદમતિ તણો. ૧૦.

णाणेण दंसणेण य तवेण चरिएण सम्मसहिएण ।
होहदि परिणिव्वाणं जीवाण चरित्तसुद्धाणं ॥ ११ ॥

સમ્યક્ત્વસંયુત જ્ઞાન, દર્શન, તપ અને ચારિત્રથી
ચારિત્રશુદ્ધ જીવો કરે ઉપલબ્ધિ [1]પરિનિર્વાણની. ૧૧.

૧. પરિનિર્વાણ = મોક્ષ

सीलं रक्खंताणं दंसणसुद्धाण दिढचरित्ताणं ।
अत्थि धुवं णिव्वाणं विसएसु विरत्तचित्ताणं ॥ १२ ॥

જે શીલને રક્ષે, સુદર્શનશુદ્ધ, દૃઢચારિત્ર જે,
જે વિષયમાંહી [1]વિરક્તમન, નિશ્ચિત લહે નિર્વાણને. ૧૨.

૧. વિરક્તમન = વિરક્ત મનવાળા.

विसएसु मोहिदाणं कहियं मग्गं पि इट्ठदरिसीणं ।
उम्मग्गं दरिसीणं णाणं पि णिरत्थयं तेसिं ॥ १३ ॥

છે [1]'ઇષ્ટદર્શી' માર્ગમાં, હો વિષયમાં મોહિત ભલે;
ઉન્માર્ગદર્શી જીવનું જે જ્ઞાન તેય નિરર્થ છે. ૧૩.

૧. ઇષ્ટદર્શી = ઇષ્ટને દેખનાર, હિતને શ્રદ્ધનાર, સન્માર્ગની શ્રદ્ધાવાળા

कुमयकुसुदपसंसा जाणंता बहुविहाइं सत्थाइं ।
सीलवदणाणरहिदा ण हु ते आराधया होंति ॥ १४ ॥

[1]દુર્મત-કુશાસ્ત્રપ્રશંસકો જાણે વિવિધ શાસ્ત્રો ભલે,
વ્રત-શીલ-જ્ઞાનવિહીન છે તેથી ન આરાધક ખરે. ૧૪.

૧. દુર્મત = કુમત.

रूवसिरिगव्विदाणं जुव्वणलावण्णकंतिकलिदाणं ।
सीलगुणवज्जिदाणं णिरत्थयं माणुसं जम्म ॥ १५ ॥

હો રૂપશ્રીગર્વિત, ભલે લાવણ્યયૌવનકાન્તિ હો,
માનવજનમ છે નિષ્પ્રયોજન શીલગુણવર્જિત તણો. ૧૫.

वायरणछंदवइसेसियववहारणायसत्थेसु ।
वेदेऊण सुदेसु य तेसु सुयं उत्तमं सीलं ॥ १६ ॥

વ્યાકરણ, છંદો. ન્યાય, વૈશેષિક. વ્યવહારાદિનાં
શાસ્ત્રો તણું હો જ્ઞાન તોપણ શીલ ઉત્તમ સર્વમાં. ૧૬.

सीलगुणमंडिदाणं देवा भवियाण वल्लहा होंति ।
सुदपारयपउरा णं दुस्सीला अप्पिला लोए ॥ १७ ॥

રે! શીલગુણમંડિત ભવિકના દેવ વલ્લભ હોય છે;
લોકે કુશીલ જનો. ભલે શ્રુતપારગત હો, તુચ્છ છે. ૧૭.

सव्वे वि य परिहीणा रूवविरूवा वि पडिदसुवया वि ।
सीलं जेसु सुसीलं सुजीविदं माणुसं तेसिं ॥ १८ ॥

સૌથી ભલે હો [1]હીન, [2]રૂપવિરૂપ, યૌવનભ્રષ્ટ હો.
[3]માનુષ્ય તેનું છે [4]સુજીવિત. શીલ જેનું સુશીલ હો. ૧૮.

૧. હીન = હીણા (અર્થાત્ કુળાદિ બાહ્ય સંપત્તિની અપેક્ષાએ હલકા).
૨. રૂપવિરૂપ = રૂપે વિરૂપ, રૂપસૌંદર્યહીન કુરૂપ.
૩. માનુષ્ય = મનુષ્યપણું (અર્થાત્ મનુષ્યજીવન).
૪. સુજીવિત = સારી રીતે જિવાયેલું. પ્રશસ્તપણે—સફળપણે જીવવામાં આવેલું.

जीवदया दम सच्चं अचोरियं बंभचेरसंतोसे ।
सम्मद्दंसण णाणं तओ य सीलस्स परिवारो ॥ १९ ॥

પ્રાણીદયા, દમ. સત્ય. બ્રહ્મ. અચૌર્ય ને સંતુષ્ટતા.
સમ્યક્ત્વ, જ્ઞાન. તપશ્ચરણ છે શીલના પરિવારમાં. ૧૯.

सीलं तवो विसुद्धं दंसणसुद्धी य णाणसुद्धी य ।
सीलं विसयाण अरी सीलं मोक्खस्स सोवाणं ॥ २० ॥

છે શીલ તે તપ શુદ્ધ, તે દગશુદ્ધિ, જ્ઞાનવિશુદ્ધિ છે,
છે શીલ [1]અરિ વિષયો તણો ને શીલ [2]શિવસોપાન છે. ૨૦.

૧ અરિ = વેરી, શત્રુ ૨. શિવસોપાન = મોક્ષનુ પગથિયુ-

जह विसयलुद्ध विसदो तह थावरजंगमाण घोराणं ।
सव्वेसिं पि विणासदि विसयविसं दारुणं होइ ॥ २१ ॥

વિષ ઘોર જંગમ-સ્થાવરોનું નષ્ટ કરતું સર્વને,
પણ [1]વિષયલુબ્ધ તણું વિઘાતક વિષયવિષ અતિરૌદ્ર છે. ૨૧.

૧. વિષયલુબ્ધ તણુ વિઘાતક = વિષયલુબ્ધ જીવોનો ઘાત કરનારુ (અર્થાત્ અત્યંત ભૂરુ કરનારુ)

वरि एक्कम्मि य जम्मे मरिज्ज विसवेयणाहदो जीवो ।
विसयविसपरिहया णं भमंति संसारकंतारे ॥ २२ ॥

વિષવેદનાહત જીવ એક જ વાર પામે મરણને,
પણ વિષયવિષહત જીવ તો [1]સંસારકાંતારે ભમે. ૨૨.

૧ સંસારકાંતારે = સંસારરૂપી મોટા ભયંકર વનમા

णरएसु वेयणाओ तिरिक्खए माणवेसु दुक्खाइं ।
देवेसु वि दोहग्गं लहंति विसयासिया जीवा ॥ २३ ॥

બહુ વેદના નરકો વિષે, દુઃખો મનુજ-તિર્યંચમાં,
દેવેય [1]દુર્ભગતા લહે વિષયાવલંબી આતમા. ૨૩.

૧. દુર્ભગતા = દુર્ભાગ્ય.

तुसधम्मंतवलेण य जह दव्वं ण हि णराण गच्छेदि ।
तवसीलमंत कुसली खवंति विसयं विसं व खलं ॥ २४ ॥

[1]તુષ દૂર કરતાં જે રીતે કંઈ [2]દ્રવ્ય નરનું ન જાય છે,
તપશીલવંત [3]સુકુશલ, [4]ખળ માફક, વિષયવિષને તજે. ૨૪.

૧. તુપ દૂર કરતાં = ધાન્યમાથી ફોતરાં વગેરે કચરો કાઢી નાંખતાં
૨ દ્રવ્ય = વસ્તુ (અર્થાત્ ધાન્ય)
૩ સુકુશલ = કુશળ અર્થાત્ પ્રવીણ પુરુષ
૪ ખળ = વસ્તુનો, રસકસ વિનાનો નકામો ભાગ-કચરો; સત્ત્વ કાઢી લેતા બાકી રહેતા કૂચા.

वट्टेसु य खंडेसु य भद्देसु य विसालेसु अंगेसु ।
अंगेसु य पप्पेसु य सव्वेसु य उत्तमं सीलं ॥ २५ ॥

છે ભદ્ર, ગોળ, વિશાળ ને ખંડાત્મ અંગ શરીરમાં,
તે સર્વ હોય સુપ્રાપ્ત તોપણ શીલ ઉત્તમ સર્વમાં. ૨૫.

पुरिसेण वि सहियाए कुसमयमूढेहि विसयलोलेहिं ।
संसारे भमिदव्वं अरयघरट्टं व भूदेहिं ॥ २६ ॥

દુર્મતવિમોહિત વિષયલુબ્ધ જનો ઇતરજન સાથમાં
[1]અરઘટ્ટિકાના ચક્ર જેમ પરિભ્રમે સંસારમાં. ૨૬.

૧ અરઘટ્ટિકા = રેંટ

आदेहि कम्मगंठी जा बद्धा विसयरागरंगेहिं ।
तं छिंदंति कयत्था तवसंजमसीलयगुणेण ॥ २७ ॥

જે કર્મગ્રંથિ વિષયરાગે બદ્ધ છે આત્મા વિષે,
તપચરણ-સંયમ-શીલથી સુકૃતાર્થ છેદે તેહને, ૨૭.

उदधीव रदणभरिदो तवविणयंसीलदाणरयणाणं ।
सोहंतो य ससीलो णिव्वाणमणुत्तरं पत्तो ॥ २८ ॥

તપ-દાન-શીલ-સુવિનય—રત્નસમૂહ સહ. જલધિ સમો,
[1]સોહંત [2]જીવ સશીલ પામે શ્રેષ્ઠ શિવપદને અહો! ૨૮.

૧. સોહંત = સોહતો, શોભતો.

૨ જીવ સશીલ = શીલસહિત જીવ; શીલવાન જીવ

सुणहाण गद्दहाण य गोपसुमहिलाण दीसदे मोक्खो ।
जे सोधंति चउत्थं पिच्छिज्जंता जणेहि सव्वेहिं ॥ २९ ॥

દેખાય છે શું મોક્ષ સ્ત્રી-પશુ-ગાય-ગર્દભ-શ્વાનનો?
જે [1]તુર્યને સાધે, લહે છે મોક્ષ;—દેખો સૌ જનો. ૨૯.

૧. તુર્યને = ચતુર્થને (અર્થાત્ મોક્ષરૂપ ચોથા પુરુષાર્થને).

जइ विसयलोलएहिं णाणीहि हविज्ज साहिदो मोक्खो ।
तो सो सच्चइपुत्तो दसपुव्वीओ वि किं गदो णरयं ॥ ३० ॥

જો મોક્ષ સાધિત હોત [1]વિષયવિલુબ્ધ જ્ઞાનધરો વડે,
દશપૂર્વધર પણ સાત્યકિસુત કેમ પામત નરકને? ૩૦.

૧. વિષયવિલુબ્ધ = વિષયલુબ્ધ, વિષયોના લોલુપ.

जइ णाणेण विसोहो सीलेण विणा बुहेहिं णिद्दिट्ठो ।
दसपुव्वियस्स भावो य ण किं पुणु णिम्मलो जादो ॥ ३१ ॥

જો શીલ વિણ બસ જ્ઞાનથી કહી હોય શુદ્ધિ જ્ઞાનીએ,
દશપૂર્વધરનો ભાવ કેમ થયો નહીં નિર્મળ અરે? ૩૧.

जाए विसयविरत्तो सो गमयदि णरयवेयणा पउरा ।
ता लेहदि अरुहपयं भणियं जिणवड्ढमाणेण ॥ ३२ ॥

[1]વિષયે વિરક્ત કરે [2]સુસહ અતિ-ઉગ્ર નારકવેદના,
ને પામતા અર્હંતપદ;—વીરે કહ્યું જિનમાર્ગમાં. ૩૨.

૧. વિષયે વિરક્ત = વિષયવિરક્ત જીવો.

૨. સુસહ = સહેલાઈથી સહન થાય એવી (અર્થાત્ હળવી).

एवं बहुप्पयारं जिणेहि पच्चक्खणाणदरिसीहिं ।
सीलेण य मोक्खपयं अक्खातीदं य लोयणाणेहिं ॥ ३३ ॥

[1]અત્યક્ષ-શિવપદપ્રાપ્તિ આમ ઘણા પ્રકારે શીલથી
પ્રત્યક્ષદર્શનજ્ઞાનધર લોકજ્ઞ જિનદેવે કહી. ૩૩.

૧. અત્યક્ષ = અતીંદ્રિય, ઇંદ્રિયાતીત.

सम्मत्तणाणदंसणतववीरियपंचयारमप्पाणं ।
जलणो वि पवणसहिदो डहंति पोरायणं कम्मं ॥ ३४ ॥

સમ્યક્ત્વ-દર્શન-જ્ઞાન-તપ-વીર્યાચરણ આત્મા વિષે,
પવને સહિત [1]પાવક સમાન, [2]દહે [3]પુરાતન કર્મને. ૩૪.

૧. પાવક = અગ્નિ.

૨. દહે = બાળે.

૩. પુરાતન = જૂનાં

णिदड्ढअट्ठकम्मा विसयविरत्ता जिदिंदिया धीरा ।
तवविणयसीलसहिदा सिद्धा सिद्धिं गदिं पत्ता ॥ ३५ ॥

[1]વિજિતેન્દ્રિ વિષયવિરક્ત થઈ, ધરીને વિનય-તપ-શીલને,
[2]ધીરા [3]દહી વસુ કર્મ, શિવગતિપ્રાપ્ત સિદ્ધપ્રભુ બને. ૩૫.

૧. વિજિતેન્દ્રિ = જિતેન્દ્રિય

૨. ધીરા = ધીર પુરુષો

૩. દહી વસુ કર્મ = આઠ કર્મને બાળીને

**लावण्णसीलकुसलो जम्ममहीरुहो जस्स सवणस्स ।**
**सो सीलो स महप्पा भमिज्ज गुणवित्थरं भविए ॥ ३६ ॥**

જે શ્રમણ કેરું જન્મતરુ લાવણ્ય-શીલસમૃદ્ધ છે,
તે શીલધર છે, છે મહાત્મા, લોકમાં ગુણ વિસ્તરે. ૩૬.

**णाणं झाणं जोगो दंसणसुद्धी य वीरियायत्तं ।**
**सम्मत्तदंसणेण य लहंति जिणणासणे बोहिं ॥ ३७ ॥**

દૃગશુદ્ધિ, જ્ઞાન, સમાધિ, ધ્યાન સ્વશક્તિ-આશ્રિત હોય છે,
સમ્યક્ત્વથી જીવો લહે છે [1]બોધિને જિનશાસને. ૩૭.

૧ બોધિ = રત્નત્રયપરિણતિ.

**जिणवयणगहिदसारा विसयविरत्ता तवोधणा धीरा ।**
**सीलसलिलेण ण्हादा ते सिद्धालयसुहं जंति ॥ ३८ ॥**

જિનવચનનો ગ્રહી સાર, વિષયવિરક્ત ધીર તપોધનો,
કરી સ્નાન [1]શીલસલિલથી, સુખ સિદ્ધિનું પામે અહો! ૩૮.

૧. શીલસલિલ = શીલરૂપી જળ.

सव्वगुणखीणकम्मा सुहदुक्खविवज्जिदा मणविसुद्धा ।
पप्फोडियकम्मरया हवंति आराहणापयडा ॥ ३९ ॥

[1]આરાધનાપરિણત સર્વ ગુણથી કરે [2]કૃશ કર્મને,
સુખદુખરહિત [3]મનશુદ્ધ તે ક્ષેપે કરમરૂપ ધૂળને. ૩૯.

૧ આરાધનાપરિણત = આરાધનારૂપે પરિણમેલા પુરુષો.

૨ કૃશ = નબળાં; પાતળાં; ક્ષીણ

૩. મનશુદ્ધ = શુદ્ધ મનવાળા (અર્થાત્ શુદ્ધ પરિણતિવાળા)

अरहंते सुहभत्ती सम्मत्तं दंसणेण सुविसुद्धं ।
सीलं विसयविरागो णाणं पुण केरिसं भणियं ॥ ४० ॥

અર્હંતમાં શુભ ભક્તિ શ્રદ્ધાશુદ્ધિયુત સમ્યક્ત્વ છે,
ને શીલ વિષયવિરાગતા છે; જ્ઞાન બીજું કયું હવે? ૪૦.




| શુદ્ધ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૭૯ | ૯ | શ્રવણ | શ્રમણ |